# દિલ્હી ડાયરી

[૧૦-૯-૪ થી ૩૦-૧-'૪૮ સુધીનાં પ્રાર્થના પછીનાં પ્રવચનો]

મોહનદાસ કરમચંદ ગાંધી

હું જે રોજ બોલું છું, જે પ્રવચન કરું છું, તે પણ પ્રાર્થનાનું જ એક અંગ છે, એક પ્રાર્થના જ છે.

—ગાંધીજી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| ગાંધી–વાઇસરૉય પત્રવ્યવહાર | ૨—૮—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૬—૦ |
| મંગળપ્રભાત | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦—૬—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૬—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧—૪—૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

અનાસક્તિયોગ

અહિંસા

આશ્રમવાસી પ્રત્યે

કેળવણીનો કોયડો

ખરી કેળવણી

ગોસેવા

દ. આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ૧–૨

યરવડાના અનુભવ

# દિલ્હી ડાયરી

[૧૦–૯–'૪૭ થી ૩૦–૧–'૪૮ સુધીનાં પ્રાર્થના પછીનાં પ્રવચનો]

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# અનુક્રમણિકા

# પ્રકાશકનું નિવેદન

૧૯૪૭ની સાલના ઑગસ્ટ માસની પંદરમી તારીખ પહેલાંના અને પછીના અનેક બનાવોથી ભરેલા દિવસોનો ઇતિહાસ આજ ને આજ વર્ણવવાનું કામ કવખતનું ગણાય. આમ છતાં એક વાત બિનતકરાર કહી શકાય કે એ દિવસો દરમિયાન ગાંધીજીએ પોતાની પ્રાર્થનાસભાઓમાં એકઠાં થનારાં શ્રોતાઓની આગળ પ્રાર્થના પૂરી થયા પછી જે પ્રવચનો આપ્યાં હતાં તે હમેશને માટે એ ઇતિહાસનું એક ચિરંજીવ પ્રકરણ રહેશે. ઈશ્વરની પ્રાર્થનાને વિષે અપાર ભક્તિવાળા આ પુરુષના હૃદયમાંથી નીકળેલી એ પ્રવચનોની વાણીથી એ દિવસોમાં ઇતિહાસ ઘડાયો. ખુદ ગાંધીજીએ પોતાના પ્રવચનમાં એક ઠેકાણે કહ્યું છે કે "હું જે રોજ બોલું છું, જે પ્રવચન કરું છું, તે પણ પ્રાર્થનાનું જ એક અંગ છે, એક પ્રાર્થના જ છે." (૩૫૭)

આ પ્રવચનોના સ્વાભાવિક જ ત્રણ ભાગ પડે છે: એક નોઆખાલીના પ્રવાસ દરમિયાન આપેલાંનો, બીજો કલકત્તામાં આપેલાંનો અને ત્રીજો છેલ્લો દિલ્હીમાં ગાંધીજી છેલ્લા રહ્યા તે દિવસો દરમિયાન આપેલાં તેમનો. આ પુસ્તકમાં એ છેલ્લા ભાગનાં પ્રવચનો એકઠાં કરવામાં આવ્યાં છે. બીજા બે ભાગનાં પ્રવચનો પણ જુદા જુદા પુસ્તકમાં બને તેટલી ઉતાવળે એકઠાં કરવાનો અમારો ઇરાદો છે.

આ પુસ્તકમાં એકત્રિત કરવામાં આવેલાં પ્રવચનોને ગાંધીજીનો સ્વતંત્ર હિંદ માટેનો સંદેશો કહી શકાય. એમના મનોરથના હિંદને પ્રત્યક્ષ કરવાના આપણા પ્રયાસોમાં એમની ભાવના હમેશ આપણને બળ આપતી રહો.

અમદાવાદ, ૨૦–૩–'૪૮

# પ્રસ્તાવના

ગાંધીજીએ પોતાના જીવનના છેલ્લા સાડા ચાર માસ દરમિયાન પોતાની પ્રાર્થના સભાઓ આગળ રોજે રોજ પ્રાર્થના પૂરી થયા પછી જે પ્રવચનો આપ્યાં હતાં તે લગભગ સાડાચારસો પાનાંના આ પુસ્તકમાં એકઠાં કરવામાં આવ્યાં છે. આ પુસ્તકનું નામ સૂચવે છે તે મુજબ એ પ્રવચનો સાચે જ ૧૦મી સપ્ટેમ્બર, ૧૯૪૭થી ૩૦મી જાન્યુઆરી, ૧૯૪૮ સુધીના તેમના દિલ્હીના મુકામની રોજનિશી છે. જે બનાવોમાં અનેક જાતની ખુવારી થઇ, પાર વગરની મિલકત બરબાદ થઈ અને ઉપરાંત જીવન જે વસ્તુઓને લીધે જીવવા જેવું લાગે છે એવી નૈતિક તેમ જ આધ્યાત્મિક મૂલ્યની અનેક વસ્તુઓ જે બનાવોમાં નાશ પામી તે બનાવોથી ગાંધીજીને પાર વગરનું દુઃખ થયું હતું. એમણે પોતાના દિલમાં જે ભયંકર વ્યથા અનુભવી તેની આ પુસ્તકમાંથી આપણને કંઈક ઝાંખી થાય છે. વળી, આપણી વચ્ચે ઇન્સાનને છાજે એવાં જીવનનાં ધોરણો વિષે આપણાં હૃદયોને જગાડી તેમને ફરી ચાલુ કરવાને તેમણે માનવીના ગજા બહારની જે મહેનત ઉઠાવી તેનો કંઈક ચિતાર પણ આપણને આ પુસ્તક આપે છે. ગાંધીજીનાં સર્વ લખાણો તેમ જ ભાષણોનું જે સામાન્ય લક્ષણ છે તે મુજબ આ પુસ્તકમાં સંગ્રહાયેલાં પ્રવચનોમાં પણ તેમણે અનેક ક્ષેત્રોમાંના અનેક વિષયોની ચર્ચા કરી છે. પરંતુ આપણી પ્રજાના જુદા જુદા વિભાગોની વચ્ચે અને તેમાંયે વિશેષે કરીને હિંદુઓ, મુસલમાનો અને શીખોની વચ્ચે સુલેહ અને સંપ સ્થાપવાને અંગેનાં તેમનાં વચનો સૌથી વધારે ધ્યાન ખેંચે એવાં અને માર્મિક છે. ગાંધીજીએ જે ધ્યેય પોતાની સામે રાખ્યું હતું તેને સિદ્ધ કરવાને બદલે તેમને પોતાનો જીવ આપવો પડ્યો એ બીના આપણા જીવન પર અને આપણી કાર્યપદ્ધતિ પર એક દુઃખભરેલી ટીકારૂપ છે. કોમી એખલાસ અને

સંપ પોતે ન સ્થાપી શકે તો તેમને જીવવામાં કશો રસ રહ્યો નહોતો એ આ પુસ્તકના વાચનથી સ્પષ્ટ થાય છે. વળી ગઈ ૩૦મી જાન્યુઆરીને દિવસે જે કરુણ ઘટના બની તેની ચેતવણી આપનારા એંધાણ જેવો નિરાશાનો સૂર પણ આ પ્રવચનોમાંથી ઊઠતો આપણને સંભળાય છે. સત્ય અને અહિંસા અનેક અગમ્ય માર્ગોએ કાર્ય કરે છે અને તેથી એવો પૂરો સંભવ છે કે જે ચમત્કાર પોતાના જીવન દરમિયાન ગાંધીજી ન કરી શક્યા તે પોતાના સમર્પણ દ્વારા હવે તેઓ કરી બતાવે. જે સુલેહ અને જે શાંતિને અર્થે ગાંધીજીએ પોતાનું જીવન ખર્ચ્યું અને આખરે પોતાનો જીવ આપ્યો તે સુલેહ અને શાન્તિની આ ભૂમિમાં ફરી સ્થાપના કરવામાં આ પુસ્તક ઉપયોગી થશે એવો મને ચોક્કસ વિશ્વાસ છે.

૧૭–૩–’૪૮ રાજેન્દ્રપ્રસાદ

## ૧

૧૦–૯–'૪૭

### મરેલાંનું નગર

શહેરીઓને ઘરબંધીનું એટલે કે કરફ્યુનું ફરમાન હોવાથી આજની પ્રાર્થનાસભામાં શ્રોતાઓની હાજરી ઓછી હતી છતાં ગાંધીજીએ પોતાનું પ્રવચન આખાયે દિલ્હી શહેરની વસ્તીને સંબોધીને કરતાં કહ્યું કે આજે હું શહાદરા રેલવે સ્ટેશને ઊતર્યો ત્યારે સરદાર પટેલ, રાજકુમારી અમૃતકોર અને બીજાંઓ મને લેવા આવ્યાં હતાં તેમને હું મળ્યો. પરંતુ આ વખતે સરદારના મુખ પર ફરકતું હમેશનું સ્મિત નહોતું કે ન તો તેમના મોઢામાંથી હમેશની જેમ પ્રસંગને બરાબર અનુરૂપ એવી મજાકો સાંભળવાની મળી. ગાડીમાંથી ઊતરતાં પોલીસદળનાં ને જનતાનાં જે માણસો મારા જોવામાં આવ્યાં તે સૌના મોઢા પર પણ આજુબાજુ જોવામાં આવતી ગમગીનીની છાયા ફરી વળેલી નજરે પડતી હતી. તો શું તમારું આ લહેરી દિલ્હી શહેર મરેલાંઓનું નગર બની ગયું છે? આ ઉપરાંત બીજી પણ એક નવાઈ મારે માટે તૈયાર હતી. જ્યાં રહેવામાં મને આનંદ આવે છે તે ભંગીવાસમાં નહીં પણ આલીશાન બિરલા હાઉસમાં મને આ વખતે મુકામ આપવામાં આવ્યો હતો. આ ફેરફારનું કારણ જાણીને મને દુઃખ થયું છતાં આગળ ઘણી વાર જે ઘરમાં મારું ઊતરવાનું થયેલું ત્યાં ફરી એક વાર જવાનું મળવાથી હું રાજી પણ થયો. વળી હું મારાં વાલ્મીકિ ભાઈબહેનો સાથે રહું કે બિરલા હાઉસમાં ઊતરું તોયે મારી મહેમાનગતી તો બિરલા બ્રધર્સની પેઢી તરફથી જ થાય છે. એકધારી ચીવટથી તેમનાં માણસો ભંગીવાસમાં પણ મારી સંભાળ રાખે છે. મારા ઉતારામાં થયેલો ફેરફાર સરદારે કર્યો નથી. વાલ્મીકિ કૉલોનીમાં મારી સલામતીને વિષે ફિકર કરે એવા એ નબળા મનના નથી.

ભંગીઓની વચ્ચે રહેવાથી મને અત્યંત આનંદ થતો હતો છતાં મારી ખરભરાને માટે રચવામાં આવતી દિલ્હીની સમિતિના વાંકને લીધે જે ઘરોમાં ભંગી સ્ત્રીપુરુષો ને બાળકો ખડકાય છે તેમાં ખરેખર રહેવાનું મને મળતું નહોતું.

## નિરાશ્રિતોનો સવાલ

નિરાશ્રિતોની ગરજ મારા કરતાં અનેકગણી વધારે છે તેથી તેમને મને અસલ જે ભાગમાં આપવામાં આવતો ત્યાં ઉતારો આપવામાં આવ્યો છે એ આ વખતે મારા મુકામની જગામાં થયેલા ફેરફારનું કારણ છે. પરંતુ વિચાર કરો કે નિરાશ્રિતોનો અને તેમને માટે મુકામ શોધવાનો સવાલ ઊભો થાય એ જ એક રાષ્ટ્ર તરીકે આપણને શરમાવનારી બીના નથી? કાયદે આઝમ મહમદઅલી ઝીણા, લિયાકતસાહેબ ને બીજા પાકિસ્તાની આગેવાનોએ તેમ જ પંડિત નેહરુ ને સરદાર પટેલે જાહેર કર્યું છે કે પોતપોતાની હકૂમતમાં લઘુમતી કોમોની પણ વધુમતી કોમોની લેવામાં આવશે તેવી જ સંભાળ લેવામાં આવશે. તો શું બંને હકૂમતોએ બહારની દુનિયાને સારું દેખાડવાને જ આવી મીઠી મીઠી વાતો કરી છે? કે પછી આપણે જે બોલીએ છીએ તે બોલ આપણે પાળવા છે અને તેમના પાલનમાં જરૂર પડે તો જિંદગી કુરબાન કરવી છે એવું સમજીને આપણે એ વાતો કરી છે? તો હિંદુઓ ને શીખો તેમ જ મગરૂર આમિલો ને ભાઈબંધોને પોતાનું વતન પાકિસ્તાન છોડી બહાર શા સારુ જવું પડે? ક્વેટામાં, નવાબશાહ જિલ્લામાં ને કરાંચીમાં શું બન્યું છે? પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવનારા લોકોને મોઢે જે દર્દભરી કહાણીઓ સાંભળવાની મળે છે અને છાપાંઓમાં જે વાતો વાંચવાની મળે છે તે સાચે જ હૃદયને ચીરી નાખે છે. આ તો ગુંડાઓની કરણી છે એમ બન્ને પક્ષો અથવા હકૂમતો બારાં શોધે તે કેમ ચાલે? બન્ને સંસ્થાનોમાં જે લોકો વસે છે તેમનાં કામોની પૂરી જવાબદારી પોતપોતાને માથે લેવાને બન્ને હકૂમતો બંધાયેલી છે. "એ બન્નેએ આ આમ બન્યું ને આ તેમ બન્યું એવા બચાવ કે દલીલ કરવાની ન હોય, પોતપોતાની ફરજ અદા કરવાની હોય ને તેમ

કરતાં ખપી જવાનું હોય." હવે આપણે સામ્રાજ્યશાહીના ફ્રુચડી નાખનારા બોજની નીચે ફાવે તેમ કાર્ય નથી કરતા. પરંતુ એનો અર્થ એવો ખસૂસ નથી કે દુનિયાની સામે ટટાર ખડા રહેવું હોય તો આપણે કાયદાના અમલને નેવે મૂકીએ. શું યુનિયન સરકારના પ્રધાનો પોતાની નાદારી જાહેર કરી દુનિયાની આગળ નફ્ટ બનીને એમ કહેશે કે દિલ્હીના વતનીઓ અથવા ત્યાં આવીને વસેલા નિરાશ્રિતો રાજીખુશીથી ને હોંસથી કાયદાનો અમલ સ્વીકારવા માગતા નથી? હું ઇચ્છું છું કે લોકોને પોતાના પાગલપણામાંથી ઉગારવાની કોશિશમાં હારી જવાને બદલે સરકારના પ્રધાનો તૂટી જાય. મારો અવાજ બહુ નબળો ને ધીમો છે. છતાં દિલ્હીમાં ફરીને મેં જે જોયું તેનું બયાન હું તમને આપું. દિલ્હી આજે મરેલાંઓની નગરી જેવું દેખાય છે. હું જે ઘરમાં ઊતર્યો છું તેની જ વાત કરું. તેમાંયે આજે શાકભાજી કે ફળ જોવાનાં મળતાં નથી! થોડા મુસલમાનોએ મશીનગનમાંથી અથવા બીજી રીતે ગોળીઓ છોડી તેથી સબ્જીમંડીમાં શાકભાજી મળતાં અટકી જાય એ કેવી શરમની વાત કહેવાય? દિલ્હીમાં ફરતાં ફરતાં મારે કાને ફરિયાદો આવી કે નિરાશ્રિતોને અનાજ મળતું નથી. તેમને જે આપવામાં આવે છે તે ખાવા જેવું નથી. આમાં રાજવહીવટનો બંદોબસ્ત કરનારા લોકોનો જેટલો વાંક હશે તેટલો જ નિરાશ્રિતોનો પોતાનો પણ છે. કેમ કે તેમણે સરકારની જરૂરી પ્રવૃત્તિઓમાં પણ રુકાવટ કરી છે, બલકે સરકારના તંત્રને ચાલતું અટકાવી દીધું છે. આથી ખુદ નિરાશ્રિતોને જ નુકસાન થાય છે એ તેમને કેમ નથી સમજાતું? તેમની બધી વાજબી ફરિયાદોની દાદ સરકાર મેળવી આપશે એવો ભરોસો રાખી એ લોકો કાયદાના અમલને વશ રહીને ચાલે તો હું જાણું છું ને તેમણે પણ જાણવું જોઈએ કે એમની ઘણીખરી મુશ્કેલીઓ દૂર થઈ જશે.

બાદશાહ હુમાયુની કબર પાસે આવેલી મેગો લોકોની નિરાશ્રિત છાવણીમાં પણ હું જઈ આવ્યો. એ લોકોએ મને કહ્યું કે અમને ભરતપુર ને અલવરનાં રાજ્યોમાંથી હાંકી કાઢવામાં આવ્યાં છે. મને એમ પણ જણાવવામાં આવ્યું કે મુસ્લિમ મિત્રો મોકલે છે તે સિવાય

ખોરાકની બીજી ચીજો તેમને મળતી નથી. હું જાણું છું કે આ મેયો કોમ જરા જરામાં ઉશ્કેરાઈ જાય તેવી અને બખેડો કરે એવી છે. એ લોકોની મરજી હોય તો જુદી વાત છે નહીં તો તેમને પાકિસ્તાનમાં રવાના કરવા એ નહીં પણ તેમની નબળાઈઓનો બીજી બીમારીઓનો જેમ ઇલાજ કરીએ તેમ કરી તેમને આપણાં જેવાં જ માણસો અથવા આપણાં ભાંડુઓ ગણવાં એ જ તેમની સાથે કામ લેવાનો સાચો ઇલાજ છે.

વળી, જામિયા મિલિયા, જેના ઘડતરમાં મેં મહત્ત્વનો ફાળો આપ્યો છે ત્યાં પણ હું જઈ આવ્યો. સંસ્થાનું સંચાલન કરનારા ડૉ. ઝાકીર હુસેન મારા પ્રિય મિત્ર છે. ડૉક્ટરસાહેબે દિલમાં કડવાશ રાખ્યા વિના પરંતુ સાચે જ દિલગીરી સાથે પોતાને વીતેલાં વીતકોની વાતો મને સંભળાવી. તેમણે મને કહ્યું કે થોડા વખત પર મારે જાલંદર શહેરમાં જવાનું થયું હતું. ત્યાં કેવળ મુસલમાન હોવાના ગુનાને કારણે રોષે ભરાયેલા શીખોએ મારી કતલ કરી હોત પણ એક શીખ લશ્કરી અમલદાર અને એક હિંદુ રેલવે નોકરની સહાયથી હું બચી ગયો. એ બન્નેએ મને જે સહાય કરીને મારી જે સેવા કરી તે અનુભવનું વર્ણન કરતાં મારા દિલમાં તેમના તરફ આભારની લાગણી ઊભરાય છે. વિચાર કરો કે ડૉ. ઝાકીર હુસેનની સંસ્થા જેમાં અનેક હિંદુઓએ તાલીમ લીધી છે તેને પણ રોષે ભરાયેલા નિરાશ્રિતો અને તેમના સાગરીતો છોડવા માગતા નથી એવો ડર ઊભો થયો છે. જામિયાના વિસ્તારમાં આશરે એક સો નિરાશ્રિતો-નો જેમ તેમ બંદોબસ્ત કરવામાં આવ્યો છે એ પણ મેં જોયું. એ નિરાશ્રિતોનાં વીતકોની ગમગીનીભરેલી વાતો સાંભળતાં હું શરમમાં ડૂબી ગયો. ત્યાર બાદ હું દીવાન હૉલની નિરાશ્રિતોની છાવણીમાં, વેવેલ કૅન્ટિન કૅમ્પની છાવણીમાં અને કિંગ્ઝ વેની છાવણીમાં પણ જઈ આવ્યો. ત્યાં મને હિન્દુ ને શીખ નિરાશ્રિતોનો ભેટો થયો. એ બધા પંજાબની મેં ભૂતકાળમાં બજાવેલી સેવાઓને તો ભૂલી ગયા નહોતા પણ એ બધી છાવણીઓમાં મારા પર રોષે ભરાયેલા ભાઈઓ મારા જોવામાં આવ્યા. અલબત્ત, તેમના રોષને

દરગુજર કરવાનું અથવા સમજવાનું મુશ્કેલ નથી. તેમણે મને કહ્યું કે તમને હિંદુઓને વિષે જરા દયા નથી ને તેમના તરફ તમારું દિલ કઠોર થઈ ગયું છે. પણ એમણે જે વેઠ્યું છે તે તમે ક્યાં વેઠ્યું છે? એમનાં પ્રિયજનો એમણે ગુમાવ્યાં; તમે થોડાં જ તમારાં ગુમાવ્યાં છે? અને એમની માફક તમે થોડા જ ઘરબાર ને પૈસા વિના રઝળતા થઈ ગયા છો? હિન્દની રાજધાની દિલ્હીમાં ફરી પાછો શાંત સરળ જીવનવહેવાર ચાલુ કરવામાં સરકારને થાય તેવી સહાય કરવાને હું અહીં રોકાયો છું એટલું કહેવાથી એ બધા ભાઈઓને હું શું આશ્વાસન આપી શકતો હતો? તેમનાં મરી ગયેલાં સગાંવહાલાંને તો મારાથી થોડાં જ તેમને પાછાં લાવી અપાશે? પરંતુ મનુષ્ય ને મનુષ્યેતર સર્વ પ્રાણીઓને તેમના સરજનહારે મરણ આપી એક મોટી રહેમ કરી છે. સવાલ અથવા ફેર ફક્ત માણસને કેમ ને કયે વખતે મરવું પડે છે એટલો જ છે. તેથી, યોગ્ય રીતે જીવન વિતાવવું એ જ માણસને માટે સાચો અથવા ધર્મનો રસ્તો છે કેમ કે એ રીતે જીવન ને મરણ બન્ને સહી શકાય એવાં જ નહીં બલકે સુંદર બને છે.

## સાચો શીખ

ત્યાં જ એક શીખ મિત્ર પણ મને મળી ગયા. તેમણે મને કહ્યું કે હું શીખ જન્મ્યો છું છતાં ગ્રંથ સાહેબની દૃષ્ટિથી સાચો શીખ છું એવો દાવો કરી શકતો નથી. મેં એમને સામો સવાલ કર્યો કે એવો દાવો કરી શકે એવો કોઈ શીખ તમે જોયો છે? એમણે જવાબ આપ્યો કે એવા કોઈનો મને ખ્યાલ નથી. એટલે પછી આસ્તેથી મેં તેમની આગળ મારો દાવો મૂક્યો. મેં તેમને કહ્યું કે ગ્રંથ સાહેબની નજરે એક સાચા શીખ તરીકે જીવન ગાળવાની કોશિશ કરવાનો મારો દાવો છે. એક જમાનામાં નાનકાના સાહેબમાં શીખોએ મને પોતાના સાચા મિત્ર તરીકે સ્વીકાર્યો હતો. ગુરુ નાનકે હિંદુ ને મુસલમાન વચ્ચે ભેદ કર્યો નથી. તેમને મન તો આખી માનવજાત એક જ કુટુંબ હતું. મારો સનાતન હિંદુ ધર્મ પણ એવો જ છે અને હું સાચા સનાતન હિંદુ ધર્મને અનુસરું છું તેથી જ સાચો

મુસ્લિમ હોવાનો પણ દાવો કરું છું. રાત ને દિવસ ખુદા એક છે અને તે જ સર્વની રક્ષા કરવાને સમર્થ છે એવી મુસલમાનોની બંદગીનો હું જાપ કરું છું.

છેવટમાં મેં નિરાશ્રિતોને કહ્યું કે સચ્ચાઈથી ને નીડરતાથી જીવો અને છતાં કોઈને વિષેયે મનમાં ઈર્ષા કે દ્વેષ ન રાખો. ક્ષણિક આવેશના ક્રોધના પાગલપણામાં ઉતાવળે અવિચારી કામ કરી બેસી મોંઘું મૂલ આપીને મેળવેલા આઝાદીના મીઠા ફળને ફેંકી ન દેશો.

## ૨

૧૨–૯–'૪૭

### સરહદ પ્રાંતથી મળેલા સમાચાર

આજે સાંજે પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે સરહદના પ્રાંતમાંથી બેચેન કરી મૂકે એવા જે સમાચાર આવે છે તે જાણીને મને અત્યંત દિલગીરી થઈ છે. એ પ્રાંતનો મને બરાબર પરિચય છે. અઠવાડિયાંનાં અઠવાડિયાં મેં એ પ્રાંતમાં પ્રવાસ કર્યો છે અને ખાન ભાઈઓના ઘરમાં હું નિશ્ચિંતપણે પૂરી સલામતીથી રહ્યો છું. તેથી સરહદ પ્રાંતની સરકારના એક માજી પ્રધાન શ્રી ગિરધારીલાલ પુરી તરફથી મોકલવામાં આવેલો એક તાર મને આજે દિવસ દરમિયાન બતાવવામાં આવ્યો તે જોઈને મને અત્યંત દુઃખ થયું. શ્રી ગિરધારીલાલ અને તેમનાં પત્ની બંને સરસ કામ કરનારાં છે. તેઓ તારમાં જણાવે છે કે અમને તરત જ અહીંથી છોડાવો. આવા સમાચાર સાંભળીને હું શરમમાં ડૂબી જાઉં છું. અને મને લાગે છે કે આજે હકૂમત ચલાવતી સરકાર અને કાયદે આઝમની ફરજ છે કે સરહદ પ્રાંતમાં હિંદુ ને શીખોને મુસ્લિમોના જેટલી જ સલામતી મળે એવો બંદોબસ્ત કરે.

### ક્રોધ એક જાતનો ઉન્માદ

આમ સરહદ પ્રાંતમાં જે બનાવો બની રહ્યા છે તે છતાં મારે તમારા અહીં એકઠા મળેલા સૌ શ્રોતાઓના મન પર ઠસાવવું છે કે

એ બનાવોના સમાચાર જાણી ક્રોધ કરવાથી કશો દહાડો વળવાનો નથી. ક્રોધમાંથી વેરની વૃત્તિ પેદા થાય છે અને એ વૃત્તિ જ અહીં દિલ્હીમાં તેમ જ બીજાં સ્થળો પર બની રહેલા ભયાનક બનાવોને માટે જવાબદાર છે. દિલ્હીમાં પોતાના બાંધવો પર ગુજરેલા બનાવોનું વેર લેવાથી મુસલમાનોને અને સરહદ પ્રાંતમાં તેમ જ પશ્ચિમ પંજાબમાં પોતાના ધર્મબાંધવો પર ગુજારવામાં આવેલા નિર્દય અત્યાચારોનું વેર લેવાની વૃત્તિ રાખવાથી હિંદુઓ તેમ જ શીખોને શો લાભ થવાનો છે? એક વ્યક્તિ અથવા વ્યક્તિઓનો એક સમુદાય પાગલ બને તેથી શું બીજા બધા જ લોકોએ પાગલ બનવું ને તેના જેવા થવું? હિંદુઓ ને શીખોને હું સાવધ કરવા માગું છું કે કતલ કરવાથી, લૂંટ કરવાથી અને આગ મૂકીને સામાની મિલકતોનો નાશ કરવાથી તમે તમારા ધર્મનો નાશ વહોરી લેશો. મેં ધર્મોનો કંઇક અભ્યાસ કર્યો છે અને તે દાવે હું કહું છું કે કોઈ ધર્મ માણસને ક્રોધના અગર એવા જ બીજા પાગલપણાને વશ થવાનું શીખવતો નથી. ઇસ્લામ પણ આમાં અપવાદરૂપ નથી. તેથી મારી તમને સૌને આજીજી છે કે તમારાં પાગલપણાનાં કામો એકદમ બંધ કરો. આપણી ભાવી પેઢીને એમ કહેવાનો વારો ન આવે કે અમારા વડવાઓ આઝાદીની મીઠી રોટી પચાવી ન શક્યા તેથી તેમણે તે બરબાદ કરી! યાદ રાખો કે તમે આ પાગલપણું બંધ નહીં કરો તો દુનિયાની નજરમાં તમારું નામ ધૂળમાં રગદોળાશે.

## ભૂતકાળ ભૂલી જાઓ

આજે હું દિલ્હીની જુમ્મા મસ્જિદે જઈ આવ્યો. દુનિયામાં એનો જોટો નથી. ત્યાં ભારે દુઃખમાં આવી પડેલાં મુસલમાન સ્ત્રી-પુરુષોને એકત્ર થયેલાં જોઈને મને ઊંડું દુઃખ થયું. આખરે મરણ તો સૌને આવે જ છે એમ કહીને એ આફતમાં સપડાયેલાં ભાઈ-બહેનોને મેં દિલાસો આપવાનો પ્રયાસ કર્યો. કોઈનાયે મરણને માટે રડવાનો કશો અર્થ નથી, એથી કંઈ ફાયદો નથી. રડવાથી મરેલાં પ્રિયજનો પાછાં આવવાનાં નથી. આ મહાન દેશને ભૂંડા ભાવીમાંથી

ઉગારી લેવાની આપણી સૌની ફરજ છે. રોજ કેટલાયે મુસલમાન મિત્રો મને મળવાને આવે છે. હું તેમને સલાહ આપું છું કે તમે બધા નિખાલસપણે તમારી સ્થિતિની પૂરી ચોખવટ કરો. દિલ્હીમાં અગર હિંદના કોઈ પણ ભાગમાં મુસલમાનોની જિંદગી આફતમાં હોય એ મોટી દિલગીરીની વાત છે. એના જેવી કરુણ ઘટના બીજી નથી. લાંબી જિંદગીમાં જાતજાતના અનેક અનુભવોમાંથી પસાર થયેલા આ બુઢ્ઢાની વાત કાને ધરવાને હું તમને સૌને આજીજી કરું છું. મારી ચોક્કસ ખાતરી થઈ છે કે બૂરા સામે તેવું જ બૂરું કરવાથી કશો ફાયદો નથી. વળી ભલાઈના બદલામાં ભલાઈ કરવામાં ખાસ કશું પુણ્ય નથી. સાચો રસ્તો બૂરાઈના બદલામાં સામી ભલાઈ કરવાનો છે. ઘણા મુસલમાન મિત્રો મદદ કરવાને તત્પર છે પણ આજે દિલ્હીમાં તેમની પાસેથી પ્રત્યક્ષ કામ લેવાનું અશક્ય થઈ પડ્યું છે. તેથી મારી તમને સૌ શીખ, હિંદુ ને મુસલમાનોને ઊંડા અંતરની અપીલ છે કે ભૂતકાળને ભૂલી જાઓ, તમને જે કંઈ વીત્યું છે તેને મનમાં ઘોળ્યા ન કરો, ભાઈબંધીનો હાથ પરસ્પર લંબાવો ને એકબીજાની સાથે સુલેહસંપથી રહો. હિંદી રાજ્યસંઘના વતની થવામાં મુસલમાનોએ ગૌરવ લઈ તેના ત્રિરંગી ઝંડાને માન આપવું જોઈએ. તમે મુસ્લિમો તમારા ધર્મને વફાદાર હો તો કોઈ હિંદુ તમારો દુશ્મન ન હોય. એ જ રીતે હિંદુઓ ને શીખોએ સુલેહને ચાહનારા મુસ્લિમોને પોતાની વચ્ચે આવકાર આપવો જોઈએ. મને ખબર મળી છે કે અહીંના મુસલમાનો પાસે હથિયારો છે. તેમણે એ બધાં સરકારને હવાલે કરી દેવાં જોઈએ અને અહીંની સરકારે તેમની સામે કોઈ જાતનાં પગલાં ન લેવાં જોઈએ. હિંદુ ને શીખ પણ એમ જ કરે. વળી મને ખબર મળી છે કે પશ્ચિમ પંજાબની સરકાર મુસલમાનોને હથિયારોથી સજ્જ કરે છે. એ વાત સાચી હોય તો એ તદ્દન ખોટું છે ને લાંબે ગાળે એમાંથી તેમનો જ વિનાશ થશે. એટલે એવું થતું તરત અટકવું જોઈએ. કોઈ પણ સ્થળે કોઈનીયે પાસે પરવાના વિના હથિયારો ન હોય.

મારી સૌને અરજ છે કે દિલ્હીમાં ઝપાટાબંધ સુલેહ સ્થાપવાના કામમાં તમે સૌ મદદ કરો, જેથી હું તરત જ પૂર્વ ને પશ્ચિમ પંજાબ

જવાને નીકળી શકું. મારું કાર્ય એક જ છે અને સૌ કોઈને માટે મારો સંદેશો પણ એક જ છે. તમારે વિષે એમ કહેવાઓ કે દિલ્હીના વતનીઓ થોડા સમયને માટે પાગલ બન્યા હતા ખરા, પણ હવે તેમનામાં શાણપણ આવ્યું છે. તમારા વડા પ્રધાન અને નાયબ વડા પ્રધાન ફરી ઊંચું માથું લઈને ફરી શકે એવી સ્થિતિ પેદા કરો. આજે તેમનાં શિર શરમ ને ગમગીનીથી ઝૂકી પડ્યાં છે. તમારી પાસે અમૂલ્ય વારસો છે. તમે સૌ યાદ રાખો કે એ તમારો સૌનો સહિયારો વારસો છે. તમારા સૌની તેને સાચવી નિષ્કલંક રાખવાની ફરજ છે.

## રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ

છેવટમાં આજે મારે તમારી આગળ મારે અને ડૉ. દીનશા મહેતાને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના ગુરુજી સાથે મુલાકાત થઈ તેની વાત કરવાની છે. મેં તેમને કહ્યું કે મને એવી ખબર આપવામાં આવી છે કે તમારી સંસ્થાના હાથ પણ લોહીથી ખરડાયેલા છે. ગુરુજીએ મને ખાતરી આપી કે એ વાત સાચી નથી. અમારી સંસ્થા કોઈની દુશ્મન નથી. મુસલમાનોની કતલ કરવાની અમારા ધ્યેયમાં કોઈ પ્રકારની વાત નથી. અમારી સંસ્થા પોતાની સર્વ શક્તિ ખરચીને હિંદુ ધર્મનું રક્ષણ કરવાનો ઇરાદો રાખે છે. એ જ એક એનું ધ્યેય છે. અમારી સંસ્થા સુલેહ શાંતિ ઇચ્છે છે અને અમારા આ વિચારો તમે જાહેર કરો એવી મારી તમને વિનંતિ છે.

## ૩

૧૨-૯-'૪૭

### સરકાર પર ભરોસો રાખો

પોતાનું પ્રાર્થના બાદનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે મને ૧૯૧૫ની સાલમાં આચાર્ય રુદ્રને ત્યાં હું અહીં દિલ્હીમાં રહેલો તે દિવસો યાદ આવે છે. તેઓ જેવા ચુસ્ત ખ્રિસ્તી હતા તેવા જ ભારત માતાના પુત્ર હતા. પોતાની નજરમાં હિંદુ, મુસલમાન ને બીજા સર્વ હિંદીઓને સરખા માનનારા, સૌની તરફ સરખી લાગણી રાખનારા ને સૌને સરખી રીતે ચાહનારા હકીમસાહેબ અને ડૉ. અનસારીની સાથે આચાર્ય રુદ્રે જ મારો પરિચય કરાવ્યો હતો. હકીમ અજમલખાન હજારો હિંદુઓની મફત દવા કરતા તેની મને માહિતી છે. તેઓ બેશક આખીયે દિલ્હીના પ્યારા સરદાર હતા. તો શું એવા માણસોને આપણે હવે નાલાયક માનવા માંડીશું? હિંદુ ને શીખના ડરનાં માર્યાં ડૉ. અનસારીની દીકરી ઝોહરા ને તેમના જમાઈ ડૉ. શૌકતુલ્લાખાનને પોતાનું ઘર છોડી એક હોટેલમાં જઈને રહેવું પડ્યું એ દિલ્હીને માટે કંઈ ઓછી શરમની વાત છે? જે મુસ્લિમ કોમમાં આવા પુરુષો થયા છે તે કોમનાં માણસો પૂરી સલામતીથી હિંદી રાજ્યસંઘમાં ન રહી શકે તો મારે કબૂલ કરવું જોઈએ કે મને જીવવામાં કશો રસ નહીં રહે. મને કહેવામાં આવે છે કે આ બધાયે મુસલમાનો હિંદમાં દગાખોર પાંચમી કતારિયા છે. આવું તળિયાઝાટક વિધાન માની લેવાનો હું ઇન્કાર કરું છું. હિંદી સંઘમાં સાડાચાર કરોડ મુસલમાનો વસે છે. મને જણાવવામાં આવે છે તેવા એ એકેએક દગાબાજ હોય તો તે બધા મળીને હિંદમાં ઇસ્લામનો વિનાશ કરી રહ્યા છે એમ ખાતરીથી માનજો. કાયદે આઝમે હિંદના મુસલમાનોને કહ્યું છે કે તમે તમારી હકૂમતને વફાદાર રહેજો. દગાબાજ પ્રજાજનો સાથે સરકાર યોગ્ય રીતે કામ લેશે એટલી પ્રજાએ ખાતરી રાખવી.

લોકોએ કાયદાના અમલનું કામ સરકારને ઊંચે મૂકીને પોતાના હાથમાં લેવાનું ન હોય.

## ઈશ્વર સૌનો આધાર છે

આજે હું પુરાણા કિલ્લાની એક જ નિરાશ્રિતોની છાવણીની મુલાકાત લઈ શક્યો. તેમાં ઘણા મુસ્લિમ નિરાશ્રિતો એકઠા થયા છે. ટોળાં વચ્ચે થઈને મારી મોટર પસાર થતી હતી તે દરમિયાન પણ નિરાશ્રિતો ત્યાં આવતા દેખાતા હતા. ટોળું ઘણું મોટું હતું અને છાવણીના વડા ગેરહાજર હતા તે છતાં નિરાશ્રિતોને આશ્વાસન આપવાને તેમને બે શબ્દો કહેવાનો મેં આગ્રહ રાખ્યો. મુસલમાન કાર્યકર્તાઓએ સૌને બેસી જઈ મારા બોલ ધીરજ તેમ જ શાન્તિ રાખીને સાંભળવાની વિનંતી કરી. એટલે કોર પર થોડાં માણસો ઊભાં રહ્યાં હતાં તેમને બાદ કરતાં બાકીનાં સૌ જમીન પર બેસી ગયાં. તેમના ચહેરાઓ પર ગુસ્સાની લાગણી વરતાતી હતી. તેમનામાંના જે વારંવાર બૂમો પાડવા માગતા હતા તેમને મુસ્લિમ સ્વયંસેવકોએ સમજાવીને શાન્ત પાડ્યા. મારે ઝાઝું કશું કહેવાનું નહોતું. મારા કમજોર અવાજમાં જે બેચાર વાક્ય હું દીવાન ચમનલાલના ખભા પર ટેકો લઈને બોલ્યો તે શ્રોતાઓને પોતાના બુલંદ અવાજથી ફરીથી કહી જવાને મેં તેમને જણાવ્યું. મેં તે સૌને કહ્યું કે તમે સૌ સ્વસ્થ થાઓ ને ગુસ્સો રાખવાનું છોડો. ગમે તેવા ઊંચા દરજ્જાનો હોય તોયે માણસ નહીં પણ ઈશ્વર જ સૌનો આધાર છે. માણસે જે બગાડ્યું છે તે ઈશ્વર સમારી દેશે. બંને કોમોનાં ઘણાં માણસો પાગલ બન્યાં તે પહેલાં દિલ્હીમાં જે શાન્તિ હતી તેવી ફરી ચાલુ નહીં થાય ત્યાં સુધી હું જંપવાનો નથી એવું મારું તમને સૌને વચન છે.

## બંને રાજ્યોની ફરજ

આજે દિવસ દરમિયાન મારે ઘણા મુસ્લિમ તેમ જ હિંદુ મિત્રોની મુલાકાત થઈ. શું હિંદુ કે શું મુસલમાન, બંને કોમના લોકો મારી આગળ એક જ જાતનાં વીતકોની ગમગીનીભરેલી વાતો કરતા

હતા. હું સૌનો સરખી રીતે સેવક હોવાનો દાવો રાખું છું. તેથી મેં બંને કોમના મુલાકાતીઓને કહ્યું ને તમને સૌને પણ કહું છું કે વસ્તીનું સામુદાયિક સ્થળાંતર કરવાની વાત એક મોટો ફાંસો છે ને તેમાં આખરે સૌનું મોત છે એવું તમે સૌ મળીને નક્કી કરો એમ હું ઇચ્છું છું. એમાંથી પારાવાર વિટંબણાઓ સિવાય બીજું કશું નીપજવાનું નથી. આજના સવાલનો સાચો ઉકેલ બંને કોમનાં માણસો પોતપોતાનાં અસલ વતનમાં ભાઈચારો ને દોસ્તી રાખીને રહે એમાં જ રહેલો છે. આજે બંને વચ્ચે ફેલાયેલી બેદિલીને કાયમના વેરમાં અથવા દુશ્મનાવટમાં પલટી નાખવામાં નર્યું ગાંડપણ છે. બંને સંસ્થાનોની હકૂમતોની પોતપોતાના પ્રદેશોમાં વસતી લઘુમતી કોમોને પૂરેપૂરી સલામતીની બાંયધરી આપવાની ચોખ્ખી ફરજ છે. જરૂર પડે તો બંને હકૂમતવાળા સાથે બેસીને આ સવાલની પૂરી છણાવટ કરે અથવા જરૂર પડે તો એ સવાલ પર લડી લે ને દુનિયાની નજરમાં હાંસીપાત્ર ઠરે.

આ રીતે વિચાર કરતો હોવાથી પોતાનાં ઘરબાર છોડીને હિંદી રાજ્યમાંથી ભાગી નીકળનારા મુસલમાનોને માટે ફાળો આપવાને કાયદે આઝમ ઝીણાએ કરેલી લાગણીભરેલી અપીલોમાં તેમણે પાકિસ્તાનમાં મુસલમાનોએ કરેલાં કુકર્મોનો જરા સરખો ઇશારો નથી કર્યો એ મને મોટી ખામી દેખાય છે. બંને રાજ્યની હકૂમતો પોતપોતાની વધુમતી કોમની વસ્તીની બૂરી કરણીનો હિંમતથી નિખાલસ એકરાર કરે એવી મારી તે બંનેને ઊંડા અંતરની અપીલ છે.

### આસફઅલી સાહેબ

છેવટમાં આપણા અમેરિકાના એલચી આસફઅલી સાહેબની સામે જે તરેહતરેહની ગુલબાંગો ફેલાવવામાં આવે છે તે વિષે મારે બે વાત કહેવી છે. હું જ્યારથી એમને ઓળખું છું ત્યારના એઓ ચુસ્ત કૉંગ્રેસી છે. પાછલાં કેટલાંયે વરસ સુધી કૉંગ્રેસના પ્રમુખપદને શોભાવનારા મૌલાના સાહેબના તેઓ જેવા મિત્ર છે તેવા જ મરહૂમ હકીમસાહેબના ને મરહૂમ ડૉ. અનસારીના પણ તેઓ મિત્ર હતા.

તેઓ હમેશ ચુસ્ત રાષ્ટ્રવાદી રહ્યા છે. મને ચોક્કસ માહિતી છે કે આસફઅલીસાહેબને અમેરિકાથી પાછા બોલાવવામાં આવ્યા નથી પરંતુ વડા પ્રધાનની સાથે ઘણા મહત્ત્વના સવાલો વિષે મસલત કરવાને તેઓ અહીં આવ્યા છે. દરેક હિંદુ અને શીખ સાથે આવા મુસલમાનો સ્વસ્થતાથી ન રહી શકે એ સાચે જ મોટી શરમની વાત છે. હિંદુ, શીખ ને મુસલમાન સૌના રાજ્યની જે રાજધાની છે તે દિલ્હીમાં એક પણ મુસ્લિમને પોતાની બિનસલામતી લાગે એ ઘણું ખોટું છે.

## ૪

૧૪–૯–'૪૭

### આપણી અધોગતિ

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે ઈદગાહમાંની અને તેની સામે આવેલી એમ બે નિરાશ્રિતોની છાવણીઓમાં આજે હું જઈ આવ્યો. એમાંના એકે મુસલમાનના મોઢા પર ગુસ્સાની લાગણી નહોતી. એ સૌ ગરીબ લાગતા હતા. તેમાંના એક ડોસાના શરીરમાં તો કેવળ હાડકાં ને ચામડાં દેખાતાં હતાં ને તેની એકેએક પાંસળી ગણી શકાતી હતી. એના શરીર પર ઠેર ઠેર છરાના ઘા કરવામાં આવ્યા હતા. તેની પાસે એવી જ ઈજા પામેલી એક ઓરત હતી. પેલા ડોસાના જેટલી એ ઘરડી નહોતી પણ તેનું શરીર છેક ખખડી ગયેલું હતું. એ બંનેને જોઈને હું શરમમાં ડૂબી ગયો ને તેમની સામે જોઈ ન શક્યો. મારે માટે ગમે તે ધર્મનાં હોય તોયે સૌ સ્ત્રીઓ ને પુરુષો સરખાં છે.

### નિરાશ્રિતોની છાવણીઓની સફાઈ

તે પછી મેં જોયું કે એ છાવણીઓમાં ગંદકીનો પાર નથી. ઈદગાહનું તળાવ સુકાઈ ગયેલું હોવાથી તેમાં પાણીનો છાંટો નહોતો. નિરાશ્રિતો પાણી ક્યાંથી લાવે છે તેની તપાસ મેં ન કરી. છાવણીમાં રહેતાં માણસો ગમે ત્યાં ગમે તેમ ઝાડોપેશાબ કરતાં હતાં. હું

છાવણીનો ઉપરી હોઉં ને છાવણીનો બંદોબસ્ત રાખનારાં પોલીસ ને લશ્કરનાં માણસો મારા તાબામાં હોય તો જાતે પહેલો પાવડો ને કોદાળી ઉપાડું, પોલીસ અને લશ્કરવાળાને તેવું કરવાને કહું અને પછી છાવણીઓમાં પૂરેપૂરી સફાઈ તેમ જ તંદુરસ્તીની સ્થિતિ રહે તેટલા ખાતર છાવણીમાં એકઠાં થયેલાં નિરાશ્રિતોને પણ એવી જ રીતે કોદાળીપાવડા હાથમાં લેવાને જણાવું. અત્યારે તો છાવણી જે જગ્યા પર છે તેની જમીન પર જાણે ઉકરડો થયો છે. એવી જગ્યાને પૂરેપૂરી સ્વચ્છ કર્યા વિના તેમાં વસવાને કોઈ માણસને ન કહી શકાય. આને માટે પૈસાની કશી જરૂર નથી. જરૂર માત્ર થોડોક આગળથી વિચાર કરવાની શક્તિની અને સહેજ પણ ગંદકી ચલાવી લેવાને તૈયાર ન હોય એવી સફાઈની ચીવટ રાખવાની લાગણીની છે. આ બાબતમાં હિંદુ છાવણીઓમાં પણ કશો ફેર નથી. સામુદાયિક સફાઈની આપણામાં એક પ્રજા તરીકે ખામી છે, બલકે હું એમ કહીશ કે એ આપણો એક એવો રાષ્ટ્રીય દુર્ગુણ છે કે તેમાંથી એક રાષ્ટ્ર તરીકે આપણે જેટલા વહેલા છૂટીએ તેટલું સારું.

## સરકારો અને પ્રજાની ફરજ

આ છાવણીઓને જોઈ મારા મનમાં આવડા મોટા પ્રમાણમાં સામાજિક જીવનનો વહેવાર ખોરવાઈ જવાથી રાષ્ટ્રની પ્રગતિ કેવી અટકી પડી છે તેનો વિચાર આવ્યો. પશ્ચિમ પાકિસ્તાનના પ્રાંતોમાંથી આટલા બધા હિન્દુ ને શીખ શાને ભાગી આવતા હશે? શું હિન્દુ કે શીખ હોવું એ કોઈ રાજ્યનો ગુનો છે? કે પછી કેવળ અવળચંડાઈ કરવાને ખાતર એ બધા ભાગી આવે છે? કે પછી પૂર્વ પંજાબમાં એમના ધર્મબાંધવોએ જે જે કંઈ કર્યું તેને માટે તેમને આ સજા કરવામાં આવે છે? પછી મને હિંદી રાજ્યસંઘની દશાનો વિચાર આવ્યો. દિલ્હીના મુસલમાનોને પોતપોતાનાં ઘરબાર છોડી ભાગી જવું પડે એટલા બધા તે શાથી ડરી ગયા? શું બંને હકૂમતોની સરકારો તૂટી પડી છે? અને પ્રજા પણ પોતાની સરકારની અવગણના શા સારુ કરતી હશે? મુસલમાનો પાસે આજે વગર પરવાનાનાં હથિયારો છે. એમ બેકાયદા

હથિયારો રાખનારા પાસેથી તે લઈ લેવામાં આવે એ કામ કરવાને તો સરકારની હસ્તી છે. પરંતુ આજે સરકારનું તંત્ર ચલાવનારા માણસોમાં કામની આવડત ન હોય તો તેમણે પોતાની જગ્યા બીજા વધારે સારા ને કુશળ માણસોને સોંપી દેવી જોઈએ. આખરે જુઓ તો તમે એટલે કે પ્રજા જેવી બનાવો તેવી સરકાર બને છે. તેથી સરકારના હુકમોને નેવે મૂકી વ્યક્તિઓ કાયદાનો અમલ પોતપોતાના હાથમાં લઈ લે એ તદ્દન ખોટું છે ને લોકશાહી રાજવહીવટનું વિરોધી છે. શું હિન્દી રાજ્યસંઘમાં કે શું પાકિસ્તાનમાં, આ જાતનું બેકાયદાપણું ચાલુ રહેશે તો તેમાં હિન્દની ખેર નથી. અહીં દિલ્હીમાં હું ' કરેંગે યા મરેંગે 'નો નિશ્ચય કરીને આવ્યો છું. ભાઈ ભાઈ વચ્ચે ચાલતી આ ગાંડપણભરેલી કતલ જોઈ રહેવાની મારી ઇચ્છા નથી કેમ કે એ રાષ્ટ્રીય આપઘાત છે અને એ રીતે આપણે આપણી પોતાની સરકારને દગો કરીએ છીએ. ઈશ્વર આપણને સૌને આપણે ગુમાવેલું શાણપણ પાછું મેળવવામાં સહાય કરો!

## ૫

૧૫–૯–'૪૭

### અંતરની પરીક્ષા

કાલે રાત્રે જીવનદાયી વર્ષાનો અંતરને ઠારી શકે એવો મંદ મંદ અવાજ મારે કાને પડતો હતો તે વખતે મારું દિલ દિલ્હીની ખુલ્લી છાવણીઓમાં વેરાયેલા હજારો નિરાશ્રિતોના ખ્યાલથી દ્રવી રહ્યું હતું, તેમના તરફ ખેંચાયા કરતું હતું. હું તો ચારે બાજુથી મને રક્ષણ આપી રહેલા ઓરડા પરની હૂંફાળી પથારીમાં સૂતો હતો. માણસે પોતાના ભાઈ પર પોતાનો ઘાતકી હાથ ન ઉપાડ્યો હોત તો આ બધાં હજારો સ્ત્રીઓ, પુરુષો ને બાળકો આમ માથે છત્ર વિના અને ઘણા દાખલાઓમાં તો પેટમાં ખોરાક વિના એ છાવણીઓમાં નિરાધાર અને લાચાર થઈને પડ્યાં ન હોત. કેટલેક સ્થળે તો તેમને ઘૂંટણ સુધીના પાણીમાં રાત

કાઢવી પડી હશે કેમ કે તેમને માટે બીજો કોઈ ઇલાજ નહોતો. શું ખરે જ આ બધું અનિવાર્ય છે? મારા અંતરમાંથી ભારપૂર્વક જવાબ ઊઠતો હતો કે ના, નથી. શું જે સ્વતંત્રતાનું આવરદા હજી એક મહિનાનુંયે નથી થયું તેનું આ પ્રથમ ફળ છે? પાછલા વીસ કલાક દરમિયાન આ વિચારો મને ભૂતની માફક વળગીને સતાવતા હતા. પણ એ દરમિયાન મારું મૌન મને આશીર્વાદ સમાન નીવડ્યું. એને લીધે હું મારા અંતરમાં ઊંડો ઊતરીને પરીક્ષા કરી શક્યો. શું દિલ્હીના શહેરીઓ પાગલ થઈ ગયા છે? શું તેમનામાં ખરેખર કશી માણસાઈ શેષ રહી નથી? દેશની દાઝ અને તેની આઝાદીની લાગણીની તેમના દિલ પર કશી જ અસર નથી? આને અંગે હિંદુઓનો ને શીખોનો પહેલાં વાંક કાઢવાને સારુ મને સૌ કોઈ માફ કરે. વેરઝેરની લાગણીમાં આવેલી ભરતીને ખાળવાને જરૂરી માણસાઈ તેઓ ન બતાવી શકે? દિલ્હીના મુસલમાનોને મારો આગ્રહ છે કે તમારા દિલમાંથી ડરમાત્રને ખંખેરી નાખો, ઈશ્વર પર ભરોસો રાખો અને હિંદુઓ ને શીખોને ભય છે કે તમારી પાસે હથિયારો છે તો તે બધાંને છતાં કરી સરકારને હવાલે કરો. એનો અર્થ એવો નથી કે હિંદુઓ પાસે હથિયારો નથી. ફેર હશે તો કેવળ ઓછાં કે વત્તાં એવો પ્રમાણનો હશે. લઘુમતી કોમને માટે બે જ રસ્તા છે. કાં તો તે લોકો ખુદાનો અને તેના સરજેલા ઇન્સાનનો ભરોસો કરે અગર જેમનો તેમનાથી ભરોસો ન થાય તેમની સામે પોતાનો બચાવ કરવાને શસ્ત્રાસ્ત્રોની તાકાત પર ભરોસો રાખે.

### તમારી સરકાર પર ભરોસો રાખો

મારી સલાહ ચોક્કસ અને દૃઢ છે. તેનું સંગીનપણું ઉઘાડું છે. આતતાયીઓ ગમે તેટલા શસ્ત્રસજ્જ હોય તોયે તેમની સામે પોતાનું રક્ષણ કરવાને હરેક શહેરી પોતાની સરકારનો ભરોસો રાખે. ઉપરાંત, લઘુમતી કોમના હરેક માણસ પાસેથી અન્યાયથી ખોટી રીતે જે કંઈ પડાવી લેવામાં આવ્યું હોય તેને માટે નુકસાની માગીને મેળવી આપવાની બાબતમાં પણ તે દરેક તેના પર ભરોસો રાખે. અલબત્ત, મરેલાંઓને પાછાં જીવતાં કરી આપવાનું એમાંથી એકે સરકારથી બની શકે એવું નથી. દિલ્હીના લોકો પાકિસ્તાન સરકાર પાસેથી ન્યાયની માગણી કરવાનું

કામ મુશ્કેલ બનાવી મૂકશે. જે લોકો ન્યાય માગે તેમણે પોતે પણ ન્યાય કરવો જોઈએ, તેમના હાથ ચોખ્ખા હોવા જોઈએ. એટલે હિંદુઓ ને શીખો પહેલ કરીને પોતપોતાનાં ઘરબારમાંથી હાંકી કાઢવામાં આવેલાં મુસ્લિમ ભાઈબહેનોને પાછાં બોલાવવાનું યોગ્ય પગલું ભરે. બધી દૃષ્ટિથી જોતાં તેમને છાજે એવું આ પગલું એ લોકો ભરે તો નિરાશ્રિતોના કઠણ સવાલને તેઓ છેક હળવો કરી તદ્દન સરળ બનાવી દેશે. પછી તેમની વાત પાકિસ્તાનને તો શું, દુનિયાનેયે મંજૂર રાખવી પડશે. એ રીતે એ લોકો દિલ્હીને અને સારાયે હિંદને નામોશી અને તારાજીમાંથી ઉગારી લેશે. હું તો કરોડો હિંદુ, મુસલમાન અને શીખોની વસ્તીની ફેરબદલીનો વિચાર સરખો કરી શકતો નથી; એ આખી વાત જ ખોટી છે. પાકિસ્તાનની રચનાનું ખોટું પગલું દૃઢતાથી વસ્તીની ફેરબદલી કરવાના ઇનકારથી જ સુધારી શકાય. મને આશા છે કે એ ઇનકારની તરફેણમાં અવાજ ઉઠાવનારો હું એકલો હોઈશ તોયે તેમ કરવાની મારામાં હિંમત રહેશે.

## ૬

૧૭–૯–'૪૭

### મારે જબરજસ્તીથી કશું લાદવું નથી

આજે ગણેશ લાઇન્સના વિશાળ ચોગાનમાં દિલ્હી કલૉથ મિલ્સના મજૂરો અને બહારથી આવેલાં માણસોની મોટી મેદની પ્રાર્થનાસભામાં એકઠી મળી હતી. ગાંધીજી વાલ્મીકિ કૉલોનીમાં આવીને ઊતરતા તે વખતે સ્વયંસેવકો પૂરા પાડનારા આ મજૂરોના આગ્રહથી ત્યાં ગયા હતા. સાડા છ વાગ્યે ત્યાં પહોંચ્યા પછી ગાંધીજીએ લાઉડ સ્પીકરમાં બોલવાની કોશિશ કરી જોઈ પરંતુ એ સંચામાં કંઈક ખામી હતી તેથી બીજું લાઉડ સ્પીકર અજમાવી જોવામાં આવ્યું. એનાથી થોડુંક કામ ચાલ્યું છતાં ગાંધીજીનો અવાજ સભાના છેક છેડા પર પહોંચતો નહોતો. પણ એક પંજાબી મિત્ર ગાંધીજીની મદદે

આવ્યા. ગાંધીજી બોલે તે શબ્દે શબ્દ પોતાના બુલંદ અવાજથી ફરી બોલી જવાનું તેમણે માથે લીધું. આ નુસખો બરાબર કામ આપે તેવો નીવડ્યો. ગાંધીજીએ બોલવાની શરૂઆત કરતાં કહ્યું કે ગઈ કાલે સાંજે થયેલા અનુભવ પછી મેં એવો નિર્ણય કર્યો છે કે પ્રાર્થના-સભામાં એકઠાં મળેલાં સર્વ માણસો એક પણ અપવાદ સિવાય કહે કે અમારે પ્રાર્થના જોઈએ છે તે સિવાય જાહેરમાં મારે પ્રાર્થના ન કરવી. મેં કદી જબરજસ્તીથી કોઈના પર કોઈ પણ બાબત લાદી નથી. તો પછી પ્રાર્થના જેવી અંતરની ઉચ્ચ આધ્યાત્મિક વસ્તુ હું કોઈને માથે મારું એમ કેમ બને? પ્રાર્થનાનો જવાબ માણસના અંતરમાંથી ઊઠવો જોઈએ. આમાં મને રાજી રાખવાનો સવાલ ક્યાંયે આવતો નથી. મારી પ્રાર્થનાસભાઓ ખરેખર લોકપ્રિય થઈ છે અને લાખો માણસોએ તેમાંથી લાભ મેળવ્યો હોય એમ લાગે છે. પરંતુ આજના તંગ વાતાવરણમાં જેમને વેઠવું પડ્યું હોય એવા લોકોનો રોષ હું સમજી શકું છું. એમ છતાં કોઈકને મારી પ્રાર્થનાનું એકાદ અંગ વાંધાભરેલું લાગે તે છોડી દેવાની તે મારી પાસેથી અપેક્ષા ન રાખે. કાં તો મારી પ્રાર્થના જેવી છે તેવી તેણે પૂરા દિલથી સ્વીકારવી રહી અથવા તે આખીયે જતી કરવી રહી. મારી દૃષ્ટિથી અમારી પ્રાર્થનામાં થતો કુરાનની સૂરાનો પાઠ તેનું એક અંગ છે અને તેના વિના તે ખંડિત થાય.

## ક્રોધને કાબૂમાં રાખો

ત્યાર બાદ આજે સૌના દિલમાં રમી રહેલા ઉગ્ર સવાલ તરફ વળતાં ગાંધીજી બોલ્યા કે એવા લોકોનો રોષ સમજવાને અને તેમાંથી નીપજતો વિરોધ સમજવાને હું તૈયાર છું. પરંતુ આપણે આપણને મળેલી સ્વતંત્રતાને લાયક બની તેને પચાવવી હોય તો આપણને થઈ આવતી વિરોધ અથવા રોષની લાગણી આપણે અંતરમાં સમાવી લેતાં શીખવું જોઈએ અને આપણી સરકાર પોતાનાથી બનતું બધું કર્યા વિના રહેવાની નથી એવો ભરોસો રાખવો જોઈએ. મારી પોતાની અહિંસાની રીત અજમાવવાની વાતની ભલામણ કરવાનું મને ઘણું

ગમે છતાં અત્યારે તમારી આગળ તે વાત હું મૂકવા માગતો નથી કેમ કે હું જાણું છું કે આજે મારી વાત સ્વીકારી ન શકાય એવી અવ્યવહારુ બલકે નકામી ગણાય છે. હું તો તમને બધાં લોકશાહી રાષ્ટ્રોએ જે રસ્તો અપનાવ્યો છે તે લેવાની દરખાસ્ત કરું છું. લોકશાહીમાં વ્યક્તિની ઇચ્છાનું નિયમન સમાજની ઇચ્છાથી થાય છે, વ્યક્તિની ઇચ્છા પર સમાજની ઇચ્છાની મર્યાદા મૂકવામાં આવે છે. એ સમાજની ઇચ્છા અથવા સંકલ્પનો અમલ રાજ્ય કરે છે કેમ કે રાજ્યનો વહીવટ પ્રજા જ પોતાના હિતને ખાતર કરે છે. દરેક વ્યક્તિ કાયદાનો અમલ પોતે કરવા મંડી જાય તો પછી રાજ્યસંસ્થા જેવું કંઈ રહેતું નથી; એ અંધેર કહેવાય એટલે કે એમાં સમાજના કાયદાનો .અથવા રાજ્યનો અભાવ હોય. એ રસ્તો સ્વતંત્રતાના વિનાશનો છે. તેથી આપણે સૌએ આપણા ગુસ્સા પર કાબૂ રાખવો જોઈએ અને ન્યાય મેળવવાનું કામ રાજ્યને હસ્તક છોડી દેવું જોઈએ. આપણે રાજ્યને અથવા સરકારને પોતાની ફરજ બરાબર અદા કરવા દઈએ તો હરેક હિંદુ ને શીખ નિરાશ્રિત માન ને મોભા સાથે પોતાને ઘેર પાછો ફરી શકશે એ વિષે મારા મનમાં શંકા નથી. હું કબૂલ કરું છું કે એ લોકોએ પાકિસ્તાનમાં ખૂબ સહન કર્યું છે, ઘણાં ઘરબાર ઉજ્જડ વેરાન થઈ ગયાં છે, ઘણાના જાન ગયા છે, ઘણી કન્યાઓનાં અપહરણ થયાં છે, ઘણા લોકોને જબરજસ્તીથી વટલાવવામાં આવ્યા છે. પરંતુ આપણે આપણી જાત પર કાબૂ રાખીશું ને આપણી બુદ્ધિને ક્રોધને વશ નહીં થવા દઈએ તો એ કન્યાઓ પાછી આવશે, જબરજસ્તીથી કરાવવામાં આવેલાં ધર્માન્તર ફોક ઠરશે અને જેની જેની મિલકતો ગઈ છે તે તેમને પાછી મળશે. પરંતુ આપણે ન્યાયના સીધા માર્ગમાં દખલ કરીએ અને આપણું જ કામ બગાડીએ તો એ બધું નહીં બની શકે. આપણાં મુસ્લિમ ભાઈઓ ને બહેનોને આપણે હિંદમાંથી હાંકી કાઢવા માગતા હોઈએ તો પછી આ બધી બાબતો નહીં બની શકે, બનવાની અપેક્ષા આપણે ન રાખી શકીએ. આવી કોઈ પણ દરખાસ્તને હું રાક્ષસી માનું. હસવું ને લોટ ફાકવો એ બે સાથે ન બને. વળી, પાકિસ્તાનમાં

ત્યાંની લઘુમતીની વસ્તી એટલે કે હિંદુ ને શીખો સાથે ખરાબ વર્તન રાખવામાં આવ્યું છે એ વાત સાચી છે તો પૂર્વ પંજાબે પણ પોતાની લઘુમતીની વસ્તી એટલે કે મુસલમાનોની સાથે એવું જ વર્તન રાખ્યું છે એ વાત પણ એટલી જ સાચી છે. ગુનાની જવાબદારી કોની કેટલી એ કંઈ સોનાને કાંટે તોળવાનું ન હોય. બંને પક્ષે કોનો કેટલો વાંક છે તેની તુલના કરવાને મારી પાસે કશો હકીકતોનો આધાર નથી. પરંતુ બન્ને પક્ષોને હાથે ગુનો થયો છે એટલું જાણી લઈએ તો આપણે માટે પૂરતું છે. આને અંગે યોગ્ય મેળ બેસાડવાનો સર્વમાન્ય રસ્તો એ છે કે બન્ને રાજ્યો બંને પક્ષોએ કરેલા ગુનાનો નિખાલસ એકરાર કરે, પછી જરૂરી સમજૂતીની શરતો મુકરર કરે અને સમજૂતી પર ન આવી શકાય તો સામાન્યપણે હમેશ થાય છે તેમ લવાદી દ્વારા ફેંસલો મેળવવાનો રસ્તો લે. એ સિવાય બીજો અણઘડ ને જંગલી ઇલાજ યુદ્ધે ચડવાનો છે. એના વિચારમાત્રથી મને સૂગ ચડે છે. પરંતુ પરસ્પર સમજૂતી ન થાય અને લવાદી પણ સ્વીકારવામાં ન આવે તો એ રસ્તો ટાળી નહીં શકાય. દરમિયાન મને આશા છે કે ડહાપણની સલાહ લોકોને ગળે ઊતરશે અને જે મુસલમાનોએ પોતાની રાજીખુશીથી પાકિસ્તાનમાં જવાનો નિર્ણય કર્યો હોય તે સિવાયના બધાને તેમના પડોશીઓ એ સૌ પૂરેપૂરી સલામતીની લાગણી સાથે આવી શકે એ રીતે પોતપોતાને મુકામે પાછા ફરવાને વીનવશે. લશ્કરની મદદથી આ કામ પાર પડે એવું નથી. જે જે લોકોને આ વાતની સાથે સંબંધ છે તે સૌમાં શાણપણ પાછું આવે તો જ એ પાર પડે. મેં તો મારો પોતાનો નિર્ણય કરી લીધો છે. ભાઈ ભાઈ વચ્ચે ચાલતી કતલથી હિંદની તારાજી થતી જોવાને મારે જીવવું નથી. આપણી આ રળિયામણી ભૂમિ પર એવી આફત ઊતરે તે પહેલાં જ મને અહીંથી બોલાવી લેવાની પરમેશ્વરને હું સતત પ્રાર્થના કર્યા કરું છું. તમે સૌ પણ મારી એ પ્રાર્થનામાં જોડાઓ એવી મારી વિનંતી છે.

### મજૂરવર્ગનું કાર્ય

પોતાનું વક્તવ્ય પૂરું કરતાં છેવટે ગાંધીજી બોલ્યા કે મજૂરવર્ગના હિંદુ ને મુસલમાન સાથે મળીને કામ કરે છે તે માટે હું સૌ મજૂરોને

મુબારકબાદી આપું છું. બધા મજૂરો પૂરા સંપથી કામ લે તો બાકીના લોકોને ઉમદા દાખલો પૂરો પાડે. કામદારોમાં આ આ કોમનો ને પેલો પેલીનો એવી કોમી ભાવના ન હોય. આ પહેલાં મેં અનેક વખત નથી કહ્યું કે કામદારોને પોતાના સામર્થ્યનું ભાન થાય અને તેને જો તે લોકો રચનાના કાર્યમાં વાપરે તો તેઓ સાચા રાજકર્તાઓ બને ને તેમને રોજીએ રાખનારા તેમની ગરજ વખતે અને પોતાની કરણીથી તેમના સાચા ટ્રસ્ટી બનીને રહે? પૃથ્વીના પેટાળમાંથી સોના ને રૂપાના રૂપમાં જે મૂડી મજૂરો ખોદી લાવે છે તેના કરતાં પોતાની મજૂરી વધારે વાસ્તવિક ચીજ છે એ વાતનું મજૂરોને ભાન થાય તો જ મેં વર્ણવી તેવી ઇષ્ટ પરિસ્થિતિ નિર્માણ થાય.

૭

૧૮-૯-'૪૭

## પ્રાર્થનાના ખંડ ન પડે

દરિયાગંજથી પાછા ફર્યા બાદ ગાંધીજી બિરલા હાઉસના ચોગાનમાં નાનકડી પ્રાર્થનાસભા એકત્ર થઈ હતી ત્યાં ગયા. એકઠાં થયેલાં ભાઈબહેનોને તેમણે જણાવ્યું કે પ્રાર્થનામાં થતા કુરાનની આયતના પાઠની સામે એક પણ જણને વાંધો હોય તો મારે જાહેરમાં પ્રાર્થના કરવી નથી. મારી પ્રાર્થનાનો આશય કોઈનીયે લાગણી દુભાવવાનો નથી. તેની સાથે મારે એમ પણ કહેવું જોઈએ કે પ્રાર્થનામાંથી એકે અંગ મારાથી પડતું ન મૂકી શકાય કેમ કે આ આખીયે પ્રાર્થનાની પસંદગી સંભાળભરી વિચારણા બાદ કરવામાં આવેલી છે. એટલે મારે પ્રાર્થના કરવી અગર ન કરવી તે બતાવવાને તમારા હાથ ઊંચા કરો. વિરોધમાં એક પણ હાથ ઊંચો ન થયો એટલે પ્રાર્થના હમેશની માફક કરવામાં આવી; આજે ફેર એટલો જ કરવામાં આવ્યો કે કુરાનની આયતનો પાઠ હમેશ છેવટે કરવામાં આવતો તેને બદલે પહેલો કરવામાં આવ્યો.

## ગજેન્દ્ર મોક્ષ

પ્રાર્થના પૂરી થયા બાદ એકત્ર થયેલાં ભાઈબહેનોને સંબોધીને પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે રોટી જેમ શરીરનો ખોરાક છે તેમ પ્રાર્થના આત્માનો ખોરાક છે અને તમે બધા તેનું મહત્ત્વ સમજો છો તે જોઈને મને આનંદ થાય છે.

પ્રાર્થનામાં ગવાયેલા ગજેન્દ્ર મોક્ષના ભજન વિષે બોલતાં ગાંધીજીએ કહ્યું કે આજે આપણે હિંદને જંગલીપણામાંથી ઉગારવાનું છે અને ઈશ્વરની કૃપા વિના એ કામ બને તેવું નથી.

## દિલ્હી પછી પંજાબ

આજે દરિયાગંજમાં મુસલમાનોની નાનકડી સભા થઈ હતી તેની વાત મારે તમને જણાવવી જોઈએ. હિંદમાં ને પાકિસ્તાનમાં એકેએક હિંદુ, મુસ્લિમ તેમ જ શીખને પોતાને મૂળ સ્થાને લઈ જઈ ફરી વસાવવામાં નહીં આવે ત્યાં સુધી મને ચેન પડવાનું નથી. દિલ્હી કે હિંદમાં કોઈ મુસલમાન ન રહી શકે અને પાકિસ્તાનમાં કોઈ હિંદુ કે શીખ ન રહી શકે તો હિંદની મોટામાં મોટી મસીદ જુમા મસીદનું, નાનકાના સાહેબનું અને પંજા સાહેબનું શું થાય? શું પછી આ બધાં પવિત્ર ધામોનો બીજો ઉપયોગ કરવાનો છે? એમ કદી ન બને, ન બની શકે. (ગાંધીજીએ આ ઉપરાંત આપેલા બીજા સચોટ દાખલા જગ્યા બચાવવાને ખાતર અહીં આપવામાં આવ્યા નથી.)

આગળ ચાલતાં ગાંધીજીએ જણાવ્યું કે પંજાબમાં મુસલમાનોએ જે અન્યાય ગુજાર્યાનું કહેવામાં આવે છે તેનો મુસ્લિમો પાસેથી જ ઘટતો ઇલાજ કરાવવાને હું પંજાબ જવા માગું છું. પણ દિલ્હીમાં મુસલમાનોને હું ન્યાય ન અપાવી શકું તો પંજાબમાં મારું કામ કઈ રીતે પાર પડે? એ મુસલમાનો અહીં દિલ્હીમાં પેઢીઓથી રહે છે. દિલ્હીના હિંદુ અને મુસલમાન ફરી પાછા ભાઈ ભાઈની જેમ રહેતા થાય તો પંજાબ જવાનું મારાથી બની શકે અને પાકિસ્તાનમાં હું કરેંગે યા મરેંગેનો મંત્ર અજમાવું. પાકિસ્તાનમાં મને સફળતા મળે તેની શરત એ છે કે હિંદી યુનિયનના વતનીઓ પોતાના હાથ ચોખ્ખા

રાખે. હિંદુ ધર્મ મહાસાગર જેવો છે. મહાસાગરમાં કદી ગંદકી થતી નથી. એ જ વાત હિંદી રાજ્યસંઘને વિષે બનવી જોઈએ. હિંદુ ને શીખોને જે વેઠવું પડ્યું છે તેથી અકળાઈને એ લોકો રોષે ભરાય એ સ્વાભાવિક છે. પરંતુ તે છતાં પોતાને ન્યાય મેળવી આપવાનું કામ તેમણે પોતાની સરકારને હસ્તક છોડી દેવું જોઈએ.

### લશ્કર અને પોલીસની ફરજ

લશ્કર અને પોલીસનાં માણસો સામે એવો આક્ષેપ કરવામાં આવે છે કે એ લોકો પોતપોતાની કોમ પ્રત્યે પક્ષપાતનું વલણ અખત્યાર કરે છે! આ વાત સાચી હોય તો ખૂબ દિલગીરી ઉપજાવે તેવી કહેવાય. કાયદાનો અમલ કરાવી વ્યવસ્થા જાળવનારાં માણસો જ પક્ષપાતી બને અને ગુનાનાં કામોમાં ભાગ લે તો કાયદાનો અમલ કેમ થાય ને વ્યવસ્થા કેમ જળવાય? વાડ ચીભડાં ગળશે તો ન્યાય ક્યાં મળશે? તેથી પોલીસ અને લશ્કરનાં માણસોને મારી અરજ છે કે તમે તમારા કામમાં પૂર્વગ્રહ ન રાખશો ને પક્ષપાત ન કરશો. ધર્મ અગર ન્યાતજાતની પંચાતમાં પડ્યા વિના લશ્કર અને પોલીસદળનાં માણસોએ પ્રજાની વફાદારીથી સેવા કરવાની છે.

## ૮

૧૯–૯–'૪૭

### અતિશયોક્તિ ન કરો

આજે સાંજે પાંચ વાગ્યે ગાંધીજી કૂચા તારાચંદ નામના મહોલ્લામાં ગયા હતા. ત્યાંના આગેવાને હિંદુઓની એક મોટી સભા આગળ નિવેદન કરતાં જણાવ્યું કે અમારી ચારે બાજુ મુસલમાનોની વસ્તી છે. પોતાના નિવેદનમાં તેમણે હિંદુઓને પડતી હાડમારીનું અતિશયોક્તિ ભરેલું વર્ણન કર્યું અને છેવટે જણાવ્યું કે આ આખા લત્તામાંથી મુસલમાનોને દૂર કરવા જોઈએ કેમ કે તેમાંના મોટા ભાગના લીગવાળા છે અને હિંદુઓની વિરુદ્ધ ઉશ્કેરણી કરે છે. વધારામાં તેમણે કહ્યું કે

પાકિસ્તાનમાં મુસલમાનો જેવું વર્તન રાખતા હોવાનું જણાવવામાં આવે છે તેવી જ રીતરસમ હિંદુઓએ અહીં અખત્યાર કરવી જોઈએ.

### બહાદુર અને નીડર બનો

આ નિવેદનનો જવાબ આપતાં ગાંધીજી બોલ્યા કે મુસ્લિમો પાકિસ્તાનમાંથી જેમ બધા ગેરમુસ્લિમોને હાંકી કાઢે છે તેવી જ રીતે હિંદે પોતાની આખીયે મુસ્લિમ વસ્તીને પાકિસ્તાનમાં હાંકી કાઢવી જોઈએ એ જાતની દલીલમાં હું ભળી શકતો નથી. એક ખોટા કામની સામે તેવું જ ખોટું કામ કરવાથી અસલ ખોટું કામ ખરું ઠરતું નથી, એ કાંઈ બગડેલી બાજી સુધારવાનો ઇલાજ નથી. બે ખોટાં કામના સરવાળાથી એક ખરું કામ બનતું નથી. તેથી અહીં એકત્ર થયેલા તમને સૌને મારી સલાહ છે કે નીડર બનીને ચાલો અને મોટી મુસલમાન વસ્તીની વચ્ચે રહેવામાં અભિમાન લો. ત્યાર બાદ ગાંધીજી પટાઉડી હાઉસમાં ચાલતા અનાથાલયમાં ગયા અને ત્યાંના કામની જવાબદારી ઉઠાવનારા ભાઈઓને તેમણે સલાહ આપી કે ડરના માર્યા ગભરાટમાં જે અનાથ બાળકોને અહીંથી ખસેડી દેવામાં આવ્યાં છે તે બધાંને પાછાં લાવો. મને ખબર આપવામાં આવી છે કે પાસેનાં મુસ્લિમ ઘરોમાંથી અનાથાલય પર ગોળીઓનો વરસાદ વરસ્યો હતો અને તેમાં એક બાળક માર્યું ગયું ને બીજાને ઈજા થઈ છે. આ સાતમી સપ્ટેમ્બરના અરસામાં બન્યું. ગાંધીજીની સાથે અનાથાલયની મુલાકાતે આવેલા મૌલાના અહમદ સઈદ અને બીજા મુસ્લિમ મિત્રોએ કહ્યું કે અનાથાલયનાં બાળકોને અને તેમાં રહેવાવાળાં બીજાં માણસોને હવે ઈજા નહીં થાય કે તેમને કશી હાડછેડ નહીં થાય એવો બંદોબસ્ત પડોશમાં રહેતા મુસલમાનો કરી આપશે. એ પછી ગાંધીજી શ્રી ભાર્ગવના ઘરની મુલાકાતે ગયા. એ ભાઈ મુસ્લિમોની વચ્ચે એકલા રહે છે. ઘરમાં ઘણા મુસ્લિમો એકઠા મળ્યા હતા અને આખું ઘર જાણે કે મુસ્લિમોથી જ ખીચોખીચ ભરાઈ ગયું હતું. તેમની આગળ બોલતાં ગાંધીજીએ જણાવ્યું કે બાર વરસની બચપણની ઉંમરે મેં જે સ્વપ્નું સેવ્યું હતું કે હિન્દમાં હિંદુ, મુસલમાન અને બીજા ભાઈ ભાઈની

જેમ ભાઈચારાથી રહેશે તે સ્વપ્નું મુસ્લિમો સાચું પાડો. આજે સાંજની બિરલા હાઉસના બગીચામાં એકઠી મળેલી નાનકડી સભામાં શ્રોતાઓની આગળ આ બધી હકીકતોનું ધ્યાન આપીને ગાંધીજી બોલ્યા કે ઈશ્વર મારું એ સ્વપ્નું પૂરું કરે અથવા હિંદના એક ભાગમાં એકલા મુસલમાનો રહે ને બીજા એકમાં હિંદુઓ વસે એ ભયંકર કરુણ ઘટના જોવાને મને જીવતો રાખવાને બદલે પોતાની પાસે બોલાવી લે એવી મારી તેને પ્રાર્થના છે અને તમે પણ એ પ્રાર્થનામાં મારી સાથે સામેલ થાઓ.

## ૯

૨૦-૯-'૪૭

### ઈશ્વર ડરને દૂર કરે છે

આજની સભામાં કુરાન શરીફની આયતના પાઠની સામે કોઈએ વાંધો ઉઠાવ્યો નહીં એટલે પ્રાર્થના હમેશના રિવાજ મુજબ ચલાવવામાં આવી.

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં પ્રાર્થનામાં ગવાયેલા ભજનનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે એમાં કવિ આપણને જણાવે છે કે ઈશ્વર પર જે લોકો ઇતબાર રાખે છે તેમના દિલમાંથી તે ભયને દૂર કરે છે.

આજે દિલ્હીમાં હિન્દુઓ ને શીખો મુસલમાનોને ડરાવે છે પરંતુ જે લોકો જાતે ભયની બીમારીમાંથી છૂટવા ઇચ્છે છે તેમણે સામાના દિલમાં ડર પેદા થાય એવી રીતે વર્તવું ન જોઈએ.

સરહદ પ્રાંતમાં આવેલા બન્નુ શહેરમાં હું એક મુસ્લિમ મિત્રના ઘરમાં રહ્યો હતો. બન્નુથી આવીને થોડા મિત્રો મને જણાવે છે કે અમને તરત જ બન્નુમાંથી ખસેડીને બીજે સલામત સ્થળે લઈ જવામાં નહીં આવે તો અમે બધા માર્યા જઈશું ને તારાજ થઈ જઈશું. પેલા મારા મુસ્લિમ મિત્ર પહેલાંના જેટલા જ હજીયે ચુસ્ત છે પરન્તુ ગમે તેટલી કોશિશ કરવા જાય તોયે એકલે હાથે આ લોકોને બચાવવાને

અસમર્થ છે. સરહદ પારના બીજા મુસલમાનો રોજેરોજ આવીને આ લોકોને ગભરાવે છે અને તેથી એ લોકો પોતાને વેળાસર બચાવી લેવામાં આવે એવી માગણી કરે છે. મેં એમને કહ્યું કે એ કામ મારા ગજા બહારનું છે અને તેથી હું તમારી વાત પંડિતજીને અને સરદારને પહોંચાડીશ. પેલા મિત્રોએ ત્યાર બાદ મારી પાસે એવી માગણી મૂકી કે અમારી મદદે આપણું જ લશ્કર આવવું જોઈએ. પહેલાં અનેક વખત મેં કહ્યું છે તેમ આ વખતે આ મિત્રોને પણ મેં કહ્યું કે "ઈશ્વર સિવાય તમને બચાવનારો બીજો કોઈ નથી. માણસ માણસને બચાવવાને અગર ઉગારવાને અસમર્થ છે." આપણામાંથી કોઈ આવતી કાલે તો શું, અત્યારે એક ક્ષણ પછી પોતે જીવતો હશે કે નહીં એ કહી શકતો નથી. એકલો ઈશ્વર પહેલાં હતો, હજીયે છે અને હવે પછી પણ હશે. તે જ અનાદિ, અનંત અને સનાતન છે. તેથી તેની એકની જ મદદ માગવાનો અને તેના પર જ આધાર રાખવાનો આપણો સૌનો ધર્મ છે. અને કોઈ કદીયે બૂરા કામના બદલામાં સામું બૂરું કામ તો ન જ કરે.

## લઘુમતી કોમનું રક્ષણ

આગળ ચાલતાં ગાંધીજી બોલ્યા કે પાકિસ્તાનના હિંદુ અને શીખોને જે ડર લાગે છે તે ખરે જ ત્યાંની સરકાર પર એક દુઃખ આપનારી ટીકારૂપ છે અને ખુદ કાયદે આઝમ ઝીણાએ પોતાના રાજ્યમાં વસતી લઘુમતી કોમોને સલામતીની અને રક્ષણની જે બાંયધરી આપી છે તેનાથી ઊલટું છે. હિંદી રાજ્યસંઘની વધુમતી કોમની વસ્તી પોતાની વચ્ચે રહેતી લઘુમતી કોમના જાનમાલ અને આબરૂની સલામતી તેના હાથમાં હોવાથી તેને રક્ષણ આપવાને ફરજથી બંધાયેલી છે તેવી જ રીતે પાકિસ્તાનમાં વસતી લઘુમતી કોમોને ત્યાંની વધુમતી કોમ પણ રક્ષણ આપવાને બંધાયેલી છે.

## ભાઈ ભાઈ દુશ્મન બન્યા છે ?

જે લોકો જમાનાઓથી ભાઈ ભાઈની જેમ એકબીજાની સાથે રહેતા આવ્યા છે અને જે લોકોનું ખૂન જલિયાનવાલા બાગની કતલ

વખતે સાથે વહ્યું હતું તે જ લોકો આજે એકબીજાના દુશ્મન કેમ બન્યા તે વિચારતાં મારી મતિ મૂંઝાઈ જાય છે. મારા શરીરમાં શ્વાસ લેવાની શક્તિ રહેશે ત્યાં સુધી હું કહેતો રહીશ કે આવું ન જ બનવું જોઈએ. મારા હૃદયની વ્યથાથી અકળાઈને હું દરરોજ, બલકે હર ઘડીએ ઈશ્વરને પોકારીને પ્રાર્થના કરું છું કે આ ભૂમિમાં શાન્તિ કરી દે. અને જો અહીં શાન્તિ થવાની ન હોય તો મારી પ્રાર્થના છે કે મને બોલાવી લે.

## નિરાશ્રિતો

આજે જ્યારે અહીં વરસાદ વરસે છે ત્યારે દિલ્હીના અને પૂર્વ તેમ જ પશ્ચિમ પંજાબ બન્નેના નિરાશ્રિતોનો વિચાર મારા મનમાં આવ્યા કરે છે. એ લોકોને ઘરબાર નથી, માથે છાપરું નથી. કોને પાપે એ બધા આ દુઃખો વેઠતા હશે? મેં સાંભળ્યું છે કે હિંદુઓ ને શીખોના સત્તાવન સત્તાવન માઈલ લાંબા મોટા મોટા કાફલાઓ પશ્ચિમ પંજાબમાંથી પૂર્વ પંજાબમાં ઊતરી આવે છે! આવું કેમ બનતું હશે ને બન્યું હશે તેનો વિચાર કરતાં મારી મતિ મૂંઝાઈ જાય છે. દુનિયાના ઇતિહાસમાં આવું કદી બન્યું નથી અને એથી શરમનો માર્યો હું ઊંચું જોઈ શકતો નથી અને તમારે સૌએ પણ શરમમાં ડૂબી જવું જોઈએ. ખોટાં કામ કોણે વધારે કર્યાં ને કોણે ઓછાં કર્યાં એ પૂછવાનો આ વખત નથી. આ પાગલપણું અટકાવવાનો જ આ વખત છે.

## મુસ્લિમોએ વફાદાર રહેવાની જરૂર

કેટલાક લોકો આવીને મને કહે છે કે હિંદી રાજ્યસંઘમાં વસતા મુસલમાનો હિંદી રાજ્ય તરફ નહીં પણ પાકિસ્તાન તરફ વફાદારી રાખે છે. આ આરોપનો હું સદંતર ઇન્કાર કરું છું. એક પછી એક અનેક મુસલમાનોએ મારી પાસે આવીને એથી ઊલટી જ વાત મને જણાવી છે. એ ગમે તેમ હો, અહીંની બહુમતીની વસ્તીએ લઘુમતીની વસ્તીનો ડર રાખવાનું કશું કારણ મને દેખાતું નથી. આખરે વિચાર કરો કે હિંદના સાડાચાર કરોડ મુસલમાનોની વસ્તી દેશભરમાં ઠેર ઠેર

વેરાયેલી પડી છે. હું જોતો કે સેવાગ્રામના મુસલમાનો બિચારા ગરીબ અને નિરુપદ્રવી છે. તેવી જ રીતે હિંદનાં અસંખ્ય ગામડાંઓના મુસલમાનો પણ ગરીબ અને નિરુપદ્રવી છે. તેમને પાકિસ્તાન સાથે કશું સ્નાનસૂતક નથી. એમને હિંદમાંથી કાઢી મૂકવાની વાત કેવી ? થોડા દેશદ્રોહીઓ હશે તો તેમની સાથે કામ લેવાને કાયદો મોજૂદ છે. મુલકને દગો કરનારને, દેશના દ્રોહીઓને હમેશ ગોળીએ ચડાવવામાં આવે છે. આવો મોટો બ્રિટિશ સરકારનો પ્રધાન જે એમેરી તેના દીકરાને પણ પોતાના દેશનો દ્રોહ કરવાને માટે ગોળીએ દેવામાં આવ્યો હતો. મારે કબૂલ કરવું જોઈએ કે એ જોકે મારો કાયદો નથી. બીજા વળી આવીને કહે છે કે હિંદના બધા મુસલમાનોને પાકિસ્તાન તરફ વફાદર રાખવાને માટે અહીં થોડા મુસલમાન અમલદારોને રાખી મૂકવામાં આવ્યા છે. ત્રીજા કહે છે કે મુસલમાનો હિંદુમાત્રને કાફર અને તેથી મોતને પાત્ર ગણે છે. વિદ્વાન મુસલમાનોએ કહ્યું છે કે એ સાવ ગલત છે. મુસલમાનો, ખ્રિસ્તીઓ અને યહૂદીઓ ઈશ્વરપ્રેરિત ધર્મગ્રન્થોને અનુસરનારા છે તેવી જ રીતે હિંદુઓ ઈશ્વરનાં આપેલાં ધર્મપુસ્તકોને માને છે. એ બધી વાતો જવા દઈ હું હિંદુઓ ને શીખોને અપીલ કરું છું કે તમારા દિલમાંથી મુસલમાનોનો તમામ ડર કાઢી નાખો, તેમના તરફ માયાળુ થાઓ, તેમને પોત પોતાના અસલ મુકામ પર બોલાવીને લઈ આવો ને તેમને ત્યાં પાછા ઠરીઠામ કરીને વસાવો અને તેમને ઈજા ન થાય, તેમનું પૂરેપૂરું રક્ષણ થાય એવી બાંયધરી આપો. મને ખાતરી છે કે આ રીતે વર્તવાથી પાકિસ્તાનના મુસલમાનો તો શું, સરહદ પારના કબીલાઓ તરફથી પણ તમને ઇષ્ટ તેમ જ અનુકૂળ જવાબ મળશે. હિંદને માટે શાન્તિ જાળવવાનો અને જીવવાનો આ જ એક રસ્તો છે. એકેએક મુસલમાનને હિંદમાંથી હાંકી કાઢવાની મુરાદ રાખવાથી અને એકેએક હિંદુ ને શીખને પાકિસ્તાનમાંથી ટાળવાની નેમ રાખવાથી યુદ્ધ ફાટી નીકળ્યા વિના રહેવાનું નથી અને તેથી આખોયે મુલક હમેશને માટે બરબાદ થઈ જશે. બન્ને રાજ્યોમાં આવી પાગલપણાની નીતિ અખત્યાર કરવામાં આવશે તો તેમાંથી હિંદમાં તેમ જ પાકિસ્તાનમાં હિંદુ ધર્મની તેમ જ ઇસ્લામની ખાનાખરાબી થઈ જશે. ભલાઈમાંથી

જ ભલાઈ પેદા થાય છે. પ્રેમથી જ પ્રેમ પ્રગટે છે ને વધે છે. વેર લેવાનું કામ માણસે ઈશ્વરને સોંપી દેવું જોઈએ. પાપીના પાપનો બદલો લેનારો ઈશ્વર બેઠો છે. માણસ જેવા માણસને એ જ રીતે વર્તવું છાજે. મને પોતાને તો બીજો કોઈ રસ્તો હોય એમ લાગતું નથી.

## ૧૦

૨૧–૯–'૪૭

### વાંધો ઉઠાવનારની લાગણીની કદર

બિરલા હાઉસના ચોગાનની હરિયાળી પર એકઠી મળેલી પ્રાર્થના-સભામાંથી એક શ્રોતાએ પ્રાર્થનામાં કુરાનમાંથી અલ ફાતેહાનો પાઠ થાય તે સામે વાંધો ઉઠાવ્યો એટલે પ્રાર્થના કરવાનું માંડી વાળવામાં આવ્યું. છતાં એકઠા થયેલા શ્રોતાઓને સંબોધીને ગાંધીજીએ કહ્યું કે વાંધો ઉઠાવનાર ભાઈની સાથે મારે દલીલમાં ઊતરવું નથી. લોકોના દિલમાં જે રોષ ધુમાયા કરે છે તે હું સમજું છું. આજે વાતાવરણ રોષ અને ચીડની લાગણી ફેલાવાથી એવું તંગ બની ગયું છે કે વાંધો ઉઠાવનાર એક જ જણ હોવા છતાં તેની લાગણીને માન આપવાનું મને યોગ્ય લાગ્યું છે. પરંતુ એનો અર્થ કોઈ એવો કદી ન કરે કે ઈશ્વરને અગર તેની પ્રાર્થનાને મેં મારા દિલમાંથી દૂર કરી છે. પ્રાર્થનાને માટે વાતાવરણ શુદ્ધ હોવું જોઈએ. આ રીતે વાંધા ઉઠાવવામાં આવે છે તે પરથી હરેક જણે જે બોધ લેવાનો છે અને પોતપોતાના હૃદયમાં ઉતારવાનો છે તે તો એ છે કે સેવા કરવાની ઉત્કંઠા રાખનારે અખૂટ ધીરજ ને અપાર સહિષ્ણુતા રાખવી જોઈએ. એવો માણસ પોતાના અભિપ્રાય બીજાઓને માથે મારવાની જબરજસ્તી કદી ન કરે.

### ફળ ન આપનારું ઝાડ સુકાઈ જાય

ત્યાર બાદ દિલ્હીમાં પોતે ફરવા નીકળેલા તે વાતનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે શ્રી ઇન્દિરા ગાંધીની સાથે હું આજે એક એવા

લત્તામાં ગયો હતો કે જ્યાં મોટી સંખ્યામાં હિંદુઓ મોટી સંખ્યાના મુસલમાનોની પડોશમાં રહે છે. હિંદુઓએ 'મહાત્મા ગાંધીજીકી જે'ના પોકારોથી મારું સ્વાગત કર્યું. પણ એ બિચારાને ક્યાં ખબર હતી કે આજે મારો જય નથી અને હિંદુઓ, મુસલમાનો તેમ જ શીખો પરસ્પર હળીમળીને સુલેહશાન્તિથી રહેવાના ન હોય તો મારે જીવવુંયે નથી? સંપમાં તાકાત છે અને કુસંપમાં નબળાઈ છે એ પાઠ લોકોને ગળે ઉતારવાને હું ખૂબ મથું છું. જેને ફળ બેસતું નથી તે ઝાડ આખરે સુકાઈ જાય છે તેમ મારું શરીર પણ મારી સેવાનું મારું ધારેલું ફળ નહીં આવે તો નકામું બની જશે. આ વાત જેમ સાચી છે તેવી જ બીજી એક વાત પણ સાચી છે કે માણસે ફળને વિષે આસક્તિ રાખ્યા વિના કર્મ કરવાનું છે. અનાસક્તિ આસક્તિના કરતાં વધારે ફળ આપનારી છે. પરંતુ મારું શરીર મારી સેવાનું ધારેલું ફળ ન મળતાં નકામું પડી જશે એમ કહીને હું કેવળ હકીકતમાં શું બને તેનો ખ્યાલ આપવા માગું છું. જે શરીર ઉપયોગી રહેતું નથી તે નાશ પામે છે ને તેની જગ્યાએ બીજું આવે છે. એક આત્મા અવિનાશી છે અને તે જ સેવાનાં કર્મો દ્વારા પોતાના મોક્ષને અર્થે નવાં નવાં રૂપો ધારણ કરતો રહે છે.

## પોતપોતાનાં ઘરબારને વળગી રહો

એ લત્તાના મુસલમાનોની સભામાં મેં તેમને સલાહ આપી કે તમારા હિંદુ પાડોશીઓ તમને હાડછેડ કરે બલકે તમને મારી નાખે તોયે તમારાં ઘરબારને વળગી રહેજો. એટલું ડહાપણ તમારામાં ન હોય તો મોતમાંથી ઊગરવાને બીજે સ્થળે ચાલી જવાની બેશક તમને છૂટ છે. પરંતુ મારી સલાહ માનશો તો તમે ઇસ્લામ અને હિંદ બન્નેની સેવા કરશો. જે હિંદુઓ ને શીખો તમને રંજાડશે તે પોતાના ધર્મને બટ્ટો લગાડશે અને હિંદને સમારી ન શકાય તેવું નુકસાન કરશે. સાડા ચાર કરોડ જેટલી મોટી વસ્તીનો સમૂળગો ઉચ્છેદ કરી શકાય અથવા તેને હિંદની હદની બહાર પાકિસ્તાનમાં હાંકી કાઢી શકાય એમ માનવું એ કેવળ પાગલપણાનું લક્ષણ છે.

કેટલાક લોકો મને કહે છે કે તમે પણ એવું જ કરવા ધારો છો. મુસ્લિમ નિરાશ્રિતોને પોતપોતાને મુકામે પોલીસ અને લશ્કરની મદદથી પાછા લઈ જઈને વસાવવાની મેં કદી ઇચ્છા રાખી નથી એ વાત સાચી છે. પરંતુ હું ચોક્કસ માનું છું કે હિંદુ ને શીખોનો રોષ શમશે એટલે તે બધા જાતે જ મુસલમાન નિરાશ્રિતોને તેમને ઘેર આબરૂભેર લઈ જઈને વસાવશે. સરકાર ખાલી કરીને ભાગી જનારા લોકોનાં ઘરો તેમને જ માટે પોતાને સોંપવામાં આવેલી ટ્રસ્ટની મિલકત તરીકે બરાબર સાચવીને સંભાળી રાખે એવી અપેક્ષા હું જરૂર રાખું છું.

## સરકાર રાજીનામું ક્યારે આપે ?

સરકાર પાસે સત્તા ન રહે એટલે કે પ્રજા તેને ખરે રસ્તે ચાલવા ન દે તો હું સરકારને સલાહ આપું કે તમારી જગ્યાનું રાજીનામું આપો ને જે લોકો હિંદમાંથી બધાયે મુસલમાનોને હાંકી કાઢવાનો અગર તેમની કતલ કરવાનો પાગલપણાનો કાર્યક્રમ ચલાવવા માગતા હોય તેમને સત્તા સોંપી દો. એક છાપાવાળાએ પોતાના છાપામાં ગંભીરપણે કરેલી એવી દરખાસ્ત મારા જોવામાં આવી છે. એ રાષ્ટ્રીય આપઘાત વહોરી લેવાની ને હિંદુ ધર્મના ઉચ્છેદની સલાહ છે. આવાં છાપાંને સ્વતંત્ર હિંદમાં ચાલવા દેવાં કે નહીં એ વિચારવા જેવી બાબત છે. જનતાના દિલમાં ઝેર રેડવું એવો શું છાપાંની સ્વંતંત્રતાનો અર્થ છે ? જે લોકો આ પ્રકારના કાર્યક્રમનો અમલ થાય એવું ઇચ્છતા હોય તેમણે સરકાર પાસેથી રાજીનામાની માગણી કરવી જોઈએ. પછી દુનિયા હિંદ તરફ આશા ને માનની નજરે જોતી હતી તે બેશક તેમ કરવાનું છોડી દેશે. એ બધી વાતો ગમે તે હશે, મારા શરીરમાં શ્વાસ લેવાની શક્તિ છે ત્યાં સુધી આવા પાગલપણાની સામે મારો અવાજ ઉઠાવી તેની વિરુદ્ધ પ્રજાને અને સરકારને સલાહ આપવાનું હું ચાલુ રાખીશ.

## ૧૧

૨૨-૯-'૪૭

### વાંધો લેનારાની ફરજ

મને લાગે છે કે કુરાનની આયતના અમારી પ્રાર્થનામાં થતા પાઠની સામે એક માણસ વાંધો ઉઠાવે તો જાહેર પ્રાર્થના કરવાનું માંડી વાળવામાં મેં ડહાપણ કર્યું છે. છતાં એ બનાવનું જરા વધારે ઊંડા ઊતરીને પરીક્ષણ કરવું વાજબી લેખાશે. અમારી પ્રાર્થના જાહેર છે એનો અર્થ એટલો જ કે કોઈ પણ વ્યક્તિને એમાં હાજર રહેવાની ને ભાગ લેવાની બંધી નથી. અમારી પ્રાર્થના ખાનગી જમીન પર થાય છે. કુરાનની આયતના પાઠ સમેત આખીયે પ્રાર્થનાને વિષે પૂરા દિલથી શ્રદ્ધા રાખનારા જ તેમાં હાજર રહે ને ભાગ લે એ ઘટિત વર્તન અથવા વિવેક થયો. મને તો લાગે છે કે જાહેર સ્થળોમાં થતી પ્રાર્થનાને પણ એ જ નિયમ લાગુ પડે. પ્રાર્થનાની સભા એ કંઈ ચર્ચાપરિષદ નથી. એક જ જમીનના ટુકડા પર અનેક કોમોની પ્રાર્થનાઓ થતી હોય એવો ખ્યાલ કરવાનું મુશ્કેલ નથી. એમાં એવો વિવેક રાખવામાં આવે કે અમુક એક પ્રાર્થનાની સામે જેને વાંધો હોય તે તેમાં હાજર ન રહે એ સભ્યતા ગણાય. એથી ઊલટા વર્તનનો નિયમ હોય તો દખલગીરી વિના કોઈ પણ પ્રાર્થનાની સભા થઈ જ ન શકે! પોતાને જે કોઈ વાતની સામે વાંધો હોય તે થવી જ ન જોઈએ, કોઈએ પણ કરવી ન જોઈએ એવો રિવાજ રાખવાનો અર્થ તો એટલો જ થાય છે કે ઈશ્વરની પ્રાર્થના કરવાની સ્વતંત્રતા અને ખુદ વાણીની સ્વતંત્રતાનો સિદ્ધાન્ત એક ફારસ જેવો બની જાય. સભ્ય સમાજમાં પ્રજાના પોતાને રુચે તે રીતે ઈશ્વરની પ્રાર્થના કરવાના અને સભા ભરી તેમાં રુચે તેવો પ્રચાર કરવાના આ પ્રાથમિક નિયમના અમલને માટે લશ્કરના સિપાઈની સંગીનની જરૂર ન હોય. તે નિયમ અથવા સિદ્ધાન્ત અથવા પ્રાથમિક અધિકારને સૌ કોઈએ સ્વેચ્છાએ સ્વીકારવો ઘટે.

## સમાજને તંદુરસ્ત રાખનારી સહિષ્ણુતા

રાષ્ટ્રીય મહાસભાની વાર્ષિક બેઠકોને પ્રસંગે ભરવામાં આવતાં પ્રદર્શનોના ચોગાનમાં ધાર્મિક સંપ્રદાયો અગર રાજકીય પક્ષો પોતપોતાની સભા કરી એકબીજાથી જુદા અને ઘણી વાર તો પરસ્પર તદ્દન વિરોધી વિચારો વ્યક્ત કરતા. તેમાં કોઈ કોઈને રંજાડતું નહોતું અને પોલીસની મદદ લેવી પડતી નહોતી તે જોઈને મને ઘણો આનંદ થતો. જ્યારે જ્યારે આ પાયાના સિદ્ધાન્ત અગર નિયમનો ભંગ થતો ત્યારે જનતા ભંગ કરનારાઓને વખોડી કાઢતી. સમાજને આરોગ્ય આપનારો આ સભ્ય નિયમ આજે ક્યાં છે? એવું તો નથી ને કે રાજકીય સ્વતંત્રતા હાંસલ કરીને આપણે તેનો દુરુપયોગ કરી તેની કસોટી કરવા માગીએ છીએ? રાષ્ટ્રના જીવનમાં આ એક ક્ષણજીવી દશા છે એવી આપણે આશા રાખીએ.

મને કહેવામાં આવ્યું છે તેમ કોઈ એમ ન કહે કે આ બધું મુસ્લિમ લીગની ભૂંડી કરણીનું ફળ છે. એવી દલીલ કોઈ ન કરે. ધારો કે એ દલીલમાં કંઈક તથ્ય છે તોયે શું આપણી સહિષ્ણુતા એવી નબળી છે કે કોઈ અસાધારણ સંજોગોની જરા જેટલી તાણ પડતાં તૂટી જાય? સભ્યતા અગર વિવેકની કંઈ કેય કિંમત હોય તો ગમે તેવી તાણની સામે પણ તે ટકી રહે ને તૂટે નહીં. તે ન ટકી શકે તો હિંદની બૂરી દશા થઈ સમજવી. આપણા ઘણા ટીકાકારો કહે છે તેમ આપણે સ્વતંત્રતાને લાયક નથી એવું કહેવાનું કોઈ નેયે માટે સહેલું ન થવા દો. એ ટીકા કરનારાઓને જવાબ આપવાને અનેક દલીલો મારા મગજમાં ઊભરાય છે. પણ એવી દલીલો ઉઠાવ્યે આપણને મળતું સમાધાન નજીવું છે. આપણી સહિષ્ણુ અને ભેગી સંસ્કૃતિ આપમેળે પોતાની પ્રકૃતિની સાબિતી આપી શકતી નથી એથી કીડીદર ઊભરાતી વસ્તીવાળા આ ભવ્ય દેશને વિષેનું તેના એક ચાહક તરીકેનું મારું અભિમાન ઘવાય છે.

## હિંદ નિષ્ફળ નીવડશે તો?

હિંદ નિષ્ફળ નીવડશે તો એશિયાનો અંત આવશે. બહુ જ યથાર્થ રીતે હિંદને અનેક ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓના સમન્વયની

ભૂમિ તરીકે ઓળખાવવામાં આવ્યું છે. એશિયા, આફ્રિકા અગર બીજા કોઈ પણ ખંડમાં હસ્તી ધરાવતી સૌ કોઈ શોષિત તેમ જ કચડાયેલી પ્રજાને માટે હિંદ આશારૂપ થાઓ અને હમેશ તેવું રહો.

## પરવાના વિનાનાં હથિયારો

આ વાત પરથી વગર પરવાને છુપાવીને રાખવામાં આવતાં હથિયારોના બાઉને વિષે તમને કહેવાનું મને યાદ આવે છે. બેશક, એવાં કેટલાંક હથિયારો છતાં થયાં છે. છૂટક છૂટક થોડાં થોડાં રાજી-ખુશીથી લોકો મને સોંપી જાય છે. એ બધાં હથિયારો અલબત્ત છતાં થવાં જોઈએ. બ્રિટિશ અમલ દરમિયાન પણ લોકો છૂપી રીતે હથિયારો રાખતા. તે વખતે તેની કોઈને પડી નહોતી. કોઈ સ્થળ પર દારૂગોળાના ભંડાર સંતાડેલા પડ્યા છે એવી પાકી ખાતરી થાય તો તે બધાને પણ બેલાશક ઉડાવી દો. પણ વાત મોટી ને કામ થોડું એવું આમાં ન થવા દેશો. અને હવે આપણે સ્વતંત્ર થયા છીએ એવો દાવો રાખીએ છીએ ત્યારે બ્રિટિશોને માટે એક અને આપણે પોતાને માટે જુદો નિયમ ન બનાવીએ. કોઈ પણ માણસને મારવો છે તેટલા ખાતર તેને આપણે હલકું નામ ન આપીએ. આ બધી વાતનો સાર એ છે કે સાઠ સાઠ વરસની જહેમત પછી મેળવેલી સ્વતંત્રતાને લાયક થવાને આપણી સામે આવીને ખડી થયેલી કઠણ મુશ્કેલીઓનો પણ આપણે બહાદુરીથી સામનો કરીએ. તેમનો ખુલ્લી છાતીએ ટટાર ખડા રહીને મુકાબલો કરશું તો આપણે એ કસોટીમાંથી વધારે લાયક અને વધારે ઉમદા બનીને બહાર આવીશું.

## વધુમતી વસ્તીની ફરજ

લઘુમતી કોમનો એકેએક માણસ દેશદ્રોહી છે એવા ડરના માર્યા તે બધાને મારી નાખવા અથવા દેશમાંથી હાંકી કાઢવા એ સાચે જ વધુમતી કોમની મોટી નામરદાઈ છે. વધુમતી કોમ લઘુમતી કોમના હકોને માટે પૂરી ચીવટથી કાળજી રાખે એ જ એને છાજે. એ હકોની અવગણના કરવાથી વધુમતી હાંસીપાત્ર ઠરે છે. પોતાની જાતને વિષે દૃઢપણે શ્રદ્ધા રાખવી અને સાચા અગર નામના દુશ્મનો પર નીડરપણે

હિંમતથી ભરોસો રાખવો એ જ કોઈ પણ કોમની સારામાં સારી સલામતી છે. તેથી મારા અંતરમાં રહેલી બધી લાગણીથી હું સૌને વીનવું છું કે દિલ્હીના સૌ હિંદુઓ, શીખો અને મુસલમાનો પરસ્પર દોસ્તી ભાવે એકત્ર થાઓ અને આખા હિંદને બલકે આખી દુનિયાને એક ઉમદા દાખલો પૂરો પાડો. હિંદના બીજા ભાગોમાં લોકોએ જે કંઈ કર્યું હશે અગર લોકો જે કંઈ કરે છે તે બધું દિલ્હીના લોકો ભૂલી જાય. એ રીતે જ ખાનગી રીતે વેર લેવાનું અને બદલો વાળવાનું જે ભૂંડું ઝેરી કૂંડાળું શરૂ થયું છે તેને તોડવાનો દાવો અભિમાનપૂર્વક દિલ્હી કરી શકશે. વેર અગર બદલો લેવાનું કામ રાજ્યનું છે, છૂટક છૂટક વ્યક્તિઓ અગર પ્રજાજનોનું નથી.

## ૧૨

૨૩–૯–’૪૭

### જાહેર એકરાર

પ્રાર્થના બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે ગઈ કાલે સાંજની પ્રાર્થનાસભાની આગળ શ્રી મનુ ગાંધી અને શ્રી આભા ગાંધીએ જે માફીપત્ર વાંચી સંભળાવ્યું હતું તે તમારામાંના ઘણાએ સાંભળ્યું હશે. રવિવારે સાંજની પ્રાર્થનામાં એ બન્ને જણ ભજન ગાતાં હતાં ત્યારે સૂર ચૂકી ગયાં હતાં અને તેથી પોતાનું હસવું રોકી શક્યાં નહોતાં. આથી મને ઊંડું દુઃખ થયેલું. એ બહેનોને પ્રાર્થનાના મહત્ત્વનું ભાન નથી એટલું એ પરથી સ્પષ્ટ થાય છે. પાછળથી આ અવિવેકને સારુ તે બન્નેએ મારી માફી માગી. મારી માફી માગવાની તો કોઈ જરૂર નહોતી કેમ કે મને તેમના પર કોઈ જાતનો રોષ ન હતો. ગુસ્સો તો મને મારી જાત પર આવ્યો કે ભલા! આ બે કન્યાઓ આટલા વખતથી તારી સંભાળ નીચે ઊછરી છે તોયે તેમના મન પર પ્રાર્થનાને સમયે ઈશ્વરમાં લીન થઈ જવાની જરૂર તું ઠસાવી શક્યો નથી! એ બન્નેએ માફી માગી પોતાનો પસ્તાવો જાહેર કર્યો તેથી મારો રોષ ઓછો થયો ને મને કંઈક રાહત મળી. મેં તેમને જાહેર

રીતે માફી માગવાનું સૂચવ્યું. તેમણે બન્નેએ બહુ ખુશીથી મારી સલાહ સ્વીકારી. હું પોતે એવું માનનારો છું કે ભૂલ અગર પાપનો સાચા દિલથી જાહેર એકરાર કરવાથી એકરાર કરનાર શુદ્ધ થાય છે અને ફરી વાર એવી ભૂલ અગર પાપ ન થાય તેવી સલામતી મેળવે છે.

## ડહાપણનાં મોતી

કુરાનની આયતના પાઠની સામે વાંધો ઉઠાવવામાં આવે છે તે વાતને યાદ કરી ગાંધીજી આગળ બોલ્યા કે પાકિસ્તાનમાં હિંદુઓ ને શીખો તરફ જે જાતનું વર્તન બતાવવામાં આવ્યું છે તેથી તમને રોષ થાય અને તમે તેનો વિરોધ કરો એ સ્વાભાવિક છે. એવો વિરોધ કરવાનો તમને હક છે. પણ તેથી તમારે કુરાનની સૂરાના પાઠનો વિરોધ કરવાનો ન હોય. ગીતામાં, કુરાનમાં, બાઇબલમાં, ગ્રંથ સાહેબમાં અને ઝંદ અવસ્તામાં ડહાપણનાં રત્નો જેવાં વચનો ભરેલાં છે. અલબત્ત એવું બનવાનો પૂરો સંભવ છે કે એ ધર્મગ્રંથોને અનુસરનારા લોકો તેમાંના ઉપદેશોને ખોટા પાડે.

## બહાદુરીભેર જીવવાની કળા

આ પછી પોતાના રોજના કામની વાત પર આવતાં ગાંધીજી બોલ્યા કે આજે રાવળપિંડીથી તેમ જ ડેરા ગાઝીખાનથી આવેલાં શીખ અને હિંદુઓનાં પ્રતિનિધિમંડળને હું મળ્યો. રાવળપિંડીની જાહોજલાલીમાં હિંદુઓ ને શીખોનો મોટો ફાળો છે. તેમણે જ રાવળપિંડી ઘડયું છે.' એમની સ્થિતિ પણ ત્યાં ઘણી સારી હતી. આજે એ બધા માથે છત્ર વિનાના નિરાધાર નિરાશ્રિતો બન્યા છે. આથી મને ભારે દુઃખ થાય છે. આજનું લાહોર જેવું છે તેવું હિંદુ ને શીખોએ નથી બનાવ્યું? આજે પોતાની ભૂમિમાંથી તેમને દેશવટો લેવો પડ્યો છે. એ જ રીતે આ દિલ્હી શહેરના ઘડતરમાં મુસલમાનોનો ફાળો કંઈ જેવો તેવો નથી. એ રીતે વિચાર કરતાં તમારા સૌના ખ્યાલમાં આવશે કે ગઈ તારીખ પંદરમી ઑગસ્ટને દિવસે અંગ્રેજો પાસેથી જે હિંદ આપણને મળ્યું તેના ઘડતરમાં બધીયે કોમોનો ફાળો છે. મને રજભારે શંકા નથી કે પાકિસ્તાનનો રાજવહીવટ કરનારા

લોકોએ પાકિસ્તાનના એકેએક ભાગમાં હજી રહેતા શીખો તેમ જ હિંદુઓને પૂરેપૂરું રક્ષણ આપવું જોઈએ. વળી બન્ને સરકારોની પોતપોતાની લઘુમતી કોમોનું રક્ષણ માગવાની એવી જ ફરજ છે. મને ખબર મળી છે કે રાવળપિંડીમાં અઢાર હજાર અને વાહની છાવણીમાં ત્રીસ હજાર શીખ ને હિંદુ હજી રહ્યા છે. એમને હું આપતો આવ્યો છું તે જ સલાહ આપીશ કે તમારાં ઘરબાર છોડી ભાગી જવાને બદલે તમારે તેના રક્ષણને માટે જરૂર પડે તો એકેએક જણે ખપી જવાને તૈયાર રહેવું જોઈએ. આબરૂભેર હિંમતથી મરણને ભેટવાની કળા સાધવામાં કશી ખાસ તાલીમ લેવાની જરૂર નથી. એને માટે ઈશ્વર પર ઇતબાર રાખવાની જરૂર છે. એવો ઇતબાર રાખી નીડરપણે મોતને ભેટવાની કળા હાથ કરશો તો તમારી સ્ત્રીઓનાં અપહરણો નહીં થાય, તમને કોઈ જબરદસ્તીથી વટલાવી નહીં શકે. હું જાણું છું કે વહેલામાં વહેલી તકે હું પંજાબ જાઉં એ માટે તમે સૌ આતુર છો. હું પોતે પણ પંજાબ જવાને આતુર છું. પણ અહીં દિલ્હીમાં હું નિષ્ફળ જાઉં તો પાકિસ્તાનમાં કેવી રીતે સફળ થાઉં ? મારે પાકિસ્તાનના એકેએક ભાગમાં ને એકેએક પ્રાંતમાં ઇશ્વર સિવાય કોઈપણ વળાવિયાને સાથે રાખ્યા વિના જવું છે. ત્યાં જેવા બીજા સૌના તેવા જ મુસ્લિમોના દોસ્ત તરીકે મારે જવું છે. મારી જિંદગી હું તે સૌને સોંપી દેવા માગું છું. મને આશા છે કે મારો જીવ જે કોઈ લેવા માગતો હશે તેને હાથે હું આનંદથી મરીશ. એ રીતે મેં આજ સુધી બધાને જે કરવાની સલાહ આપી છે તે મેં કર્યું હશે.

## નિરાશ્રિતો માટે ઘરો

આજે નિરાશ્રિતોએ રહેવાને માટે ઘરોની પણ મારી પાસે માગણી કરી. મેં તેમને કહ્યું કે ખુદાની સરજેલી આ જમીન છે અને માથે આસમાનનું છત્ર છે. એટલે જેમાંથી મુસ્લિમોને જબરદસ્તીથી હાંકી કાઢવામાં આવ્યા છે તેવાં ઘરોને બદલે આવી ઇશ્વરે આપેલી સગવડથી ચલાવી લેવું બહેતર છે. અને મેં તેમને કહ્યું કે તમે બધા જો મજૂરી કરો તો એક જ દિવસમાં જરૂરી છાપરાં ઊભાં કરી શકો. અને

વધારામાં તેથી એવું બનશે કે નિરાશ્રિતોનો રોષ ઓછો કરી મારાથી પંજાબ તરત જઈ શકાય એવું વાતાવરણ તમે નિર્માણ કરશો.

## ૧૩

૨૪–૯–'૪૭

### હિન્દની ડોલતી નાવ

આજે પ્રાર્થનામાં ગવાયેલા ભજનને પોતાનો વિષય બનાવી ગાંધીજી પ્રાર્થના પછીનું પોતાનું પ્રવચન શરૂ કરતાં બોલ્યા કે આજના ભજનનું ધ્રુવપદ હિંદની આજની દશાનો આબેહૂબ ચિતાર આપે છે. ભજનમાં કવિ પોતાની નાજુક હોડીને દરિયાપાર લઈ જવાને ઈશ્વરને વીનવે છે.

### સરકારોને કામ કરવાની સંધિ આપો

આજે વેરની અને સામો બદલો લેવાની ભાવના વાતાવરણમાં ચારે કોર ફેલાઈ છે. દિલ્હીમાં આવી રહેલા હિંદુઓ ને શીખો કહે છે કે અમારે અહીં મુસલમાનોનું કામ નથી. તેઓ દલીલ કરે છે કે અમને પાકિસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યા તો અહીં હિંદી રાજ્યસંઘના મુલકમાં અથવા કંઈ નહીં તો દિલ્હીમાં મુસ્લિમોને શા સારુ રહેવા દેવા જોઈએ? હું કબૂલ કરું છું કે 'લડકે લેંગે પાકિસ્તાન' એ પોકાર ચાલુ કરવામાં મુસ્લિમ લીગે મહા ખોટું કામ કર્યું છે. લડીને પાકિસ્તાન લેવાની વાત બને એવું મેં કદી માન્યું નથી. હકીકતમાં બળજબરીથી મુસ્લિમ લીગવાળા મુલકના ભાગલા પડાવવામાં કદી ન ફાવ્યા હોત. કૉંગ્રેસ અને બ્રિટિશ લોકોએ સંમતિ આપી ન હોત તો આજે પાકિસ્તાન ક્યાંથી હોત? બેશક, પાકિસ્તાનની સ્થાપના થયા પછી હવે કોઈ પોતાનું વચન ફેરવી તોળી અસલ સ્થિતિ પાછી ઊભી કરી ન શકે. પાકિસ્તાન મળ્યું છે તે જાળવી રાખવાનો પાકિસ્તાનના મુસલમાનોનો હક છે. પણ એ લોકોએ સ્વતંત્રતા કેવી રીતે મેળવી છે એનો આપણે થોડો વિચાર કરીએ. સ્વતંત્રતાને માટે લડનારો મુખ્ય પક્ષ કૉંગ્રેસ હતો. નિઃશસ્ત્ર પ્રતિકાર તેનું શસ્ત્ર હતું. હિંદના નિઃશસ્ત્ર પ્રતિકારની સામે નમતું આપવાની બ્રિટિશ સત્તાને

ફરજ પડી અને અહીંથી તેમણે પોતાનું રાજ સંકેલી લીધું. એટલે હવે બળજબરીથી પાકિસ્તાનને મિટાવવાનો અર્થ સ્વરાજને મિટાવી દેવાનો થાય. આજે હિંદમાં બે સરકારો રાજવહીવટ ચલાવે છે. હરેક પ્રજાજનની ફરજ છે કે બન્ને સરકારોને અંદર અંદર લડી લઈને ફેંસલો કરી લેવા દે. આજે જેટલાં માણસોની રોજ રોજ કતલ થાય છે એ એક ગુનાહિત બગાડનું કૃત્ય છે, તેનાથી કોઈને લાભ નથી અને સૌને અપાર નુકસાન થાય છે.

લોકો આજે કાયદાનો અમલ ફગાવી દઈ અંદર અંદર લડશે તો તે પરથી એટલું જ સાબિત થશે કે આપણામાં સ્વતંત્રતાને પચાવવાની તાકાત નથી. બન્નેમાંથી એક સંસ્થાન પણ પૂરેપૂરું યોગ્ય તેમ જ સાચું વર્તન રાખશે તો બીજાનેયે તેમ કરવાની ફરજ પડશે. યોગ્ય રીતે વર્તનાર સંસ્થાનને આખી દુનિયાનો ટેકો મળશે. સાચે જ, કૉંગ્રેસના સળંગ ઇતિહાસ પર પાણી ફેરવી આપણે જેમાં બીજી કોઈ પણ કોમને સ્થાન ન હોય એવા હિંદુ રાજ્યમાં તો હિંદી રાજ્યસંઘને નથી પલટી નાખવો? હું આશા રાખું છું કે એવી કરણી વડે આપણે આપણી જાતને હલકી નહીં પાડીએ.

## જૂનાગઢ

અત્યારે જૂનાગઢમાં શું ચાલી રહ્યું છે તેનો તમે સૌ વિચાર કરો. શું એક બાજુ પર જૂનાગઢ અને બીજી બાજુ પર કાઠિયાવાડનાં બીજાં બધાં રાજ્યો વચ્ચે લડાઈ થવાની છે? જૂનાગઢ સિવાયનાં કાઠિયાવાડનાં રાજ્યોનાં રાજા અને પ્રજા ખરેખર એકત્ર થશે તો મને ખાતરી છે કે કાઠિયાવાડનાં બીજાં રાજ્યોથી જૂનાગઢ કદી અળગું નહીં રહી શકે. પરંતુ એને માટે કાયદાનું પાલન અને તેનો અમલ તદ્દન જરૂરી છે.

## ૧૪

૨૫–૯–'૪૭

### હિંદી રાજ્યસંઘની સરકારની ફરજ

પ્રાર્થના બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે પ્રાર્થના શરૂ થઈ તે પહેલાં કોઈકે મને એક ચિઠ્ઠી મોકલી છે. તેમાં મોકલનાર જણાવે છે કે પાકિસ્તાનની સરકાર પોતાના રાજ્યમાંથી હિંદુઓને ને શીખોને હાંકી કાઢે છે. તમે હિંદી રાજ્યસંઘની સરકારને સલાહ આપો છો કે સરકારે પોતાના મુલકમાં મુસલમાનોને સરખા દરજ્જાના પ્રજાજનો તરીકે રાખવા જોઈએ. આમ હિંદની સરકાર આવો બેવડો બોજો કેવી રીતે ઉઠાવી શકશે?

આ સવાલના જવાબમાં પહેલું તો મારે એ સ્પષ્ટ કરવું છે કે હિંદુઓ ને શીખો તરફ પાકિસ્તાનમાં જે ગેરવર્તન ચલાવવામાં આવે છે તે વિષે હિંદી રાજ્યસંઘની સરકારે બેપરવા રહેવું એવી મારી સલાહ નથી. એ લોકોને બચાવી લેવાને જે કંઈ કરવું ઘટે તે કરવાની હિંદી સરકારની ફરજ છે. પરંતુ પાકિસ્તાનની જે રીતરસમો છે એમ જણાવવામાં આવે છે તેની નકલ કરી અહીંથી મુસલમાનોને હાંકી કાઢવા એવું હું કદી સૂચવવા ઇચ્છતો નથી. અલબત્ત, પોતાની રાજીખુશીથી જે લોકો પાકિસ્તાનમાં જવા માગતા હોય તેમને સરહદ સુધી સલામતીનો બંદોબસ્ત કરીને મોકલી આપવા જોઈએ. પાકિસ્તાનમાં વસતા હિંદુ ને શીખની સલામતીની ખાતરી મેળવવાની ફરજ હિંદી રાજ્યસંઘની સરકારની છે. પરંતુ સરકાર એ ફરજ અદા કરી શકે તેટલા ખાતર તેને જે કંઈ કરવું ઘટે તે કરવાની પૂરી સ્વતંત્રતા આપવી જોઈએ અને તેને એકેએક હિંદીનો સાચા દિલનો પૂરેપૂરો સહકાર મળવો જોઈએ. હરેક પ્રજાજન કાયદાનો અમલ કરવાનું કામ પોતાના હાથમાં લઈ લે એ સહકારનું લક્ષણ નથી. આપણી સ્વતંત્રતા હજી એક માસ ને દશ દિવસનું નાનું બચ્ચું છે અને આપણા લોકો

સામો બદલો લેવાની પાગલપણાની પ્રવૃત્તિ ચાલુ રાખશે તો એ બચ્ચાને બચપણમાં જ મારી નાંખશે.

## ધર્મનો વિજય

' ત્યાર બાદ રામાયણની કથા શ્રોતાઓને સંભળાવતાં ગાંધીજી બોલ્યા કે મહા જોરાવર રાવણ અને વનવાસ ભોગવતા રામની વચ્ચે થયેલા અણુસરખા યુદ્ધમાં રામનો વિજય તે ચુસ્તપણે ધર્મને વળગી રહ્યા તેથી થયો હતો. બન્ને પક્ષો જો ગેરકાયદે કૃત્યો કરવામાં મચ્યા રહે તો કોણ કોનો વાંક કાઢી શકશે ? કોણે ગેરકાયદે કામો કરવાનું શરૂ કર્યું અગર કોણે કેટલાં વધારે એવાં કામ કર્યાં એ સવાલનો જવાબ મેળવવાથી આપણી ગેરવર્તણૂકને સમર્થન ન મળી શકે.

## દગાની સજા

આપણા લોકો બહાદુર છે. એમણે મહા જોરાવર બ્રિટિશ સલ્તનતનો સામનો કર્યો છે. તો પછી આજે એ નબળા કેમ પડ્યા ? શૂરા લોકો ઈશ્વર સિવાય બીજા કોઈનો ડર રાખતા નથી. મુસલમાનો દગો દેશે તો પોતાના દગાથી જ માર્યા જશે. રાજ્યને દગો દેવાનો ગુનો બધા રાજ્યોમાં સૌથી મોટો ગણાય છે. કોઈ પણ રાજ્ય રાજ્યદ્રોહીઓને સંઘરી ન શકે. પણ કેવળ વહેમથી અમુક વર્ગના અથવા કોમના લોકોને રાજ્યમાંથી હાંકી કાઢવાની વાત કોઈનેયે છાજે તેવી નથી.

## પોલીસ અને લશ્કરનાં માણસોની ફરજ

મારા સાંભળવામાં આવ્યું છે કે પોલીસવાળા અને લશ્કરવાળા પાકિસ્તાનમાં મુસલમાનોની અને હિન્દમાં હિન્દુઓની તરફદારી કરે છે. આવું જાણીને મને ઊંડું દુઃખ થયું. પોલીસવાળા ને લશ્કરવાળા પરદેશી હકૂમતની નોકરી કરતા હતા ત્યારે પોતાની કેવી જાતનું કામ કરવાની શક્તિ છે તેનો તેમને વિચાર કરવાની જરૂર નહોતી. પરંતુ આજે બ્રિટિશ અમલદારો સમેત લશ્કરનાં બધાં માણસો રાષ્ટ્રના સેવકો છે એટલે લાંચરુશવતથી અને પક્ષપાતથી પર રહેવાની તેમની પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે.

પ્રજાને મારે કહેવું છે કે પોલીસ અગર લશ્કરથી ડરશો મા. આખરે જુઓ તો આ વિશાળ દેશમાં વસતા કરોડોની સરખામણીમાં એમની સંખ્યા નજીવી છે. એટલે એ કરોડો લોકો પોતાના વર્તનમાં સાચા રહે તો લશ્કર અને પોલીસનો પણ તેમ કર્યા વિના છૂટકો નહીં થાય.

### આગને કેમ ઠારવી

આજે દિવસ દરમિયાન મારે ગવર્નર-જનરલ સાથે મુલાકાત થઈ. ત્યાર બાદ દિલ્હીમાં વસતા હરેક કોમના આગેવાન કાર્યકર્તાઓ અને શહેરીઓને હું મળ્યો. ત્યાર પછી કોંગ્રેસની કારોબારીની સભામાં મેં હાજરી આપી. એ બધે સ્થળે એકના એક સવાલની ચર્ચા થઈ કે વેરઝેર અને પરસ્પર દ્વેષની આ આગ કેમ શમાવવી. એને માટે માણસે તો પોતાથી બને તે બધું કરી છૂટવાનું છે ને ફળને માટે ઈશ્વર પર ભરોસો રાખવાનો છે કેમ કે જે લોકો જાતે મહેનત કરે છે તેમને જ ઈશ્વર સહાય કરે છે.

## ૧૫

૨૬–૯–'૪૭

પ્રાર્થના શરૂ કરતાં પહેલાં પોતાના હમેશના રિવાજ મુજબ ગાંધીજીએ એકઠા મળેલા શ્રોતાઓને પૂછ્યું કે કુરાનની આયતના પાઠ સમેત પ્રાર્થના થાય તેની સામે તમારામાંથી કોઈને વાંધો છે? એક જુવાન શ્રોતાએ જવાબમાં કહ્યું કે પ્રાર્થનામાંથી કુરાનની સૂરાનો પાઠ બાદ રાખવો જોઈએ. ગાંધીજીએ તેને જવાબમાં જણાવ્યું કે એ મારાથી ન બને. આખી પ્રાર્થના જોઈએ તો હું પડતી મૂકું. શ્રોતાઓમાંથી ઘણાએ કહ્યું કે અમારે એવું નથી જોઈતું, અમારે આખી પ્રાર્થના જોઈએ છે. આ પછી વાંધો ઉઠાવનાર ભાઈ ચૂપ રહ્યા.

### ગ્રંથ સાહેબ

પ્રાર્થના પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે બાબા ખડગસિંઘના અનુયાયી કેટલાક શીખ મિત્રોની સાથે આજે

મારે મુલાકાત થઈ. તેમણે મને કહ્યું કે આજે ચાલી રહેલી હેવાનિયત-ભરેલી કતલ શીખ ધર્મથી વિરુદ્ધ છે બલ્કે કોઈ પણ ધર્મની સાથે એવી કરણીનો મેળ નથી. તેમનામાંના એક ભાઈએ ગ્રંથ સાહેબમાંથી એક નોંધવા જેવો શ્લોક કહી સંભળાવ્યો. તેમાં ગુરુ નાનક કહે છે કે ઈશ્વરને તમે અલ્લા, રહીમ વગેરે ગમે તે નામથી ઓળખી શકો. ઈશ્વર તમારા હૃદયમાં હોય તો તેને તમે કયે નામે ઓળખાવો એ બહુ મોટી બાબત નથી. કબીરની માફક ગુરુ નાનકે જુદા જુદા ધર્મોનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો હતો. તમારા બધાની આગળ વાંચી સંભળાવવાને ગ્રંથ સાહેબમાંનો એ શ્લોક મેં લખાવી લીધો છે પણ તે લાવવાનું હું ભૂલી ગયો છું. આવતી કાલે તે હું લેતો આવીશ.

## ગાંધીજીની ઉમેદ

આજે લાહોરના પંડિત ઠાકુર દત્ત મારી મુલાકાતે આવ્યા હતા. તેમણે તેમનાં વીતક મને કહી સંભળાવ્યાં. પોતાની વાત કરતાં તેમની આંખમાંથી આંસુ વહેતાં હતાં. તેમણે મને કહ્યું કે લાહોર છોડવાની મને ફરજ પડી છે. પાકિસ્તાનમાં દમદાટી મળે અગર જબરજસ્તી થાય તેથી ભાગી ન જતાં પોતાના સ્થાનને વળગી રહેવું એ બહેતર છે એવી જે તમારી સલાહ છે તેને હું માનું છું. પણ એ સંગીન સલાહને અનુસરવાની મારી શક્તિ નથી. છતાં લાહોર પાછા જઈ મોતનો સામનો કરવાને હું તૈયાર છું. મેં તેમને કહ્યું કે તમારે હવે પાછા જવાની જરૂર નથી. દિલ્હીમાં શાન્તિ ફરી સ્થાપવાના કામમાં તમારી અને બીજા હિંદુ તેમ જ શીખ મિત્રોની મદદની મારે જરૂર છે. અહીં શાન્તિ સ્થપાયા બાદ પશ્ચિમ પાકિસ્તાનમાં હું નવા જોમથી જઈ શકીશ. પશ્ચિમ પંજાબનાં લાહોર, રાવળપિંડી, શેખપુરા વગેરે સ્થળોએ મારે જવું છે. સરહદ પ્રાંતમાં અને સિંધમાં પણ મારે જવું છે. હું સૌનો સેવક ને શુભેચ્છક છું. એટલે મને ખાતરી છે કે ગમે તે સ્થળે જતાં મને કોઈ રોકવાનું નથી. મારે સાથે લશ્કરના વળાવા રાખવા નથી. મારી જિંદગી હું લોકોના હાથમાં મૂકી દેવાનો છું. જે જે શીખ અને હિંદુને પાકિસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યો

છે તે દરેક આબરૂ ને મોભાની સાથે પોતાને અસલ મુકામે પાછો ન ફરે ત્યાં સુધી હું જંપવાનો નથી.

### શરમની વાત

પંડિત ઠાકુર દત્ત નામાંકિત વૈદ છે. ઘણા મુસલમાનો તેમની પાસે ઔષધ કરાવતા. ઘણા મુસલમાનો તેમના મિત્રો છે. ઠાકુરજી તેમની દવા મફત કરતા. આવા માણસને લાહોર છોડવું પડ્યું એ મોટી શરમની વાત છે. એવી જ રીતે મરહૂમ હકીમ અજમલખાને દિલ્હીમાં, હિંદુ ને મુસલમાન બન્નેની સેવા કરી હતી. તેમણે વૈદકનું જ્ઞાન આપવાને તિબ્બી કૉલેજ શરૂ કરેલી અને તેનું ઉદ્ઘાટન મારે હાથે થયેલું. હકીમ અજમલખાનના વારસોને તિબ્બી કૉલેજ અને દિલ્હી શહેર છોડી જવું પડે તે મોટી શરમની વાત ન કહેવાય ? બધા મુસલમાનો દેશને બેવફા અથવા દેશદ્રોહી હોય નહીં અને જે દગાખોર સાબિત થશે તેમની સામે સખતાઈથી કામ લેવાને સરકાર બેઠી છે.

### અન્યાય બરદાસ્ત ન જ થાય

દરેક પ્રકારના લડાઈઝઘડાનો અને યુદ્ધોનો હું વિરોધી છું. પરંતુ પાકિસ્તાન પાસેથી ન્યાય મેળવવાનો બીજો કોઈ રસ્તો ન રહે, પાકિસ્તાન પોતાની સાબિત થયેલી ભૂલ સ્વીકારવાનો ઇન્કાર કરવાનું ચાલુ રાખે ને તેને નજીવી દેખાડવાની કોશિશ કર્યા કરે તો હિંદી રાજ્યસંઘની સરકારનો તેની સામે યુદ્ધ કર્યા વિના છૂટકો નહીં થાય. યુદ્ધ એ કંઈ મજાક નથી. કોઈને યુદ્ધ જોઈતું નથી, જોઈએ નહીં. કેમ કે એ રસ્તે સર્વનો વિનાશ છે. પરંતુ અન્યાય સહન કરી લેવાની સલાહ હું કોઈને ન આપું. ન્યાયી કામને અર્થે લડતો લડતો એકેએક હિંદુ ખપી જાય તો તેની હું પરવા ન કરું. પાકિસ્તાન અને હિંદ વચ્ચે યુદ્ધ થાય તો હિંદુઓ પાકિસ્તાનમાં પાંચમી કતારિયા દ્રોહીઓ થઈને ન રહી શકે, એવું કોઈ ચલાવી ન લે. તેમનાથી પાકિસ્તાનને વફાદાર ન રહેવાય તો તેઓ ત્યાંથી ચાલી આવે. એવી જ રીતે બન્ને રાજ્ય વચ્ચેના યુદ્ધના સંજોગમાં જે મુસલમાન પાકિસ્તાનને વફાદાર રહેવા માગતો હોય તેણે હિંદી રાજ્યસંઘમાં ન રહેવું જોઈએ. હિંદુઓને અને શીખોને

ન્યાય મેળવી આપવાનું કામ સરકારનું છે. પ્રજા પોતાની મરજી પ્રમાણે ચાલવાને સરકારને ફરજ પાડી શકે છે. મારી પોતાની વાત જુદી છે. મારો રસ્તો જુદો છે. હું સત્ય ને અહિંસારૂપી ઈશ્વરને ભજું છું.

### હિંદુ જ હિંદુ ધર્મનો નાશ કરી શકે

એક જમાનામાં હિંદુસ્તાન મારી વાત સાંભળતું. આજે હું પાછળ પડી ગયેલો ગણાઉં છું. મને કહેવામાં આવે છે કે નવી વ્યવસ્થામાં તમારું સ્થાન નથી કેમ કે તેમાં અમારે સંચા, યંત્રો, નૌકાદળ, હવાઈદળ ને એવું બધું ઘણું જોઈએ. એમાં તમે ન ચાલો. હું પણ એ બધી વાતમાં સામેલ ન થઈ શકું, કદી ન થઈ શકું. જે શક્તિથી આપણે સ્વરાજ મેળવ્યું તે જ શક્તિનો આધાર લઈ અમે સ્વરાજ્યને જાળવીશું એવું કહેવાની તમારામાં હિંમત હોય તો મને તમારો માણસ ગણી લેજો. પછી મારી શારીરિક અશક્તિ અને મારી ગમગીની પલકવારમાં ઊડી જશે. મુસલમાનો એવું કહેતા હોવાનું જણાવવામાં આવે છે કે 'હંસકે લિયા પાકિસ્તાન, લડકે લેંગે હિંદુસ્તાન'. મારું ચાલે તો લશ્કરને જોરે એટલે કે શસ્ત્રાસ્ત્રોની તાકાતથી તેમને હું કદી હિંદુસ્તાન લેવા ન દઉં. બીજા કેટલાક મુસલમાનોને આખાયે હિંદને ધર્માંતરથી મુસલમાન બનાવવાનાં સ્વપ્નાં આવે છે. પરંતુ યુદ્ધની જબરજસ્તીથી એવું કદી ન બની શકે. પાકિસ્તાન હરગિજ હિંદુ ધર્મનો નાશ નહીં કરી શકે. હિંદુઓ જાતે જ પોતાનો ને પોતાના ધર્મનો નાશ કરી શકે. એ જ પ્રમાણે ઇસ્લામનો હિંદના હિંદુઓ નહીં પણ પાકિસ્તાનના મુસ્લિમો જ નાશ કરી શકે.

### सत्यमेव जयते

હવે છેવટે એક સવાલનો જવાબ આપી લઉં. ગઈ કાલે પ્રાર્થના પૂરી થયા બાદ એક ભાઈએ મને પૂછ્યું હતું કે તમે મહાત્મા છો તો હિંદુસ્તાનને, હિંદુઓને અને શીખોને કોઈ ચમત્કાર કરીને ઉગારી કેમ નથી લેતા? એ ભાઈને પ્રથમ તો મારે જણાવવું જોઈએ કે મહાત્માપણાનો દાવો મેં કદી કર્યો નથી. તમારા સૌના જેવો જ હું એક સામાન્ય માણસ છું. અને વધારામાં તમારા કરતાં ઘણો નબળો છું.

મારી તરફેણમાં ગણાવી શકાય એવો તમારી વચ્ચે ને મારી વચ્ચેનો એક ફરક છેઃ સંભવ છે કે ઈશ્વર વિષેની મારી શ્રદ્ધા તમારી શ્રદ્ધાના કરતાં વધારે દૃઢ હોય. હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી એમ સૌ હિંદીઓ હિંદને ખાતર પોતાનું જીવન સમર્પણ કરવાને તૈયાર હોય તો તેને કશી આંચ આવવાની નથી. આપણા ઋષિઓએ જે કહ્યું છે તેની હું તમને યાદ આપવા માગું છુંઃ सत्यमेव जयते, नानृतम् । એક સત્યનો જ જય છે, અસત્યનો કદી નહીં.

૨૭-૯-'૪૭

# ૧૯

## સૌથી મોટો વૈદ રામ

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે આજે છાપાંઓમાં મારી માંદગી વિષે એક ફકરો છપાયો છે. મારી જાણ બહાર એ છપાયો છે અને તેથી મને દુઃખ થયું છે. કામમાં ખલેલ પાડે એવી માંદગી તો હતી જ નહીં અને મને ક્યારનુંયે સારું લાગવા માંડ્યું છે. આ વાતને આટલું બધું મહત્ત્વ ન અપાય. ડૉ. દીનશા મહેતા મારા અંગત દાક્તર છે એવું પણ સમાચારમાં જણાવવામાં આવ્યું છે. એ વાત પણ ખોટી છે. દાક્તરે મને કહ્યું કે આવી વાત બહાર પડી તેને માટે તે પોતે જરાયે જવાબદાર નથી. દાક્તર દીનશા મહેતા મારા બોલાવવાથી અહીં આવ્યા છે પણ દાક્તર તરીકે મારી સંભાળ રાખવાને નથી આવ્યા. દાક્તરને થોડી આધ્યાત્મિક મૂંઝવણ થઈ છે તેથી તેઓ મારી સાથે ચર્ચા કરવાને આવ્યા છે. દાક્તર મહેતા કુદરતી ઉપચારવાળા છે. તેઓ મારા મિત્ર છે અને તેમણે ઘણી વાર મને મદદ કરી છે. પણ દાક્તર તરીકે તેમની સહાયની મારે જરૂર નથી.

ડૉ. સુશીલા નય્યર, ડૉ. જીવરાજ મહેતા, ડૉ. બી. સી. રૉય, ડૉ. ગિલ્ડર અને મરહૂમ ડૉ. અનસારી એ બધાં મારા અંગત દાક્તરો હતાં. પણ એમનામાંથી કોઈએ મને પહેલેથી બતાવ્યા વિના

છાપામાં કદી કશું આપ્યું નથી. આજે તો મારો એકમાત્ર વૈદ મારો રામજી છે. આજની પ્રાર્થનામાં ગવાયેલા ભજનમાં કહ્યું છે તેમ આધિ, વ્યાધિ અને ઉપાધિ એ બધાંનો મટાડવાવાળો તે છે. ડૉ. દીનશા મહેતા સાથે કુદરતી ઉપચારનું ચિંતન કરતી વખતે આ વાતનું મને પ્રત્યક્ષ ભાન થયું હતું. કુદરતી ઉપચારમાં રામનામને મારા અભિપ્રાય મુજબ સૌથી પ્રથમ સ્થાન છે. જેણે રામને પોતાના હૃદયમાં સ્થાપ્યો છે તેને બીજી કોઈ મદદની, બીજા કોઈ ઇલાજની જરૂર રહેતી નથી. રામને શરણે જનારા માણસને માટીના અને પાણીના ઉપચારની પણ જરૂર રહેતી નથી. ગરજના માર્યા મારી પાસે આવનારા સૌ કોઈને મેં આ જ સલાહ આપી છે. એટલે હું જાતે બીજો રસ્તો લઉં તે મને કેમ છાજે?

સેવાને ખાતર માનવજાતની સેવા કરનારા મોટા મોટા હકીમો, વૈદો ને દાક્તરો થઈ ગયા છે. હિંદુ ને મુસલમાન, ગરીબ ને તવંગર સૌની સરખી રીતે સેવા કરનારા ડૉ. જોશીને તો તમે સૌ જાણો છો. ગરીબોની એ મફત દવા કરતા એટલું જ નહીં, તેમને પોતપોતાને મુકામે પાછા જવાનું ભાડું પણ આપતા. પરંતુ આટલું બધું જ્ઞાન મેળવ્યા પછી પણ તેમને તો આખરે ઈશ્વરનું જ શરણ લેવું હતું.

## ગ્રંથ સાહેબની ફરીથી યાદ

ત્યાર બાદ ગઈ કાલે જેને વિષે વાત થઈ હતી તે ગ્રંથ સાહેબમાંનો શ્લોક ગાંધીજીએ વાંચી બતાવ્યો. પછી ગાંધીજીએ કહ્યું કે એ શ્લોક ગુરુ અર્જુનદેવનો રચેલો છે, પણ હિંદુ ધર્મગ્રંથોમાંનાં ઘણાં ભજનોની જેમ સંતોના અનુયાયીઓ જાતે શ્લોકો કે ભજનો રચતા છતાં ઘણી વાર પોતાના ગુરુને નામે ચડાવી દેતા તેમ આ પણ ગુરુ નાનકને નામે ચાલે છે. શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે માણસ ઈશ્વરને રામ, ખુદા વગેરે ઘણાં નામોથી ઓળખે છે; કેટલાંક માણસો ગંગાજમનાની યાત્રાએ જઈ તેનાં પવિત્ર જળમાં નહાય છે તો બીજાં વળી મક્કાની હજ કરવાને જાય છે; કેટલાંક મંદિરોમાં જઈને તેની પૂજા કરે છે તો બીજાં વળી મસીદોમાં જઈ તેની બંદગી કરે છે, અને ત્રીજી જાતનાં તો વળી કેવળ માથું નમાવીને તેને નમસ્કાર કરે છે; કેટલાંક વેદનો

અભ્યાસ કરે છે તો બીજાં કુરાન પઢે છે; કેટલાંક આસમાની વસ્ત્રો તો બીજાં વળી સફેદ વસ્ત્રો પહેરે છે; કેટલાંક પોતાને હિંદુ કહીને ઓળખાવે છે તો બીજાં મુસલમાનને નામે ઓળખાય છે; પરંતુ નાનક કહે છે કે ઈશ્વરના કાનૂનને સાચેસાચ જે અનુસરે છે તે જ તેના રહસ્યને પામે છે. આ ઉપદેશ હિંદુ ધર્મમાં ઠેર ઠેર જોવાનો મળે છે. આથી સાડાચાર કરોડ જેટલા મુસ્લિમોને હિંદમાંથી કાઢી મૂકવાની વાતનું પાગલપણું સમજવાનું કામ કઠણ છે.

## એ ભૂલ હતી ખરી?

મારા પર એક આર્યસમાજી ભાઈનો કાગળ આવ્યો છે. તે ભાઈ લખે છે કે કૉંગ્રેસવાળાઓએ આજ સુધીમાં ત્રણ ભૂલો કરી હતી પણ હવે તે ચોથી સૌથી મોટી ભૂલ કરવા બેઠા છે. હિંદુસ્તાનમાં હિંદુઓ ને શીખોની જોડે મુસલમાનોને ફરી વસાવવાની તેમની વિચારણામાં એ ભૂલ રહેલી છે. હું પોતે જોકે કૉંગ્રેસની વતી બોલતો નથી તોયે કહેવાની હિંમત કરું છું કે કાગળ લખનાર ભાઈએ જેનો ભૂલ કહીને ઉલ્લેખ કર્યો છે તે કરવાને હું સદાયે તત્પર છું. માની લો કે પાકિસ્તાને પાગલપણું માંડ્યું છે, તો શું આપણે પણ તે જ રસ્તો લઈશું? થશે તો એ મોટામાં મોટી ભૂલ નહીં બલકે અવ્વલ નંબરનો ગુનો થશે. મને ખાતરી છે કે આ ઉન્માદ શમી જશે પછી સૌને ભાન થશે કે તેમની વાત ખોટી હતી અને મારી સાચી હતી.

## રાક્ષસી અસહિષ્ણુતા અને દખલ

આજે રાજકુમારી અમૃતકોરે મને જે વાત કરી તે તમને સૌને જણાવતાં મને બહુ ખેદ થાય છે. રાજકુમારી હિંદી સરકારનું તંદુરસ્તી ખાતું સંભાળે છે. તે પોતે એક ખ્રિસ્તી છે અને તે જ કારણે પોતે એક હિંદુ છે ને શીખ છે એવો દાવો રાખે છે. હિંદુ કે મુસ્લિમ બધી નિરાશ્રિતોની છાવણીઓની સ્થિતિ સારી રાખવાની તેઓ કોશિશ કરે છે. મુસ્લિમ છાવણીઓમાં સેવા કરવાને તેમણે ખ્રિસ્તી કન્યાઓ ને પુરુષોની એક ટુકડી એકઠી કરી હતી. હવે કેટલાક ક્રોધે ભરાયેલા અને સમજ વગરના માણસો એ ખ્રિસ્તીઓને દમદાટી આપે છે અને તેથી તેમાંનાં કેટલાંક પોતાનાં ઘરબાર છોડી ભાગી ગયાં છે. આ તો

રાક્ષસી કામ કહેવાય, ગજબ કહેવાય. રાજકુમારીએ મને ખબર આપી કે એક જગાએ થોડા હિંદુઓએ એ ગરીબ ખ્રિસ્તીઓને રક્ષણ આપવાની બાંયધરી આપી છે તેથી મને આનંદ થયો અને હું આશા રાખું છું કે એ બધાં સુલેહશાન્તિથી પોતપોતાને ઘેર પાછાં ફરી શકશે અને કશી રંજાડ વિના તેમને માંદાં અને સંકટગ્રસ્ત માણસોની સેવા કરવા દેવામાં આવશે.

## મારી શ્રદ્ધા મોળી પડી છે?

છાપાંઓએ યુદ્ધ વિષેનાં મારાં વચનોને એવી ઢબે પ્રસિદ્ધિ આપી છે કે કલકત્તાથી મને પુછાવવામાં આવ્યું છે કે શું ખરેખર તમે યુદ્ધની હિમાયત કરવા માંડી છે? હું હમેશને માટે અહિંસાને વરેલો છું અને તેથી યુદ્ધની હિમાયત કદી કરી ન શકું. મારે રાજ્ય ચલાવવાનું હોય તો તેમાં ન લશ્કર હોય ન પોલીસ. પણ હિંદી રાજ્યસંઘની સરકાર મારે ચલાવવાની નથી. મેં તો માત્ર શું બને ને શું ન બને તેના જુદા જુદા વિકલ્પો બતાવ્યા હતા. પરસ્પર મસલત કરીને હિંદ અને પાકિસ્તાન બન્નેએ પોતપોતાના મતભેદોનું નિરાકરણ કરવું જોઈએ અને તેમ ન બની શકે તો લવાદ મારફતે ફેંસલો મેળવવો જોઈએ. પરંતુ એક પક્ષ ખોટાં કામો કરવાનું છોડે નહીં અને ઉપર બતાવેલા બે રસ્તામાંથી એકે સ્વીકારવાને તૈયાર થાય નહીં તો પછી માત્ર યુદ્ધનો એક રસ્તો ખુલ્લો રહે છે. આ વાત મેં કેવા સંજોગોમાં કરેલી તે તમારે સૌએ યાદ રાખવાનું છે. દિલ્હીમાં થયેલી લગભગ બધી પ્રાર્થનાસભાઓમાં મારે લોકોને કહેવું પડ્યું છે કે કાયદાનો અમલ તમારા હાથમાં ન લઈ લેશો. તમારી સરકારને તમને ન્યાય મેળવી આપવાની સંધિ આપજો. ટોળે વળીને માણસો બેકાબૂ બની ગુનાનાં જે પાગલ કામો કરે તેના હેવાનિયતભરેલા કાનૂનથી અળગા રહેવું હોય તો બીજું શું શું થઈ શકે તેની બુદ્ધિમાં ઊતરે તેવી મજલો મેં દર્શાવી હતી. ટોળાંના બેફામ વહેવારથી સભ્ય રાજવહીવટ અશક્ય બની જાય છે. આ બધી વાતોનો એવો અર્થ ખસૂસ નથી કે મારી અહિંસા વિષેની શ્રદ્ધા સહેજ પણ ઢીલી પડી છે.

૨૮-૯-'૪૭

## વિવેક ચૂકી મિ. ચર્ચિલે કરેલી ગફલત

આજે હમેશના કરતાં પ્રાર્થનાસભામાં શ્રોતાઓ વધારે મોટી સંખ્યામાં એકઠા મળ્યા હતાં. કુરાનમાંથી ખાસ પસંદ કરવામાં આવેલી સૂરા સાથે પ્રાર્થના થાય તેની સામે કોઈને વાંધો છે કે કેમ એવો સવાલ પૂછવામાં આવતાં શ્રોતાઓમાંથી બે જણે હાથ ઊંચા કર્યા. તેથી ગાંધીજીએ કહ્યું કે હું જાણું છું કે બાકીના શ્રોતાઓને ઊંડી નિરાશા થશે છતાં આ બે ભાઈઓના વિરોધને માન આપી હું આખી પ્રાર્થના જાહેરમાં કરવાનું માંડી વાળું છું. આ વાંધો ઉઠાવનાર ભાઈઓને જોકે મારે જણાવવું જોઈએ કે અહિંસાના ચુસ્ત ઉપાસક તરીકે મારાથી બીજું કશું ન થઈ શકે છતાં તમારી વિરુદ્ધની આવડી મોટી બહુમતીની સંખ્યાની આકાંક્ષાને આમ ઠોકરે ઉડાવવામાં તમે મોટો અવિવેક કરો છો. અત્યાર પછી આજે હું જે કહેવા માગું છું તે પરથી તમને બન્ને ભાઈઓને ભાન થશે કે વાંધો ઉઠાવી તમે જે અસહિષ્ણુતા બતાવવાના દોષમાં સપડાયા છો તે આજે દેશમાં જોવામાં આવતા રોગનું લક્ષણ છે અને તેને અનુલક્ષીને જ મિ. ચર્ચિલે આપણા પર કડવી ટીકાનો વરસાદ વરસાવ્યો છે. ત્યાર બાદ નીચે આપવામાં આવેલો સવારના છાપાંઓમાં પ્રસિદ્ધ થયેલો રૂટરની સમાચાર સંસ્થાએ મોકલેલો મિ. ચર્ચિલના ભાષણનો સાર ગાંધીજીએ હિંદુસ્તાનીમાં કહી બતાવ્યો.

"અહીં આજે રાત્રે આપેલા ભાષણમાં મિ. ચર્ચિલે કહ્યું કે હિંદમાં ચાલી રહેલી ભયંકર તેમ જ ખૂનખાર કત્લેઆમથી મને કશી નવાઈ થતી નથી.

"મિ. ચર્ચિલે આગળ ચાલતાં જણાવ્યું કે 'ઉત્તમ પ્રકારની સંસ્કૃતિ ખીલવવાની શક્તિની કુદરતી બક્ષિસવાળી જે જાતિઓ બ્રિટિશ તાજ અને પાર્લમેન્ટની ઉદાર, સહિષ્ણુ તેમ જ નિષ્પક્ષ

હકૂમતના અમલ નીચે સાથે સાથે સુલેહશાન્તિથી વસતી હતી તે જ નરમાંસભક્ષી જંગલી જાતિઓના ઉગ્ર ઝનૂનથી પરસ્પર ભયાનક કતલના અત્યાચારો ગુજારવામાં મંડી છે તેની આ તો માત્ર શરૂઆત છે.

" 'સાઠથી સિત્તેર વરસ સુધી દુનિયાનો જે વધારેમાં વધારે સુલેહશાન્તિથી ભરેલો ભાગ હતો તે આખાયે વિસ્તારમાં ભવિષ્યમાં વસ્તીનો મોટા પ્રમાણમાં ઘટાડો થશે અને તેની સાથે આ વિશાળ પ્રદેશોમાં એશિયા ખંડે કદી ન જાણેલી એવી સંસ્કૃતિની અપગતિની ભારે શોક આપનારી કરુણ ઘટના બનશે એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી.' "

તમે સૌ જાણો છો કે મિ. ચર્ચિલ પોતે એક મહાન વ્યક્તિ છે. ઇંગ્લંડના ઊંચા અમીર ઘરાણાના એ નબીરા છે. એમનો માર્લબરોનો કુબીલો અંગ્રેજોની તવારીખમાં નામાંકિત છે. બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને વિલાયત જ્યારે આફતમાં ઘેરાયું ત્યારે રાજ્યનું સુકાન એમણે સંભાળ્યું. એમણે જ બેશક તે વખતે જે સામ્રાજ્ય હતું તેને મોટા ભયમાંથી ઉગારી લીધું. અમેરિકા અને બીજાં મિત્રરાજ્યોની સહાય વિના બ્રિટન યુદ્ધમાં જીત મેળવવાને સમર્થ ન થાત એવી દલીલ કરવામાં મોટી ગફલત રહેલી છે. મિ. ચર્ચિલની પ્રાણવાન મુત્સદ્દીગીરીથી નહીં તો બીજા કયા સાધન વડે બધી સત્તાઓ હિટલરની સામે એકત્ર થઈ? લડાઈમાં વિલાયતને માણસોનો અને સંપત્તિનો મોટો ભોગ આપવો પડ્યો. એ લડાઈમાં જીત મેળવ્યા પછી જે રાષ્ટ્રના મિ. ચર્ચિલ આવા તેજસ્વી પ્રતિનિધિ હતા તેણે તેમની સેવાઓની કદર તો કરી, પણ બ્રિટિશ ટાપુઓમાં વસતી પ્રજાને બેઠી કરી તેનું નવેસરથી ઘડતર કરવાને કેવળ મજૂર પક્ષની બનેલી સરકારને ચૂંટી મોકલી તેને રાજવહીવટની લગામ સોંપતાં આંચકો ન ખાધો. ત્યાર બાદ બ્રિટિશ લોકોએ પ્રસંગને અનુરૂપ ઉદારતા બતાવી સ્વેચ્છાથી પોતાના સામ્રાજ્યને તોડી નાખવાનો અને તેને બદલે અણદીઠ પરંતુ યશસ્વી એવું હૃદયનું સામ્રાજ્ય ઊભું કરવાનો સંકલ્પ કર્યો. આ વાત હું બે ભાગમાં વહેંચાયેલા છતાં સ્વેચ્છાથી બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં જોડાયેલાં હિંદનાં બે સ્વતંત્ર સંસ્થાનોની રચનાની જાહેરાતને અનુલક્ષીને કરું છું. બધાયે પક્ષો સમેત સમસ્ત બ્રિટિશ રાષ્ટ્રે આ ઉદાર પગલું

ભર્યું હતું. એ કાર્યમાં મિ. ચર્ચિલ અને તેમનો પક્ષ બન્ને સામેલ હતા. બ્રિટિશ રાષ્ટ્રે લીધેલા આ પગલાને ભવિષ્યમાં સમર્થન મળશે કે નહીં, તે વાજબી સાબિત થશે કે નહીં એ વળી એક જુદી વાત થઈ અને મારે જે મુદ્દો તારવીને તમારી આગળ રજૂ કરવો છે તેની સાથે એ પ્રસ્તુત નથી. મારો મુદ્દો એ છે કે હિંદના રાજવહીવટમાં કરવામાં આવેલા ધરમૂળના ફેરફારમાં મિ. ચર્ચિલ સામેલ હતા અને તેથી તેના મૂલ્યમાં જરા સરખો ઘટાડો કરે એવું કંઈયે તેણે બોલવું અથવા કરવું ન જોઈએ. સાચે જ, બ્રિટને હિંદમાંથી પોતાની સત્તા સંકેલી લીધી તેની સાથે જોડમાં મૂકી શકાય તેવું આધુનિક જમાનાની તવારીખમાં બીજું કશું નથી. અહીં મને મહાન સમ્રાટ પ્રિયદર્શી અશોકના સત્તાત્યાગની વાત યાદ આવે છે. પરંતુ અશોકની સરખામણી કોઈની સાથે થાય તેવી નથી અને તેનો સત્તાત્યાગ આધુનિક તવારીખનો બનાવ નથી. રૂટર જેવી નામાંકિત સમાચાર સંસ્થાએ મિ. ચર્ચિલના ભાષણનો સાર મોકલતી વખતે તે ભાષણના અર્થને યોગ્ય રીતે રજૂ કર્યો હશે એમ હું માની લઉં છું. એ સાર વાંચીને મને ખરેખર દુઃખ થયું છે. એ ભાષણ કરીને મિ. ચર્ચિલે પોતે જેના એક મહાન સેવક છે તે રાષ્ટ્રની મોટી કુસેવા કરી છે. બ્રિટિશ અમલની પકડમાંથી સ્વતંત્ર થયા પછી હિંદનું ભાવિ કેવું થશે એ વાતની મિ. ચર્ચિલ કહે છે કે પોતાને પહેલેથી ખબર હતી. તો હું પૂછું છું કે મિ. ચર્ચિલના અભિપ્રાય મુજબ જે "જાતિઓ ઉત્તમ પ્રકારની સંસ્કૃતિ ખીલવવાની શક્તિની કુદરતી બક્ષિસવાળી" છે તેમનો નહીં પણ સામ્રાજ્યના ઘડવૈયાઓનો એ ભાવિ નિર્માણ કરવામાં વાંક છે એવું વિચારવાનું તેમને સૂઝયું છે ખરું, અથવા એટલો વિચાર કરવાને તે કદી થોભ્યા છે ખરા? આવું તળિયાઝાટક વિધાન કરવામાં મિ. ચર્ચિલે વધારેપડતી ઉતાવળ કરી છે એમ મારું માનવું છે. હિંદની વસ્તી કરોડોની છે અને તેમાં જંગલી બની ગયેલા થોડા લાખની ઝાઝી ગણતરી નથી. હું મિ. ચર્ચિલને હિંદમાં આવી આગળથી બાંધી લીધેલા ખ્યાલો મુજબ એક પક્ષકાર તરીકે નહીં પણ પક્ષના કરતાં પ્રામાણિકતાને અને આબરૂને વધારે વહાલી ગણનારા અને બ્રિટને હિંદ સાથે કરેલી ગોઠવણને

યશસ્વી રીતે પાર પડેલી જોવાને આતુર પ્રામાણિક અંગ્રેજ તરીકે પરિસ્થિતિનો અભ્યાસ કરવાની દરખાસ્ત કરું છું. ગ્રેટબ્રિટને હિંદમાં લીધેલાં પગલાંની પરીક્ષા આખરે તેમાંથી જે ફળ આવશે તેના પરથી થવાની છે. હિંદના મુલકના ભાગલા પાડવામાં અજાણપણે બન્ને ભાગોને પરસ્પર યુદ્ધમાં ઊતરવાનું નિમંત્રણ રહેલું છે. હિંદના બન્ને ભાગોને બે સરખાં સંસ્થાનો તરીકે આપવામાં આવેલી સ્વતંત્રતાની બિનશરતી બક્ષિસ ભાગલાને કારણે દૂષિત થયેલી લાગે છે. બ્રિટિશ રાષ્ટ્રકુટુંબમાંથી છૂટા પડવાનો બન્ને સંસ્થાનોને અખત્યાર છે એવી વાતો કરવી મિથ્યા છે. એ કહેવાનું જેટલું સહેલું છે તેટલું કરવાનું નથી. મિ. ચર્ચિલે રાખી તેના કરતાં બોલવામાં વધારે સાવધગીરી શા સારુ રાખવી જોઈએ તે બતાવી આપવાને મેં અત્યાર સુધી જે કહ્યું તે પૂરતું છે. અહીંની પરિસ્થિતિનો જાતે પ્રત્યક્ષ અભ્યાસ કર્યા વિના તેમણે પોતાના ભાગીદારોનો વાંક કાઢ્યો છે. અહીં તમે મારી વાત સાંભળવાને જે સૌ એકઠા મળ્યા છો તે બધાને મારે એટલું જ કહેવાનું છે કે તમારામાંથી ઘણાએ મિ. ચર્ચિલને આ જાતનું ભાષણ આપવાનું સાધન પૂરું પાડ્યું છે. મિ. ચર્ચિલે ભાખેલા અપશુકનિયાળ ભાવિને ખોટું ઠરાવવાને હજી આપણી રીતરસમો સુધારવાને ઝાઝું મોડું થયું નથી. હું જાણું છું કે જંગલમાં બૂમો પાડનારા માણસના જેવો મારો સૂર આજે એકાકી છે. એ સૂર એકાકી ન હોય અને તેમાં સ્વતંત્રતાની વાતો શરૂ થઈ તે પહેલાં જેવી તાકાત હતી તેવી રહી હોય તો મિ. ચર્ચિલે સ્વાદથી અને મોટી કરીને જે જંગલીપણાની વાતો કરી છે તે જંગલીપણાના બનાવો કદી બન્યા ન હોત અને આપણે આપણા ઘરના આર્થિક અને એવા જ બીજા સવાલોની મુશ્કેલીના ઉકેલને રસ્તે ઘણા આગળ ગયા હોત.

## ૧૮

૨૯-૯-'૪૭

### ભ્રાતૃહત્યાનાં ફળ

હિન્દના મુલકમાંથી રચાયેલાં સગી બહેનો જેવાં બે સ્વતંત્ર સંસ્થાનો વચ્ચે લડાઈ થવાના સંભવની વાતના મેં કરેલા ઉલ્લેખથી મને જણાવવામાં આવે છે કે પશ્ચિમના દેશોમાં ગભરાટ ફેલાયો છે. છાપાંવાળાઓએ મારા ભાષણના કેવા હેવાલો બહાર પરદેશોમાં મોકલ્યા છે તેની મને ખબર નથી. બોલનારના અભિપ્રાયનું સાચું પ્રતિબિંબ આપવામાં આવેલા ટૂંકા સારરૂપ હેવાલમાંથી ન ઊઠતું હોય તો એવા હેવાલો હમેશ એક જોખમકારક સાહસ જેવા નીવડે છે. ૧૮૯૬ની સાલમાં દક્ષિણ આફ્રિકાને વિષે મેં લખેલા એક ચોપાનિયાના અનધિકૃત સારના ફળરૂપે મારી જિંદગી ગુમાવવાનું જોખમ મારે માથે ઊભું થયું હતું. મારા ચોપાનિયા પરથી તારવવામાં આવેલી એ મતલબ એવી અવળી રીતે તૈયાર કરવામાં આવી હતી કે ચોવીસ કલાક પહેલાં જ મારી કતલ કરવાને ઉશ્કેરાયેલી દક્ષિણ આફ્રિકાની યુરોપિયન વસ્તીનો રોષ શમી જઈ તેને બદલે તેને સાચા પસ્તાવાની લાગણી થઈ હતી અને તેને લાગ્યું હતું કે એક માણસના કશાયે વાંક વિના તેને નાહક હેરાન કરવાની આપણે ભૂલ કરી! આ વાત ઉપરથી મારે એટલો જ સાર કાઢી તમારા ધ્યાન પર લાવવો છે કે માણસે જે ન કહ્યું હોય અગર ન કર્યું હોય તે માટે તેને જવાબદાર લેખવો એ ખોટું છે.

હું માનું છું કે પાકિસ્તાન અને હિંદી રાજ્યસંઘ વચ્ચે યુદ્ધ થાય એવી વાતનો ઉચ્ચાર સરખો કરવાની મનાઈ હોય તો વાત જુદી છે, નહીં તો મારાં ભાષણોમાં થયેલા યુદ્ધના ઉલ્લેખનો અર્થ એવો કદી ન થાય કે એ બન્ને રાજ્યો વચ્ચે લડાઈની મેં ઉશ્કેરણી કરી અગર એવા યુદ્ધની વાતને મેં મંજૂર રાખી. આપણે ત્યાં એવો એક

વહેમ પ્રચલિત છે કે કોઈ ઘરમાં એક નાનું બાળક સરખું સાપનું નામ લે તો તેમાં તે આવીને ઊભો રહ્યો જ સમજવો! મને આશા છે કે હિંદમાં યુદ્ધને વિષે આવો ગાંડો વહેમ કોઈનાયે મનમાં નહીં હોય.

અત્યારની પરિસ્થિતિની છણાવટ કરીને અને બે સગી બહેન જેવાં આ બે રાજ્યો વચ્ચે લડાઈનું કારણ કયા સંજોગોમાં ઊભું થાય તેનું સ્પષ્ટપણે ચોકસાઈથી નિરૂપણ કરીને મેં એ બન્ને રાજ્યોની સેવા કરી છે એવો મારો દાવો છે. યુદ્ધને ઉત્તેજન આપવાને નહીં પણ બની શકે ત્યાં સુધી ટાળવાને મેં એ વિવેચન કર્યું હતું. ઉપરાંત, મેં એવું બતાવી આપવાની પણ કોશિશ કરી હતી કે લોકો ખૂન, કતલ, લૂંટફાટ અને આગો મૂકવાનાં જે બધાં પાગલપણાનાં બેવકૂફી-ભરેલાં કામોમાં મંડી રહ્યા છે તે ચાલુ રહેશે તો પોતપોતાની સરકારોને માટે અત્યંત કફોડા સંજોગો ઊભા કરી તેમને લડાઈનો રસ્તો લેવાની ફરજ પાડશે. શુદ્ધ તર્કની દૃષ્ટિથી જે પગલાં એકમાંથી બીજું એમ અનિવાર્યપણે ફલિત થાય તે તરફ જનતાનું ધ્યાન ખેંચવામાં મેં શું ખોટું કર્યું હતું?

હિંદ જાણે છે અને દુનિયાએ જાણવું જોઈએ કે મારી શક્તિનો અણુએ અણુ ખરચીને હું લડાઈમાં પરિણમે એવી આજે ચાલી રહેલી ભાઈ ભાઈ વચ્ચેની કતલ અથવા ભ્રાતૃહત્યાને ચોક્કસપણે ટાળવાની મથામણ કરું છું. માણસોના જીવનવહેવારનું નિયમન કરનારો સર્વોપરી નિયમ અહિંસા છે એવા સિદ્ધાન્તને વરેલો આદમી જ્યારે યુદ્ધનો ઉલ્લેખ કરવાનું સાહસ કરે છે ત્યારે તેને ટાળવાને પોતાની બધી શક્તિ ખરચી છૂટવાના આશયથી જ કરે છે. આ મારું અસલ માનસ છે અને મને આશા છે કે તેમાંથી મારા મરણની ઘડી સુધી હું ચળવાનો નથી.

## ૧૯

૩૦–૯–'૪૭

### સરકારની ફરજ

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે દિવસ દરમિયાન મિયાંવલીથી આવેલા થોડા મિત્રો મારી મુલાકાતે આવ્યા હતા. પાછળ પોતાના જે મિત્રો રહી ગયા હતા તેમને વિષે તેમને ફિકર થતી હતી. આવી જ રીતે હજારો માણસો હજી પાકિસ્તાનમાં ઠેર ઠેર અનેક સ્થળોએ વેરાયેલાં પડયાં છે. મિયાંવલીથી આવેલા મિત્રોએ મને કહ્યું કે અમારી પાછળ જે માણસો રહી ગયાં છે તેમને જબરદસ્તીથી વટલાવવામાં આવશે, અગર તેમની ભૂંડે હાલે કતલ થશે અગર તે બધાં ભૂખે મરશે અને તેમનામાંની સ્ત્રીઓનાં અપહરણ થશે એવી અમને ધાસ્તી રહે છે. એ મિત્રોએ પૂછયું કે આ બધાંને બચાવી લેવાની હિંદી રાજ્યસંઘની સરકારની ફરજ નથી? બીજા ભાગોની વાત પણ આવી જ છે. મેં એ ભાઈઓની વાત સાથે સંમત થઈને તેમને કહ્યું કે જે લોકો સરકાર તરફ રક્ષણની આશાએ જોતા હોય તેમનું રક્ષણ કરવાની અને તેમ ન બને તો પોતાની જગ્યાનું રાજીનામું આપવાની સરકારની ફરજ છે અને સરકારના હાથ મજબૂત કરવાનું કામ પ્રજાનું છે.

પાકિસ્તાનમાં વસતી લઘુમતી કોમોને બચાવવાના બે રસ્તા છે. કાયદે આઝમ ઝીણા અને તેમના પ્રધાનો લઘુમતી કોમોનાં માણસોમાં તેમની પોતાની સલામતીને વિષે એવી ભરોસાની લાગણી પેદા કરે કે એ માણસોને પડોશના સંસ્થાન તરફ પોતાના બચાવને માટે નજર નાખવાપણું ન રહે એ બેશક ઉત્તમ રસ્તો છે. જે લોકો પોતપોતાનાં ઘરબાર ખાલી કરીને ભાગી નીકળ્યાં છે તેમની મિલકતોને એક ટ્રસ્ટની થાપણ તરીકે સંભાળી રાખવાની પાકિસ્તાનના સત્તાવાળાઓની ફરજ છે. અલબત્ત, જબરજસ્તીનાં ધર્માન્તરો અને સ્ત્રીઓનાં અપહરણો તો ન

જ થાય. હિંદી રાજ્યમાં શું કે પાકિસ્તાનમાં શું નાનકડી મુસલમાન અગર હિંદુ છોકરી_એકલી હોય તોયે તદ્દન સલામત હોય, અને કોઈનાયે ધર્મ પર આક્રમણ કરવાની તો વાત જ ન હોય. લોકશાહી રાજ્યમાં ખુદ પ્રજા જાતે સરકારને પેદા કરે છે, બગાડે છે અગર મિટાવી દે છે. પ્રજા જ સરકારને મજબૂત બનાવે છે કે નબળી પાડે છે. શિસ્ત વિના પ્રજા કોઈ કામ પાર પાડવાને સમર્થ ન થાય.

## વ્યક્તિનું ગજું કેટલું

મારી પોતાની બાબતમાં તો તમને એકની એક વાત ફરી ફરીને સાંભળીને ચીડ ચડે તોયે મારે કહેવું જોઈએ કે પોતાના ધર્મનું રક્ષણ એ માણસના ખુદ પોતાના હાથની વાત છે. દરેક બાળક, સ્ત્રી હોય અગર પુરુષ હોય, પોતાના ધર્મના બચાવને ખાતર પોતાનો જીવ કુરબાન કરવાની તૈયારી રાખે એવી કેળવણી તેને આપવી જોઈએ. પોતાના ધર્મને ખાતર ખુદ પોતાના પિતાની સામે બાર વરસની નાનકડી ઉંમરે પ્રહ્‌લાદ કેવો ખડો રહેલો તેની કથા તમે સૌ જાણો છો. આવી વીરતાના અને પરાક્રમના દાખલાઓ એકેએક ધર્મની તવારીખમાં ઢગલાબંધ જોવાના મળી આવે છે. મારાં પોતાનાં બાળકોને પણ મેં એવી જ કેળવણી આપી છે. મારાં બાળકોના ધર્મની રક્ષા કરનારો હું કોણ? વળી સ્ત્રીઓને અબળા કહેવી એ પણ ખોટું છે. જે સ્ત્રી પોતાના ધર્મને તેમ જ આબરૂને સાચવવામાં દૃઢ હોય તેને પોતાના ધર્મ અગર આબરૂ પર આક્રમણ થાય એવો ડર ન હોય. સરકારે પ્રજાને રક્ષણ આપવું જોઈએ. પરંતુ માનો કે સરકાર પોતાની એ ફરજ અદા કરવાને અસમર્થ નીવડે તો શું માણસો એક વસ્ત્ર ઉતારીને બીજું પહેરે તેમ પોતાનો ધર્મ બદલશે?

## હિંદી મુસ્લિમો

હવે આપણે હિંદના મુસલમાનો પર ફાવે તેમ હુમલા થાય છે તેની વાત લઈએ. આ હિંદના મુસ્લિમો કોણ છે? એમાંના ઘણા મોટા ભાગના અરબસ્તાનથી તો હિંદમાં નથી આવ્યા! બેશક, થોડા

બહારથી આવ્યા હશે. પણ મુસલમાનોમાંના કરોડો તો હિંદુ ધર્મમાંથી ધર્માન્તર કરીને ઇસ્લામમાં ગયા છે. માણસ પોતાની બુદ્ધિથી સમજીને ધર્મ બદલે તેની સામે મારો કોઈ જાતનો વિરોધ નથી. પરંતુ અસ્પૃશ્યોને અને શૂદ્રોને નામે ઓળખાતા કરોડો હિંદુઓ કંઈ સમજ-પૂર્વક બીજા ધર્મમાં થોડા જ ગયા છે? એ બધાની જવાબદારી પણ આપણી નથી તો બીજા કોની છે? હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતાનો રિવાજ દાખલ કરીને અને અસ્પૃશ્યોને નામે ઓળખાવવામાં આવતા વર્ગો પર જુલમ ગુજારીને આપણે જ તેમને ઇસ્લામમાં નથી ધકેલી દીધા? એટલે આપણાં જ એ ભાઈઓ ને બહેનોની કતલ કરવાનું આજે આપણે લઈ બેઠા છીએ તે આપણને કેમ છાજે?

## ૨૦

૧-૧૦-'૪૭

### સેવાના ક્ષેત્રને મર્યાદા નથી

પ્રાર્થના પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે ગઈ કાલે સાંજે એક બહેને મને એક ચિઠ્ઠી આપી હતી. તેમાં તે મને જણાવે છે કે હું ને મારા પતિ સેવા કરવાને આતુર છીએ પણ અમારે શું કરવું તે અમને કોઈ બતાવતું નથી. મારી પાસે આવી જાતની ઘણી ફરિયાદ આવે છે. એવી ફરિયાદ કરનારાં સૌને મારો એક જ જવાબ છે. સત્તાના અમલના ક્ષેત્રથી ઊલટી રીતે સેવાના ક્ષેત્રને કોઈ મર્યાદા નથી. સાચું જોતાં સેવાનું ક્ષેત્ર આ આખી પૃથ્વી જેટલું વ્યાપક છે. તેમાં પાર વગરના કામ કરનારાઓને માટે કામ પડેલું છે. દાખલા તરીકે આ દિલ્હી શહેર કદી આદર્શ રીતે સ્વચ્છ રહ્યું નથી. વળી એમાં નિરાશ્રિતો પેઠા ત્યારથી અહીંની સફાઈની સ્થિતિ વધારે વણસી ગઈ છે. જુદી જુદી નિરાશ્રિતોની છાવણીઓની સફાઈની સ્થિતિથી જરાયે સમાધાન થાય તેવું નથી. કોઈ પણ વ્યક્તિ એ કામ ઉપાડી શકે. અને ધારો કે સેવા કરવાની આકાંક્ષાવાળા લોકો નિરાશ્રિતોની

છાવણીઓ સુધી ન જઈ શકે તો પોતપોતાની આજુબાજુ સફાઇ કરવા માંડે કેમ કે તેની અસર આખા શહેર પર થયા વિના રહે નહીં. આવાં કામમાં અમને રસ્તો બતાવનારું કોઈ નથી એમ માથે હાથ દઈને કોઈ બેસી ન રહે. વળી, શરીરની અને રહેઠાણની સફાઇની સાથે દિલની અને આત્માની સફાઈનું કામ તો છે જ. એ કામ નાનું નથી અને તેમાં અનેક ફળો છુપાયેલાં પડ્યાં છે.

## સુલેહશાન્તિની શરત

બાબા બચિત્તરસિંગે બોલાવેલી દિલ્હીના આગેવાન શહેરીઓની સભામાં મારે આજે જવાનું થયું હતું. મૂળ એમને સંબોધીને પંડિત જવાહરલાલ નેહરુ ભાષણ કરનાર હતા. પરંતુ લિયાકતસાહેબ તેમની સાથે મસલત કરવાને આવ્યા, ચાર વાગ્યે તેમને કૉંગ્રેસની કારોબારીની સભામાં જવાનું હતું અને છેવટે સાંજે પાંચ વાગ્યે પ્રધાન-મંડળની બેઠકમાં હાજરી આપવાની હતી એટલે પોતે આવી નહીં શકે એવું તેમણે કહેવડાવ્યું. આથી બાબા બચિત્તરસિંગે મને કહેણ મોકલ્યું કે તમે આવીને બોલાવવામાં આવેલા શહેરીઓને સંબોધીને બે વાત ન કરો? મેં તેમનું તેડું કબૂલ રાખ્યું. મેં સભામાં જઈને એકઠા મળેલા ભાઈઓને ટૂંકા સવાલો પૂછવાની સૂચના કરી. પણ ત્યાં તો સભામાં એક મિત્રે ઊભા થઈને સવાલ પૂછવાને બદલે એક ભાષણ જ આપી દીધું. તેમના ભાષણનો સાર એવો હતો કે અમે દિલ્હીના શહેરીઓ મુસ્લિમો સાથે સુલેહસંપથી રહેવાને ખુશી છીએ પણ તેની બે શરત છે. એક તો એ કે તેમણે હિંદી રાજ્યસંઘને વફાદાર રહેવું અને બીજી એ કે પરવાના વગર એમણે જે હથિયારો તેમ જ દારૂગોળો પોતાની પાસે રાખ્યો હોય તે છતો કરીને સરકારને હવાલે કરી દેવો. હવે, જે લોકો હિંદી રાજ્યસંઘમાં રહેવા ઇચ્છતા હોય તેમણે પોતે ગમે તે ધર્મના હોય તોયે તેને વફાદાર રહેવું જોઈએ અને વગર માગ્યે પોતાની પાસેનાં વગર પરવાનાનાં હથિયારો સરકારને સોંપી દેવાં જોઈએ એ બન્ને વાતો વિષે કોઈ જાતનો મતભેદ ન હોય. પરંતુ એ મિત્રે જે બે શરતો જણાવી હતી તેમાં મેં એક ત્રીજી ઉમેરવાને તેમને કહ્યું.

મારી સૂચવેલી શરત એ હતી કે એ બન્ને શરતોનો અમલ કરવાનું કામ સરકારને હસ્તક છોડી દેવું.

### વ્યક્તિગત સામો બદલો લેવો એ ઇલાજ નથી

આજે પુરાણા કિલ્લામાં ૫૦,૦૦૦ અને હુમાયુની કબરના ચોગાનમાં બીજા વધારે મુસ્લિમ નિરાશ્રિતો રહે છે. ત્યાંની રહેવા કરવાની હાલત ખાસ આનંદ આપે એવી નથી, બલકે ખરાબ છે. પાકિસ્તાનમાં અને અહીં હિન્દી રાજ્યસંઘમાં પણ હિંદુ તેમ જ શીખ નિરાશ્રિતોની હાલત એવી જ કફોડી છે એવી દલીલ આ લોકોની હાલતના સમર્થનમાં કરવી એ ખોટું છે. હિન્દુઓએ અને શીખોએ વેઠયું છે અને ઘણું વેઠયું એ વાત તદ્દન સાચી છે. એમને ન્યાય મેળવી આપવાનું કામ હિન્દી રાજ્યસંઘની સરકારનું છે. તમે જાણો છો કે લાહોર પોતાની અનેક કેળવણીની સંસ્થાઓને માટે મશહૂર છે. ખાનગી સાહસથી એ બધી સંસ્થાઓ સ્થપાઈ હતી. પંજાબી લોકો ઉદ્યોગી પ્રજા છે. પૈસો કમાવો ને દાનમાં કેમ વાપરવો તે તેઓ જાણે છે. લાહોરમાં હિન્દુઓ ને શીખોએ સ્થાપેલી પ્રથમ પંક્તિની ઇસ્પિતાલો છે. એ બધી સંસ્થાઓ ને ખાનગી મિલકત તેના મૂળ હકદાર માલિકોને પાછી મેળવી આપવી જોઈએ. પણ વ્યક્તિગત અંગત વેર લેવાની વાતથી એ થોડું જ બનવાનું હતું? પાકિસ્તાનની સરકાર આ બાબતોમાં પોતાની ફરજ બરાબર અદા કરે એ જોવાનું કામ હિન્દી રાજ્યસંઘની સરકારનું છે તેવી જ રીતે હિન્દી રાજ્યસંઘ પાસેથી ન્યાય મેળવવાની ફરજ પાકિસ્તાનની સરકારની છે. પરંતુ એકબીજાના ખોટા રસ્તાની નકલ કરી એ ન્યાય મેળવવામાં કેવી રીતે ફાવવાની હતી? બે માણસો ઘોડે ચડી ફરવા નીકળે તેમાંનો એક પડી જાય તો શું બીજાએ પણ તેની માફક પડી જવું? એ રીતે તો બન્નેનાં હાડકાં રંગાય. માનો કે મુસલમાનો હિન્દી રાજ્યસંઘને વફાદાર ન રહે અથવા પોતાની પાસેનાં હથિયારો સરકારને હવાલે ન કરે તેથી શું નિર્દોષ સ્ત્રીપુરુષો અને બાળકોની કતલ કરવાનું ચાલુ રાખવું? દગાખોર અથવા દેશદ્રોહી લોકો સાથે ઘટિત રીતે કામ લેવાની ફરજ સરકારની છે. હેવાનિયતને અથવા જંગલીપણાને રસ્તે ચડીને બન્ને રાજ્યોમાંની પ્રજાએ હિન્દે દુનિયામાં

જે નામ મેળવ્યું હતું તેને બટ્ટો લગાડયો છે. ઉપરાંત, એ રસ્તે ચડીને બન્ને રાજ્યોની પ્રજા ગુલામીને તેડું આપી રહી છે અને પોતાના મહાન ધર્મોનો વિનાશ વહોરી રહી છે. અલબત્ત, એવું કરવું જ હોય તો એમને અટકાવનાર કોણ? એમને એ રસ્તો લેવાની પૂરી સ્વતંત્રતા છે. પરંતુ હિન્દની સ્વતંત્રતાને કાજે મારી જિંદગી હોડમાં મૂકનારો હું ખુદ તેના જ વિનાશનો સાક્ષી થવાને જીવવા માગતો નથી. મારે શ્વાસેશ્વાસે હું ઈશ્વરને પ્રાર્થના કરું છું કે હે નાથ! કાં તો આ આગને ઠારવાની મને શક્તિ આપ અથવા આ પૃથ્વી પરથી મને તારી પાસે બોલાવી લે.

## મુસ્લિમ મિત્રો તરફથી મળેલા તાર

મધ્ય પૂર્વના અમન શહેરમાંથી અને બીજે એક સ્થળેથી મારા પર તાર કરીને કેટલાક મુસ્લિમ મિત્રો જણાવે છે કે આજે ચાલી રહેલી ભાઈ ભાઈ વચ્ચેની કતલ હિંદની પરિસ્થિતિની એક ક્ષણજીવી બાજુ છે પરંતુ તે ફરી પાછું પોતાની અસલ કીર્તિ મેળવશે અને હિંદુ ને મુસલમાન ફરી પાછા ભાઈ ભાઈની જેમ રહેતા થશે.

## છેક નામરદાઈભર્યું ને અમાનુષી કામ

દિલ્હીમાં આવેલી એક ઇસ્પિતાલ પર પાસેના ગામના એક બેકાબૂ ટોળાએ હુમલો કર્યો હતો એની વાત મારે તમને ખેદ સાથે જણાવવી રહે છે. એ હુમલાથી ચાર દરદીઓ માર્યા ગયા અને બીજા કેટલાકને ઈજા થઈ. કોઈ પણ સંજોગોમાં જેનું સમર્થન ન થઈ શકે એવું આ એક અત્યંત નામરદાઈભર્યું ને અમાનુષી કૃત્ય છે.

એ ઉપરાંત બીજો એક હેવાલ મળ્યો છે કે નૈનીથી અલ્લાહાબાદ આવતી એક આગગાડીમાંથી ચાલતી ગાડીએ થોડા મુસલમાન ઉતારુઓને બહાર ફેંકી દેવામાં આવ્યા હતા. આવાં કૃત્યોની પાછળ કેવી જાતની બુદ્ધિ કાર્ય કરતી હશે તે ખરે જ મારી સમજમાં આવતું નથી. એવાં કામોથી એકેએક હિંદીએ શરમમાં ડૂબી મરવું જોઈએ.

# ૨૧

૨–૧૦–'૪૭

## શીખ ગુરુઓનો સંદેશ

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે બાબા સરદાર ખડકસિંગના મંત્રી સરદાર સંતોખસિંગની સાથે આજે દિવસ દરમિયાન મારે વાતો થઈ. એ ભાઈએ મને કહ્યું કે ગુરુ અર્જુનદેવનું જે ભજન તમે પ્રાર્થનાસભાની આગળ ટાંકી બતાવ્યું હતું તેના જેવી જ વાત ગુરુ ગોવિંદસિંગે પણ કહેલી છે. ઘણા લોકોને એવો તદ્દન ખોટો ખ્યાલ છે અને એ જ બાબતમાં ઘણા શીખો પણ તદ્દન અજ્ઞાન છે કે ગુરુ ગોવિંદસિંગે પોતાના અનુયાયીઓને મુસલમાનોને મારી નાખવાનો ઉપદેશ કર્યો છે. જેનું ભજન તમે પ્રાર્થનાસભામાં વાંચી સંભળાવેલું તે અમારા દશમા ગુરુએ કહ્યું છે કે માણસ ક્યાં, કેવી રીતે અને કયા નામથી ઇશ્વરની ભક્તિ કરે છે એ કોઈ મોટી બાબત નથી. ઈશ્વર સૌને માટે અને સૌનો એક જ છે અને વધારામાં યાદ રાખવાનું છે કે માણસ પણ એક જ છે એટલે કે તેનું મૂળ પણ એક જ છે. ગુરુ ગોવિંદસિંગ કહે છે કે માણસજાતમાં એક માણસ ને બીજા માણસ વચ્ચે કશો તફાવત નથી. માણસજાતની વ્યક્તિઓમાં પરસ્પર મિજાજમાં અગર દેખાવમાં ફરક હશે પણ બધાં માણસો એક જ બીબામાં ઢાળેલાં છે. તે સર્વની લાગણીઓ ને ભાવનાઓ એક જ પ્રકારની હોય છે. માણસમાત્ર મરણને શરણ થાય છે ને ધરતી માતાની ધૂળમાં મળી જાય છે. પ્રાણદાયી હવા અને ચેતનદાયી સૂરજ પણ સૌને માટે સરખાં છે. જીવન આપનારું પોતાનું જળ મુસલમાનને આપવાનો ગંગામાતા ઇન્કાર કરતી નથી. રાજા મેઘ પણ પોતાની મહેર સૌના પર સરખી રીતે વરસાવે છે. અસંસ્કારી જીવો પોતાની અને પોતાના જેવા જ પોતાના ભાઈની વચ્ચે ફેર જુએ છે. એટલે મહાન શીખ ગુરુઓ અને બીજા ધાર્મિક આગેવાનોના સંદેશની તમારા દિલમાં કિંમત હોય તો તમને સૌને

ભાન થવું જોઈએ કે કોઈ પણ માણસ કહે કે હિંદી રાજ્યસંઘ કેવળ હિંદુઓનું બનેલું શુદ્ધ હિંદુ રાજ્ય હોવું જોઈએ તો તે તદ્દન ગલત વાત છે.

### કિરપાણનો ખરો ઉપયોગ

આગળ ચાલતાં ગાંધીજી બોલ્યા કે આ બધું મેં જે કહ્યું તે પરથી એવું માની લેવાનું નથી કે શીખો અહિંસાને વરેલા છે. એ લોકો અહિંસાધર્મી નથી. પરંતુ સરદાર સંતોખસિંગે મને કહ્યું કે ગુરુ ગોવિંદસિંગના જમાનામાં મુસલમાનો પોતાના ધર્મથી વિમુખ થયા હતા અને તેથી ગુરુએ પોતાના અનુયાયીઓને તેમની સાથે લડવાની આજ્ઞા આપી હતી. શીખો જે કિરપાણ હમેશ પહેરે છે ને સાથે લઈને ફરે છે તે નિર્દોષ લોકોના બચાવનું શસ્ત્ર છે, જુલમની સામે લડવાનું હથિયાર છે, નિર્દોષ સ્ત્રીઓ અને બાળકો અગર ઘરડાં ને અપંગની કતલ માટેનું કદી નથી. શીખોનાં મુસ્લિમો સાથેનાં યુદ્ધોમાં પણ નિયમ એવો હતો કે બન્ને પક્ષોના ઘવાયેલા લોકોની સેવા કરવી. પરંતુ આજે કિરપાણનો તદ્દન ખોટાં કામોને માટે ગેરઉપયોગ થાય છે અને જે કોઈ તેનો ખોટો ઉપયોગ કરે છે તેને તે ધારણ કરવાનો અધિકાર નથી.

### વરસગાંઠની મુબારકબાદી

આજે દિવસ દરમિયાન મુલાકાત લેનારાઓનો એક સરખો પ્રવાહ ચાલુ રહ્યો હતો. તેમાં પરદેશના એલચી ખાતાંઓના પ્રતિનિધિઓ તેમ જ લેડી માઉન્ટબૅટન પણ હતાં. એ બધાંય મને મુબારકબાદી આપવાને આવ્યાં હતાં. અહીં આપણા દેશમાંથી તેમ જ પરદેશમાંથી મુબારકબાદીના ઢૂંઢીબંધ તારો પણ મારા પર આવ્યા છે. એ બધાંનો વ્યક્તિગત અંગત જવાબ મોકલવાનું અશક્ય છે. પણ હું મારા મનમાં મારી જાતને પૂછું છું કે "ભલા જીવ! તારે આ બધી મુબારકબાદી શી? તને મુબારકબાદી શાની? એના કરતાં તને ખરખરાના બે બોલ કોઈ કહી જાય તો વધારે સારું નહીં?" નિરાશ્રિતોની છાવણીઓમાંથી મારે માટે ફૂલોની ભેટ પણ આવી છે. અને

શુભેચ્છા તેમ જ પૈસાનું નજરાણું પણ મને મોકલવામાં આવ્યું છે. આ બધા પ્રેમના સંદેશાઓ છતાં મારા હૃદયમાં તો કેવળ વ્યથા ભરી છે. એક જમાનામાં જનતા હું જે કંઈ કહેતો તેને અનુસરતી, મારો પડચો બોલ ઝીલી લેતી. આજે મારો સૂર તદ્દન એકાકી છે. આજે મારા સાંભળવામાં જનતા તરફથી એક જ વાત આવ્યા કરે છે કે અમારે મુસલમાનોને હિંદી રાજ્યસંઘમાં રાખવા નથી. અને આજે મુસલમાનોની આ દશા છે તો કાલે ઊઠીને હિંદી રાજ્યસંઘમાં રહેતા પારસીઓ, ખ્રિસ્તીઓ અને ખુદ યુરોપિયન કોમના લોકોની શી દશા થશે? ઘણા મિત્રોએ પોતાના મુબારકબાદીના સંદેશાઓમાં આશા વ્યક્ત કરી છે કે તમારું આયુષ્ય પૂરાં સવાસો વર્ષનું થાઓ. પરંતુ સવાસો વર્ષની વાત તો દૂર રહી, મને આજે લાંબું જીવવાનીયે ઇચ્છા રહી નથી. મારા પર વરસાવવામાં આવેલી આ બધી મુબારકબાદી સ્વીકારી લેવાને હું તદ્દન અસમર્થ છું. દેશની હવામાં ચારે કોરથી સામાની કતલ કરવાની અને દ્વેષની ભાવના ભરેલી છે ત્યારે મારું જીવ્યું નિરર્થક છે. તેથી મારી સૌને અરજ છે કે આજની આ બેવકૂફી, આ ગાંડપણ છોડો. પાકિસ્તાનમાં ગેરમુસલમાનો સાથે કેવું વર્તન રાખવામાં આવે છે એ વાત મહત્ત્વની નથી, જરાયે પ્રસ્તુત નથી. એક પક્ષ છેક છેલ્લી પાયરીએ ઊતરીને બેસે તેથી બીજાને પણ તેવું કરવાનું ન પરવડે. આજે ચાલી રહ્યાં છે તેવાં કૃત્યો ચાલુ રહેશે તો તેમાંથી કેવાં માઠાં ફળ આવશે તેનો સૌ વિચાર કરો. એટલે તમારા દિલમાંથી દ્વેષની અને વેરઝેરની લાગણીને દૂર કરો. તમારી સરકારની આગળ તમારી ફરિયાદ રજૂ કરી દાદ માગવાની તમારી ફરજ છે, બલકે તમારો એ હક છે. પરંતુ કાયદાનો અમલ કરવાનું કામ તમે તમારા પોતાના હાથમાં લઈ લો એ સાવ ખોટું છે. એ રસ્તે સૌનો વિનાશ છે એમ ખચીત જાણજો.

# ૨૨

૩-૧૦-'૪૭

## બધા સરખા ગુનેગાર

મુબારકબાદીના સંદેશાઓ મારા પર આવ્યા જ કરે છે. એ બધાનો જવાબ મોકલવાનું કામ માત્ર લખવાની મહેનતનો વિચાર કરું તોયે મારે માટે અશક્ય છે. હું ધારું તોયે તેને મારાથી પહોંચી નહીં વળાય. કેટલાક મિત્રો સૂચવે છે કે એ સંદેશાઓમાંથી થોડા મારે જનતાને માટે પ્રસિદ્ધ કરવા. મુસલમાન મિત્રો તરફથી પણ મને ઘણા રૂડા સંદેશાઓ મળ્યા છે. પરંતુ તેમને પ્રસિદ્ધ કરવાને આ વખત મને અનુકૂળ લાગતો નથી કેમ કે જનતાને તેથી કશો લાભ થાય તેમ નથી. એનું કારણ એ છે કે જનતાને આજે અહિંસા ને સત્યને વિષે છાંટો શ્રદ્ધા રહી નથી. હું પોતે તો એવું માનવાવાળો છું કે ભૂંડા કામના કરવાવાળા જે કોઈ હોય તે સૌ સરખા ગુનેગાર છે.

## સત્યાગ્રહ અને દુરાગ્રહ

આજે ઘણાં સ્થળોએથી સત્યાગ્રહ શરૂ કરવામાં આવ્યાના ખબરો મને મોકલવામાં આવે છે. મને ઘણી વાર થાય છે કે આ બધા નામધારી સત્યાગ્રહો ખરેખર દુરાગ્રહો તો નથી! આ બધી ચળવળો, મિલોમાં અગર રેલવેઓમાં અગર ટપાલખાતામાં પાડવામાં આવતી હડતાળો અને દેશી રજવાડામાં જ્યાં ચાલે છે ત્યાંની લડતો જાણે સત્તાનો કબજો પડાવી લેવાના આશયથી ચલાવવામાં આવતી હોય એમ લાગે છે. સમાજમાં આજે હળાહળ ઝેર ફેલાયું છે અને સાધન તેમ જ સાધ્ય એ બન્ને આખરે એક જ વસ્તુ છે એવું વિચારવાને ક્ષણભર પણ થોભવાને નારાજ એવા લોકો પોતાનો આશય પાર પાડવાને ગમે તેવી તક ઝડપી લેવાને ટાંપીને બેઠા હોય એમ લાગે છે.

## સારું કામ એ જ સારા કામનો બદલો

વળી આજે મારા પર અનેક લોકોના એવા કાગળો આવે છે કે અમે અમુક એક કામ શરૂ કર્યું છે અથવા અમુક એક પ્રવૃત્તિ ચલાવવા

માંડી છે તેમાં તમારા આશીર્વાદ અમને મોકલી આપો. મને લાગે છે કે દરેક સારા કામમાં તેને અંગેનો આશીર્વાદ રહેલો જ છે અને તેને બહારના કોઈ પણ પ્રકારના આધારની જરૂર રહેતી નથી. એક સારી શુભ પ્રવૃત્તિ ચલાવનારા સજ્જન ભાઈ મારી પાસે આશીર્વાદ માગવાને આવ્યા હતા તે મારી આ વાત તરત સમજી ગયા. સત્ય હમેશ પોતાની પ્રતીતિ કરાવવાને સમર્થ હોય છે, તેની સાબિતી તેની હસ્તીમાં જ રહેલી છે અને દરેક માનવીનો તેને હરેક ભોગે અનુસરવાનો ધર્મ છે. પરંતુ જે લોકો સત્યાગ્રહનો ઇલાજ અજમાવવા નીકળ્યા છે તે સૌને મારી સલાહ છે કે તમારા અંતરમાં ઊંડા ઊતરીને ખોજ કરો કે તમે સાચે જ સત્યની શોધ કરવાને પ્રવૃત્ત કરો છો? એ પરીક્ષામાંથી તમને માલૂમ પડે કે તમે જે ચીજ શોધવાને નીકળ્યા છો તે સત્ય નથી, બીજું કંઈક છે તો તમારો પ્રતિકાર અથવા આગ્રહ એક હાંસી જેવો બની રહે છે. હું ભારપૂર્વક જણાવવા ઇચ્છું છું કે સાચી રીતે જેના પર તમારો હક નથી, જે તમારું પોતાનું નથી તે મેળવવાને નીકળી પડનારા તમે લોકો ઘણુંખરું અહિંસાને અનુસરતા નથી અને અહિંસા વિના સત્ય શોધવાની અથવા મેળવવાની વાતો તદ્દન મિથ્યા છે.

## નિરાશ્રિતોની છાવણીઓની સફાઈ

ત્યાર બાદ ગાંધીજી બીજા વિષય તરફ વળતાં બોલ્યા કે નિરાશ્રિતોની છાવણીઓમાં તેમ જ બીજે શહેરમાં જ્યાં ને ત્યાં ગંદકી ભેગી થઈ છે. હરેક જણ માગણી કરે છે કે અમારું ભંગીકામ અમને કરાવી આપો. હું સૂચવું છું કે જે લોકો છાવણીઓમાં રહેતા નથી તે સૌ જાતે પોતપોતાની આજુબાજુના ભાગની સફાઈ કરો અને એ માટેની જવાબદારી ઉપાડી લો. અસ્પૃશ્યતાના કલંકથી હિંદુ ધર્મના રૂડા નામને બટ્ટો લાગ્યો છે. એ કલંક ટાળવાનો એક રસ્તો સૌ કોઈએ જાતે ભંગી બનવાનો છે. ભંગીનું કામ મેલું કામ નથી. એ કામ વડે જ સમાજની સ્વચ્છતા જળવાય છે. દિલ્હીના શહેરીઓ જાતે શહેરની સફાઈના કામની જવાબદારી ઉપાડી લઈ સફાઈનું કામ કરવામાં મંડી પડે તો એકલા દિલ્હી શહેરને સુંદર બનાવશે એટલું

જ નહીં, તેમના દાખલાનાં દૂરગામી પરિણામો આવશે. નિરાશ્રિતોની છાવણીઓનો બંદોબસ્ત મારે કરવાનો હોય તો હું નિરાશ્રિતોને પોતાનું બધું કામ જાતે કરી લેવાને સમજાવું. કોઈ પણ માણસ એદી થઈને બેઠો બેઠો ખાય અને પોતાના દિવસો જુગાર ખેલવામાં અથવા ગંજીફો ટીચવામાં બગાડે તો ભ્રષ્ટ થયા વિના ન રહે. કાંતણ, વણાટ, દરજીકામ, સુથારી, ખેતી અગર પોતાને જે ગમે તે ધંધો અથવા હુન્નર નિરાશ્રિતોએ પોતપોતાની રુચિ પ્રમાણે હોંસથી ઉપાડી લેવો જોઈએ. મારા મનમાં જરાયે શંકા નથી કે એ લોકોએ સ્વાશ્રયી થવાનું શીખી લેવું જોઈએ અને બીજા કોઈનીયે સેવા લેવાનું માંડી વાળવું જોઈએ. મને ખાતરી છે કે એ લોકો કોઈ પણ કામ ઉપાડી લઈ તેમાં લીન થઈ જશે તો મોટે ભાગે પોતાનાં દુ:ખ પણ વિસારે પાડી શકશે: એ લોકોને જે વિટંબણા વેઠવી પડી છે તેનો મને ખ્યાલ છે અને એ આફતો એમને માથે ઉતારનારા લોકોના જરાયે બચાવમાં હું ઊતરવા માગતો નથી અથવા તેમનાં કામોને હળવાં કરી બતાવવા ઇચ્છતો નથી. પરંતુ મારે ફરી ફરીને કહેવું જ જોઈએ કે સાચો રસ્તો બૂરાઈના બદલામાં ભલાઈ કરવાનો છે, બીજો નથી.

## એક ફ્રેન્ચ ભાઈની સલાહ

એક માયાળુ ફ્રેન્ચ ભાઈએ મારી વરસગાંઠને નિમિત્તે મુબારકબાદી મોકલતાં મને સમજાવવાની કોશિશ કરી છે કે તમારું કામ પૂરું કરવાને ખાતર તમારે પૂરાં સવાસો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી જોઈએ. એ મિત્ર આગળ ચાલીને પોતાના સંદેશામાં મને જણાવે છે કે તમે આજ સુધીમાં આટલી બધી સિદ્ધિ મેળવી છે અને આખરે દુનિયામાં જે કંઈ બને છે તેની જવાબદારી ઈશ્વરની હોય તો અનિષ્ટમાંથી પણ તે રૂડાં પરિણામ લાવશે. તેથી તમારે આમ વિષાદ રાખવાનો ન હોય. પણ હું માયાના આવા મીઠા શબ્દોથી ભુલાવામાં કેમ પડું? આજે મને લાગે છે કે ભૂતકાળમાં મેં જે સિદ્ધિ મેળવી હશે તે મારે ભૂલી જવી જોઈએ. કોઈ પણ માણસ ભૂતકાળમાં એકઠી કરેલી મૂડી પર જીવી ન શકે. લોકોની સેવા હું હજીયે કંઈક કરી શકું છું એવું મને

લાગે તો જ મને જીવવાની ઇચ્છા રહે. એનો અર્થ એવો થાય કે લોકો પોતાની ભૂલ સમજતા થાય અને મારી વાત કાને ધરતા થાય. હું તો ઈશ્વરના હાથમાં છું. ઈશ્વરને મારી પાસે વધારે કામ લેવું હશે તો લેશે. પરંતુ મને પોતાને ચોક્કસ લાગે છે કે મારા બોલનું હવે કશું વજન પડતું નથી અને જો મારાથી વધારે સેવા થવાની ન હોય તો તે મને બોલાવી લે એ જ બહેતર છે.

## ૨૩

૪–૧૦–'૪૭

### કામળા માટે અપીલ

પ્રાર્થના પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં પ્રાર્થના કરનારી મંડળીમાં આવી બેઠેલાં બહેન સુશીલા નય્યરને બતાવીને ગાંધીજી બોલ્યા કે એ બહેન આજે હિંદુ કે મુસલમાન સૌ નિરાશ્રિતોને તબીબી મદદ આપવાના કામમાં એકાગ્રતાથી મંડ્યાં છે. પુરાણા કિલ્લામાં રહેતા મુસ્લિમ નિરાશ્રિતોની સાથે એ બહેન રોજ ચાર કલાક ગાળે છે. રેડ ક્રૉસના ગર્ભવતી સ્ત્રીઓ તેમ જ બાળકોની સેવા કરનારા વિભાગના નિયામક ડૉ. પંડિત, અને ફ્રેન્ડ્ઝ સર્વિસ યુનિટના પ્રોફેસર હોરેસ ઍલેકઝાન્ડર તેમ જ મિ. રિચર્ડ સાયમન્ડ્ઝને લઈને રેડ ક્રૉસ મંડળની એક ટુકડી સાથે ગઈ કાલે સુશીલાબહેન કુરુક્ષેત્રની નિરાશ્રિતોની છાવણીએ ગયાં હતાં. કુરુક્ષેત્રની છાવણીમાં હિંદુ ને શીખ નિરાશ્રિતો રહે છે. તેમની સંખ્યા આશરે પચીસ હજારની છે અને તેમાં વધારો થયા કરે છે. નિરાશ્રિતોને વસાવવાને તંબૂઓ તાણવામાં આવ્યા છે પરંતુ બધા નિરાશ્રિતોને આશ્રય આપવાને તે પૂરતા નથી. નિરાશ્રિતોને મળતો ખોરાક તેમને ભૂખમરામાંથી ઉગારી લેવા જેટલો પૂરતો ગણાય પરંતુ એ પોષણ આપનારો યુક્તાહાર નથી એટલે તેમાંથી નિરાશ્રિતોમાં અધૂરા પોષણને પરિણામે આવતી નબળાઈ તેમ જ રોગની સામે ટકી રહેવાની તાકાતનો અભાવ વગેરે લક્ષણો જણાવા માંડ્યાં છે. હું કહ્યા

વિના રહી શકતો નથી કે બેમાંથી એક જ પક્ષે મગજનું સમતોલપણું જાળવી શાણપણ દાખવ્યું હોત તો આ બધાં માણસોને માથે આવી પડેલી વિપત્તિ ઘણી ઘટી ગઈ હોત. વેર લેવાની અને બદલો વાળવાની લાગણીમાંથી એક ઝેરી કૂંડાળું શરૂ થયું છે અને તેથી જેમને માથે વિપત્તિ આવે છે તે લોકોની સંખ્યામાં વધારો થયા કરે છે. હિંદુ ને મુસલમાન જાણે કે આજે વધારેમાં વધારે ઘાતકીપણું આચરવાની હરીફાઈમાં ઊતર્યા છે! તેમના પાગલપણામાંથી સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો પણ બચતાં નથી. હિંદની આઝાદીને અર્થે મેં તનતોડ પરિશ્રમ કર્યો છે અને આ ભૂમિમાં રામરાજનો અમલ ચાલુ થાય તેટલા ખાતર હું ઈશ્વરને પ્રાર્થના કરતો કે મને સવાસો વરસનું આવરદા આપજે. પરંતુ આજે મને આગળ એવું કોઈ ભાવિ નજરે પડતું નથી. કાયદાનો અમલ લોકોએ પોતાના હાથમાં લઈ લીધો છે. આ કરુણ ઘટના બનતી શું મારે લાચાર થઈને જોઈ રહેવાની છે? ઈશ્વરને હું પ્રાર્થના કરું છું કે હે પ્રભુ! આ મારા લોકોને હું તેમની ભૂલ બતાવી શકું જેથી તેઓ તેને સુધારી લે એવી શક્તિ મને આપ અથવા મને અહીંથી બોલાવી લે. એક જમાનામાં મારા લોકો મારા પર પ્રેમ રાખી મારો પડ્યો બોલ ઝીલી લઈ મારી વાતનો બરાબર અમલ કરતા. લોકોનો પ્રેમ તો સંભવ છે કે છેક નાબૂદ થયો નથી પરંતુ તેમનાં હૃદયને અને બુદ્ધિને હું જે અપીલ કરું છું તેમાં કશું સામર્થ્ય અથવા કોઈ જાતનો પ્રભાવ રહ્યો લાગતો નથી. શું એવું તો નથી બન્યું કે મારા લોકો ગુલામ હતા ત્યારે તેમને મારો ખપ હતો અને આજે મુક્ત થયા છે એટલે આઝાદ હિંદમાં હવે મારો તેમને કશો ખપ રહ્યો નથી? શું માનવતા અને સંસ્કૃતિને ફગાવી દેવાં એ સ્વતંત્રતાનો અર્થ છે? આ બધાં વરસોથી છાપરે ચડીને પોકારીને જે સંદેશ હું મારા લોકોને આપતો આવ્યો છું તેનાથી જુદો સંદેશ આપવાનું મારાથી કેમ બને?

હવે શિયાળો આવી રહ્યો છે અને અહીં દિલ્હીમાં તેમ જ ત્યાં પંજાબમાં એ બહુ આકરો હોય છે તે વાત તરફ તમારા સૌ શ્રોતાઓનું ધ્યાન ખેંચવાનો આજે મારો ઇરાદો છે. જે કોઈને પાલવે તે સૌ

પોતાની પાસેના ગરમ ધાબળા અગર રજાઈઓ ફ્લાલેન પાડી મને પહોંચાડે. જાડી સુતરાઉ ચાદરો પણ મોકલી શકે તે મોકલે. મોકલતાં પહેલાં એ બધાં ધોઈને સાફ કરવામાં આવે ને ફાટેલાં હોય તો સાંધી લેવામાં આવે. આ માનવતાના કાર્યમાં હિંદુ ને મુસલમાન સૌ કોઈ સામેલ થાય. મારી તમારા સૌની પાસે ખાસ માગણી છે કે તમે આપો તે વસ્તુ પર અમુક કોમને માટે એવી શરત ન મૂકશો. સૌ કોઈ ખાતરી રાખે કે મને પહોંચાડવામાં આવેલી ભેટની વસ્તુઓ યોગ્ય લોકોને જ પહોંચાડવામાં આવશે. હું ઉમેદ રાખું છું કે આવતી કાલથી જ કામળા વગેરેની ભેટ આવતી થશે. ઘરબાર વગરનાં લાખો માણસોને કામળા પૂરા પાડવાનું સરકારથી બની શકે તેવું નથી. એટલે હિન્દની કરોડોની વસ્તીની પોતાનાં આ અભાગી ભાઈબહેનોને ઉગારી લેવાની ફરજ થઈ પડે છે.

## ૨૪

૫–૧૦–'૪૭

### ગાંધીજીની માંદગી

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે છાપાંઓમાં મારી માંદગીના સમાચાર ફરી આવ્યા છે તેથી મને ખેદ થયો છે. એ બાતમી કોણે આપી તેની મને માહિતી નથી. મને થોડી ઉધરસ થઈ છે અને થોડી શરદી છે એ વાત સાચી છે. પરંતુ એના સમાચાર જાહેર કરવાથી મને ને બીજા કોઈને કશી સહાય થતી નથી. એથી ઊલટું ઘણા લોકોને ફિકર થાય છે. તેથી સૌ મિત્રોને મારી વિનંતિ છે કે મારી માંદગીના સમાચારને નાહક જાહેરાત ન આપે.

### ધાબળા

ગઈ કાલે મેં ધાબળાને માટે કરેલી માગણીના જવાબમાં બે મિત્રોએ બે સરસ ધાબળા મોકલ્યા છે અને બીજા એક મિત્રે બીજા દશ મોકલ્યા છે. ભેટ મોકલનારા ભાઈઓને હું ખાતરી આપું છું કે એ બધા યોગ્ય લોકોને પહોંચાડવામાં આવશે.

## બેહૂદી સૂચના

આજે મને એક તાર મળ્યો છે. તેમાં મને જણાવવામાં આવ્યું છે કે હિંદુઓ અને શીખોએ સામો બદલો ન લીધો હોત તો સંભવ છે કે તમે પોતે પણ આજે જીવતા ન હોત. મને લાગે છે કે આ સૂચન બેહૂદું જ નહીં, નર્યું બેવકૂફીભરેલું છે. જેમ તમારા સૌની તેમ મારી જિંદગી પણ ઈશ્વરના સમર્થ હાથમાં છે. ઈશ્વરની મરજી વિના તેનો અંત લાવવાને કોઈ સમર્થ નથી. મારી શું અગર બીજાની કોઈની શું, માણસો કોઈની જિંદગી બચાવવાને સમર્થ નથી. તારમાં આગળ મને કહેવામાં આવ્યું છે કે હિંદમાંના મુસલમાનોમાંના અઠ્ઠાણું ટકા જેટલા બેવફા હોઈને અણીને વખતે પાકિસ્તાનની તરફેણમાં હિંદને દગો દેવાના છે. આ વાત હું માનતો નથી. ગામડાંમાં વસતી અફાટ મુસ્લિમ આમ જનતાની વસ્તી દગાખોર હોય નહીં અને ધારો કે તે બધા એવા દગાબાજ હશે તો ઇસ્લામનો નાશ કરશે. એમના પર મૂકવામાં આવતો આરોપ ખરો સાબિત થશે તો સરકાર તેમની સામે ઘટતાં પગલાં લેવાને બેઠી છે. મને ખાતરી થઈ છે કે હિંદુ ને મુસલમાન પરસ્પર દુશ્મનાવટ રાખશે તો તેમાંથી બંને રાજ્યો વચ્ચે લડાઈ ફાટી નીકળ્યા વિના રહેવાની નથી અને તેમાંથી બન્નેની બરબાદી થશે. માણસો ગમે તે સ્થળે રહેતાં હોય અને ગમે તે ધર્મને અનુસરતાં હોય પણ સરકાર તરફથી રક્ષણની આશા રાખતાં હોય તો તેમનું રક્ષણ કરવાની તેની ફરજ છે. આખરે જુઓ તો પોતાના ધર્મનું રક્ષણ કરવાનું તો માણસના પોતાના હાથમાં છે.

## વળી મિ. ચર્ચિલ

ત્યાર બાદ મિ. ચર્ચિલે કરેલા બીજા ભાષણનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે આ બીજા ભાષણમાં મિ. ચર્ચિલે વિલાયતની મજૂર સરકાર પર હિંદની ખાનાખરાબી કરવાનો આરોપ મૂક્યો છે. મિ. ચર્ચિલ પોતાના ભાષણમાં કહે છે કે આ મજૂર સરકારે સલ્તનતને ફડચામાં કાઢી છે અને હિંદની આમ જનતાને પારાવાર વિટંબણામાં ઉતારી છે. વળી મિ. ચર્ચિલ કહે છે કે મને લાગે છે કે આ લોકોને હાથે બ્રહ્મદેશનું પણ આવું જ કારમું ભાવિ થવાનું છે. હું પૂછું છું કે શું

મિ. ચર્ચિલની એવું બને એવી આકાંક્ષા છે તેથી જ તો તેમને આવો વિચાર નથી આવ્યો? મિ. ચર્ચિલ મોટા માણસ છે. તેમને વળી આવું ભાષણ કરવાનું સૂઝયું તેથી મને દુઃખ થયું છે. મિ. ચર્ચિલ રાષ્ટ્રના કરતાં પોતાના પક્ષના સ્વાર્થને આગળ કરવાની દાનત રાખે છે. તેમને ખ્યાલ નથી કે હિંદ તેનાં સાત લાખ ગામડાંમાં વસે છે. એ બધાં કંઈ પાગલ અથવા બેફામ બન્યાં નથી. પણ માની લો કે એ બધાંયે પાગલ બન્યાં છે તો તેથી શું હિંદને ગુલામીને દરજ્જે ઉતારી પાડવાની વાતને સમર્થન આપી શકાશે? શું ભલા ને સારા લોકોને જ સ્વતંત્રતાનો હક છે? ખુદ અંગ્રેજોએ અમને નથી શીખવ્યું કે ગુલામી સાથેની દારૂ પીધા વિનાની હાલત કરતાં પીધેલની સ્વતંત્રતાની દશા કોઈ પણ વખતે બહેતર છે? વળી અમને બ્રિટિશ લોકોએ જે શીખવ્યું છે તે પણ શું તદ્દન સાચું નથી કે સ્વરાજ ભોગવવાના અધિકારમાં ખોટી રીતે રાજ ચલાવવાની વાત પણ સમાઈ જાય છે અને સુરાજ્ય કદી સ્વરાજ્યનું સ્થાન ન લઈ શકે? મિ. ચર્ચિલને સમાજવાદની પાર વગરની ઘૃણા છે. મજૂરો સમાજવાદી જ હોય. સમાજવાદ એક ભવ્ય સિદ્ધાન્ત છે. તે કદીયે ઘૃણા કે તિરસ્કારને પાત્ર નથી. તેનો ડહાપણથી અમલ કરવાનો હોય. સમાજવાદી વ્યક્તિઓ ખરાબ હોય, સમાજવાદ કદી ભૂંડો ન હોય. વિલાયતમાં મજૂરપક્ષે મેળવેલો વિજય સમાજવાદનો વિજય છે. મજૂર પક્ષની સરકાર મજૂરોની વતી રાજવહીવટ ચલાવે છે એટલે કે વિલાયતમાં આજે મજૂરોનો રાજવહીવટ ચાલે છે. હું ઘણા વખતથી માનતો આવ્યો છું કે મજૂરવર્ગને પોતાના મોભાનું ભાન થશે ત્યારે તે બીજા બધા રાજદ્વારી પક્ષોને ઝાંખા પાડી દેશે. બધા રાજદ્વારી પક્ષોની સંમતિથી મજૂર સરકારે હિંદમાંથી બ્રિટિશ હકૂમત સંકેલી લીધી છે. એ ભવ્ય કાર્યની સામે તકરાર ઉઠાવવાનું આજે હવે મિ. ચર્ચિલને શોભતું નથી. ખરે જ, મિ. ચર્ચિલ વિલાયતમાં હવે પછી થનારી પાર્લમેન્ટની ચૂંટણીમાં ફાવે તો તેમના મનમાં એવો મનોરથ તો નથી રાખતા કે મજૂર સરકારનું આ ભવ્ય કામ આપણે રદ કરીશું અને હિંદને ગુલામીનો બીજી વખત અનુભવ કરાવીશું? એવું કરવા જતાં મિ. ચર્ચિલને કટ્ટર વિરોધીઓનાં શરીરોના

બનેલા જીવંત કોટની સામે માથું પછાડવું પડશે. બ્રહ્મદેશને બ્રિટિશ સામ્રાજ્યમાં ખાલસા કરવાનું કામ કેવું શરમભરેલું હતું તેનો કદી મિ. ચર્ચિલે વિચાર કર્યો છે? હિંદને કેવી રીતે ગુલામ બનાવવામાં આવ્યું હતું તેની તેમને કશી સ્મૃતિ છે? પરંતુ મારે એ કાળી કથા ફરી વાંચવી નથી. એને વિષે જેટલું ઓછું બોલાય તેટલું સારું. આ બધું કહેતી વખતે હું ઇચ્છું છું કે તમે સૌ શ્રોતાઓ એક વાત કદી ન વીસરો કે માણસોને બદલે હેવાન બનવાનું ચાલુ રાખીશું તો આપણે મહા મહેનતે મેળવેલી આઝાદી દુનિયાની મોટી સત્તાઓ ઝૂંટવી લે એવો ડર રહે છે. આપણે માથે એવી કરુણ આફત ઊતરે તો તે જોવાને મારે જીવવું નથી. એકલે હાથે હિંદને બચાવનારો કે ઉગારનારો હું કોણ માત્ર? છતાં તમે સૌ શ્રોતાઓ મિ. ચર્ચિલની અમંગળ આગાહીઓ ખોટી પાડો એવું હું જરૂર તમારી પાસે માગું છું.

## ૨૫

**૧–૧૦–'૪૭**

### ખોરાકનો સવાલ

ડૉ. રાજેન્દ્રપ્રસાદના બોલાવવાથી જે લોકો આપણા ખોરાકને લગતી બધી માહિતી ધરાવી શકે તે સૌ પોતાની સલાહનો લાભ તેમને આપવાને અહીં દિલ્હીમાં એકઠા મળ્યા છે. આ મહત્ત્વના સવાલને અંગે એક પણ ભૂલ થાય તો તેમાંથી ભૂખમરો નીપજે અને ભૂખમરાથી લાખોનાં મરણ નીપજે. કુદરતી અગર માણસની ભૂલોને કારણે પડેલા દુકાળનો અને તેમાંથી પેદા થતા ભૂખમરાને કારણે કરોડોનાં નહીં તો લાખોનાં મરણનો અનુભવ હિંદને પહેલાંયે થયેલો છે. હું માનું છું કે કોઈ પણ સુવ્યવસ્થિત સમાજમાં પાણીના અને અનાજના દુકાળનો સફળતાથી ઇલાજ કરવાનો બંદોબસ્ત હમેશ આગળથી કરી રાખવામાં આવેલો હોય. પણ સુવ્યવસ્થિત સમાજનું અને તેવો સમાજ આ બાબતમાં કેવી ઢબે કામ લે તેનું વર્ણન કરવાનો આ અવસર નથી. ઠીક ઠીક સફળતાની આશા રાખી આજે

આવી પડેલી ખોરાકની તંગીની પરિસ્થિતિનો ઇલાજ આપણે કરી શકીએ કે નહીં એટલું જ આજે તો વિચારવાનું છે.

## સ્વાશ્રય

મને લાગે છે આપણે એવો ઇલાજ જરૂર કરી શકીએ. એને અંગે પહેલો પાઠ આપણે સ્વાશ્રય ને આત્મશ્રદ્ધાનો શીખવાનો છે. એ પાઠ બરાબર પચાવીએ તો પરદેશો પર ખોરાકની બાબતમાં આધાર રાખવાની અને આખરે તેમાંથી દેવાળું કાઢવાની આફતમાંથી આપણે તરત ઊગરી જઈએ. આ હું કંઈ ગુમાનમાં આવી જઈને કહેતો નથી. એ વસ્તુસ્થિતિ છે. આપણો દેશ કેવડો છે તેનો વિચાર કરો. બહારની મદદ પર પોતાની ખાધાખોરાકીને માટે નભી શકે એટલો એ નાનો નથી. આપણો મુલક એક ઉપખંડ જેવો વિશાળ છે અને આપણા રાષ્ટ્રની વસ્તી લગભગ ચાળીસ કરોડની છે. આપણે ત્યાં મોટી મોટી નદીઓ છે, ભાતભાતની ખેતી થઈ શકે એવી જાતજાતની જમીન છે અને આપણું પશુધન કદી ખૂટે એવું નથી. આપણાં ઢોર આપણી જરૂર જેટલું દૂધ આપતાં નથી તેમાં કોઈનો નહીં, આપણો પોતાનો જ વાંક છે. આપણે જેટલું જોઈએ તેનું ટીપુંએ ટીપું દૂધ આપવાની આપણાં જાનવરોની ગુંજાશ છે. પાછલા થોડા સૈકા દરમિયાન આપણા મુલકની બરાબર સંભાળ રહી નથી. એની સંભાળ બરાબર રાખવામાં આવી હોત તો આજે આપણો દેશ પોતાની કુલ વસ્તીને પૂરતો ખોરાક પૂરો પાડવાને સમર્થ થાત એટલું જ નહીં, ગયા મહાયુદ્ધને પરિણામે આખી દુનિયાને માથે આજે ખોરાકના પદાર્થોની તંગીની જે આફત ઊતરી તેમાંથી તેને ઉગારી લેવાને જરૂરી એવું અનાજ પૂરું પાડવાના કામમાં પણ તેણે પોતાની ઘટતી ફરજ બજાવી હોત. દુનિયામાં વરતાતી અનાજની તંગીમાંથી તો આજે હિંદ પણ બાદ નથી. તંગીની આફત ઘટવાની વાત તો દૂર રહી, ઊલટી વધતી હોય એવાં લક્ષણો દેખાય છે. આ સવાલને અંગે હું જે દરખાસ્ત કરવા માગું છું તેમાં કોઈ પણ પરગજુ દેશ આપણને છૂટથી મફત અનાજ પહોંચાડવા માગતો હોય તેને નગુરા થઈને ના પાડવાની વાત આવતી નથી. મારે એટલી જ વાત ભાર દઈને કહેવી છે કે

આપણે ભીખ માગવાને જેની તેની આગળ હાથ ન લંબાવીએ. એથી આપણી પ્રજા ભ્રષ્ટ થાય છે. આમાં વળી દેશમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે અનાજની હેરફેરની મુસ્કેલી ઉમેરો. એક સ્થળેથી બીજે સ્થળે ઝપાટાબંધ અનાજ લાવવા લઈ જવાને જરૂરી સાધનો ને સગવડ આપણી પાસે નથી. એમાં વળી ખાવાના કામમાં ન આવે એવું અનાજ આપણે માથે પડે એ પણ કંઈ છેક ન બને તેવી વાત નથી. આ અનાજ આપવાલેવામાં આપણે સામાન્ય માનવસ્વભાવ સાથે કામ પાડવાનું છે એ ભૂલ્યે નહીં ચાલે. માનવીનો સ્વભાવ સંપૂર્ણ સારો અથવા લગભગ તેવો પણ દુનિયામાં કોઈ ભાગમાં જોવાનો મળતો નથી.

## પરદેશોની મદદનો અર્થ

હવે પરદેશોમાંથી કેટલી મદદ મળી શકે તેનો આપણે જરા વિચાર કરીએ. મને જણાવવામાં આવ્યું છે કે આપણી આજની જરૂરિયાતના ત્રણ ટકાથી વધારે સહાય બહારથી આપણને મળે તેવી નથી. આ માહિતી બીજા ઘણા નિષ્ણાતોને પૂછીને સાચી છે કે નહીં તેની મેં ખાતરી કરી લીધી છે. તો આ કેવળ ત્રણ ટકા પૂરતી સહાય મેળવવાને માટે ફાંફાં મારવાની આખી દલીલમાં કશો દમ રહેતો નથી. આપણે બહારની મદદ પર જરા જેટલોયે આધાર રાખવા જઈશું, તો સંભવ છે કે અવળે રસ્તે ચડી જઈશું, દેશમાં ને દેશમાં આપણાથી જે બની શકે તે બધું કરી છૂટવાનું માંડી વાળીશું અને ખેતી થઈ શકે તેવી જમીનના તસુએ તસુમાં વેચીને નાણાં કમાવાના કામમાં આવે તેવા કપાસ વગેરે જેવા પાકો લેવાનું બંધ કરી રોજિંદા ખોરાકને માટે જરૂરી પદાર્થો ઉગાડવાનું પણ આપણને નહીં સૂઝે. તરત ને તરત ખેડીને ખેતીના કામમાં લઈ શકાય તેવા ખરાબાઓમાં તો બેશક તરત ખેડાણ શરૂ થવું જોઈએ.

## એકકેન્દ્રી વ્યવસ્થા કે બહુકેન્દ્રી ?

એક કેન્દ્રમાં ખોરાકની ચીજો એકઠી કરી ત્યાંથી જ બંદોબસ્ત કરવાથી મને ડર છે કે ઘણો બગાડ થશે. એથી ઊલટું અનેકકેન્દ્રી વ્યવસ્થા રાખવાથી સહેજે કાળાં બજારોને ફટકો પડશે અને અનાજની

અહીંથી તહીં હેરફેર કરવાને અંગેના વખતનો અને ખરચનો બચાવ થશે. વળી હિંદના ગામડાનો વતની જે અનાજની ને કઠોળની ખેતી કરી જાણે છે તે ઉંદર, કોળ વગેરેથી પોતાના પાક કેમ બચાવી લેવા તે પણ બરાબર જાણે છે. એક સ્થળેથી બીજે સ્થળે એમ અનેક સ્થળો પર અનાજ લઈ જવામાં ઘણું ઉંદરો વગેરે જીવ ખાઈ જાય એવો ભય રહે છે. આમાં દેશને કરોડોનું નુકસાન થાય છે અને આજે જ્યારે અનાજના એક એક દાણાની આપણને મોટી જરૂર છે ત્યારે ખાંડીબંધ દાણો નકામો જાય છે. જ્યાં જ્યાં ઊગી શકે ત્યાં એકેએક તસુ જમીનમાં ખાઈ શકાય એવા પદાર્થો ઉગાડવાની આજે મોટી જરૂર ઊભી થઈ છે એ વાતનું એકેએક હિંદીને પૂરું ભાન થાય તો મુલકમાં ખોરાકની તંગી છે એ વાત પણ આપણે સંભવ છે કે ભૂલી જઈએ. વધારે અનાજ તેમ જ ખોરાકના પદાર્થો ઉગાડવાના મોહક તેમ જ રસમાં ડુબાડી દેનારા વિષયની મેં અહીં બેશક પૂરી ચર્ચા કરી નથી. મેં જે કંઈ કહ્યું છે તેટલા પરથી મને આશા છે કે આ વખાણવા-લાયક કામમાં હરેક માણસ કેવી રીતે ભાગ લઈ શકે એ હરેક સમજદાર માણસને સમજાશે અને હરેકના મનમાં એ વિષે રસ જાગશે.

## ખાધનો ઇલાજ

હવે ત્રણ ટકા જેટલી ખાધનું અનાજ જે બહારથી મળી શકે એવો સંભવ છે તેને વિષે શું થઈ શકે તે હું બતાવું. હિંદુઓમાં દર પખવાડિયે અગિયારસને દિવસે આખો અથવા અરધા દિવસનો ઉપવાસ કરવાનો રિવાજ છે. મુસલમાનોને પણ ખાસ કરીને કરોડોની સેવા કરવાની છે ત્યારે ઉપવાસનો સંયમ પાળવાની બંધી નથી. એટલે આખા દેશને આવા થોડા વખતને માટે ખાવામાં સંયમ પાળવામાં રહેલી ખૂબીનું ભાન થાય તો સ્વેચ્છાએ બહારની મદદ જતી કરશે તેથી પોતાને પડતી ખોરાકની ખાધને હિંદ પહોંચી વળશે એટલું જ નહીં, તેને વધારાની બચત થશે.

અંગત રીતે મને પોતાને લાગે છે કે માપબંધીનો ઉપયોગ નથી અને હશે તો નજીવો છે. અનાજ પેદા કરનારા વર્ગને પોતાની મેળે

જેમ કરવું હોય તેમ કરવાની છૂટ આપવામાં આવે તો તે લોકો પોતે નિપજાવેલો માલ બજારમાં લઈ આવશે અને આજે સહેલાઇથી મળતો નથી તે સારો ખાવાલાયક દાણો સૌને મળી રહેશે.

## પ્રમુખ ટ્રુમૅનની સલાહ

ભૂખે મરતી યુરોપની પ્રજાને માટે અત્યંત જરૂરી એવો દાણો બચાવવાને માટે અમેરિકાના લોકોએ રોટી ઓછી ખાવાનું શરૂ કરવું એવી જે સલાહ પ્રેસિડેન્ટ ટ્રુમૅને પોતાના રાજ્યની પ્રજાને આપ્યાના સમાચાર આવ્યા છે તેના તરફ ધ્યાન ખેંચીને હું આપણી ખોરાકની પરિસ્થિતિ વિષેનું આજનું ટૂંક વિવેચન પૂરું કરીશ. પ્રમુખ ટ્રુમૅને વધારામાં કહ્યું છે કે આવા પોતે સૂચવેલા સંયમના ઇલાજથી અમેરિકાની પ્રજાની તબિયતને કોઈ જાતનું નુકસાન થનાર નથી. માનવસેવાની ભાવનાથી પ્રેરિત આવી સલાહ પોતાની પ્રજાને આપવાને માટે પ્રેસિડેન્ટ ટ્રુમૅનને હું અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું. આ માનવસેવાની ભાવનાની ભીતરમાં ઊંડે ઊંડે અમેરિકાને માટે પૈસાનો ફાયદો કરાવી લેવાની હીન વૃત્તિ છુપાયેલી છે એવું જે સૂચન થાય છે તે મને મંજૂર નથી. માણસની પરીક્ષા કામને પ્રેરનારા આશયથી નહીં પણ પ્રત્યક્ષ કામ પરથી જ કરવી જોઈએ કેમ કે માણસોના હૃદયને જાણનારો એક અંતર્યામી સિવાય બીજો કોઈ નથી. ભૂખે મરતા યુરોપને ખાતર અમેરિકા જો આવો સંયમ પાળવાને તૈયાર થાય તો શું આપણા પોતાના હિતને ખાતર આપણે એવો થોડો સંયમ નહીં પાળીએ ? ઘણા લોકોને માથે ભૂખમરાથી મરવાનો ડર આવીને ઊભો હોય તે વખતે રાષ્ટ્રોને ઊંચે ચડાવનારા સ્વાશ્રયનો ઇલાજ લેવાને ખાતર આપણે પણ જાત પર કાબૂ રાખવાને અંગે આપણાથી થાય તેટલું બધું કરી છૂટવાની પૂરી કોશિશ કરી હતી એવો યશ કેમ ન લઈએ ?

ખોરાકની પરિસ્થિતિને અંગે દેશની સામે જે કટોકટીની સ્થિતિ ખડી થઈ છે તેનો વહેવારુ ઉકેલ સૂચવ્યા સિવાય ડૉ. રાજેન્દ્રપ્રસાદે બોલાવેલી સમિતિ વિખેરાઈ નહીં જાય એવી આપણે આશા રાખીએ.

## ૨૬

૭-૧૦-'૪૭

### વધારે કામળાને માટે અપીલ

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે ગઈ કાલ પછી આજે અત્યાર સુધીમાં મને થોડા વધારે કામળા મળ્યા છે. કામળાની ભેટ મોકલનારા આ લોકોને હું ધન્યવાદ આપું છું છતાં મારે કહેવું જોઈએ કે આ રીતે આસ્તે આસ્તે કામળાની ભેટો આવે તો ઘરબાર વિનાનાં લાખો નિરાશ્રિતોને કામળા પૂરા પાડવાના કામને પહોંચી નહીં વળાય. પ્રજાએ કામળા એકઠા કરવાનું કામ એવી ઢબે ગોઠવવું જોઈએ કે ટૂંકા વખતમાં ઘણા કામળા એકઠા થાય. યોગ્ય વહેંચણીને માટે લોકો જોઈએ તો કામળા મને અગર પોતાને રુચે તે વ્યક્તિ અગર સંસ્થાને મોકલી આપે.

### કૉંગ્રેસના ઉદ્દેશને વફાદાર રહો

દહેરાદૂનમાં અગર તેની આજુબાજુમાં એક જાણીતા મુસલમાનનું ખૂન થયું છે એવા સમાચાર આવ્યા છે તે મારે તમને સૌને ખેદ સાથે જણાવવાના રહે છે. એ ભાઈનો ગુનો શો હતો? એટલો જ કે તેઓ મુસલમાન હતા. તો શું હિન્દી રાજ્યસંઘમાં વસતા લાખો કરોડો મુસલમાનોને મારે અહીંથી ચાલી જવાની સલાહ આપવી? અને તેઓ જશે ક્યાં? આગગાડીઓમાં મુસાફરી કરવામાં પણ હવે તો તેમની સલામતી નથી! અલબત્ત, એ વાત સાચી છે કે પાકિસ્તાનમાં વસતા હિંદુઓનું પણ એવું જ દુર્ભાગ્ય છે. પણ બે ખોટાં કામનો સરવાળો કરવાથી એક ખરું કામ થોડું જ બને છે? હિન્દી રાજ્યસંઘમાં વસતા મુસલમાનો પર બદલો લેવાથી પાકિસ્તાનમાં રહેલા હિંદુઓ ને શીખોને તમે કશી મદદ કરવાને સમર્થ નહીં થાઓ. તેથી મારી તમને સૌને સલાહ છે કે તમારા ધર્મને અને કૉંગ્રેસના ધ્યેયને વફાદાર રહો. પાછલાં સાઠ વરસ દરમિયાન કૉંગ્રેસે દેશના હિતને નુકસાન પહોંચાડે

એવું એક પણ કાર્ય કર્યું છે? છતાં કૉંગ્રેસ પર હવે તમારો ઇતબાર રહ્યો ન હોય તો કૉંગ્રેસના પ્રધાનોને તેમના સ્થાન પરથી દૂર કરી તેમની જગ્યા પર બીજા મૂકવાની તમને પૂરી સ્વતંત્રતા છે. પરંતુ કોઈ પણ સંજોગોમાં કાયદાનો અમલ કરવાનું કામ તમારા હાથમાં ન લો. આજે કોઈ એવું કામ ન કરો જેથી પાછળથી તમારે પસ્તાવાનું થાય.

## ખોરાકની માપબંધી

ગઈ કાલે ખોરાકની માપબંધીની વાત મેં કરી હતી. તેને અંગે આજે ફરીને મારે એટલું જ કહેવાનું છે કે મારી દરખાસ્તના અમલથી ખોરાકની તંગીના સવાલનો ચોવીસ કલાકની અંદર મોટે ભાગે ઉકેલ આવ્યા વિના રહેવાનો નથી એવી મને ચોક્કસ ખાતરી છે. નિષ્ણાતો મારી દરખાસ્તનો સ્વીકાર કરશે કે નહીં તે સવાલ અલગ છે.

## પ્રધાનોને ચેતવણી

ઘણા લોકો મારી પાસે આવીને વાતો કરે છે અને એવી જાતનાં લખાણો મૂકી જાય છે કે આપણા પ્રજાના પસંદ કરેલા પ્રધાનો પોતાના બ્રિટિશ પુરોગામીઓની માફક આપખુદ ઢબે કામ ચલાવે છે. આ બાબતમાં પ્રધાનો સાથે મારે કશી વાત થઈ નથી. પરંતુ મારા મનમાં એક બાબત વિષે રજભાર શંકા નથી કે બ્રિટિશ અમલ દરમિયાન જે કોઈ બાબતમાં આપણે બ્રિટિશ અમલ ચલાવનારાઓની ટીકા કરતા તેમાંનું કશું જવાબદાર પ્રધાનોના અમલ દરમિયાન ન બનવું જોઈએ. બ્રિટિશ અમલ દરમિયાન કાયદા કરવાને માટે અને તેમના અમલને માટે વાઇસરૉય ઑર્ડિનન્સ કાઢતા. ન્યાયનાં અને કારોબારીનાં કામો બજાવવાની સત્તા એકનાં એક માણસોના હાથમાં રહેતી તેની સામે આપણે બુમરાણ મચાવતા. એ વિષયમાં આપણો અભિપ્રાય બદલવાને કારણ મળે એવું ત્યાર પછી કશું બન્યું નથી. એટલે આજે ઑર્ડિનન્સો કાઢીને રાજવહીવટ કરવાનો ન હોય. આપણી ધારાસભાને જ આપણા કાયદાઓ ઘડવાની સત્તા હોય. પ્રધાનો તો પ્રજાની મુનસફીથી બદલાયા કરે છે. તેથી તેમનાં કામો અથવા કાયદા સરકારની અદાલતોમાં તપાસને અને ફેરફારને પાત્ર હોય. વળી ન્યાય આપવાનું કામ ઝડપી ને સસ્તું કરવાને ને લાંચરુશવતની બદીથી મુક્ત

રાખવાને જે બની શકતું હોય તે બધું કરી છૂટવાની પ્રધાનોની ફરજ છે. આને માટે પંચાયત રાજનો અમલ સ્થાપવાની દરખાસ્ત કરવામાં આવી છે. હાઈકોર્ટો લાખો માણસોને ન્યાય પહોંચાડવાનું કામ ન કરી શકે. અત્યંત અસાધારણ સંજોગોમાં જ તાત્કાલિક કાયદાના ઇલાજોની જરૂર હોય. ધારાસભામાં કાયદા મંજૂર કરવાની પદ્ધતિમાં થોડી ઢીલ થતી હોય તોયે રાજવહીવટની કારોબારી સત્તા ધારણ કરનારા લોકોએ કદી ધારાસભાની સત્તાની ઉપરવટ થઈને કામ કરવાનું ન હોય. આને અંગે મારી નજર આગળ અથવા મનમાં કોઈ પ્રત્યક્ષ દાખલો નથી. મારી ટીકા મારા પર જુદા જુદા પ્રાંતોમાંથી જે કાગળો આવે છે તેના પરથી મેં કરી છે. તેથી લોકોને હું એક બાજુથી કાયદાનો અમલ કરવાનું કામ પોતાના હાથમાં ન લઈ લેવાની અપીલ કરું છું તેમ બીજી બાજુથી પ્રધાનોને હું અપીલ કરું છું કે જૂની રીતરસમોની ખુદ તમે ટીકા કરતા તેમાં તમે જ ન લપસી પડો એ વિષે સાવધ રહેજો.

### રામરાજનો મર્મ

લોકોને હું ફરી એક વાર અપીલ કરું છું કે તમારી સરકારોને વફાદાર રહો ને તેમને મજબૂત બનાવો અથવા તમારો તેમને રુખસદ આપવાનો પૂરો અધિકાર છે તેનો અમલ કરી તેમને રુખસદ આપી દો. જવાહરલાલ સાચું જવાહર છે. તેઓ કદી હિંદુ રાજ સ્થાપવાની વાતમાં સામેલ નહીં થાય અને મુસ્લિમ મિત્રોની વહારે ચડનારા સરદાર પટેલ પણ કદી એ વાત મંજૂર નહીં રાખે. હું મારી જાતને સનાતની હિંદુ કહેવડાવું છું તોયે દક્ષિણ આફ્રિકાના મરહૂમ ઇમામ સાહેબ હું પાછો આવ્યો ત્યારે મારી સાથે આવ્યા હતા અને મારા સાબરમતી આશ્રમમાં જ અવસાન પામ્યા હતા એ હકીકતનું મને અભિમાન છે. તેમનાં દીકરી અને જમાઈ આજેયે સાબરમતીમાં જ રહે છે. તો શું મારે અથવા સરદારે તેમને હવે છેહ દઈ અમારાથી અળગાં કરવાં? મારો હિંદુ ધર્મ મને સર્વ ધર્મોને આદર આપવાનું શીખવે છે. એ જ રામરાજનું રહસ્ય છે. જવાહરલાલ, સરદાર અને તેમના જેવા વિચારના બીજા લોકો પરથી તમારો આદર ને ઇતબાર ઊઠી ગયો હોય તો તમારો જેમના પર વિશ્વાસ હોય તેમને

એ લોકોની અવેજીમાં બેસાડવાને તમે મુખત્યાર છો. પરંતુ એ લોકો પોતાના અંતઃકરણના આદેશથી વિરુદ્ધ જઈ તમે કહો તેમ કરે અને હિંદ એકલા હિંદુઓનું છે એમ માને એવી અપેક્ષા તેમની પાસેથી તમારે ન રાખવી જોઈએ, તમે ન રાખી શકો; અને એ રસ્તે ખચીત વિનાશ છે એમ જાણજો.

## ૨૭

૯–૧૦–'૪૭

### પૈસાને બદલે કામળા

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે પણ મને થોડા કામળા મળ્યા છે. એક મિત્રે આજે સાંજે મારી પાસે આવીને કહ્યું કે તમારે જોઈએ તો રોકડ નાણું લો, જોઈએ તો કામળા લો. મેં તેમને જણાવ્યું કે કામળા જ મોકલજો. આજે અત્યારે હું અહીં સભામાં આવતો હતો ત્યારે બીજા એક મિત્રે મને કામળા ખરીદવાને પાંચસો રૂપિયા આપવાનું કહ્યું. મેં તેમની ભેટ પણ સ્વીકારી. પરંતુ રોકડા પૈસાના કરતાં કામળા સ્વીકારવાનું હું પસંદ કરું.

### શૂરાની અહિંસા

આજે એક ભલા સજ્જન મારી મુલાકાતે આવ્યા હતા. તેઓ દહેરાદૂનથી ગાડીમાં મુસાફરી કરી અહીં આવ્યા હતા. તેમણે મને કહ્યું કે દહેરાદૂનથી રેલવેના ડબ્બાના જે ખાનામાં હું મુસાફરી કરતો હતો તેમાં હિંદુઓ ને શીખો ભરેલા હતા. એક નવા આવનારા ઉતારુને વિષે તે બધાને વહેમ પડ્યો. તેને પૂછપરછ કરતાં તેણે જણાવ્યું કે હું ચમાર છું. પણ તે ઉતારુના હાથ પર છૂંદણાં છૂંદીને પડાવેલું ચિહ્ન દર્શાવી આપતું હતું કે તે મુસલમાન હતો. બસ, એટલે વાત પૂરી થઈ. તે માણસને છૂરી મારી જમનામાં ફેંકી દેવામાં આવ્યો. મારી મુલાકાતે આવનાર ભલા આદમીએ મારી આગળ કબૂલ કરીને કહ્યું કે એ દેખાવ મારાથી જોયો ન ગયો. મેં તો તે ભાઈને પૂછ્યું કે જાનનું જોખમ વહોરીને પણ તમે તમારા મુસ્લિમ

ભાઈને બચાવવાને વચ્ચે કેમ•ન પડયા? તમે એમ કરવાની હિંમત કરી હોત તો ઘણો સંભવ છે કે તમારો જાન જાત પણ પેલા મુસ્લિમનો જાન બચી જાત. એ શૂરાની અહિંસા થાત. વળી એવું પણ બનત કે તમારા શૂરાતનનો ચેપ તમારી સાથેના ઉતારુઓને લાગ્યો હોત અને તમારી સાથે આવા કરપીણુ તેમ જ નામરદાઈના કામની સામે વિરોધ ઉઠાવવામાં ઘણા સામેલ થયા હોત. પેલા ભલા મિત્રે મારી આગળ નિખાલસપણે એકરાર કર્યો કે મને એ સૂઝવું જોઈતું હતું પણ તે વખતે ન સૂઝયું.

હું નથી માની શકતો કે આ કિસ્સામાં બધા જ ઉતારુઓ તોફાન કરવાની અથવા અત્યાચાર ગુજારવાની વૃત્તિવાળા હશે. જોકે એમ હોત તોપણ મારી સલાહમાં હું ફેર ન કરત. મને હવે ભાન થયું છે કે બ્રિટિશ લોકો સામેની આપણી લડત શૂરાની અહિંસાના પાયા પર રચાઈ નહોતી. તેનાં માઠાં પરિણામો આજે તમારે, મારે અને દેશને ભોગવવાં પડે છે. હવે પછીની મારી જિંદગી બની શકે તો મારે લોકોમાં શૂરાની અહિંસાનો પ્રચાર કરી તેમના દિલ પર તેનું રહસ્ય ઠસાવવામાં ગાળવી છે. બેશક, કામ મુશ્કેલ છે. હું કબૂલ કરું છું કે પાકિસ્તાનમાં જે બન્યું અને હજીયે બને છે તે ઘણું ભૂંડું છે પરંતુ હિંદી રાજ્યસંઘમાં જે બને છે તે પણ એવું જ ખરાબ છે. કોણે અત્યાચાર ગુજારવાની શરૂઆત કરી અને કોનો વાંક અથવા અન્યાય વધારે છે એની ખોજમાં ઊતરવાનો કશો અર્થ નથી; એ આખી ચર્ચા વ્યર્થ છે. હવે જો બન્નેએ મિત્ર બનવું હોય તો ભૂતકાળને વિસાર્યા વિના આરો નથી. બોલીને અને કામથી સામો બદલો લેવાનું બન્ને પક્ષો છોડે તો કાલના દુશ્મનો આજે એકબીજાના દુશ્મન મટી દોસ્ત બને.

## છાપાંની ફરજ

સમાજ પર છાપાંઓની જોરાવર અસર થાય છે. તેથી પોતાનાં અખબારોમાં ખોટા અગર જનતામાં ઉશ્કેરણી ફેલાવે એવા હેવાલો પ્રસિદ્ધ ન થાય એટલી સંભાળ રાખવાની છાપાંઓના તંત્રીઓની ફરજ છે. આ વાત મારે એ પરથી કહેવી પડે છે કે હમણાં એક

છાપામાં એવા સમાચાર આવ્યા હતા કે મેયો લોકોએ રેવારીમાં હિંદુઓ પર હુમલો કર્યો હતો. આ સમાચાર વાંચીને મને બેચેની થઈ. પરંતુ બીજે દિવસે અખબારોમાં મારા વાંચવામાં આવ્યું કે એ સમાચાર ખરા નથી. આ તો આવા જે અનેક દાખલાઓ બને છે તેમાંનો એક મેં તમારી આગળ રજૂ કર્યો છે. વર્તમાનપત્રોના અધિપતિઓએ અને તેમના મદદનીશોએ પોતે જે સમાચારો આપે તેમાં અને તે સમાચારોને મથાળાં વગેરે આપીને શણગારવાની બાબતમાં વિશેષ સાવધાન રહેવાની જરૂર છે. સ્વતંત્રતાના અમલમાં કોઈ પણ સરકારને માટે છાપાંઓ પર કાબૂ રાખવાનું લગભગ અશક્ય બને છે. તેથી છાપાંઓ પર કડક દેખરેખ રાખવાની અને તેમને સીધા રાહ પર ચાલવાની ફરજ પાડવાની જનતાની ફરજ છે. સમજદાર જનતા ખોટી ઉશ્કેરણી ફેલાવનારાં અગર અશ્લીલ છાપાંઓને આશ્રય કે ઉત્તેજન આપવાનો ઇન્કાર કરે.

### લશ્કર અને પોલીસની ફરજ

જેમ છાપાંઓ રાજ્યનું એક સામર્થ્યશાળી અંગ છે તેવી જ રીતે લશ્કર અને પોલીસદળ પણ તેનાં બીજાં જોરાવર અંગો છે. એથી એ બન્નેએ પ્રજામાં ભેદ કરી પક્ષાપક્ષી કરવાની ન હોય. મુલકના ભાગલા પાડ્યા પછી લશ્કરના તેમ જ પોલીસદળના પણ કોમી ધોરણે ભાગ કરવામાં આવ્યા એ બીના સાચે જ ખેદ ઉપજાવનારી છે. પરંતુ લશ્કરમાં તેમ જ પોલીસના માણસોમાં કોમી વલણ જોર પકડે તો મોટી આફત થાય. પોતાના જાનનું જોખમ વહોરીનેયે પોલીસનાં અને લશ્કરનાં માણસોની લઘુમતી કોમોનું રક્ષણ કરવાની હિંદી રાજ્યસંઘમાં સ્પષ્ટ ફરજ છે. પોતાની આ પ્રાથમિક ફરજની તેમણે કદી અવગણના કરવાની ન હોય. એ જ પ્રમાણે પાકિસ્તાન રાજ્યના લશ્કરનાં અને પોલીસનાં માણસોની ત્યાંની લઘુમતી કોમોનું રક્ષણ કરવાની ફરજ છે. પાકિસ્તાન મારી વાત કાને ધરશે કે નહીં એ વાત બાજુએ રહેવા દઈ હું એટલું કહીશ કે યુનિયન સરકારનાં લશ્કરનાં તેમ જ પોલીસનાં માણસો પાસે યોગ્ય કામ યોગ્ય રીતે કરાવવામાં હું સફળ થાઉં તો મને ખાતરી છે કે પાકિસ્તાનનો પણ તે રસ્તે ચાલ્યા વિના છૂટકો નહીં થાય.

ખૂનરેજી વિના હિંદ પોતાની સ્વતંત્રતા હાંસલ કરવામાં સફળ થયું છે એ હકીકતની જગતના માનસ પર ઊંડી છાપ પડી છે એટલે હવે આપણી સાચી અને ઘટિત વર્તણૂકથી આપણે આપણી એ સ્વતંત્રતાને લાયક બનવાનું રહે છે. ઉપરાંત સ્વતંત્રતાના રાજ્યઅમલમાં પોલીસ ને લશ્કરનાં માણસોએ અણિશુદ્ધ પ્રામાણિકતા રાખવાની છે. રાજ્યનો હરેક પ્રજાજન રાજ્ય તરફની પોતાની ફરજ બરાબર અદા ન કરે તો કોઈ પણ સ્વતંત્ર સરકાર પોતાનું કાર્ય બરાબર બજાવી ન શકે. અહીં આજે હું તમારા સૌની આગળ અહિંસાનો સ્વીકાર કરવાની વાત રજૂ કરતો નથી. હિંસાઅહિંસાની ઝાઝી પંચાતમાં પડ્યા વિના હું કેવળ તમને યોગ્ય તેમ જ ઘટિત વર્તન રાખવાની અપીલ કરું છું. હું તમને સૌને ચેતવવા માગું છું કે મારી વાત તમે કાને નહીં ધરો તો આખરે આપણને સૌને પસ્તાવાનો વખત આવશે.

## ૨૮

૯–૧૦–'૪૭

### કામળાની ભેટ વહેલી મોકલો

પ્રાર્થના બાદ પોતાના પ્રવચનમાં ગાંધીજીએ કહ્યું કે આજે દિવસ દરમિયાન ઓછામાં ઓછા ત્રીસ ધાબળા મને મળ્યા છે. કામળાની ભેટ મોકલનારા અથવા મોકલવા ઇચ્છનારા સૌ કોઈને મારી વિનંતી છે કે તમારી ભેટ તમે બને તેટલી જલદી મોકલી આપો કેમ કે ઑક્ટોબર માસની અધવચના અરસામાં અહીં દિલ્હીમાં શિયાળો આકરો બને છે. દાન અથવા ભેટ વખતસર પહોંચાડવામાં નથી આવતાં ત્યારે તેમની કિંમત ઘટી જાય છે.

### માત્ર ધીરજથી સાંભળો એટલું બસ નથી

અહીં આ પ્રાર્થનાસભાઓમાં એકઠા મળનારા તમે સૌ ધીરજથી મારી વાતો સાંભળો છો તે માટે હું તમારા સૌનો ઋણી છું પણ એટલું જ પૂરતું નથી. મારી સલાહ તમને કાને ધરવા જેવી લાગતી હોય તો તમારે સૌએ તેનો અમલ કરવો જોઈએ.

## પાકિસ્તાનની લઘુમતી વસ્તી

પાકિસ્તાનમાં વસતા હિંદુ ને શીખોના આજે ભૂંડા હાલ છે. એમને પોતપોતાનાં ઘરબાર ખાલી કરાવીને બીજાં સ્થળો પર લઈ જવાનું કામ એકંદરે સરળ નથી, મુશ્કેલ છે. વળી સરહદ ઓળંગીને અહીં આવ્યા બાદ નિરાશ્રિત છાવણીઓમાં પણ તેમની દશા કોઈ નયે આકર્ષે એવી તો નથી જ હોતી. અહીં કુરુક્ષેત્રમાં જે છાવણી છે તેની જ વાત લો. હજારો લોકો ત્યાં માત્ર આસમાનના છત્ર નીચે પડ્યા છે. તબીબી રાહતની સગવડો ત્યાં પૂરતી નથી અને શરીરને પોષવાને મળતો ખોરાક પણ અધૂરો છે. આને અંગે સરકારનો વાંક કાઢવો પણ યોગ્ય નથી. તો પછી લોકોને મારે શી સલાહ આપવી? આજે દિવસ દરમિયાન પશ્ચિમ પાકિસ્તાનમાંથી કેટલાક ભાઈઓ મને મળવાને આવ્યા હતા. તેમણે મારી આગળ પોતાનાં વીતકોની દર્દભરી કહાણી કહી બતાવી અને પછી અરજ કરી કે હવે ત્યાં જે લોકો પાછળ રહી ગયા છે તેમને બને તેટલું જલદી અહીં બોલાવી લો. હું પોતે કંઈ સરકાર નથી. પણ આજના જેવા અસાધારણ સંજોગોમાં કોઈ સરકાર ધારે તોયે પોતે જે કંઈ કરવા માગતી હોય તે બધું કરી શકતી નથી. પૂર્વ બંગાળથી સમાચાર આવ્યા છે કે લોકોએ ત્યાંથી પણ હિજરત કરવા માંડી છે. આનું કારણ શું છે તે હું જાણતો નથી. ખાદી પ્રતિષ્ઠાનવાળા સતીશબાબુ અને તેમના બીજા સાથીઓ, પ્યારેલાલજી, કનુ ગાંધી, અમતુલ સલામબહેન અને સરદાર જીવનસિંહ એ બધાં મારી સાથે કામ કરનારાં ભાઈબહેનો હજી ત્યાં જ છે. મેં જાતે નોઆખાલી જિલ્લામાં પ્રવાસ કરીને લોકોના દિલ પર એક વાત ઠસાવવાની કોશિશ કરી છે કે દિલમાંથી ડરમાત્રને ખંખેરી કાઢો. આ સમાચાર પરથી પ્રજાની અને સરકારની બન્નેની ફરજ શી હોય તેના વિચારો મને આવે છે. પોતાનું વતન છોડીને ભાગી નીકળનારાં ભાઈબહેનોને એવો ખ્યાલ રહેતો હશે કે સરહદની પેલી પાર પ્રજાની દશા ઘણી બહેતર હશે. પરંતુ એમનો એ ખ્યાલ ગલત છે. પોતાની ગમે તેવી ઇચ્છા અને ગમે તેવા સંકલ્પ હોય છતાં આટલી મોટી સંખ્યાના નિરાશ્રિતોનો બંદોબસ્ત કરવાનું સરકાર અને

તેના અમલદારોને માટે મુશ્કેલ છે. ગમે તેવી ઇચ્છા છતાં નિરાશ્રિતોના મૂળ વતનના જેવી દશા નિર્માણ કરવામાં સરકાર ફાવે નહીં. તેથી લોકોને મારી એક જ સલાહ છે કે તમારાં વતન તેમ જ ઘરબારને દૃઢતાથી વળગી રહો ને પોતાના બચાવને માટે ઇશ્વર સિવાય બીજા કોઈના પર આધાર ન રાખો. મરવાનું જ આવે તો લોકો હિંમતભેર પોતપોતાના ઘરમાં મરે. કુદરતી રીતે જ બીજી સરકાર અહીંની લઘુમતી કોમોની સલામતીનો સવાલ ઉઠાવશે. તેથી બન્ને સરકારોની ફરજ છે કે તે સહકારથી તેમ જ યોગ્ય રીતે પોતપોતાનું કાર્ય કરે. આ ઇષ્ટ પરિણામ નહીં આવે તો યુદ્ધ સિવાય ત્રીજો કોઈ રસ્તો રહેતો નથી. હું યુદ્ધની હિમાયત કરનારો નથી. પણ હું સમજું છું કે શસ્ત્રાસ્ત્રોથી સજ્જ અને સૈન્યો રાખનારી સરકારો બીજી કોઈ રીતે ચાલી ન શકે. બેશક, એ રસ્તે આખરે વિનાશ છે. વસ્તીની ફેરબદલીના કામમાં મોત વહોરી લેવાથી બેમાંથી એકે પક્ષને લાભ નથી, બેમાથી એકેનું ભલું નથી. વસ્તીની ફેરબદલીમાંથી રાહત આપવાને લગતા અને લોકોને ઠેકાણે પાડી ફરીદામ વસાવવાને લગતા મોટા મોટા ભયંકર સવાલો ઊભા થાય છે.

## ૨૯

૧૦-૧૦-'૪૭

### વધારે કામળા મળ્યા

પ્રાર્થના પૂરી થઈ તે પછી પોતાના પ્રવચનમાં ગાંધીજીએ સૌથી પહેલાં જાહેર કર્યું કે આજે મારી પાસે વળી બીજા કામળાની ભેટ આવી છે. એ જ કામને માટે એ ઉપરાંત થોડું નાણું અને એક સોનાની વીંટી પણ મને મળી છે. વળી વડોદરાથી મારા પર તાર આવ્યો છે કે મારા પર મોકલી આપવાને આદસો કામળા એકઠા કરેલા તૈયાર છે અને રેલવેમાં ચડાવવાની પરમીટ મળે તો બીજા પણ મોકલી શકાય તેમ છે. મને આશા રહે છે કે આ પ્રમાણમાં કામળા આવતા રહેશે તો નિરાશ્રિતોને ઠંડીની આફતમાંથી બચાવવાને પૂરતા ધાબળા મળી રહેશે.

હવે મારે દેશમાં ફેલાયેલી અન્નવસ્ત્રની તંગીને અંગે તમને સૌને બે વાત કહેવી છે. સ્વતંત્રતાની સ્થાપના પછી એ સવાલ પહેલાં હતો તેના કરતાં પણ વધારે ઉગ્ર બન્યો હોય એમ લાગે છે. આનું કારણ જોકે મારા ખ્યાલમાં આવતું નથી. આ કંઈ સ્વતંત્ર રાજ્યઅમલનાં લક્ષણો નથી. હિંદે મેળવેલી સ્વતંત્રતા તે હાંસલ કરવામાં આપણે યોજેલાં સાધનોની દુનિયાભરમાં ચારેકોરથી કદર થયેલી હોવાથી વિશેષ મૂલ્યવાન બની છે. આપણે પરદેશી સત્તાને આપેલી લડતમાં ખૂનરેજી નહોતી. આવી સ્વતંત્રતાથી તો આપણા સવાલોનો ઉકેલ કાઢવામાં આપણને પહેલાં હતી તેના કરતાં વધારે સરળતા થવી જોઈએ અને તેમનો ઉકેલ વધારે ઝડપથી થવો જોઈએ.

હવે પહેલાં ખોરાકની વાત લઈએ. મને લાગે છે કે ભાવોના નિયમનની અને માપબંધીની પદ્ધતિ અકુદરતી એટલે કે કૃત્રિમ અને અવહેવારુ છે. તેમાં વેપારી બુદ્ધિનો અભાવ છે. આપણે ત્યાં પૂરતી ફળદ્રુપ જમીન છે, પાણીની પણ કંઈ ખોટ નથી અને માણસોની વસ્તીનો પાર નથી. આવા અનુકૂળ સંજોગો છતાં આપણે ત્યાં અનાજની તંગી કેવી? પરંતુ આપણે જનતાને સ્વાશ્રયી બનવાની કેળવણી આપવી જોઈએ. પ્રજાને એક વાર ભાન થાય કે આપણે બીજા કોઈના પર આધાર રાખવાનો નથી, આપણા પોતાના જોર પર જ કૂદવાનું છે તો વાતાવરણમાં જાણે કે વીજળીનો સંચાર થશે. જાહેર છે કે પ્રત્યક્ષ રોગ કરતાં ડરના માર્યા વધારે લોકો મરણને શરણ થાય છે. આપણે સ્વાશ્રયના સ્વાભાવિક ઇલાજને શરણે જઈએ તો આપણે માથે કોઈ આફત આવી છે એવી આપણી લાગણી મટી જાય. મારી ખાતરી થઈ છે કે અનાજ પરથી સરકારી અંકુશો ઉઠાવી લેવામાં આવશે તો તેથી દુકાળ અગર ભૂખમરો એ બેમાંથી એકે પરિણામ આવવાનું નથી.

એવી જ રીતે હિંદમાં કાપડની તંગી પડવાનું કોઈ કારણ નથી. પોતાની જરૂરના કરતાં હિંદ વધારે કપાસ પેદા કરે છે. એ કપાસમાંથી લોકોએ પોતે સૂતર કાંતી કાપડ વણી લેવું જોઈએ. એટલે હું તો કાપડ ઉપરથી અંકુશ ઉઠાવી લેવાના મતનો છું. એથી સંભવ છે કે

કાપડના ભાવો ઊંચા જશે. મને જણાવવામાં આવે છે ને હું પણ માનું છું કે વધારેમાં વધારે છ માસની મુદત સુધી લોકો કાપડ વેચાતું લેવાનું માંડી વાળે તો તેને પરિણામે કાપડના ભાવ સ્વાભાવિક રીતે નીચા ઊતર્યા વિના ન રહે. અને મેં તો પહેલેથી જ સૂચના કરી છે કે એ ગાળામાં જરૂર પડે તો લોકો પોતાને જોઇતું કાપડ જાતે જ પેદા કરી લે. આ તબક્કે બાકીનું બીજું બધું કાપડ વાપરવાનું છોડી એકલી ખાદી જ લોકોએ વાપરવી એવી મારી માન્યતા હું આગળ કરવા માગતો નથી. પરંતુ ગમે તે કારણે લોકો પોતાનાં અન્નવસ્ત્ર જાતે પેદા કરી લેવા માંડશે એટલે તેમની આખી દૃષ્ટિમાં પલટો આવશે. આપણને કેવળ રાજકીય સ્વતંત્રતા મળી છે. મારી સલાહ મુજબ ચાલવાથી આપણને આર્થિક સ્વતંત્રતા પણ મળી રહેશે અને તેનો પ્રત્યક્ષ અનુભવ એકેએક ગ્રામવાસીને થશે. પછી લોકોને અંદર અંદર લડવાનો વખત નહીં મળે ને તેવી વૃત્તિ પણ તેમનામાં નહીં રહે. ઉપરાંત એથી દારૂ, જુગાર વગેરે બદીઓ પણ તેમનામાંથી નાબૂદ થશે, હિંદના લોકોને હરેક રીતે ફાયદો થશે અને તેમના કામમાં ઈશ્વર પણ તેમને સહાય કરશે કેમ કે જે કેવળ પોતાને આધારે ચાલવાને તત્પર થાય છે તેને ઈશ્વર સહાય કર્યા વિના રહેતો નથી.

## ૩૦

૧૨-૧૦-'૪૭

### રેંટિયા જયંતી

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે ભાદરવા વદ બારસ છે તેની હું તમને સૌને યાદ આપવા ઇચ્છું છું. કચ્છ તેમ જ કાઠિયાવાડ સમેત આખાયે ગુજરાત પ્રાંતમાં આ દિવસ રેંટિયા બારસ અથવા રેંટિયા જયંતીને નામે ઓળખાય છે. એ દિવસે ગુજરાતભરમાં સભાઓ કરીને લોકોને રેંટિયો અને તેની સાથે સંકળાયેલી બીજી અનેકવિધ પ્રવૃત્તિના કાર્યક્રમની યાદ આપવામાં આવે છે. આજે રેંટિયા બારસ અથવા રેંટિયા જયંતી ઉત્સાહથી

ઊજવવાને અનુકૂળ વખત નથી. રેંટિયાનો વ્યાપક અર્થ કરીને મેં તેને અહિંસાના પ્રતીક તરીકે ઓળખાવ્યો છે. એ પ્રતીક આજે લોકોના મનમાંથી ભૂંસાઈ ગયું લાગે છે. નહીં તો આજે ભાઈ ભાઈ વચ્ચે ચાલી રહેલી કતલો અને એવા બીજા બનાવો જોવાનો આપણુને વારો કેમ આવે? કોઈ કોઈ વાર હું મારી જાતને પૂછું છું કે ભલા, આ બધું રેંટિયા જયંતીની ઉજવણી સદંતર બંધ કરવાને પૂરતું નથી શું? પણ મારા અંતરમાં ઊંડે ઊંડે એવી ઉમેદ છુપાઈ રહી છે કે રેંટિયાના અસલ સંદેશને વફાદાર લોકો હજી છૂટા છૂટા વેરાયેલા પડ્યા હશે. તે લોકોને ખાતર રેંટિયા જયંતી ઊજવવાનું હજી ચાલુ રાખવું જોઈએ.

## હરિજનો માટે બિલ્લા

ગઈ કાલે એક એવું નિવેદન મારા જોવામાં આવ્યું કે પાકિસ્તાનની સરકારના માંડલસાહેબ અને બીજા કેટલાક સભ્યોએ હરિજનોએ હવે પછી પોતે અસ્પૃશ્યો છે એવું દર્શાવવાને બિલ્લા પહેરવા એવો નિર્ણય કર્યો છે. બિલ્લા પર ચાંદતારાની નિશાની રાખવામાં આવનાર છે. આ બિલ્લા પહેરાવવાનો આશય હરિજનોને બાકીના બીજા હિંદુઓથી જુદા તારવી કાઢવાનો છે. મને લાગે છે કે આ નવા રિવાજનું એક જ અનિવાર્ય પરિણામ આવે. એમાંથી ત્યાં પાકિસ્તાનમાં જે હરિજનો રહેશે તે બધા આખરે ઇસ્લામનો અંગીકાર કરશે. આધ્યાત્મિક પ્રેરણાથી ને અંતઃકરણની પ્રતીતિથી કોઈ પોતાનો ધર્મ બદલે તેની સામે મારે કશું કહેવાનું નથી. પંડે સ્વેચ્છાએ હરિજન બનેલો હોવાથી હું હરિજનોના દિલને બરાબર પિછાનું છું. સ્વેચ્છાએ સ્વપ્રતીતિથી ધર્માન્તર કરવાને પ્રેરાયલા કોઈ હરિજનની મને માહિતી નથી. એ બિચારાઓને ઇસ્લામ શું છે કે શું નથી તેની શી ગતાગમ છે? અને પોતે હિંદુ શા સારુ છે એનું પણ તેમને ક્યાં જ્ઞાન છે? બધાયે ધર્મોના અનુયાયીઓ વિષે એ જ વાત સાચી છે. કોઈ એક ધર્મની વ્યવસ્થામાં પોતાનો જન્મ થયો છે એટલે સૌ તે ધર્મને અનુસરે છે. એવા લોકો ધર્મ બદલે તો કાં તો જબરજસ્તીને વશ થઈને અથવા ધર્માન્તરના સાટામાં મળનારા કોઈક દુન્યવી લાભની લાલચના માર્યા. તેથી આજના અકુદરતી વાતાવરણમાં સ્વેચ્છાએ થયેલું ધર્માન્તર હોય

નહીં અને તેને તેવું ગણવાનું પણ હોય નહીં. સાચું જોતાં માણસને ધર્મ તો પોતાના પ્રાણથીયે પ્યારો હોય. એ સત્યનો અમલ કરનારાં માણસો ધર્મના શાસ્ત્રોના કીડા જેવા છતાં અણીને વખતે જેની શ્રદ્ધા ટકતી નથી એવા હિંદુ કરતાં વધારે સારાં હિંદુ છે.

### દશેરા અને બકરી ઈદ

હવે થોડા દિવસ પછી દશેરા ને બકરી ઈદના તહેવારો સાથે સાથે આવે છે તે પ્રસંગોએ સાવધ તેમ જ જાગ્રત રહેવાની મારી હિંદુ તેમ જ મુસલમાન બંનેને વિનંતી છે. બંને ખૂબ જાગ્રત રહે અને એકબીજાની લાગણી ન દુભાય તેવી રીતે વર્તે. એ બે તહેવારોને પ્રસંગે બંને એકબીજાને એવું કશું કારણ ન આપે જેમાંથી કોમી બખેડો ફાટી નીકળે એવી મારી બંને પાસે માગણી છે.

### દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ

હવે છેવટે દક્ષિણ આફ્રિકામાં આવતી કાલથી સત્યાગ્રહ શરૂ થનાર છે તેની વાત મારે તમને જણાવવાની રહે છે. ત્યાં થોડા વખત પહેલાં સત્યાગ્રહની લડત ચાલતી હતી તે થોડા સમયને માટે મુલતવી રાખવામાં આવી હતી. હિંદનો દાવો આજે સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થા સમક્ષ ઊભો છે અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદુ ને મુસલમાન બંને કોમના હિંદીઓએ આવતી કાલથી સત્યાગ્રહ ફરી શરૂ કરવાનો નિર્ણય કર્યો છે. મારી તેમને સલાહ છે કે હિંદી રાજ્યસંઘની અને પાકિસ્તાનની એમ બંને સરકારોની મદદ મેળવવાને તમે કોશિશ કરજો. એ બંને સરકારોની પણ દક્ષિણ આફ્રિકાના હિંદીઓને બની શકે તેટલી મદદ અને બની શકે તેટલું પ્રોત્સાહન આપવાની ફરજ છે. સત્યાગ્રહની લડતને સફળતાથી પાર પાડવાની શરત એટલી જ છે કે તેનો હેતુ ન્યાયી હોય ને તેનાં સાધન પૂરેપૂરાં અહિંસક હોય. દક્ષિણ આફ્રિકાના હિંદીઓ આ બે શરતોનું અણિશુદ્ધ પાલન કરશે તો તેમને તેમની લડતમાં સફળતા મળ્યા વિના રહેવાની નથી.

# ૩૧

૧૨-૧૦-'૪૭

## નિરાશ્રિતોને બે બોલ

પ્રાર્થના પછીના પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે આજે દિવસ દરમિયાન મને બીજા વધારે કામળા મળ્યા છે અને થોડી રજાઈઓ મોકલવાનાં વચન મળ્યાં છે. થોડી મિલો પણ નિરાશ્રિતોને માટે રજાઈઓ તૈયાર કરવા લાગી છે. કામળા ઝાકળના પાણીથી ભીંજાતા નથી પણ રજાઈઓ ભીંજાઈ જાય છે. એમાંથી બચવાનો એક સહેલો રસ્તો એ છે કે રાત્રે ઓઢતી વખતે રજાઈઓને જૂનાં છાપાંઓના કાગળોથી ઢાંકી દેવી. રજાઈઓ વાપરવામાં એક ફાયદો છે. તેમને ઉખેડીને તેમનાં ખોળિયાં ધોઈ રૂને હાથ વડે પીંખીને ફરીથી પાછી ભરી લઈ શકાય.

જે લોકો ઈશ્વરનું શરણ લે છે તે પોતાને માથે આવી પડતી હરકોઈ આફતનો પોતાના કલ્યાણને માટે ઉપયોગ કરી શકે છે. આજે નિરાશ્રિતોમાંના કેટલાક પોતાને પડતી વિટંબણાઓથી કડવા થઈ ગયા છે. એ બધાને ઝાળ ચડી છે. પણ એમ ગુસ્સો કરવાથી શું વળે? એ બધા પૈસેટકે સુખી લોકો હતા. તેમણે પોતાનું બધું ગુમાવ્યું છે. એટલે પોતપોતાને ઘેર માન અને મોભામેર તેમ જ સલામતીની ખાતરી સાથે પાછા ન ફરી શકે ત્યાં સુધી છાવણીઓમાં તેમણે દુઃખેપાપે બની શકે તેટલી સારામાં સારી રીતે પોતાના દહાડા કાઢવા જ રહ્યા. તેમને પાછા ઘરભેગા કરવાનો કાર્યક્રમ આખરે લાંબા ગાળાનો કાર્યક્રમ છે. ત્યારે દરમિયાન તેમણે શું કરવું? મને જણાવવામાં આવે છે કે પાકિસ્તાનમાંથી આવનારા એ લોકોમાં પંચોતેર ટકા જેટલા વેપારી છે. હિંદી રાજ્યસંઘમાં પોતપોતાનો વેપાર ફરી શરૂ કરવાની અપેક્ષા તો એ બધા ન રાખી શકે. એમ કરવા જતાં હિંદની આખી અર્થવ્યવસ્થા ખોળાઈ જાય. એટલે હાથપગ હલાવી મજૂરી કરવાનું શીખી લીધા વિના તેમને માટે બીજો ઇલાજ નથી. જે લોકો દાક્તરો કે નર્સો કે એવાં બીજાં ધંધાદારીઓ છે તેમને માટે કામ શોધી આપવામાં ઝાઝી

મુશ્કેલી નથી. પાકિસ્તાનમાંથી જેમને હાંકી કાઢવામાં આવ્યા છે તેમણે યાદ રાખવાનું છે કે તેઓ માત્ર પંજાબ અગર સરહદ પ્રાંત અથવા સિંધના જ નહીં પણ આખાય હિંદના વતનીઓ છે. ગમે તે પ્રાંતમાં જઈ ને વસવાનો તેમને હક છે. પણ એની શરત એટલી જ છે કે તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેમણે ત્યાંના વતનીઓ સાથે દૂધમાં સાકર ભળી જાય તેમ હળી જવું જોઈએ. પોતાના વહેવારમાં તેમણે ઉદ્યમી ને પ્રામાણિક રહેવું જોઈએ. તેમને ભાન રહેવું જોઈએ કે આપણે હિંદની સેવા કરી તેના ગૌરવમાં વધારો કરવાને જન્મ લીધો છે, તેનું નામ બોળવા નથી લીધો. અંદર અંદર લડવામાં, જુગાર રમવામાં ને દારૂ પીવામાં પોતાનો વખત તેઓ બરબાદ ન કરે. માણસમાત્ર ભૂલને પાત્ર છે. પરંતુ પોતાની ભૂલો પરથી ઘટતો બોધ લઈ તેવી ભૂલો ફરી ન કરવાની શક્તિ પણ માણસને મળેલી છે. એટલે નિરાશ્રિતો મારી સલાહ માને તો તેઓ જ્યાં જશે ત્યાંના લોકોને માટે કીમતી મૂડી જેવા બની રહેશે અને હરેક પ્રાંતના લોકો તેમને હોંશથી આવકાર આપશે.

## ૩૨

૧૩–૧૦–'૪૭

## નિર્વાસિતોને

પ્રાર્થના પૂરી થયા બાદ શ્રોતાઓને વાંચી સંભળાવવામાં આવેલા પોતાના લેખિત સંદેશામાં ગાંધીજીએ જણાવ્યું કે ગઈ કાલે મારા પ્રવચનમાં મેં નિર્વાસિતોની છાવણીઓને વિષે બેચાર વાતો કહી હતી પણ તેના ટૂંકાવેલા અંગ્રેજી સારમાં તે બધી પૂરી આવી નથી. એ વાતોનું મારે મન ઘણું મહત્ત્વ હોવાથી આજે હું તે ફરી વિસ્તારીને કહી જાઉં. આપણે ત્યાં ધાર્મિક અને બીજા મેળાઓ ભરાય છે; કૉંગ્રેસની તેમ જ બીજી પરિષદોની બેઠકો થાય છે; પણ જેને સ્પષ્ટ રીતે છાવણીનું જીવન કહી શકાય તેનો આપણી પ્રજાને ઝાઝો મહાવરો નથી. કૉંગ્રેસની તેમ જ બીજી પરિષદોની બેઠકોમાં અને બીજી છાવણી-ઓમાં મારે ઘણી વાર જવાનું થયું છે. ૧૯૧૫ની સાલમાં હરદ્વારના

કુંભ મેળામાં પણ હું ગયો હતો અને આફ્રિકાથી તરતમાં જ પાછા ફરેલા આશ્રમના મારા સાથીઓની સાથે ભારત સેવક સમાજની છાવણીમાં રહી સેવા બજાવવાનો લહાવો મેં લીધો હતો. તે વખતે મને થયેલા અનુભવને અંગે મારી પોતાની જાતપૂરતું તો મારે એટલું જ નોંધવાનું છે કે મારા તરફ અને મારા સાથીઓ તરફ ખૂબ માયાળુ વર્તન રાખવામાં આવ્યું હતું. પરંતુ સમૂહમાં એક છાવણીમાં આપણા લોકો જે જાતનું જીવન ગાળતા મારા જોવામાં આવ્યા તેથી મને જરાયે સમાધાન થયું નહોતું. આપણામાં સામાજિક સફાઈ ને તંદુરસ્તીની ભાવનાનો અભાવ છે અને તેને લીધે પેદા થતી ભયાનક ગંદકીમાંથી ચેપી રોગો ફેલાવાનું મોટું જોખમ રહે છે. આપણાં પાયખાનાંઓનું તો વર્ણન કરવું જ અશક્ય છે. એવી જાતનો કોઈ બંદોબસ્ત રાખવામાં આવતો જ નથી એ વર્ણન કદાચ એને અંગે વધારે સાચું ઠરે. લોકોને ઝાડાપેશાબ જેવાં નિત્યકર્મ ગમે તે સ્થળે બલકે જ્યાં યાત્રાળુઓની ઝાઝી અવરજવર હોય છે એવા તીર્થરૂપ નદીઓના કાંઠા પર કરવામાં પણ વાંધો નથી લાગતો! અને પાસે બેઠેલા અગર ચાલનારા માણસને કેવું લાગશે તેની જરાયે પરવા રાખ્યા વિના ગમે ત્યાં થૂંકવાનો તો આપણો જાણે કે અધિકાર છે એવું આપણે માનીએ છીએ! આપણી રસોડાની વ્યવસ્થામાં પણ ઝાઝું વખાણવા જેવું નથી. માખીઓને તો રસોડામાં ને બીજે ખાસ બોલાવેલા પરોણા તરીકે આવકાર આપવામાં આવે છે! આપણને એટલોયે ખ્યાલ રહેતો નથી કે જરા વાર પહેલાં જ એ પરોણા કોઈ પણ જાતની ગંદકી પર બેસીને આવ્યા હશે અને તેથી પોતાની સાથે સહેજે કોઈ ને કોઈ ચેપ લેતા આવ્યા હશે! ઉપરાંત, રહેવા કરવાને માટેના બંદોબસ્તનો આગળથી ઘણુંખરું કશો વિચાર કરવામાં આવતો નથી. આ વર્ણનમાં કશી અતિશયોક્તિ નથી. અને છેવટમાં આવી છાવણીઓમાં જે ઘોંઘાટ અને શોરબકોર મચી રહે છે તેનો ઉલ્લેખ કરવાનું મારે ભૂલવું ન જોઈએ.

પદ્ધતિસરનો બંદોબસ્ત, યોજના અને લગભગ સંપૂર્ણ સફાઈને માટે લશ્કરી છાવણીનો અનુભવ કરવા જેવો હોય છે. સમાજજીવનમાં

મેં કદી લશ્કરની જરૂર સ્વીકારી નથી. પરંતુ એનો અર્થ એવો નથી કે તેમાંથીયે કશું સારું નીપજતું નથી. લશ્કરી તાલીમમાં શિસ્ત, સમૂહ-જીવન, ઉત્તમ પ્રકારની સફાઈ અને હરેક પ્રકારની જરૂરી તેમ જ ઉપયોગી પ્રવૃત્તિની જોગવાઈ સાથેનું ચોક્કસ સમયપત્રક એ બધી બાબતોની સરસ કેળવણી આપવામાં આવે છે. એ છાવણીઓમાં ટાંકણી સરખી પડે તો તેનોયે અવાજ સંભળાય એવી શાન્તિ હોય છે. થોડા કલાકમાં જ તંબૂઓનું જાણે કે એક શહેર ખડું કરી દેવામાં આવે છે. આપણી નિર્વાસિતોની છાવણીઓ એ આદર્શને નજર આગળ રાખે ને ત્યાં સુધી પહોંચી જાય એમ હું ઇચ્છું છું. પછી વરસાદ પડે કે ન પડે તોયે કોઈને કશી અગવડ ન પડે.

એ છાવણીઓનાં તંબૂઓનાં બનેલાં નગરો ખડાં કરવાના કામ સમેત છાવણીઓનું ભંગીકામ, સફાઈકામ, રસ્તાઓ બનાવવાનું કામ, ખાડા ને ખાઈઓ ખોદવાનું કામ, રસોઈનું કામ, ધોબીકામ વગેરે વગેરે બધી જાતનાં જરૂરી કામો નિર્વાસિતો જાતે જ ઉકેલી લે તો તેમને માટે નામનો પણ ખરચ કરવાનો ન રહે. નિર્વાસિતો કોઈ કામને પોતાનાથી ન થઈ શકે એવું હલકું ન ગણે. છાવણીના જીવનની સાથે જોડાયેલા નાના કે મોટા હરેક કામનો મોભો સરખો છે. આવી છાવણીઓની સંભાળથી તેમ જ સમજપૂર્વક દેખરેખ રાખવામાં આવે તો આપણા સામાજિક જીવનમાં જરૂરી ઇષ્ટ પલટો સહેલાઈથી આણી શકાય. પછી તો સાચે જ આજે આપણે માથે ઊતરેલી આ આફત એક છૂપા આશીર્વાદ સમાન નીવડે. પછી કોઈ પણ નિરાશ્રિત ગમે ત્યાં જાય તોયે કોઇના પર ભારરૂપ નહીં થાય. પછી તે પોતાની જાત પૂરતો જ વિચાર નહીં કરે, પોતાની સાથે પોતાના જેવી જ આફતમાં આવી પડેલા આખાયે સમુદાયનો વિચાર કરશે અને પોતાના બંધુઓને જે નહીં મળતું હોય તે પોતાને એકલાને માટે મેળવવાની ઇચ્છા નહીં રાખે. પરંતુ આપણે કેવા કમનસીબ, કેવી આફતમાં આવી પડ્યા, એવા વિચારો મનમાં ઘોળ્યા કરવાથી નહીં પણ શાણા માણસોની દેખરેખ અને દોરવણી નીચે તાબડતોબ કામમાં મંડી પડવાથી જ એ બધી ભાવના કેળવવાનું કામ પાર પડી શકે.

નિર્વાસિતો માટે કામળા ને રજાઈઓ આવ્યા કરે છે અને મને આશા છે કે થોડા જ વખતમાં હું કહી શકીશ કે આવતા શિયાળાની ઠંડીની સામે રક્ષણ મેળવવાનાં સાધનોની તાણ નહીં પડે.

## ૩૩

૧૪–૧૦–'૪૭

### અનુકરણ કરવા લાયક દાખલો

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે દિવસ દરમિયાન મને બીજા વધારે કામળા મળ્યા છે. આર્યસમાજ કન્યા વિદ્યાલયના બે શિક્ષકો અને કેટલીક વિદ્યાર્થિનીઓ થોડા ધાબળા ને થોડા પૈસાની ભેટ લઈને આજે મારી પાસે આવ્યાં હતાં. પરંતુ શિક્ષકોએ મને ખબર આપી કે બહારથી આયાત કરવામાં આવતા અનાજને અભાવે આપણા મુલકના અનાજના પુરવઠામાં ખાધ ન પડે તેટલા ખાતર ખોરાકના પદાર્થોની બચત કરવાને હરેક વ્યક્તિએ પખવાડિયે એક ઉપવાસ કરવાની તમે જે સૂચના કરી છે તે મુજબ દર અઠવાડિયે ગુરુવારે અમારી શાળાનાં શિક્ષકો તેમ જ વિદ્યાર્થિનીઓએ ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો છે તેથી પેલી ભેટો મળી તેના કરતાંયે મને વિશેષ આનંદ થયો. વધારામાં તેમણે મને જણાવ્યું કે અમારી નિશાળના બગીચામાં જ્યાં બની શકે ત્યાં જે કોઈ ખાદ્ય પદાર્થ ઉગાડી શકાય તે ઉગાડવાનો પણ અમે નિર્ણય કર્યો છે. બધા લોકો આ ઉત્તમ દાખલાનું અનુકરણ કરે તો ખોરાકની તંગીના સવાલનો ઉકેલ સહેજે આવી જાય.

આર્યસમાજ કન્યા વિદ્યાલયનાં શિક્ષકો અને વિદ્યાર્થિનીઓ આવી ગયાં ત્યાર બાદ ઈરાનના દિલ્હી ખાતેના એલચી અને તેમનાં પત્ની ઘણા કામળાની ભેટ લઈને મારી મુલાકાતે આવ્યાં હતાં અને તેમનો આભાર માનીને મેં તેમની ભેટનો સ્વીકાર કર્યો હતો.

### શીખ ભાઈઓ સાથે વાતચીત

દિવસ દરમિયાન ઘણા શીખ મિત્રો પણ મને આવીને મળી ગયા. તે લોકો બે ટુકડીઓમાં આવ્યા હતા. તેમની બધાની સાથે મારે

લંબાણથી વાતો થઈ. તે વાતોનો સાર એવો હતો કે અંદર અંદર લડ્યા કરવાથી આપણું કશું વળવાનું નથી. જે કંઈ ઇલાજ લેવાનો હોય અને લેવાનું બની શકે તે લેવાનું બન્ને સંસ્થાનોની સરકારો પર છોડી દેવું જોઈએ.

### સરકારને નબળી ન પાડો

સરકારે હમણાં થોડા લોકોની ધરપકડો કરી છે અને તે ધરપકડોની સામે ચળવળ શરૂ થઈ છે. સરકારને એ જાતની ધરપકડો કરવાનો અધિકાર છે. આપણી સરકાર જાણીબૂજીને બેગુના લોકોને પકડે એમ બને નહીં. પરંતુ માણસમાત્ર ભૂલને પાત્ર છે અને તેથી એવું બનવાનો સંભવ છે કે થોડા બેગુના લોકોને ભૂલથી વેઠવું પડે. એવી ભૂલ થઈ હોય તો સુધારી લેવાનું સરકારના હાથમાં છે. સરકારની કોઈ ભૂલ થઈ હોય તો તે તરફ તેનું ધ્યાન ખેંચવાની લોકશાહી રાજ્યપદ્ધતિમાં પ્રજાની ફરજ છે અને એવી રીતે એક વાર સરકારનું તેની ભૂલ તરફ ધ્યાન દોરીને પ્રજાએ સંતોષ માનવો જોઈએ. પ્રજાની મરજી હોય તો સરકારને રુખસદ આપવાનો તેને અખત્યાર છે. પણ તેની સામે નકામી ચળવળ ઉપાડી તેના કામમાં પ્રજા બાધા ન કરે. આપણી સરકાર જોરાવર લશ્કર અને તેવા જ જોરાવર નૌકાદળના જોર પર આધાર રાખનારી નથી. આપણી સરકારે તાકાત અને આધાર પ્રજા પાસેથી જ મેળવવાનાં રહે છે.

### પોતાના દોષ જોતાં શીખો

આજનો સવાલ એ છે કે સાચી સુલેહશાન્તિ કેમ સ્થાપવી. દિલ્હીમાં ફરી પાછી શાન્તિ સ્થપાયેલી દેખાય છે તેથી તમે બધા રાજી થતા હશો. પણ મને પોતાને એવો સંતોષ કે સમાધાન થતું નથી. આજે હિંદુ ને મુસલમાનનાં દિલ એકબીજાથી સાવ અળગાં થઈ ગયાં છે. પહેલાંયે એ બન્ને વચ્ચે ટંટા તકરાર થતાં. પણ તે બધું બે ચાર દહાડા પહોંચતું અને પછી સૌ એ વાત ભૂલી જતા. આજે તો બન્નેના દિલમાં એવી કડવાશ આવી ગઈ છે કે બન્નેને લાગે છે કે આપણે એકબીજાના જૂના વેરી છીએ. મને પોતાને આ

જાતની પરસ્પર વેરની લાગણી રાખવામાં બન્નેની કેવળ નબળાઈ દેખાય છે. બન્નેએ એ નબળાઈ ખંખેરી નાખવી જોઈએ. એવી નબળાઈ કાઢી નાખીશું તો જ આપણે એક પ્રજા તરીકે એક મોટી સત્તા બની શકીશું. આજે આપણા લોકોની સામે એમાંથી એક વાતની પસંદગી કરવાનો સવાલ છે: કાં તો આપણે એક મોટી લશ્કરી સત્તા બનીએ; અથવા પ્રજા મારે રસ્તે ચાલવાનું પસંદ કરે તો કદી કોઈ પરાજય ન કરી શકે એવી એક મોટી અહિંસક સત્તા બનીએ. પણ યાદ રાખવાની વાત એ છે કે એમાંથી ગમે તે એક પસંદગી કરશો તોયે તે બન્ને ધ્યેય પાર પાડવામાં સૌથી પહેલાં દિલમાં રહેલો બધી જાતનો ડર ખંખેરી નાખ્યા વિના છૂટકો નથી.

એટલે હિંદુ ને મુસલમાન બન્નેએ એકબીજાની નજીક આવવાનો એક જ રસ્તો છે: બન્નેએ સામાની ભૂલો ભૂલી જઈ પોતાની ભૂલોને મોટી કરીને જોતાં શીખવું જોઈએ. આ રસ્તો લેવાની સલાહ હું જેટલા ભારપૂર્વક મુસલમાનોને આપું છું તેટલા જ ભારપૂર્વક હિંદુ તેમ જ શીખોને પણ આપું છું. કાલ સુધી જે દુશ્મન હતા તે આજે સહેજે દોસ્ત બની શકે છે. તેને માટે શરત એટલી જ છે કે બન્ને પોતપોતાના ગુનાનો ખુલ્લા દિલથી એકરાર કરે. જેવા સાથે તેવા થવાની નીતિથી દોસ્તી બંધાતી નથી. એટલે તમે સૌ જો મારી સલાહ પ્રમાણે પૂરા દિલથી કામ કરવા માંડો તો પાકિસ્તાનમાં મારું કાર્ય કરવાને હું દિલ્હી છોડી શકું.

# ૩૪

૧૫-૧૦-'૪૭

## ભૂતકાળનાં સોનેરી કામોનો સંગ્રહ કરો

આજે પ્રાર્થનાસભાના સ્થળ પર વીજળી અટકી પડી હતી તેથી લાઉડ સ્પીકર કામ આપતું નહોતું. એટલે પ્રાર્થના પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં શ્રોતાઓને ગાંધીજીએ કહ્યું કે મારો અવાજ તમારાથી બરાબર સાંભળી શકાય તે માટે તમે સૌ બને તેટલા મારી નજીક આવી જાઓ. આજે પણ મને બીજા કામળાની તથા કામળા ખરીદવાને માટે નાણાંની ભેટ મળી છે. એક બહેને રૂપિયા બે હજારનો ચેક મને મોકલી આપ્યો છે. બે મુસલમાન મિત્રોએ પણ થોડા કામળાની અને બીજા ખરીદવાને માટે પૈસાની ભેટ મોકલી. મેં તેમને વિનંતી કરી કે આ કામળા તેમ જ પૈસા તમે તમારી પાસે જ રાખો અને કામળા તમારી ખુશી પ્રમાણે નિર્વાસિતોને વહેંચી આપો. પણ તે બંને મિત્રોએ મને કહ્યું કે અમારી ભેટ અમે બંનેએ તમને જ આપવાનો નિશ્ચય કર્યો છે. તમે જ એ ભેટ હિંદુ તેમ જ શીખ નિરાશ્રિતોમાં વહેંચી આપો. એક જમાનામાં અમને તમારો વાંક દેખાતો હતો. પરંતુ આજે હવે અમને ખાતરી થઈ છે કે તમે કોઈના દુશ્મન નથી ને સૌ કોઈના મિત્ર છો. આ ભાઈઓ સાથે થયેલી મુલાકાત પરથી મારે તમને એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે આજે જયારે પરસ્પર કડવાશ અને અણભરોસાની હવા ચારે કોર ફેલાઈ છે ત્યારે આવાં કામો ખાસ ધ્યાન પર લેવાં જોઈએ. અંગ્રેજીમાં 'સોનેરી કામોનું પુસ્તક' એ નામનું એક પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આપણે ત્યાં પણ એવાં કામોનાં વર્ણનોનો સંગ્રહ કરી એવું એકાદ પુસ્તક કોઈકે તૈયાર કરવું જોઈએ. સારાં કામો કરનારા લોકો પર કોઈ બૂરા આશયનું આરોપણ ન કરે. પેલા બે મુસ્લિમ ભાઈઓએ પોતાનાં નામ સુધ્ધાં મને આપ્યાં નથી. એમ કહેવામાં આવે છે કે આજે

એકેએક મુસલમાન એકેએક શીખને અને એકેએક શીખ એકેએક મુસલમાનને પોતાનો વેરી ગણે છે. બેશક, ઘણા મુસલમાનો તેમ જ ઘણા હિંદુ ને શીખ આજે પોતાનું મગજ ગુમાવી બેઠા છે. પરંતુ ખોટું કરનારી વ્યક્તિઓની સંખ્યા ગમે તેટલી મોટી હોય તોયે તે પરથી સૌ કોઈને ખોટાં કામ કરનારાં ગણી કાઢવાં એ સદંતર ખોટું છે. ઘણા હિંદુ ને શીખો કહે છે કે અમારા જાન અમારા મુસ્લિમ મિત્રોએ બચાવ્યા છે અને ઘણા મુસ્લિમ મિત્રોએ પણ એ જ જાતનો એકરાર કર્યો છે. આવા ભલા મુસલમાન, હિંદુ ને શીખ દરેક પ્રાંતમાં જોવાના મળે છે. છાપાંઓ આ જાતની ખબરોને પ્રસિદ્ધિ આપે અને વેરની તેમ જ સામો બદલો લેવાની લાગણીને ઉશ્કેરે તેવી ખબરો આપવાથી અળગાં રહે તો કેવું સારું! બેશક, સારાં તેમ જ ઉમદા કામોના વર્ણનમાં પણ અતિશયોક્તિ કરવાની તો ન જ હોય.

## હિંદી કે હિંદુસ્તાની ?

આજે છાપાંઓમાં એવા સમાચારનો એક ફકરો મારા જોવામાં આવ્યો કે હવે પછી સંયુક્ત પ્રાંતમાં સરકારી કામકાજની ભાષા દેવનાગરી લિપિવાળી હિંદી રહેશે. આ જાણીને મને દુઃખ થયું. હિંદી રાજ્યસંઘમાં વસતા બધા મુસલમાનોમાંથી લગભગ ચોથા ભાગના સંયુક્ત પ્રાંતમાં રહે છે. સર તેજ બહાદુર સપ્રુ જેવા કેટલાયે હિંદુ ભાઈઓ ઉર્દૂના પંડિતો છે. તો શું એ બધાએ પોતાનું ઉર્દૂ લિપિનું જ્ઞાન છોડી દેવું? ખરો રસ્તો એ છે કે બન્ને લિપિ સાચવી રાખવી અને બધા સરકારી વહેવારનાં લખાણોમાં એમાંથી ગમે તે એક લિપિના વપરાશને માન્ય રાખવો. આથી પ્રજાનો અને સરકારી નોકરોનો બંને લિપિનું જ્ઞાન મેળવ્યા વિના છૂટકો નહીં થાય.

પછી સરકારી કામકાજની બોલી એની મેળે જેવી બનવાની હશે તેવી બનશે અને આખા પ્રાંતની ભાષા હિંદુસ્તાની થશે. બન્ને લિપિનું આ રીતે મેળવેલું જ્ઞાન ફોકટ જવાનું નથી. તેથી પ્રજાની ભાષા અને પ્રજાની બુદ્ધિ તેમ જ સંસ્કૃતિ સમૃદ્ધ થશે. આવાં પગલાંની સામે કોઈને કશું કહેવાપણું ન હોય.

મુસલમાનોને આપણે સરખા દરજ્જાના પ્રજાજનો લેખવા જોઈએ. ઉર્દૂ લિપિને માટે આદર રાખવાની વાતનો સૌની સાથે સરખી રીતે વર્તવાની ફરજમાં સમાવેશ થઈ જાય છે. આપણે એવું રાજ્ય રચીએ કે જેમાં સૌ કોઈને મોભાભેર માનઆબરૂ સાથે જીવવાનું અગર રહેવાનું અશક્ય બની જાય અને છતાં દાવો કરીએ કે અમે મુસલમાનોને અમારું રાજ છોડી જવાનું કહેતા નથી એ કેમ ચાલે? રાજ્ય સાચેસાચ સૌ પ્રજાજન સાથે સરખું અથવા સરખા દરજ્જાનું વર્તન રાખે અને છતાં મુસલમાનો પાકિસ્તાનમાં જવાની ઇચ્છા રાખે તો તે તેમની મુખત્યારીનો સવાલ છે, તેમની ખુશીનો સવાલ છે. પરંતુ રાજ્યનું કોઈ પગલું એવું ન હોય કે જેથી મુસલમાનો ભડકીને ભાગી જાય. સરકારનું અને આપણા સૌનું વર્તન અણિશુદ્ધ હોવું જોઈએ. તો જ આપણે હિંદની સેવા કરીશું ને હિંદુ ધર્મને ઉગારી લઈશું. મુસલમાનોની કતલ કરીને અગર તેમને હિંદી રાજ્યસંઘમાંથી ભગાડી મૂકીને અગર કોઈ પણ રીતે તેમને દબાવીને આપણે હિંદની સેવા નહીં કરી શકીએ અથવા હિંદુ ધર્મનો બચાવ નહીં કરી શકીએ. પાકિસ્તાનમાં શું બને છે અગર નથી બનતું તેની પંચાતમાં પડ્યા વિના આપણે સૌએ જે સાચું હોય તે જ કરવું જોઈએ.

## ૩૫

૧૧-૧૦-'૪૭

### મૈસૂરનો દાખલો

પ્રાર્થના પછી પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે મૈસૂર રાજ્યમાં શરૂ થયેલી સત્યાગ્રહની લડતનો સફળ અંત આવ્યો છે તેથી મને ઘણું સમાધાન થયું છે. મૈસૂર રાજ્ય હિંદી રાજ્યસંઘમાં સામેલ થયું છે. ત્યાંની પ્રજા થોડા વખતથી જવાબદાર રાજ્યતંત્ર મેળવવાને પ્રવૃત્તિ કરતી હતી. હમણાં જ તેને અંગે તેણે સત્યાગ્રહની લડત ઉપાડી હતી. એ લોકોએ તાર કરીને મને ખબર આપી હતી કે સત્યાગ્રહના નિયમોને અમે ચુસ્તપણે વળગી રહીશું અને અમારે વિષે તમારે કોઈ જાતની ફિકર ન કરવી. મૈસૂર રાજ્યના દીવાન સર રામસ્વામી મુડલિયારે દેશ પરદેશનો બહોળો પ્રવાસ ખેડયો છે. રાજ્યની કૉંગ્રેસ સાથે તેમણે આબરૂભેર સમાધાન કર્યું છે. પ્રજાની આ લડતના સુખદ અંતને માટે મહારાજાને, દીવાનને અને રાજ્યની કૉંગ્રેસને હું મુબારકબાદી આપું છું. બીજાં બધાં દેશી રાજ્યોને મૈસૂરનો દાખલો લેવાની મારી સલાહ તેમ જ ભલામણ છે. દરેક દેશી રાજ્યના રાજાએ વિલાયતના રાજાની માફક કેવળ બંધારણી રાજા થઈને રહેવું જોઈએ જેથી રાજ્યમાં રાજા તેમ જ પ્રજા બંને સુખસંતોષથી રહી શકે.

### વિવેકી વર્તન

તમે સૌ જાણો છો કે મારી આ પ્રાર્થનાસભાઓ એક ખાનગી માલકીના ઘરના ચોગાનમાં થાય છે. બિરલા ભાઈઓ પોતાના ઘરના ચોગાનમાં આવવાની તમને સૌને છૂટ આપે છે તેમાં રહેલા તેમના વિવેકની તમારે સૌએ કદર કરવી જોઈએ. મને એવી ખબર મળી છે કે પ્રાર્થનાસભામાં આવનારા કેટલાક લોકોએ આ બગીચાને નુકસાન

કર્યું છે અને માળીની પરવાનગી વિના ઝાડ પરથી ફળ તોડયાં છે. તમારામાંથી કોઈએ પરવાનગી વગર ફળ તો શું, એક પાંદડુંયે ન તોડવું જોઈએ. અહીં આવનારા તમારામાંથી જેમને વેઠવું પડયું છે તેઓ દુઃખના માર્યા વિવેકવિચારના સામાન્ય નિયમો પણ વીસરી જાય એ બરાબર નથી.

## સરકારી નોકરો પાસેથી રાખવામાં આવતી અપેક્ષા

મારી પાસે એક ફરિયાદ આવી છે કે સરકારના સનદી નોકરો, પોલીસવાળા અને લશ્કરનાં માણસોને તેમની લાયકાત ન હોવા છતાં લાયકાતનું મેં નાહક પ્રમાણપત્ર આપી દીધું છે. મેં એવું કશું કર્યું નથી. રાષ્ટ્રની સેવા બજાવવાને ભરતી કરવામાં આવેલા આ અમલદારો તેમ જ નોકરો પાસેથી શી અપેક્ષા રાખવામાં આવે તેની જ વાત મેં કરી હતી. એનો અર્થ એવો નથી કે એ બધા તેમની પાસેથી રાખવામાં આવતી આશા પૂરી કરે છે. પોતાનામાંના બ્રિટિશ પ્રજાજનો સમેત સૌ સનદી નોકરો, પોલીસવાળા અને લશ્કરનાં માણસો હવે આજે હિંદમાં પ્રજાના સેવકો તરીકે અહીં રહે છે. પરદેશી હકૂમતના પગારદાર નોકરો તરીકે એ લોકો પ્રજાના માલિકો તરીકે વર્તતા તે દિવસો હવે પૂરા થયા. હવે તેમણે હિંદના પંચાયત રાજ્યના વફાદાર સેવકો બનીને અહીં કામ કરવાનું છે ને રહેવાનું છે. શું કરવું ને શું ન કરવું તેને અંગેના હુકમો તેમણે પ્રધાનો પાસેથી લેવાના છે. તેમણે લાંચરુશવત લેવાની ન હોય કે પક્ષાપક્ષી કરવાની ન હોય. એ બદીઓથી તેમણે પર રહેવાનું છે. બીજી બાજુથી રાજવહીવટ ચલાવનારા તંત્રને પ્રજા પૂરો સહકાર આપે એવી તેની પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે. સરકારી નોકરી કરનારાં માણસો જો પોતાની ફરજ બજાવવામાં ચૂકે તો તેમણે વિશ્વાસઘાતનો અથવા કરારભંગનો ગુનો કર્યો ગણાય અને તેવે પ્રસંગે તે ગુનાનો ઇલાજ કરવાને યોગ્ય પગલાં લેવાવાં જોઈએ. સરકારી નોકરી કરનારાં માણસોમાંથી કોઈ લાંચરુશવતની બદીમાં સપડાયું હોય તો તેની સામે ફરિયાદ ઉઠાવવાનો પ્રજાને પૂરેપૂરો અખત્યાર છે.

# પૂર્વ પાકિસ્તાનની લઘુમતી વસ્તી

પૂર્વ પાકિસ્તાનમાંથી કેટલાક લોકો આજે મારી મુલાકાતે આવ્યા હતા. તેમણે મને ખબર આપી કે પૂર્વ બંગાળમાંથી ઘણા હિંદુઓએ હિજરત કરવા માંડી છે. આને અંગે મુલાકાતે આવનાર ભાઈઓને મારી સલાહ જોઈતી હતી. મેં તો તેમને આજ પહેલાં વારંવાર જે કહ્યું છે તે જ ફરીથી કહ્યું. મેં તેમને ચોખ્ખું કહ્યું કે જબરજસ્તીથી ડરીને પોતપોતાનાં ઘરબાર છોડી ભાગી જવાનું બહાદુર સ્રીપુરુષોને છાજતું નથી. તેમણે પોતપોતાનાં ઘરબારને વળગી રહી અપમાન અથવા બેઆબરૂ વેઠવાને બદલે મોતને બહેતર ગણવું જોઈએ. ઇશ્વર સિવાય તેઓ કોઈનો ડર ન રાખે. પોતાના જાનને જોખમે પણ તે સૌ પોતાના ધર્મનો, પોતાની આબરૂનો અને પોતાના શહેરી તરીકેના-અધિકારોનો બચાવ કરે. આટલી હિંમત તેમનામાં ન હોય તો બહેતર છે કે તે લોકો ચાલી નીકળે. પૂર્વ બંગાળમાંથી લઘુમતી કોમની વસ્તી ચાલી નીકળવાનો ઠરાવ કરે તો દાક્તરો, વકીલો, વેપારીઓ અને એવા બીજા ઉપલા ગણાતા વર્ગના હિંદુઓની ફરજ છે કે ..લિત વર્ગોના ગરીબ હિંદુઓને પહેલાં જવાની સગવડ કરી આપે. એ ઉપલા વર્ગો સૌથી પહેલા નહીં પણ સૌથી છેલ્લા પોતાની ભૂમિ છોડે. એકી વખતે દરેક જગ્યા પર મારાથી શી રીતે હાજર રહી શકાય? પરંતુ મારો અવાજ હું અહીં બેઠો સૌને પહોંચાડી શકું. વળી એ ભાઈઓએ મને સૂચના કરી કે ડૉ. આંબેડકરને તમે અપીલ કરો કે દલિત વર્ગોને કહેવડાવે કે જાનને જોખમે પણ પોતાના ધર્મનું ને પોતાની આબરૂનું રક્ષણ કરે. આ સભામાંથી હું દાક્તર સાહેબને ખુશીથી એવી અપીલ કરું છું.

એ મિત્રોએ મને બીજી વિનંતી એવી કરી કે ખ્વાજાસાહેબ નઝીમુદ્દીનની સામે આવી પડેલા કપરા કામમાં તેમને સહાય કરવાને સુહરાવર્દીસાહેબને બંગાળ જવાને તમે કહો. સુહરાવર્દીસાહેબ અત્યારે દિલ્હીમાં નથી. પરંતુ દિલ્હી પાછા આવીને તરત એઓ બંગાળ જશે એ વિષે મને શંકા નથી. પૂર્વ બંગાળના મુસ્લિમ આગેવાનોની ફરજ છે કે ત્યાંની લઘુમતી કોમની વસ્તીના દિલમાં ઇતબારની લાગણી પેદા થાય એવી પરિસ્થિતિ નિર્માણ કરે. સુલેહની સ્થાપનાનું કાર્ય કરવામાં સૌનું

હિત છે. પાકિસ્તાન કેવળ મુસ્લિમ કોમનું રાજ્ય બની રહે, હિંદી રાજ્યસંઘ કેવળ હિંદુ ને શીખ કોમનું રાજ્ય બની રહે અને બન્ને રાજ્યમાં પોતપોતાની લઘુમતી વસ્તીને કોઈ જાતના હક ન રહે તો પછી બન્ને રાજ્યોનો ખચીત વિનાશ છે. મને આશા રહે છે અને હું પ્રાર્થના કરું છું કે ઈશ્વર આ જોખમભરેલે રસ્તેથી સૌ કોઈને બચાવી લે.

## ૩૬

૧૭–૧૦–’૪૭

### રામબાણ ઇલાજ

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે મને થયેલી ઉધરસ હઠતી નથી તેથી પોતાને ચિંતા થાય છે એવી મતલબના કાગળો તેમ જ સંદેશાઓ મિત્રો તરફથી મને હમણાં હમણાં મળે છે. આ લાઉડ સ્પીકર મારા બોલ સૌને સંભળાય એ રીતે ફેલાવે છે તેની સાથે મને આવતી ઉધરસનો અવાજ પણ ઘણા કાન પર પહોંચાડી દે છે. અલબત્ત, સાંજને પહોરે ખુલ્લામાં ઘણી વાર ઉધરસનો ઉપદ્રવ વધે છે. જોકે પાછલા ચાર દિવસથી ઉધરસનું જોર નરમ પડયું છે, તેનાથી મને થતી હેરાનગતી પણ ઓછી થઈ છે અને હું આશા રાખું છું કે હવે તે તદ્દન મટી જશે. મારી ઉધરસ હઠતી નથી અને ચાલુ રહી તેનું એક કારણ એ છે કે એને માટે દવા લેવાનો મેં ઇન્કાર કર્યો હતો. ડૉ. સુશીલા નય્યર મને કહે છે કે ઉધરસ અને શરદીની શરૂઆતમાં જ તમે પેનિસિલિન લઈ લીધું હોત તો ત્રણ દિવસમાં તમે સાજા થઈ જાત. એ નહીં લો તો સાજા થતાં ત્રણ દિવસને બદલે હવે તમને ત્રણ અઠવાડિયાં લાગશે. પેનિસિલિનની અસરને વિષે મને જરાયે શંકા નથી. પરંતુ હું એવું પણ માનું છું કે રામનામ સર્વ આધિ, વ્યાધિ ને ઉપાધિનો રામબાણ ઇલાજ છે અને તેથી બાકીના બીજા બધા ઉપચારોથી ચડિયાતો છે. આજે મારી આસપાસ ચારેકોર દાવાનળ સળગી રહ્યો છે ત્યારે ઇશ્વરને વિષે જ્વલંત

શ્રદ્ધા રાખવાની મારે વિશેષ જરૂર છે. એક ઈશ્વર જ એ દાવાનળ ઠારવામાં લોકોને સહાય કરવાને સમર્થ છે. તેને મારી પાસે કામ લેવું હશે તો તે મને જીવતો રાખશે અને નહીં તો પોતાની પાસે તેડી લેશે.

અત્યારે જ પ્રાર્થનામાં તમે સૌએ જે ભજન સાંભળ્યું તેમાં કવિ માણસને રામનામને વળગી રહેવાનો આગ્રહ કરે છે. તે જ એક માણસનો આધાર છે. તેથી આજને કટોકટીને વખતે મારો ઇરાદો દવાદારૂનો ઇલાજ ન કરતાં કેવળ ઈશ્વરને શરણે જવાનો છે.

### કામળા

કામળા તેમ જ રજાઈઓની ભેટ જે ઝડપથી અને જે પ્રમાણમાં મને મળ્યા કરે છે તેથી મને સંતોષ થયો છે. જેમને જરૂર છે તેમને તે વહેંચી આપવાનું હવે તરત જ શરૂ કરવામાં આવશે.

### અંકુશો ઉઠાવી લો

ડૉ. રાજેન્દ્રપ્રસાદે નીમેલી સમિતિએ પોતાની ચર્ચાવિચારણા પૂરી કરી છે. સમિતિને માત્ર ખોરાકના સવાલનો વિચાર કરવાનો હતો. પરંતુ આ પહેલાં મેં મારો અભિપ્રાય જાહેર કરેલો છે કે હવે વિશેષ ઢીલ કર્યા વિના અનાજ વગેરે ખોરાકના પદાર્થો તેમ જ કાપડ એ બંને પરના અંકુશો ઉઠાવી લેવા જોઈએ. લડાઈ તો ક્યારની પૂરી થઈ. છતાં ચીજવસ્તુઓના ભાવ ચડયા કરે છે. દેશમાં આજે ખોરાકના પદાર્થો નથી એવું નથી અને કાપડ પણ છે. છતાં એ લોકોને મળતાં નથી, તેમના સુધી પહોંચતાં નથી. આ બૂરી, દુઃખદાયક દશા છે. સરકાર લોકોને તે પાંગળાં હોય તેમ ખવડાવવા ધારે છે. એથી ઊલટું, મને લાગે છે કે લોકોને તેમનાં પોતાનાં સાધનો પર છોડી દઈ પોતાનું ફોડી લેવાની છૂટ આપવી જોઈએ. સરકારના સનદી નોકરો પોતાની કચેરીઓમાં બેઠા બેઠા કામ કરવાને ટેવાયેલા છે. દફતરોની લાલ પટ્ટી અને તુમારોના કાગળોમાં તેમનું કામ અટવાયા કરે છે. ખેડૂતો સાથે સીધો સંપર્ક તેમને કદી થયો નથી. ખેડૂતોનો તેમને જરાયે પરિચય નથી. લોકોના માનસમાં હવે જે પલટો આવ્યો છે તેને ઓળખી લેવા જેટલા તેઓ નમ્ર બને એમ હું ઇચ્છું છું. આગળ પડી પહેલ કરવાની

લોકોની સ્વાભાવિક વૃત્તિને અંકુશો મૂકીને ગૂંગળાવી મારવી ઇષ્ટ નથી. તેમને પોતાની જાત પર આધાર રાખી સ્વાશ્રયી બનવાની છૂટ આપવાની જરૂર છે. લોકશાહી રાજવહીવટનો અર્થ લોકોને પાંગળા કે લાચાર કરી મૂકવા એવો ખસૂસ નથી. ધારો કે સરકાર અથવા તેના અમલદારોને જે ડર રહે છે તે સાચો પડે અને અંકુશો ઉઠાવી લેવાથી પરિસ્થિતિ છે તેનાથીયે વધારે બગડે તો અંકુશો ફરી મૂકી દેતાં અમલદારોના હાથ કોઈ બાંધી લેતું નથી. અંગત રીતે મને લાગે છે કે અંકુશો ઉઠાવી લેવાથી પરિસ્થિતિ ઘણી હળવી તેમ જ સરળ બનશે, પોતાની સામે આવી ખડા થયેલા સવાલોના ઉકેલને માટે લોકો જાતે પુરુષાર્થ કરવા માંડશે અને પછી અંદર અંદર ઝઘડો કરવાનો તેમને વખત નહીં મળે.

## દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ

દક્ષિણ આફ્રિકામાં શરૂ થનારા સત્યાગ્રહને વિષે મેં જે વાતો કહી હતી તે માટે મારો આભાર માનવાને એક તાર મને મોકલવામાં આવ્યો છે. મેં તો કેવળ મને જે સત્ય લાગેલું તે કહેલું. સત્યાગ્રહમાં હરગિજ પરાજય નથી. પાછી પાની કરવાપણું નથી. મરહૂમ પંડિત રામભજદત્ત ચૌધરીએ ગાયું છે કે 'કદી નહીં હારના ભાવે સાંડી જાન જાવે.' પંજાબમાં લશ્કરી કાયદાનો અમલ ચાલતો હતો અને લોકોનાં કદી સાંભળવામાં ન આવેલાં એવાં પારાવાર અપમાનો થતાં હતાં તે વખતે તેમણે એ ગીત બનાવ્યું હતું. પણ એ લીટીઓમાં રહેલું સત્ય સનાતન છે. એને માટે સત્યાગ્રહીઓએ પાળવાની શરત એક જ છે: તેમનું ધ્યેય ન્યાયી તેમ જ સત્ય હોય. મૂઠીભર સત્યાગ્રહીઓ પણ હિંદનું નાક રાખવાને પૂરતા છે.

એ લોકોએ પૈસાને માટે અપીલ કરવાની પણ મને વિનંતિ કરી છે. દક્ષિણ આફ્રિકાની હિંદી કોમ ગરીબ નથી. છતાં થોડા સત્યાગ્રહીઓએ કરેલી માગણી હું સમજી શકું છું. હિંદ આજે નાણાંભીડની કટોકટીમાંથી પસાર થાય છે. ભાઈ ભાઈ વચ્ચે ચાલી રહેલી કતલ અને લાખો માણસોએ કરેલી હિજરતથી રાજની કરોડોની આવક ખોટી થઈ છે. તેથી આજના સંજોગોમાં દક્ષિણ આફ્રિકાના

સત્યાગ્રહીઓને નાણાંની મદદ કરવાનું હિંદને જણાવવાની મારી હિંમત નથી, મને ઉત્સાહ થતો નથી. છતાં કોઈ રાજીખુશીથી પૈસાની સહાય આપવાને તૈયાર થશે તો મને આનંદ થશે. પરંતુ પૂર્વ આફ્રિકા, મોરીસ અને દરિયાપારના બીજા મુલકોમાં ઘણા હિંદીઓ વસે છે. તેમાંના ઘણાની સ્થિતિ પૈસાપાત્ર છે. વળી એ બધા મુલકોમાં હિંદુ-મુસલમાનના ભેદ નથી. તેથી હિંદની આબરૂને ખાતર પોતાના જે હિંદી ભાઈઓ દક્ષિણ આફ્રિકામાં લડી રહ્યા છે તેમને એ બધા પણ હિંદી હોઈને સહાય કરશે એવી મને આશા છે. સત્યાગ્રહમાં પડેલા લોકોને મોજમજા ઉડાવવી નથી. કેવળ જીવનની જરૂરિયાતોને માટે તેમને પૈસાની જરૂર છે. દરિયાપાર વસતા હિંદીઓની તેમને જરૂરી મદદ કરવાની ફરજ છે.

## ૩૭

૧૮-૧૦-’૪૭

### કુરુક્ષેત્રની છાવણીમાં મોકલેલા કામળા

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે દિવસ દરમિયાન બીજા વધારે કામળા અને કામળા ખરીદવા પૈસા મળ્યા છે એ તમને સૌને જણાવતાં મને આનંદ થાય છે. આ ઢબે કામળા આવતા રહેશે તો જેમને ગરજ છે એવા બધા નિર્વાસિતોને ઓઢવાનું પૂરું પાડવામાં મુશ્કેલી નહીં આવે. સરદાર પટેલે પણ આવી જ માગણી પ્રજા આગળ મૂકી છે તેથી મને આનંદ થયો છે. ડૉ. સુશીલા નય્યર નિર્વાસિતોની સગવડને માટે કામ કરે છે એ તમે જાણો છો. શ્રીમતી મથાઈ, શ્રીમતી આર. શરણ અને શ્રીમતી કૃષ્ણાબાઈ સાથે તેઓ આજે કુરુક્ષેત્રની છાવણીએ જવાને નીકળ્યાં છે અને પોતાની સાથે સંખ્યાબંધ ધાબળા અને બીજાં કપડાં લઈ ગયાં છે.

## રાષ્ટ્રભાષા

હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવાનો મેં જે અભિપ્રાય જાહેર કર્યો છે તેને અંગે મારા પર પત્રો આવવા લાગ્યા છે. સર્વ હિંદીઓને પ્રાંત પ્રાંત વચ્ચે વહેવાર ચલાવવાને હિંદુસ્તાની સૌથી વધારે અનુકૂળ બોલી નીવડશે એ વિષે મારા મનમાં રતીભાર શંકા નથી. સંસ્કૃતમય હિંદી અગર ફારસીમય ઉર્દૂ બેમાંથી એકેને આમજનતા બરાબર સમજી નહીં શકે. પ્રાંત પ્રાંતના લોકો વચ્ચેના વહેવારના સાધન તરીકે અને સરકારી કામકાજના વહેવારની ભાષા તરીકે અંગ્રેજોનું રાજ્ય ગયું હોવાથી આપણે હવે અંગ્રેજીને તો આપણે ત્યાંથી રુખસદ આપવી જ જોઈએ. સાચું જોતાં અંગ્રેજીએ તો એ સ્થાન બળજબરીએ પચાવી પાડયું હતું. પોતાને સ્થાને અંગ્રેજી શોભે છે અને તે સ્થાન પર તેને માટે મારા દિલમાં આદર છે. પણ હિંદની રાષ્ટ્રભાષા અંગ્રેજી હરગિજ ન થઈ શકે. એક આદરપાત્ર મિત્ર મને લખે છે કે અંગ્રેજી પોતાનું જે સ્થાન નહોતું છતાં પચાવીને બેઠી હતી તેના પરથી હવે તરતમાં જ હઠી ગયા વિના રહેવાની નથી. છતાં એની એ વાતનું નાહક પીંજણ કર્યા કરવાથી મને ડર છે કે ભાષાને વિષેનો અણગમો ઊડીને ભાષા બોલનારા લોકો એટલે કે અંગ્રેજો પર જઈને ચોંટશે. આવી કરુણ ઘટના બનશે તો તમને એવું દુઃખ થશે કે સંભવ છે કે એ દુઃખના માર્યા તમે પાગલ થઈ જશો. આ સાવધાનીના બોલ વખતસર આવી પહોંચ્યા છે. તમારે સૌ શ્રોતાઓએ જાણવું જોઈએ કે હું કામ ને તેના કરનારા વચ્ચે ભેદ કરું છું. કામ અણગમાને પાત્ર હોય એમ બને; કામના કરનારને વિષે અણગમો રાખવાનો હોય નહીં. પત્ર લખનાર ભાઈ મને યાદ આપે છે કે તમે જાણો છો કે એવો ભેદ વહેવારમાં કોઈ ભાગ્યે જ કરે છે. માણસો કામ ને તેના કરનારને વિષે સામાન્યપણે ગોટાળો કરી પોતાના તિરસ્કારની મર્યાદામાં બન્નેને સમાવી લે છે. પત્ર લખનાર ભાઈ આગળ મને જણાવે છે કે અંગ્રેજી જેમની માતૃભાષા જેવી બની ગઈ છે એવા ઍંગ્લો ઇન્ડિયનો, ગોવાનીઝો વગેરે માટે તમારે કંઈક છૂટ રાખવી જોઈએ. હિંદી અગર હિંદુસ્તાની બેમાંથી જે કોઈ આખરે રાષ્ટ્રભાષા તરીકે મુકરર થશે તેનું

જ્ઞાન ન હોય તેથી શું એ બધાને એકાએક નોકરી પરથી છૂટા કરવામાં આવે એવો તમારો ખ્યાલ છે? પત્ર લખનાર ભાઈ આગળ લખે છે કે તમે તો કદી એવો વિચાર ન કરો. કાગળ લખનાર ભાઈનો ડર ખરો છે. એમ છતાં હું એવી અપેક્ષા રાખું છું કે કોઈ એક મુકરર કરેલી મુદ્દતમાં એવા બધા લોકો કામ આપે તેટલું હિંદુસ્તાનીનું જ્ઞાન મેળવી લેશે. લઘુમતી કોમ સંખ્યામાં ગમે તેટલી નાની હોય તોપણ તેને પોતાના પર જુલમ થાય છે એવી લાગણી ન થવી જોઈએ. આવા બધા સવાલોમાં ખૂબ જ હળવે હાથે કામ લેવાની જરૂર છે.

અંતરની ઊલટવાળા એ જ ભાઈ આગળ ચાલતાં મને યાદ આપવાને લખે છે કે તમે બન્ને લિપિને માટે આગ્રહ રાખો છો તેમાંથી એવો મોટો સંભવ ઊભો થાય છે કે બન્નેને સ્થાને ત્રીજી જ રોમન લિપિ ઘૂસી જશે. એ ભાઈ રોમન લિપિના સ્વીકારના હિમાયતી છે. મને રોમન લિપિ એટલે કે અંગ્રેજી એબીસીડી વિષે એવો પક્ષપાત નથી. અને ઉર્દૂ તેમ જ નાગરીનું સ્થાન રોમન લિપિ પચાવી પાડશે એવો પણ મને ડર નથી. આ સવાલને અંગે દલીલમાં કે વાદાવાદમાં મારે ઊતરવું નથી. આ સવાલનો ઉલ્લેખ મેં એટલું જ બતાવી આપવાને કર્યો છે કે બે લિપિ શીખવાનું આપણે ટાળીએ તેનો અર્થ એટલો જ થાય કે આપણી રાષ્ટ્રીયતાની લાગણી છેક મોળી બલકે દમ વગરની છે. ઊલટું હું તો એમ સમજું છું કે આપણા દેશ પર આપણને પ્રેમ હોય તો એ બન્ને લિપિ શીખી લેવામાં આપણને હોંસ થાય ને ઉમળકો આવે. આજે સાંજે શેખ અબ્દુલ્લાસાહેબ સાથે મારે મળવાનું થયું હતું. તેમણે મને ખબર આપી કે કાશ્મીરમાં પોતે જેલમાં હતા તે દરમિયાન તેમણે હિંદી અને નાગરી લિપિ સહેલાથી શીખી લીધાં. શેખસાહેબ જો આટલું કરી શક્યા તો બીજા રાષ્ટ્રવાદી ભાઈઓને માટે પણ એ વાત એટલી જ સહેલી હોવી જોઈએ.

## ૩૮

૧૯–૧૦–'૪૭

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજીએ સૌથી પહેલાં જાહેરાત કરી કે હવે દિવસો ટૂંકા થતા જાય છે તેથી પ્રાર્થનાનો છ વાગ્યાનો વખત લોકોને મોડો લાગે છે. તેથી આવતા સોમવારથી સાંજની પ્રાર્થના છ ને બદલે સાડા પાંચ વાગ્યે શરૂ થશે.

### આ સ્વરાજ્ય કહેવાય?

આજે અત્યારે પ્રાર્થનામાં જે ભજન તમે સાંભળ્યું તેની સાથે અનેક હૃદયદ્રાવક સ્મૃતિઓ સંકળાયેલી છે. આમ તો આશ્રમ-ભજનાવલિમાંના એકેએક ભજનનો કંઈક ને કંઈક ઇતિહાસ છે. આશ્રમ-ભજનાવલિમાંનાં ભજનોનો સંગ્રહ મરહૂમ પંડિત ખરેએ કરેલો. તેઓ આશ્રમવાસી હતા અને એક સુંદર ગાયક તેમ જ ભક્ત હતા. તેમના કામમાં કાકાસાહેબે મદદ કરી હતી. સાબરમતીના સત્યાગ્રહ આશ્રમના વ્યવસ્થાપક મરહૂમ મગનલાલ ગાંધી આજે ગવાયેલું ભજન ઘણી વાર ગાતા. દક્ષિણ આફ્રિકાથી તેઓ મારી સાથે હતા અને રાષ્ટ્રની સેવામાં તેમણે પોતાનું જીવન સમર્પણ કર્યું હતું. તેમનો સૂર સારો હતો ને તેમના શરીરનો બાંધો મજબૂત હતો. આફ્રિકાથી અહીં આવ્યા બાદ તેમનો બાંધો કંઈક અંશે ઢીલો પડ્યો. તેમને માથે આવેલો બોજ એક માણસને ઊંચકવાને વધારેપડતો હતો. રચનાકાર્ય અને સ્વરાજનો સંદેશો કરોડોને પહોંચાડવાનું કામ કંઈ સહેલું નહોતું. આજવાળું ભજન તેઓ ઘણી વાર કરુણાના ઊંડા ભાવથી ગાતા. ભજનમાં કવિ ઈશ્વરનો સાક્ષાત્કાર અથવા તેનું દર્શન ન થવાથી પોતાને થતી નિરાશા વ્યક્ત કરે છે. ઈશ્વરની ઝંખના કરતાં કરતાં વિતાવવાની રાત તેને જુગ જેવી લાંબી લાગે છે ને કેમે કરી ખૂટતી નથી. મગનલાલનો ઈશ્વર એટલે તેમનું સ્વરાજનું એટલે કે રામરાજનું સ્વપ્નું. એ સ્વપ્નું પૂરું પાડવાના સમયની ઝાંખી થતી નહોતી. એ

સ્વપ્નું રચનાકાર્ય વડે જ પૂરું પડે એવું હતું. લોકોએ તે વખતે તેમની આગળ રજૂ કરવામાં આવેલા રચનાત્મક કાર્યક્રમનો અમલ કર્યો હોત તો આજે જે બનાવો જોવાનો વારો આવ્યો છે તે કદી ન આવત. કહે છે કે ગઈ તારીખ પંદરમી ઑગસ્ટને દિવસે આપણને સ્વરાજ મળ્યું! પણ હું એને સ્વરાજ કહી શકતો નથી. સ્વરાજમાં ભાઈ ભાઈના ખૂનને માટે તરસ્યો બની તેની કતલ ન કરે. સ્વતંત્ર હિંદ સૌ કોઈનું મિત્ર બની રહેવાની ઉમેદ રાખે છે. તેને આખી દુનિયામાં પોતાનો કોઈ દુશ્મન ન હોય એવી આકાંક્ષા છે. પણ અફસોસ! આજે ખુદ હિંદનાં સંતાનોમાંથી એક પક્ષે મુસલમાનો અને બીજી બાજુથી હિંદુ ને શીખો એકબીજાનું લોહી પીવાના તરસ્યા બન્યા છે.

તમારે સાચા સ્વરાજનું સ્વપ્નું સિદ્ધ કરવું હોય તો તેને માટે મરહૂમ શ્રી મગનલાલ ગાંધીના જેવી ઉત્કટ ઝંખના રાખવી જોઈએ એ વાત તમારા સૌના દિલ પર ઠસાવવાના આશયથી મેં આ બધું કહ્યું. ઈશ્વર નિરાકાર છે. માણસ તેના ભાતભાતના આકારો કલ્પે છે; એટલે રામરાજને સ્વરૂપે તમારે ઈશ્વરનું દર્શન કરવું હોય તો સૌથી પ્રથમ તમારા અંતરમાં ઊંડા ઊતરી આત્મનિરીક્ષણ કરવું જોઈએ. તમારે તમારા પોતાના દોષ હજારગણા મોટા કરીને જોતાં અને તમારા પડોશીઓના દોષ જોવાનું માંડી વાળતાં શીખવું જોઈએ. સાચી પ્રગતિનો એ જ એક રસ્તો છે, બીજો નથી. આજે આપણું કેવું પતન થયું છે! હિંદુ ને શીખને મુસલમાન દુશ્મન દેખે છે અને હિંદુને શીખ મુસલમાનને પોતાના વેરી માને છે. એમાંથી એકેને સામાના ધર્મને વિષે આદર નથી. મંદિરોને ખેદાનમેદાન કરી તેમને ઠેકાણે મસીદો ચણાય છે અને મસીદોને ઠેકાણે મંદિરો બંધાય છે. આ બહુ બૂરી, દુઃખદાયક દશા છે. એમાંથી આખરે બંને ધર્મોના વિનાશ સિવાય બીજું કશું ફળ મળવાનું નથી.

### એકમાત્ર રસ્તો

ત્યારે આજે ઊઠેલા ભડકાને ઠારવાનો રસ્તો શો? એનો એકમાત્ર ઇલાજ મેં તમને બતાવ્યો છે. બીજા શું કરે છે કે નથી કરતા તેની

પંચાતમાં પડયા વિના તમે તમારું પોતાનું વર્તન અણિશુદ્ધ રાખો. હિંદુઓ ને શીખોને પાકિસ્તાનમાં શું વેઠવું પડે છે તેનું મને ભાન નથી એવું ન માનશો. પરંતુ એ બધું જાણવા છતાં મારે તેના પર ધ્યાન આપવું નથી. એમ ન કરું તો હું પાગલ થઈ જાઉં. પછી મારાથી હિંદની સેવા કેમ થાય? હિંદી રાજ્યસંઘના મુસલમાનોને તમારે તમારા સગા ભાઈ જેવા ગણવા જોઈએ. કહે છે કે આજે દિલ્હીમાં શાન્તિ છે. પણ એ વાતથી મારું મન માનતું નથી, મને સમાધાન નથી. આ શહેરની શાન્તિ પોલીસ અને લશ્કરનાં માણસોની હાજરીથી ટકી રહી છે. હિંદુ ને મુસલમાન વચ્ચે આજે પ્રેમ નથી. તેમનાં દિલ હજી એકબીજાથી અળગાં છે. આ સભામાં આજે કોઈ મુસલમાન હાજર છે કે નથી તેની મને ખબર નથી. હોય તો અહીં તેને ઘર જેવી નિરાંત લાગે છે કે નહીં તે વિષે મને ખાતરી નથી. ગઈ કાલે શેખ અબદુલ્લાસાહેબ અને બીજા કેટલાક મુસ્લિમ મિત્રો પ્રાર્થનાસભામાં આવ્યા હતા. મસૂરીમાં જેમનું કોઈ પણ જાતના વાંક વિના ઠંડે કલેજે ખૂન થયું તે કિડવાઈ સાહેબના ભાઈનાં વિધવા પણ એ જ રીતે કાલની પ્રાર્થનાસભામાં હાજર હતાં. હું કબૂલ કરું છું કે તેમની બધાની હાજરીથી મને થોડી બેચેની રહી હતી. અલબત્ત, તેમના જાનને જોખમ છે એવું માનીને હું બેચેન નહોતો. એટલું અભિમાન તો મને રહે છે કે મારી હાજરીમાં તેમના શરીરને તો કશી ઈજા નહીં થાય! પરંતુ તેમનું કોઈ અપમાન નહીં કરે એવી ખાતરી મને રહેતી નહોતી. એમનું કોઈનેયે હાથે સહેજ પણ અપમાન થયું હોત તો શરમનો માર્યો હું ઊંચું ન જોઈ શકત. મુસલમાન ભાઈઓને અંગે આવો ડર શા સારુ રાખવો પડે છે? સાચે જ, તેમને પોતાની જમાતમાં જેમ પૂરી સલામતી ને નિરાંત લાગે તેવી જ અહીં પણ ન લાગવી જોઈએ? પરંતુ આપણા પોતાના દોષ મોટા કરીને અને આપણા પડોશીના દોષ છેક નાના કરીને જોવાનું ન શીખીએ ત્યાં સુધી એ કેમ બને? આજે આખી દુનિયાની આંખ હિંદ પર ઠરી છે. એશિયા અને આફ્રિકા જ નહીં, આખી દુનિયા તેના તરફ આશાની નજરે જુએ છે. હિંદે દુનિયાની એ આશા પૂરી પાડવી હોય

તો પોતાને ત્યાં ચાલી રહેલી ભાઈ ભાઈ વચ્ચેની કતલ અટકાવવી જોઈએ અને સૌ હિંદીએ ભાઈ ભાઈ અને પરસ્પર દોસ્ત બનીને રહેવું જોઈએ. પણ એ સુખદ સ્થિતિ નિર્માણ કરવાની પહેલી શરત દિલ ચોખ્ખાં રાખવાની છે.

## ૩૯

૨૦–૧૦–’૪૭

### આ ગુનો છેલ્લો છે?

ગઈ કાલે રાત્રે પ્રાર્થના પછી રાજકુમારીએ મને ખબર આપી કે આજે આરોગ્ય ખાતાના એક મુસ્લિમ અમલદારની તે પોતાની ફરજ પર હતા તે વખતે ઘાતકી રીતે કતલ કરવામાં આવી છે. રાજકુમારીએ વધારામાં મને જણાવ્યું કે એ અંતરની ઊલટથી પોતાનું કામ બજાવનારા ભલા અધિકારી હતા. તેમની પાછળ તેઓ તેમની વિધવા અને બાળકો મૂકી ગયા છે. વિધવા તો બિચારી બેબાકળી બનીને કહે છે કે અમારી સંભાળ રાખનારા ને અમારે માટે રોટી કમાનારાને નિર્દય હાથોએ ઝૂંટવી લીધા તેમ અમને પણ કાપી નાખો.

ગઈ કાલે સાંજે જ મેં તમને સૌને કહેલું કે ઉપર ઉપરથી દિલ્હીમાં બધું દેખાય છે તેટલું શાન્ત નથી. અત્યારે મેં તમારી આગળ વર્ણવી બતાવી તેવી કરુણ ઘટનાઓ દિલ્હીમાં બન્યા કરે છે ત્યાં સુધી શહેરમાં ઉપર ઉપરથી જે શાન્તિ દેખાય છે તેથી હરખાઈ જવાનું ન હોય. પોતાના અમલ દરમિયાન હિંદમાં ઉપર ઉપરથી જણાતી શાન્તિને વિષે તે વખતના વાઇસરૉય લૉર્ડ ઇરવિન જેઓ હાલ લૉર્ડ હૅલિફૅક્સને નામે ઓળખાય છે તેમણે કહેલું તેમ આજની શાન્તિ કબ્રસ્તાનની શાન્તિ તો નથી?

રાજકુમારીએ વધારામાં મને ખબર આપી કે કુરાનમાં બતાવેલા વિધિ પ્રમાણે પેલા મુસ્લિમ અમલદારના દેહને કબરમાં સુવડાવવાને

જરૂરી સંખ્યાના મુસલમાન મિત્રો મેળવવાનું કામ પણ મુશ્કેલ બની ગયું છે.

આ વાતથી જેમ મને છૂટે છે તેવી જ કોઈ પણ લાગણીવાળા આદમીને ધ્રુજારી છૂટવી જોઈએ. શું ખરેખર દિલ્હીની આવી હાલત થવી જોઈએ? લઘુમતી કોમની વસ્તી ગમે તેટલી જોરાવર ગણાતી હોય તોપણ તેનાથી વધુમતી કોમની વસ્તી આવી રીતે ડરી જાય એ ખસૂસ નામરદાઈનું લક્ષણ છે.

મને આશા છે કે આ કરપીણ ગુનો કરનારા ઇસમોને સત્તાવાળા શોધી કાઢશે ને યોગ્ય નસિયત આપશે.

આ જાતનો ગુનો કોઈ પણ સંજોગોમાં થાય તો ખેદનું પૂરતું કારણ બને છે પણ આ ગુનો એવી જાતનો છેલ્લો જ હોય તો તે વિષે મારે ઝાઝું કહેવાનું ન રહે. પરંતુ મને ઘણી ધાસ્તી રહે છે કે આ ગુનો છેલ્લો નથી પણ પરિસ્થિતિ બતાવનારું એક લક્ષણમાત્ર છે. તેથી એની ખબરથી દિલ્હીની પ્રજાનું અંતઃકરણ જાગ્રત થઈ જવું જોઈએ.

### બીજા કામળા મળ્યા

કામળા ખરીદવાને પૈસાનો પ્રવાહ ચાલુ છે. ભેટ મોકલનારા સૌનો હું આભાર માનું છું. વળી ભેટ મોકલનારામાંથી કોઈ કામળા આ કે તે કોમને આપવા એવી શરતથી ભેટ મોકલતા નથી એ પણ રૂડી વાત છે.

### એક ખુલ્લો પત્ર

વળી બીજી એક જોખમભરેલી બીના સાચી હોય તો તેના તરફ પણ મારે તમારું સૌનું ધ્યાન ખેંચવાનું છે. "જેને લાગેવળગે છે તે સૌને" એવા મથાળાથી એક ખુલ્લા પત્રમાં એક બ્રિટિશ ભાઈ લખે છે:

> "બખેડાવાળા એક પ્રદેશના એક એકાન્ત ખૂણામાં અમારામાંના અમે થોડાક લોકો રહીએ છીએ. અમે શુદ્ધ બ્રિટિશ પ્રજા છીએ અને ઘણો અંગત ભોગ આપીને વરસોથી આ મુલકની પ્રજાની સેવાના કામમાં પડ્યા છીએ. . . . આજે હવે અમને ખબર પડે છે કે હિંદમાં રહી ગયેલા એકેએક બ્રિટિશ પ્રજાજનની કતલ કરવાની છે એવું છૂપું

એલાન નીકળ્યું છે. રાજ્યને વફાદાર રહેનારા સૌ માણસોના જાનમાલનું સરકાર રક્ષણ કરશે એવી બાંયધરી પંડિત નેહરુએ આપી છે, તે મેં છાપાંઓમાં જોઈ છે. પરંતુ રાજધાનીથી દૂર દૂર આવેલાં નાનાં ગામડાંઓમાં વસતા માણસોને કોઈ જાતનું રક્ષણ મળે એવું નથી અથવા બહુ તો કહો કે નહીંવું રક્ષણ મળે છે. ખુદ અમને તો કોઈ પ્રકારનું રક્ષણ નથી. કેવળ ભૂગોળની દૃષ્ટિથી વિચાર કરો તોપણ સ્પષ્ટ થાય કે એવું રક્ષણ આપવાનું સંભવિત જ નથી."

આપણને સૌને જાણીને લાભ થાય એવું બીજું ઘણું આ ખુલ્લા પત્રમાંથી ટાંકી બતાવી શકાય તેવું છે. પણ આજના વાતાવરણમાં કેવું જોખમ છુપાયેલું પડયું છે તેને વિષે આપણને સાવધાન કરવાને પૂરતું મેં તમારી આગળ રજૂ કર્યું છે. અલબત્ત, એવો પૂરો સંભવ છે કે આ માત્ર ખાલી ભડક હોય અને તેમાં કશુંયે તથ્ય ન હોય; છૂપા એલાનનો પરિપત્ર કે એવું કશું જ હસ્તી ધરાવતું ન હોય. છતાં આવી જાતની ચેતવણીઓથી ચેતીને ચાલવામાં ને તેમની અવગણના ન કરવામાં ડહાપણ છે. હું આશા રાખી રહ્યો છું કે આ ખુલ્લો પત્ર લખનારા ભાઈને લાગતા ડરમાં કશું વજૂદ નહીં હોય. એ પત્ર લખનાર ભાઈની વાત સાથે જોકે હું પૂરેપૂરો સંમત છું કે દૂર દૂરની એકાન્ત અને છૂટીછવાઈ જગ્યાઓમાં સરકાર તરફથી કોઈનેયે રક્ષણ આપવાની વાતો મિથ્યા છે. સરકારનું લશ્કરી અને પોલીસદળનું તંત્ર ગમે તેટલું કાબેલ હોય તોયે એવું રક્ષણ પહોંચાડવાની વાત બની શકે તેવી જ નથી; અને આપણે કબૂલ કરવું રહે છે કે સરકારનાં એ બન્ને તંત્રો એટલાં કાબેલ આજે તો નથી. એટલે સાચું રક્ષણ તો આજના સંજોગોમાં માણસે અંતરમાંથી એટલે કે ઈશ્વર પરની પોતાની ખડક જેવી અડગ શ્રદ્ધામાંથી અને બીજું, આજુબાજુની વસ્તીની શુભેચ્છામાંથી મેળવવાનું છે. એ બેમાંથી એકે પ્રકારનું રક્ષણ મળવાનો સંભવ ન હોય તો એ બ્રિટિશ ભાઈઓને માટે સૌથી સારો ને સલામત રસ્તો બેશક હિંદનો અળખામણો કિનારો છોડી જવાનો છે. પરંતુ એવી દશા હજી આવી નથી. હિંદમાં જે બ્રિટિશ ભાઈબહેનો તેનાં વફાદાર સેવકો બનીને રહેવાનું પસંદ કરે તે બધાંય

તરફ ખાસ માયાળુ લાગણી રાખવાનો આપણા સૌનો ધર્મ છે. તેમનો કોઈ જાતનો અનાદર અગર તેમનું કોઈ જાતનું અપમાન કરવાનું ન હોય. સ્વતંત્ર અને સ્વમાનનું અભિમાન રાખનારી એક પ્રજા તરીકે આપણે આપણી આબરૂ રાખવા માગતા હોઈએ તો આપણાં છાપાંઓ અને જાહેર સેવાનું કાર્ય કરનારાં મંડળોએ આ અને એવી જ બીજી બાબતોમાં ખૂબ સાવધ રહેવાની જરૂર છે. જે પ્રજા પોતાનું સ્વમાન જાળવવાનો દાવો કરે તે પોતાના પડોશી ગમે તેટલી થોડી સંખ્યામાં અગર મહત્ત્વ વગરના હોય તોયે તેમના તરફ ઘટિત આદર ન રાખે તો પોતાનો દાવો સાબિત નહીં કરી શકે.

## ૪૦

૨૧-૧૦-'૪૭

### બીજો ગુનો

પ્રાર્થના બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે બીજા એક ખેદજનક બનાવની વાત મારા સાંભળવામાં આવી છે. એ કોમી પાગલપણાથી થયેલા ખૂનનો બનાવ નથી. આ ખૂનનો ભોગ થનાર એક હિંદુ સરકારી અમલદાર હતા. એક લશ્કરી સિપાઈને તેમણે કંઈક કામ સોંપ્યું તે કરવાનું તેને ગમ્યું નહીં તેથી તેણે તેમને ગોળીએ દીધા. આમ જરા જરામાં બંદૂક ઉપાડવાની વાત ભારે અમંગળ તેમ જ ભયજનક લક્ષણ છે. દુનિયામાં હજી એવા જંગલી લોકો છે જેમને મન માણસની જિંદગીની કશી કિંમત નથી. પશુપંખીને ગોળી મારીને તોડી પાડે તેમ વાતવાતમાં એ લોકો માણસોને મારી નાખે છે. તો શું સ્વતંત્ર હિંદ એવા લોકોનો મુલક બનનાર છે? માણસને નવો જીવ સરજાવવાની શક્તિ મળી નથી એટલે તેને જીવ લેવાનો અધિકાર નથી. છતાં આજે મુસલમાનો શીખ ને હિંદુને અને શીખ ને હિંદુ મુસલમાનોને જાનથી મારી નાખે છે. સામસામી કતલ ચલાવવાની આ નિર્દય રમત પૂરી થશે એટલે

એક વાર લોહી ચાખ્યા પછી જાગેલી લોહીની તરસમાંથી મુસલમાનો મુસલમાનોની અને હિંદુ તેમ જ શીખ ખુદ પોતપોતાની કોમનાં માણસોની કતલ કરવાને રસ્તે ચડ્યા વિના રહેવાના નથી. મને આશા છે કે એ બધા છેક એવા હેવાન નહીં બની જાય. હજી બાજી વધારે બગડે તે પહેલાં જ ચેતીને બન્ને રાજ્યો પોતપોતાનો અમલ સરખો કરી પરિસ્થિતિ સુધારી નહીં લે તો આપણું એ જ ભાવિ છે એમ ખચીત જાણજો.

### કાયદાના અમલમાં દખલગીરી ન ચાલે

હવે બીજી એક બાબત વિષે મારે તમને સૌને કહેવાનું છે. હુલ્લડ મચાવવાના ગુનામાં સંડોવાયેલા કેટલાક માણસોની કેટલેક ઠેકાણે સરકારે ધરપકડ કરી છે. જૂના રાજ્યઅમલમાં લોકો વાઇસરૉયને ગુનો માફ કરી દયા કરવાને અરજ ગુજારતા. પરંતુ એ રીતે દયા બતાવવાના પોતાના અધિકારનો અમલ કરતી વખતે ગમે તેટલા ખામીવાળા તોયે અમુક પ્રકારના નિયમોને અનુસરીને વાઇસરૉયને વર્તવું પડતું. આજે હવે પોતાના પ્રધાનોને લોકો એ જાતની અરજ ગુજારે છે. તો શું પ્રધાનોએ આવી બાબતોમાં પોતાની મરજી ફાવે તેમ વર્તવું? મને લાગે છે તેમનાથી એમ ગમે તેમ વર્તી ન શકાય. પોતાની ધૂનમાં આવે તેમ તેમણે કરવાનું ન હોય. કાયદો પોતાનો રસ્તો લેતો હોય તે રસ્તે તેને જવા દેવાની તેમની ફરજ છે. રાજ્યના દયા કરવાના અધિકારનું ન્યાયના અમલમાં અમુક એક વિશિષ્ટ સ્થાન છે અને ઘટતી સલામતી તેમ જ સાવધાનીથી તેનો અમલ કરવાનો રહે છે. અદાલતમાં દાખલ થયેલી આવી ફરિયાદો પાછી ખેંચી લેવાનો એક જ રસ્તો છે કે મૂળ ફરિયાદી લાગતીવળગતી અદાલતને તે ફરિયાદને લગતા કેદીઓને છોડી દેવાની અરજ કરે. અત્યંત નીચ પ્રકારના ગુનાઓમાં આવી રીતે સહેજમાં કેદીઓને છોડી દેવાના ન હોય. એવા ગુનાઓને અંગે ફરિયાદી આરોપીની સામે પુરાવો ન આપે તેટલાથી કામ સરતું નથી. આરોપીએ પોતાના ગુનાનો એકરાર કરી દયાની યાચના કરવાની હોય છે. અને તે પછી ફરિયાદી સાચા અંતરથી સહકાર કરે તો જ મુક્તપણે ગુનેગારને માફી આપવાનું બની શકે. આ બધી વાતો કહીને

મારે તમારા સૌના દિલમાં એક જ વાત ઠસાવવી છે કે ન્યાયના ક્રમમાં પોતાનાં અત્યંત નિકટનાં સ્વજનને બચાવવાને ખાતર પણ પ્રધાનોથી દખલ ન થઈ શકે. લોકશાહી રાજ્યની ફરજ છે કે તે ન્યાયનું કામ સસ્તું રાખી તેનો ઝટ નિકાલ કરે ને રાજવહીવટમાં અને તેમાંયે ખાસ કરીને ન્યાય આપવાના કામમાં બની શકે તેટલો વહીવટ ચોખ્ખો રાખે. પરંતુ પ્રધાનો અદાલતોનાં માણસો બદલી તેમને ઠેકાણે બીજાં મૂકવાની અગર તેમના પર પોતાની લાગવગ ચલાવવાની હિંમત કરે તો એ ખુદ લોકશાહી ને કાયદાના અમલનો જ ઇન્કાર થાય.

એક મિત્રે મને ચેતવ્યો છે કે હવે તમારાં ભાષણો રેડિયો પર નોંધાય છે એટલે તમારે પંદર મિનિટથી વધારે લાંબાં પ્રવચનો ન કરવાં. આ ચેતવણીની વાત મને માન્ય છે. તેથી આજે મારી વાતો હું આટલેથી જ પૂરી કરું છું ને હવેથી એ જ રીતે ચાલવાની ઉમેદ રાખું છું.

## ૪૧

૨૨-૧૦-'૪૭

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન કરતાં ગાંધીજીએ કહ્યું કે હજી કામળાની ને કામળા ખરીદવાને પૈસાની ભેટો મને મળ્યા કરે છે. આ ભેટોમાં રહેલી ઉદારતાની લાગણી જોઈને મને ઘણી ખુશી થાય છે.

### રોજિંદા ઉર્દૂ છાપામાંથી એક ફકરો

આજે બપોર પછી એક ઉર્દૂ છાપામાંથી એક મિત્રે મને એક ફકરો વાંચી સંભળાવ્યો. ઉર્દૂ છાપાં હું ભાગ્યે જ વાંચું છું. હું ઉર્દૂ જાણું છું પણ જોઈએ તેટલી સરળતાથી વાંચી શકતો નથી. તેથી વખતોવખત મિત્રો મને ઉર્દૂ છાપાંઓમાંથી ફકરાઓ વાંચી સંભળાવે છે. આજે જે ફકરો મને વાંચી સંભળાવવામાં આવ્યો તેમાં અખબારના તંત્રીએ બીજી અનેક ઉશ્કેરણી ફેલાવે એવી

બાબતોમાં એક વાત એવી લખી હતી કે હિંદુઓએ મુસલમાનોને હિંદી રાજ્યસંઘના પ્રદેશમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કરી લીધો છે. તેઓ કહે છે કે મુસલમાનોએ કાં તો અહીંથી ચાલી જવું અગર તો પોતાનાં ગળાં કપાવી નાખવાની તૈયારી રાખવી. મને આશા છે કે આ વિધાનમાં એ તંત્રી ભાઈના એકલાના જ અભિપ્રાયનો પડઘો છે. આમજનતાના મોટા ભાગના અભિપ્રાયનો એ વિધાનમાંથી પડઘો ઊઠતો હોય તો એ મોટી શરમની વાત થાય અને તેથી હિંદની ખુદ હસ્તીને વિષે ચિંતા કરવાની થાય. ગઈ કાલે સાંજે જ આવી ખાનાખરાબી કરનારી નીતિનાં પરિણામો વિષે મેં તમારી આગળ વિવેચન કર્યું હતું. એમાંથી આખરે એક જ પરિણામ આવે કે ખુદ હિંદુ ને શીખો પોતપોતાની કોમનાં માણસોનાં ગળાં રેંસવાને રસ્તે ચડે. એક મિત્રે મને કહ્યું કે એ વાતની શરૂઆત પણ થઈ ચૂકી છે. આજે લોકોના જીવનમાં છાપાંઓએ ગીતા, બાઇબલ અને કુરાન જેવા ધર્મ-ગ્રંથોનું સ્થાન લીધું છે. લોકોને છાપામાં છપાયેલી વાતો બ્રહ્મવાક્ય જેવી સાચી લાગે છે. આ હકીકતમાંથી છાપાંના તંત્રીઓની અને સમાચાર લખનારાઓની મોટી જવાબદારી પેદા થાય છે. જે જાતની વાત આજે મને વાંચી સંભળાવવામાં આવી તેને પ્રસિદ્ધ કરવાની પરવાનગી જ ન હોવી જોઈએ. આવાં છાપાંઓને પ્રસિદ્ધિની મનાઈ થવી જોઈએ.

## રજવાડાં કયે રસ્તે ?

એક મિત્રે આજે મને દેશી રજવાડાંઓમાં જે અંધેર ચાલી રહ્યું છે તેની વાતો કરી. બ્રિટિશ સત્તા રજવાડાંઓ પર અમુક પ્રકારનો કાબૂ રાખતી હતી. બ્રિટિશ હકૂમતની રજવાડાંઓ પરની સર્વોપરી સત્તાના અંતની સાથે એ કાબૂ પણ ઊઠી ગયો છે. સરદાર પટેલે બ્રિટિશ સત્તાનું સ્થાન સંભાળ્યું છે પરંતુ બ્રિટિશ સત્તાની લશ્કરી તાકાતનું પીઠબળ આજે તેમની પાસે નથી. ઘણાંખરાં રજવાડાં હિંદી રાજ્યસંઘમાં જોડાયાં છે એ વાત સાચી છે. તેમ છતાં વડી સરકારનું કોઈ જાતનું બંધન પોતાને હોય એવું તે માનતાં નથી. ઘણાંને તો

એવું લાગે છે કે હવે આપણને આપણી રૈયતની સાથે ફાવે તેમ વર્તવાની બ્રિટિશ સર્વોપરી સત્તાના છત્ર નીચે હતી તેના કરતાં વધારે છૂટ મળી ગઈ છે. હું પોતે એક દેશી રજવાડામાંથી આવું છું, દેશી રાજાઓનો મિત્ર છું અને તે દાવે રજવાડાંના રાજાઓને ચેતવવા માગું છું કે તમારી જાતને ઉગારવાનો બલ્કે બચાવી લેવાનો એક જ રસ્તો હવે તમારી પાસે રહ્યો છે અને તે એ કે તમારી પ્રજાના સાચા ટ્રસ્ટી બનીને રહો. આપખુદ રાજાઓ તરીકે હવે તમે નભી નહીં શકો. તમારી પ્રજાનું જડમૂળથી ઉખેડી નાખવાની વાત તો તમારાથી થોડી જ બને એવી છે? હિંદના ભાવિમાં ગમે તે નિર્માણ થયું હશે પણ તમારામાંથી કોઈ રાજાને એવાં સ્વપ્નાં આવતાં હોય કે હવે આપણે મરજી ફાવે તેમ રાજ ચલાવનારા આપખુદ રાજા બનીશું તો તેમાં તેની મોટી ગફલત થાય છે. તમારી પ્રજાની શુભેચ્છા એ જ તમારો ઉગારો છે. હિંદની કરોડોની વસ્તીએ બ્રિટિશ સલ્તનતની તાકાતનો સામનો કરી પોતાની આઝાદી હાંસલ કરી છે. આજે એ હિંદીઓ પાગલ બની ગયા હોય એમ લાગે છે. પરંતુ તમે રજવાડાંના રાજાઓ પણ એવી જ રીતે પાગલ ન બનશો. આપખુદ રાજસત્તા, રંડીબાજી અને દારૂ પીવાની લતથી તમારો ચોક્કસ વિનાશ થયો જાણજો.

## દશેરા અને બકરી ઈદ

છેવટે, દશેરા ને બકરી ઈદના તહેવારો નજીક આવ્યા છે તે વિષે બે વાત કહીને આજનું મારું કહેવાનું હું પતાવીશ. એ તહેવારો નજીક આવે છે તેમ સૌ ચિંતાતુર થાય છે. હિંદી રાજ્યસંઘમાં બખેડો તો હિંદુઓ કરે તો જ થાય. તેથી વિજયા દશમીના ઉત્સવનું મૂળ શું છે તે યાદ કરવાની મારી તમને સૌને સલાહ છે. રામે રાવણ પર મેળવેલા વિજયની યાદગીરીનો એ ઉત્સવ છે. દુર્ગાપૂજાનો અર્થ સર્વ વિશ્વમાં વ્યાપી રહેલી શક્તિની પૂજા છે. ત્યાર પછીના દશ દિવસો ભરતમિલાપના દિવસો છે. એ બધી વાતનો અર્થ એટલો જ છે કે માણસે પોતાની જાત સાથે ઢીલું ન છોડતાં તેના પર કાબૂ

રાખવાનો છે. નવરાત્રીના નવ દિવસો ઉપવાસ અને પ્રાર્થનાના દિવસો છે. મારી મા એ નવે દિવસના ઉપવાસ કરતી. અમને તેનાં બાળકોને પણ એ નવ દિવસોમાં જેટલો સંયમ રાખી શકાય તેટલો રાખવાનું તે શીખવતી. તો શું આ પુણ્ય ઉત્સવનો પ્રસંગ આપણે આપણા ભાઈઓની હાડછેડ અને કતલ કરીને ઊજવીશું? રાષ્ટ્રવાદી મુસલમાનો સમેત હિંદી રાજ્યસંઘમાં વસતા બધા મુસલમાનોને આવતી કાલે સવારે પોતાનું શું થશે તેનો ભરોસો નથી. તો શું જબરજસ્તીના માર્યા પોતાનો ધર્મ બદલી હિંદુ બનવાની શરતે જ તે બધા હિંદમાં રહી શકશે? આ દશા તો પહેલી અનિશ્ચિતતાની હાલત કરતાંયે બૂરી છે. હિંદુ તેમ જ શીખોનું જબરજસ્તીથી ઇસ્લામમાં ધર્માંતર થાય તેની સામે મેં વિરોધ ઉઠાવ્યો છે. મેં કહ્યું છે કે આમ જબરજસ્તીને તાબે થઈ હિંદુ ને શીખ ધર્મ બદલે તેના કરતાં તે બધા ખપી જાય એવી હું તેમની પાસે અપેક્ષા રાખું. મુસલમાનોને પણ એ જ વાત લાગુ પડે છે. કપડાં બદલે તેટલી આસાનીથી ધર્મ બદલનારા લોકોની મારે મન કશી કિંમત નથી. એવા લોકો કોઈ પણ ધર્મમાં સામેલ થાય તેથી તે ધર્મને જરાયે લાભ નથી. ત્રણે વિકલ્પોમાંથી એકેને રસ્તે હિંદુ ધર્મ બચી નહીં શકે. તેથી એકમાત્ર માન તેમ જ મોભાનો રસ્તો હિંદી રાજ્યસંઘમાં સૌએ ભાઈ ભાઈની જેમ વસવાનો છે. એટલે આ બે પુણ્ય ઉત્સવોને પ્રસંગે બધા પોતપોતાના હૃદયમાંથી કડવાશ ને વેરઝેરની લાગણીને હાંકી કાઢે. પછી નવા આત્મવિશ્વાસનું ભાથું લઈ હું પાકિસ્તાનમાં જઈ શકીશ. દરેકે દરેક હિંદુ ને શીખ તેમ જ એકેએક મુસલમાન પોતપોતાને અસલ મુકામે સલામતી ને આબરૂભેર પાછો નહીં ફરે ત્યાં સુધી મારા દિલને સમાધાન થવાનું નથી.

## ૪૨

૨૩-૧૦-'૪૭

## મિત્રોને ઘેર રહેતા નિર્વાસિતો

પ્રાર્થના પૂરી થયે પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજીએ કહ્યું કે આજે રાવળપિંડીથી બે નિર્વાસિતોએ મારા પર મોકલાવેલી ચિઠ્ઠી પહેલાં હું તમને વાંચી સંભળાવું. તે લોકો લખે છે કે શહેરમાં અમારા મિત્રોને ત્યાં આશ્રય લઈને અમે રહીએ છીએ. અમારું સર્વસ્વ અમે ગુમાવ્યું છે અને તમારી પાસેથી અમારે એ જાણવું છે કે અમારા જેવા લોકોને રજાઈઓ કે કામળા મેળવવાનો કોઈ રસ્તો છે ખરો? મારો એ ભાઈઓને એવો જવાબ છે કે મારી પાસે આવતા કામળાઓ તેમ જ રજાઈઓ નિર્વાસિતોની છાવણીઓમાં રહેતાં સાચેસાચ તદ્દન ગરીબ બની ગયેલાં નિર્વાસિતોને મફત આપવાને હું મેળવું છું. જે નિર્વાસિતો પોતપોતાના મિત્રો અથવા સગાંવહાલાં-ઓને ત્યાં રહે છે તેમને તે તે મિત્રોએ અગર સગાંવહાલાંઓએ ઓઢવાનું પૂરું પાડવું જોઈએ. છતાં જેમતેમ પોતાનું ગબડાવતા હોય તેવા લોકોની મુશ્કેલી હું સમજી શકું છું. પોતાને ત્યાં આશરો લઈને રહેલા નિર્વાસિતોને એવા ભાઈઓ કામળા આપવા જેટલી ગુંજાશવાળા ન હોય એમ બને. મારા મનમાં શંકા નથી કે એવા નિર્વાસિતોને સહાય કરવાનું પણ કંઈક સાધન ઊભું કરવું જોઈએ. મુશ્કેલી એવી છે કે ખરેખર સાધન વગરના ન હોય એવા લોકો પણ મફત કામળાની ભેટો માગે તો શું કરવું? જે કોઈ માગતો આવે તેને મફત કામળા પૂરા પાડવાની જવાબદારી હું માથે લઉં તો તેને મારાથી પહોંચી ન વળાય. મારી પાસે કામળાની માગણી કરનારા કોઈ મને છેતરતા નથી અને એવી માગણી કરનારા લોકોને ખરેખર જરૂર છે એમ માનીને મેં તે બધાને કામળાની ભેટ મોકલાવી છે.

બિરલા હાઉસ આજે નિર્વાસિતોથી ઊભરાય છે. બને તેટલાને રાહત પહોંચાડવાને બિરલા બંધુઓ થાય તેવી બધી મહેનત કરે છે.

ગોસ્વામીજી નિર્વાસિતોને સહાય કરવાને તનતોડ મહેનત ઉઠાવે છે. પણ આ સવાલ એવો મોટો છે કે તેને સમાધાન થાય તે રીતે પહોંચી વળવાનું મુશ્કેલ છે. હું તો માત્ર એવી આશા રાખું ને એટલું કહી શકું કે આવતા શિયાળામાં એક પણ વ્યક્તિને કામળાને અભાવે ટાઢ વેઠવી ન પડે એવી મારી અંતરની ઇચ્છા છે.

## વળી એક ગુનો

બીજા એક ખૂનની વાત સાંભળીને મને ખેદ થયો છે. ચશ્માની દુકાનવાળા એક ગરીબ મુસલમાનને લાગ્યું કે હવે બધું થાળે પડયું છે એટલે તે પોતાની દુકાન ઉઘાડવા ગયો. દુકાન ખોલતો હતો ત્યાં જ તેનું ખૂન થયું. આવું કેમ બને? લશ્કરનાં માણસો ને પોલીસવાળા તે વખતે કયાં હતા ને શું કરતા હતા? દુકાન કંઈ એકાંત જગ્યા પર નહોતી. આ ખૂન થતું અટકાવવાને પડોશીઓમાંથી કોઈએ કેમ કશી કોશિશ ન કરી? પોતાના ભાઈઓને પાકિસ્તાનમાં જે વિટંબણા સહન કરવી પડે છે તેથી હિંદુ ને શીખોના દિલમાં ઘર કરી ગયેલી કડવાશની લાગણી હું સમજી શકું છું. છતાં વેર તેમ જ સામો બદલો લેવાની ઇચ્છા કે વૃત્તિ પર કાબૂ રાખ્યા વિના છૂટકો નથી. હિંદી રાજ્યસંઘમાં વસતા નિર્દોષ મુસલમાનો પર વેર લઈ આપણે છેક ભ્રષ્ટ ન બનીએ. દિલ્હી જેવું હિંદુ ને શીખોનું, તેવું જ મુસલમાનોનું પણ વતન છે.

## વર્ધામાં રક્તપિત્તના દરદીઓના સેવકોની પરિષદ

આટલી વાત તો મને સમાચાર મળ્યા તેથી મારે તમને કહેવી પડી. બાકી આજે મારે તમારી આગળ હિંદના રક્તપિત્તના રોગીઓના સવાલને વિષે ચાર વાત જણાવવી હતી. હિંદમાં લાખો માણસો એ રોગથી પીડાય છે. લોકોને એ રોગ તરફ અને તેમાં સપડાયેલાં માણસો તરફ પાર વગરની સૂગ છે. જેમના અંગમાં રક્તપિત્તનો રોગ થયો હોય તેમના કરતાં મનમાં મેલા વિચાર સંઘરનારાં વધારે ભૂંડી જાતનાં પતિયાં છે એમ હું માનું છું. રક્તપિત્તના રોગને માટે બીજી કોઈ પણ બીમારીના કરતાં વધારે નાનમ કે સૂગ શા સારુ હોય?

ભૂતકાળમાં રક્તપિત્તના દરદીઓની સેવાના કામનો લહાવો ઘણુંખરું એકલા ખ્રિસ્તી મિશનરીઓ લેતા. પાછળથી ભૂતદયાથી પ્રેરાઈને થોડા, બહુ થોડા હિંદીઓ પણ એ સેવાના કામમાં પડ્યા છે. આવી સેવા બજાવનારી એક સંસ્થા કલકત્તામાં મારા જોવામાં આવી હતી. બીજા એવા જ માનવદયાથી પ્રેરાયેલા ને સેવા બજાવનારા ભાઈ મનોહર દીવાન છે. એ ભાઈ શ્રી વિનોબા ભાવેના શિષ્ય છે અને તેમની પ્રેરણાથી જ આ કામમાં સામેલ થયા છે. હું એમને સાચા મહાત્મા માનું. એઓ દાક્તર નથી. પરંતુ રક્તપિત્તના રોગના વિષયનો એમણે પૂરો અભ્યાસ કર્યો છે અને એમણે અંતરથી ઉઠાવેલી જહેમતના ફળરૂપે વર્ધાની પાસે પતિયાંની એક વસાહત ખડી થઈ છે. વળી, મહારોગી સેવા મંડળ નામની સંસ્થા મધ્ય પ્રાંતમાં રક્તપિત્તના દરદીઓને રાહત આપવાની સેવાનું કાર્ય કરે છે. એ મહારોગી સેવા મંડળને આશ્રયે આ માસની ત્રાસમી તારીખે રક્તપિત્તના રોગીઓની સેવા કરનારા કાર્યકર્તાઓની એક પરિષદ વર્ધામાં ભરાવાની છે. મરહૂમ શ્રીનિવાસ શાસ્ત્રીના એક પ્રશંસક અને શિષ્ય શ્રી જગદીશનને મૂળ આવી પરિષદનો વિચાર સૂઝેલો. ભાઈ જગદીશને પોતે પણ એ બીમારી વેઠી છે. કસ્તૂરબા ટ્રસ્ટની તબીબી સલાહકાર સમિતિ આગળ તેમણે પોતાનો વિચાર મૂક્યો અને તેને પરિણામે આ પરિષદ ભરાય છે. એ પરિષદને અંગે ડૉ. સુશીલા નય્યર વર્ધા જાય છે. રાજકુમારી અમૃતકોર અને ડૉ. જીવરાજ મહેતા એ બંનેએ પણ આ પરિષદમાં જવું જોઈએ. પરંતુ અહીં દિલ્હીમાં દેશના કાર્યમાં રોકાયેલાં હોવાથી એ બેથી દિલ્હી છોડવાનું બની શકે તેવું નથી. આપણા દેશના એક તાત્કાલિક ઉકેલ કરવા જેવા સવાલ તરફ તમારું સૌનું ધ્યાન ખેંચવાને આ પરિષદની વાત મેં તમને કહી. આપણે આપણી બધી શક્તિ રાષ્ટ્રના ઘડતરના કાર્યમાં એકાગ્ર કરીશું કે ભાઈ ભાઈની હત્યામાં વેડફી મારીશું? કોમી વેરઝેરનું ઝનૂન સંભવ છે કે બૂરામાં બૂરા રક્તપિત્તની બીમારીથાયે વધારે બૂરો રોગ છે. એ જીવલેણ દરદમાંથી ઊગરી જવાને એને વિષે લોકો ઘૃણા ને સૂગની લાગણી કેળવે તો કેવું સારું!

## ૪૩

૨૪-૧૦-'૪૭

### એક જ લગની

પ્રાર્થના પછીના પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે થોડા દિવસ પર છાપાંઓમાં એવી બાતમી આવી હતી કે આવતી સત્તાવીસમી તારીખે દિલ્હીમાં મળનારી એશિયાઈ મજૂર પરિષદનું ઉદ્‌ઘાટન હું કરનાર છું. છાપાંઓને એવી બાતમી કોણે આપી તે હું જાણતો નથી. મને પોતાને એ આખી વાતની કશી જ ખબર નથી. એક છાપાવાળા ભાઈને મેં કહેલું કે એ બાતમી સાચી નથી એવો ઇન્કાર પ્રસિદ્ધ કરજો. પણ તેવો ઇન્કાર છપાયો લાગતો નથી. મારે એને અંગે એટલું જ જણાવવાનું છે કે આજે મારી સર્વ શક્તિ આજના તાત્કાલિક ઉકેલ કરવા જેવા એક જ સવાલ પર મેં એકાગ્ર કરી છે. બીજી કોઈ બાબત પર મારું ચિત્ત ચોંટતું નથી. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને બીજા સૌ સરખા રીતે હિંદ માતાનાં સંતાન છે અને તે સૌને હિંદી રાજ્યના નાગરિકપણાનો સરખો અધિકાર છે. મારા બચપણથી હું આ આદર્શ મારી નજર આગળ રાખીને ચાલતો આવ્યો છું. પરંતુ સ્વતંત્રતાની સિદ્ધિ પછી એ આદર્શ જાણે કે ઓગળી જવા બેઠો છે! અત્યારે જ અહીં જે ભજન તમે સાંભળ્યું તેમાં કવિ કહે છે કે "નિંદા થાય કે સ્તુતિ થાય તેની કશી પરવા ન રાખો કેમ કે તે બધુંયે ઈશ્વરને સમર્પણ કરવાનું છે." મારો પોતાનો પણ એ જ પ્રયત્ન છે. કોઈને રુચે અગર કોઈને ન રુચે તેની પંચાત કર્યા વિના મને જે સત્ય લાગે છે તે હું વારંવાર કહ્યા જ કરીશ.

### શ્રદ્ધાને ઉજ્જવળ રાખો

ગઈ કાલ સુધી જે સાધનસંપન્ન હતા તે આજે ઘરબાર અને આશ્રય તેમ જ કપડાંલત્તાંના સાધન વગરના નિરાશ્રિતો થઈ ગયા છે. એ લોકો સાચા રસ્તાને વળગી રહેશે ને પોતાની શ્રદ્ધાને ઉજ્જવળ

રાખશે તો ઈશ્વર થોડા જ વખતમાં તેમની વિટંબણાઓ દૂર કર્યા વિના રહેવાનો નથી.

### મહારોગનો પ્રશ્ન

રક્તપિત્તના રોગીઓના સવાલ વિષે આજે પણ મારે બે બોલ કહેવા છે. ગઈ કાલે એ વિષે મેં થોડી વાતો કહી હતી. જેઓ પોતે એ રોગમાં સપડાયા હતા અને હજી તબિયત સુધારવાને આરામ લે છે તે ભાઈ જગદીશન રક્તપિત્તની બીમારીમાં સપડાયેલા રોગીઓની સેવાને અર્થે ઘણી મહેનત ઉઠાવે છે. સામાન્ય રીતે તેઓ મદ્રાસમાં રહે છે. પરંતુ રક્તપિત્તના દરદીઓને રાહત તેમ જ બીજી સેવા આપનારા કાર્યકર્તાઓની પરિષદના બંદોબસ્તમાં સહાય કરવાને બે અઠવાડિયાંથી તેઓ વર્ધા આવ્યા છે. તેમણે મારા પર થોડો પત્રવ્યહેવાર અને બીજા કેટલાક લેખ મોકલ્યા છે. આજે સવારે જ એ બધું સાહિત્ય હું વાંચી ગયો. એ લખાણોમાંથી એકમાં શ્રી જગદીશન એવો મુદ્દો ઉઠાવે છે કે પતિયો એ શબ્દનો ઉપયોગ બંધ થવો ઘટે છે કેમ કે તેની સાથે એક પ્રકારની નાનમ તેમ જ સૂગની લાગણી જડાઈ ગઈ છે. તેઓ આગળ ચાલતાં જણાવે છે કે મહારોગની બીમારીમાં સપડાયેલાં માણસોને પતિયાં નહીં પણ રક્તપિત્તનાં દરદીઓ કહીને ઓળખાવવાં જોઈએ. ખસ, ખરજવું, મરકી અને પ્લેગ જેવા, અરે સામાન્ય શરદી જેવા અનેક ચેપી રોગો હસ્તી ધરાવે છે. સંભવ છે કે એ બધાની સરખામણીમાં મહારોગ ઓછો ચેપી હશે. તો પછી એ બધા રોગોની બાબતમાં નહીં ને એક રક્તપિત્તની બાબતમાં જ આવી ઘૃણા, આવી સૂગ ને આવી નાનમ શા સારુ? મેં તો તમને સૌને કહ્યું જ છે કે સાચી રક્તપિત્તની બીમારી તો મેલું મન છે. પોતાના જ જેવાં માણસ સરખાં માણસોનો તિરસ્કાર કરવો, કોઈ અમુક એક વર્ગ અગર કોમના માણસોને નાલાયક કે પાપી માનવાં એ રોગી મગજની નિશાની છે અને મને લાગે છે કે એ શારીરિક રક્તપિત્તની બીમારી કરતાંયે ભૂંડો રોગ છે. સમાજમાં ખરાં પતિયાં તો એ લોકો છે. નામ આ હોય કે પેલું, એ વાતને મારા દિલમાં ઝાઝું મહત્ત્વ નથી. ગુલાબને બીજું ગમે તે નામ આપશો તોયે તેની સુવાસ થોડી જ વધવાની કે ઘટવાની હતી?

ગઈ કાલે મેં કહ્યું હતું કે રાજકુમારી અમૃતકોર અને ડૉ. જીવરાજ મહેતા વર્ધામાં થનારી પરિષદમાં હાજર નહીં રહી શકે કેમ કે તે બન્નેને દિલ્હીમાં ઘણું રોકાણ છે. પણ ડૉ. જીવરાજ પરિષદમાં જઈ શકશે એવું તમને જણાવતાં મને આનંદ થાય છે.

છેવટમાં મારે તમને સૌને ખબર આપવાની છે કે આવતી કાલની સાંજની પ્રાર્થનાસભા મેં જેલની અંદર રાખી છે અને તેથી શનિવારે આપણે બધા ભેગા થઈ ઈશ્વરની બંદગી નહીં કરી શકીએ.

## ૪૪

૨૫-૧૦-'૪૭

### દિલ્હીના કેદીઓ

દિલ્હીના સેન્ટ્રલ જેલના ત્રણ હજારથીયે વધારે કેદીઓને ખાતર આજની સાંજની પ્રાર્થનાસભા તેમની વચ્ચે રાખવામાં આવી હતી. પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે અહીં તમારી સૌ કેદીઓની વચ્ચે મારી પ્રાર્થનાસભા કરવાનું નિમંત્રણ મને મળ્યું ત્યારે હું બહુ રાજી થયો. હું જાતે પણ એક પુરાણો રીઢો કેદી છું. દક્ષિણ આફ્રિકામાં અને અહીં હિંદમાં મેં ઘણી સજાની મુદત કાપી છે. દક્ષિણ આફ્રિકામાં તે જમાનામાં ત્રણ જાતના લોકો હતા. એક અમે હિંદી જેમને તે વખતે ત્યાં કુલી કહીને ઓળખાવવામાં આવતા, હબસીઓ, અને ત્રીજા યુરોપિયનો. જેલોમાં એ ત્રણે જાતના કેદીઓને અલગ અલગ રાખવામાં આવતા. સત્યાગ્રહી હિંદી કેદીઓની ભરતી વધારે થવા લાગી એટલે ત્યાંની સરકારે હિંદી ને હબસી કેદીઓને ભેગા એક જ વાડામાં પૂરવા માંડ્યા. જેલના નિયમો ઘણા સખત હતા. રાજકીય અને બિનરાજકીય કેદી એવો ભેદ ત્યાં કરવામાં આવતો નહોતો. બધા જ ગુનેગાર કેદીઓ ગણાતા. એક રીતે વિચારીએ તો એ વાત સાચી હતી કેમ કે જે કોઈ રાજના કાયદાનો ભંગ કરે તે કાયદાની નજરે ગુનેગાર તો ખરા જ કે નહીં?

## કેદીઓના વર્ગો અનિષ્ટ છે

અહીં હિંદમાં આપણી આઝાદીની લડત બહુ જોરાવર હતી. ઊંચા દરજ્જાના મોટા મોટા લોકો તેમાં સામેલ થયા હતા. પરિણામે અહીંની જેલોમાં કેદીઓમાં રાજકીય અને બિનરાજકીય એવા ભેદ પડ્યા એટલું જ નહીં, રાજકીય કેદીઓના વળી એ, બી અને સી એવા ત્રણ વર્ગ થયા. હું પોતે એવા વર્ગીકરણને માનતો નથી. વળી, હું એમ પણ માનું છું કે નાના ને મોટા સૌ ગુના કરે છે. થોડા પકડાઈ જાય છે ને જેલમાં પુરાય છે ને બીજા જેલમાં પુરાવામાંથી બચી જાય છે કે છટકી જાય છે. હિંદની જેલના એક વડા જેલરે મને કહેલું કે મારા હાથ નીચે રાખવામાં આવતા કેદીઓના કરતાં હું વધારે મોટો ગુનેગાર છું એમ મને ઘણી વાર લાગે છે. પણ ઉપર બેઠેલા સૌથી મોટા જેલરની નજરમાંથી કોઈ આદમી થોડો જ છટકી શકે છે?

## જેલ માનસિક દરદીઓની ઇસ્પિતાલ

સ્વતંત્ર હિંદમાં હવે આપણી જેલો કેવી હોવી જોઈએ? હું ઘણા વખતથી માનતો આવ્યો છું કે બધા ગુનેગારોને દરદીઓ ગણવા જોઈએ અને જેલોને એ જાતના દરદીઓને એકઠા કરી તેમની સારવાર કરવાની અને તેમને સાજા કરવાને ઇલાજ કરવાની ઇસ્પિતાલો ગણવી જોઈએ. કેવળ શોખને ખાતર તો કોઈ ગુના કરતું નથી! મગજની બીમારીનું એ લક્ષણ છે. કોઈ પણ રોગનાં કારણો શોધી કાઢી તેમને દૂર કરવાનાં હોય. જેલો ઇસ્પિતાલો બને તો તેમને માટે મોટી મોટી મહોલાતો જેવી ઇમારતોની જરૂર ન રહે. કોઈ દેશને એવી ઇમારતોનો ખર્ચ પોસાય નહીં, હિંદ જેવા ગરીબ મુલકને તો ખચીત નહીં. પરંતુ જેલમાં કામ કરનારા અમલદારો અને તેમનાં માણસોની દૃષ્ટિ દાક્તરો અને અને પરિચારિકાઓ પોતાના દરદીઓ તરફ રાખે છે તેવી હોય. કેદીઓને એવી લાગણી થાય કે આ જેલના અમલદારો અમારા મિત્રો છે, એ લોકો અમારી માનસિક તંદુરસ્તી પાછી મેળવી આપવામાં અમને સહાય કરે છે અને અમારી કોઈ જાતની કોઈ રીતે હાડછેડ કરવા માગતા નથી. પ્રજાકીય સરકારોએ આને અંગે જરૂરી ફરમાન કાઢવાં જોઈએ. પણ દરમિયાન જેલોના અમલદારો પોતપોતાની જેલોનો

વહીવટ સુધારવાને જાતે પહેલ કરીને ઘણું કરી શકે અને તેમાં માનવતાની ભાવના રેડી શકે. તો પછી કેદીઓનો ધર્મ શો?

## કેદીઓનો ધર્મ

એક પુરાણા કેદી તરીકે અને અનેક જેલોના કેદી તરીકેના અનુભવી તરીકે મારી તમને મારા કેદી સાથીઓને સલાહ છે કે તમે સૌ આદર્શ કેદીઓ બનો અને તે ધોરણનું વર્તન રાખો. જેલની શિસ્તનો ભંગ કરવાની વાતથી હંમેશ અળગા રહો. તમને જે કંઈ કામ સોંપવામાં આવે તે પૂરું મન દઈને કરો. દાખલા તરીકે, તમે કેદીઓ તમારી રસોઈ જાતે કરો છો તો તે કામમાં ચોખા, દાળ અથવા બીજું જે અનાજ તમને આપવામાં આવે તેને બરાબર એવું સાફ કરો કે તેમાં કાંકરા, કાંકરી, કિલ્લાં કે એવી કોઈ જાતનું વિણામણ રહેવા ન પામે. કોઈ ફરિયાદ કરવા જેવી લાગે તે ઘટતી રીતે અદબથી તમારા અમલદારોને જણાવો. તમારા આ નાનકડા સમાજમાં એકંદરે તમે એવી રીતે વર્તો કે જેલમાંથી છૂટતી વખતે તેમાં પેઠા તે વખતે હતા તેના કરતાં વધારે સારા ઇન્સાન બનીને બહાર જાઓ.

મને ખબર મળી છે કે અહીં તમારામાં હિંદુ, મુસલમાન ને શીખ બધી કોમના કેદીઓ છે. મારી તમને સલાહ છે કે કોમી ઝેરની બદી તમારામાં પેસી ન જાય તેની કાળજી રાખજો. અહીં તમે પરસ્પર દોસ્તી ને ભાઈચારાથી ભેગા રહો જેથી બહાર જાઓ ત્યારે કોમી ઉન્માદને કાબૂમાં લેવાને સમર્થ થાઓ. બધા મુસ્લિમ કેદી ભાઈઓને મારી ઈદ મુબારકની સલામ સ્વીકારવાની વિનંતિ છે અને મને ઉમેદ છે કે બીજા બિનમુસ્લિમ કેદી ભાઈઓ પોતાના મુસલમાન કેદી ભાઈઓને એવી જ રીતે ઈદ મુબારકની સલામ આપશે.

## ૪૫

૨૬-૧૦-'૪૭

### દશેરાનો બોધ

પ્રાર્થના પૂરી થઈ એટલે પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે શ્રોતાઓમાંથી એક ભાઈએ લખેલો એક કાગળ મને મળ્યો છે. તેમાં તે ભાઈ મને પૂછે છે કે તમારા અનુયાયીઓ વરસોવરસ વિજયા દશમીને દિવસે રામ રાવણના પૂતળાનો બાળીને નાશ કરે છે એવું વર્ણન કરતા હોય અને એ રીતે વેરની લાગણીને બહેકાવતા હોય ત્યાં વેર અગર સામો બદલો લેવાની લાગણી ખોટી છે એવું કહ્યા કરવાનો શો અર્થ છે? આ સવાલમાં બે તર્કદોષ રહેલા છે. હું પોતે મારો અનુયાયી કહેવાઉં તો જુદી વાત છે, બાકી બીજા મારા અનુયાયી કોણ છે તે હું જાણતો નથી. વળી, વિજયા દશમીના ઉજવણીના વિધિ પર આરોપણ કરવામાં આવતો અર્થ પણ ખોટો છે. એ વિધિ ખાનગી રીતે અંગત વેર લેવાની વાતને ઉત્તેજન આપતો નથી એટલું જ નહીં, હિંદુ લોકો જેને રામ કહીને ઓળખાવે છે તે ઈશ્વરનો એકલાનો જ માણસોનાં પાપનો બદલો લેવાનો અધિકાર છે એવું બતાવી વેર લેવાની ભાવનાને રોકવાનું સૂચવે છે. માણસોનાં દિલને જાણનારો તે જ એક સાચો અંતર્યામી છે અને તેથી રાવણ કોણ છે તે જાણવાને સમર્થ છે. હરેક આદમી રામ થઈ બેસે તો રાવણ કોણ રહેશે? અધૂરાં માણસોને પોતાનાં જેવાં બીજાં એવાં જ અધૂરાં માણસોના કાજી બનવાનો અધિકાર નથી. તેથી હિંદુઓ મુસલમાનોને અને મુસલમાનો હિંદુઓને પાપી ગણી તેમને સજા આપવાને તેમના પર હાથ ઉપાડે એ નરી નામરદાઈ અને કેવળ અધર્મ છે. એ રસ્તે હિંદુ ધર્મ ને ઇસ્લામ બન્નેનો વિનાશ છે. તેથી સનાતની હિંદુ તરીકે કેવળ હિંદુ ધર્મના જ નહીં, મુસલમાનો અને બીજા ધર્મોને અનુસરનારા લોકોના પ્રતિનિધિ હોવાનો દાવો રાખવામાં મને આનંદ થાય છે.

## કાશ્મીરમાં બનતા બનાવ

તમે મને પૂછશો કે કાશ્મીરમાં શું ચાલી રહ્યું છે તે જાણો છો? છાપાંઓમાં એને લગતા જે સમાચારો આવે છે તેટલા પ્રમાણમાં ત્યાં શું બની રહ્યું છે તેની મને ખબર પડે છે. છાપાંમાં આવતા સમાચાર સાચા હોય તો કાશ્મીરમાં બની રહેલા બનાવો બેશક ખરાબ કહેવાય. આરોપ એવો કરવામાં આવે છે કે પાકિસ્તાનની સરકારે કાશ્મીર રાજ્યને પાકિસ્તાનમાં જોડી દેવાને તેના પર જબરજસ્તી શરૂ કરી છે. કાશ્મીરને શું, હૈદરાબાદને, નાનકડા જૂનાગઢને અગર બીજા કોઈ પણ રાજ્યને એક અગર બીજા સંસ્થાનમાં જોડાઈ જવાને કોઈ કોઈ પણ પ્રકારની જબરજસ્તી ન કરી શકે. તો પછી એ સવાલનો ફેંસલો કેમ આવે? હું સૌ રાજામહારાજાઓને નમ્રપણે સૂચવું છું કે તમે લોકો તમારા રજવાડાના સાચા રાજા અથવા ધણી નથી. આજનાં રાજા-રજવાડાં બ્રિટિશ શાહીવાદની પેદાશ છે. બ્રિટિશ સત્તા તો હિંદમાંથી ખસી ગઈ છે. એટલે હવે બધાંયે રજવાડાંના સાચા રાજા ને ધણી તેમની પ્રજા છે. અને તેથી હરકોઈ બાબતમાં પ્રજાનો સંકલ્પ જ સર્વોપરી ગણાય. રાજામહારાજા તો કેવળ રાજ્યના ટ્રસ્ટી બનીને રહે. બહારની અગર અંદરની કોઈ પણ પ્રકારની જબરજસ્તી વિના કે તેનો દેખાવ સરખો થયા વિના કાશ્મીરનું રાજ્ય કયા સંસ્થાન સાથે જોડાય તે બાબતનો નિર્ણય કાશ્મીરની પ્રજાએ લેવાનો છે. આ જ નિયમ બાકી બીજાં બધાં રજવાડાંને લાગુ પડે છે.

## કલકત્તામાં ચાલુ રહેલી શાંતિ

કલકત્તાથી મળેલા એક તારમાં મને જણાવવામાં આવ્યું છે કે અહીં અમારે ત્યાં વિજયા દશમી અને બક્ર ઈદના તહેવારો બહુ શાન્તિથી પસાર થઈ ગયા. કલકત્તાના મારા રોકાણ દરમિયાન ત્યાં એક શાન્તિ સેના રચવામાં આવી હતી. તારમાં એવી પણ ખબર આપવામાં આવી છે કે શાન્તિ જાળવવાના કામમાં શાન્તિ સેના ખૂબ જહેમત ઉઠાવે છે. શાન્તિ સેનાએ પોતાના સભ્યોને પૂર્વ બંગાળમાં પણ મોકલ્યા છે. ત્યાં પણ દશેરા ને ઈદના તહેવારો શાન્તિપૂર્વક પસાર થઈ ગયા હોય એમ દેખાય છે. તો અહીં દિલ્હીમાં અને બીજી બધી જગા પર સૌ

કોઈ કલકત્તાને પગલે કેમ ન ચાલે? આજે દિવસ દરમિયાન થોડા મુસ્લિમ મિત્રો મને મળવાને આવ્યા હતા. હું સૌનો મિત્ર છું અને તેથી બધી કોમના લોકો મારી પાસે આવે છે. એ મુસ્લિમ ભાઈઓને ઈદ મુબારકની સલામ તો મેં આપી, પણ અણભરોસાના ડામાડોળ વાતાવરણમાં એ મુબારકબાદી આપતી વખતે મારું હૈયું ભારે હતું.

### શાબાશ રતલામ!

રતલામના હરિજન સેવા સંઘના મંત્રી તરફથી આજે મને એક તાર મળ્યો છે. ત્યાંના મહારાજાએ જાહેરાત કરી છે કે હવે આપણા રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્રની રચના કરવામાં આવશે, હું હવેથી પ્રજાનો ટ્રસ્ટી થઈને રહીશ અને રાજ્યનાં સર્વ મંદિરો હરિજનો માટે હવે પછી ખુલ્લાં છે. હરિજનો અને સવર્ણ હિંદુઓ ભેગા મળીને મહારાજાની સાથે રાજ્યના મંદિરે પણ ગયા. હિંદુ ધર્મે જીવવું હોય તો હિંદુમાત્રના દિલમાંથી અસ્પૃશ્યતાની ભાવનાની રજેરજ ઉખેડી નાખવી જોઈશે. આપણે ત્યાંના કોમી ઝઘડાનો પણ અસ્પૃશ્યતારૂપી હિંદુ ધર્મને કોરી ખાનારી બદીની સાથે ઘાડો સંબંધ છે. ઈશ્વરની આગળ માણસમાત્ર સરખાં છે. એક માણસ આપણા ધર્મનો ન હોય તેથી તેનો તિરસ્કાર કરવો એ ઈશ્વર ને ઇન્સાન બંનેની સામેનો ગુનો છે. એ પાપ અસ્પૃશ્યતાનું જ એક સ્વરૂપ છે.

## ૪૬

૨૭–૧૦–'૪૭

### વતન છોડવાની જબરજસ્તી?

આજે ગાંધીજીનો મૌનવાર હોવાથી પ્રાર્થનાસભાની આગળ વાંચવાને લખી આપેલા પોતાના સંદેશામાં તેમણે જણાવ્યું કે હિંદી રાજ્યસંઘમાં આવેલું પોતાનું વતન છોડી પાકિસ્તાનમાં જઈ રહેવાને મુસલમાનો પર જબરદસ્તી કરવામાં આવે છે એવી મતલબની ફરિયાદો વારંવાર થયા કરે છે. જેમ કે એમ જણાવવામાં આવે છે કે પોતાનાં ઘરબાર છોડી નિરાશ્રિત છાવણીઓમાં અને ત્યાંથી રેલગાડીઓમાં બલકે

પગપાળા પણ ચાલી નીકળે એટલા ખાતર મુસલમાનો પર તરેહ તરેહની તરકીબો અજમાવવામાં આવે છે. સરકારની એવી નીતિ નથી એવી મારી પાકી ખાતરી છે. ફરિયાદ કરનારા લોકોને હું એવું કહું છું ત્યારે હસીને એ લોકો મને કહે છે કે આમાં તમારી કંઈક ગફલત થાય છે; કાં તો તમને સાચી બાતમી મળતી નથી અથવા સરકારી નોકરો સરકારની નીતિનો અમલ કરતા નથી. હવે, મને મળેલી બાતમી તદ્દન સાચી છે એ હું જાણું છું. તો શું સરકારના નોકરો તેને વફાદાર નથી ને તેની નીતિનો અમલ કરતા નથી? મને આશા છે કે એવી સ્થિતિ નહીં હોય. અને છતાં આ ફરિયાદ સૌને મોઢે સંભળાય છે. નોકરોની બેવફાઈનાં અનેક કારણો બતાવવામાં આવે છે. તેમાંનું સૌથી વધારે સાચું ભાસતું કારણ એવું બતાવવામાં આવે છે કે પોલીસ અને લશ્કરનાં માણસોની બન્ને સંસ્થાનો વચ્ચેની વહેંચણી કોમી ધોરણે કરવામાં આવી છે અને એ બન્ને દળોનાં માણસો પ્રચલિત વહેમમાં તણાય છે. મેં મારો અભિપ્રાય આ પહેલાં ક્યારનો જાહેર કર્યો છે કે જેમના પર સુલેહ અને વ્યવસ્થા જાળવવાની અને કાયદાનો અમલ બજાવવાની જવાબદારી છે તે આ બન્ને દળોનાં માણસો જ જો કોમી વલણથી રંગાયાં હશે તો વ્યવસ્થિત રાજ્ય અમલને ઠેકાણે અંધેર જામશે અને એવું અંધેર લાંબો વખત ચાલુ રહેશે તો તેમાંથી સમાજ છિન્નભિન્ન થયા વિના રહેવાનો નથી. તેથી, કોમી વલણથી પર રહેવાની અને તેવા જ નરવા વલણનો રંગ પોતાના હાથ નીચેનાં માણસોને લગાડવાની ઉપલા દરજ્જાના સરકારી નોકરોની ફરજ છે.

## નૈતિક શક્તિ અને ભૌતિક શક્તિ

એવું સૂચવવામાં આવે છે કે સરકારી નોકરીઓ કરનારા હિંદીઓ પાસેથી દમામથી કામ લેવાને જરૂરી રુઆબ જૂની નોકરશાહી પાસે હતો તે દેશમાં રચાયેલી નવી પ્રજાકીય સરકારોમાં નથી. આ દલીલમાં થોડું તથ્ય હશે તોયે એ વાત બહુ થોડે અંશે જ સાચી છે. કેમ કે પરદેશી સરકાર પોતાનો દમામ રાખવાને જે ભૌતિક શક્તિનો આશ્રય લેતી તેના કરતાં પ્રજાકીય સરકારોની નૈતિક શક્તિ અનેકગણી ચડિયાતી છે. આ નૈતિક શક્તિની વાત કરતી વખતે પ્રજાના ટેકાને કારણે

પ્રજાકીય સરકારને રાજકીય શક્તિ મળી રહે છે એમ મેં માની લીધું છે. સંભવ છે કે આજે એવો ટેકો પૂરતા પ્રમાણમાં ન હોય. પણ એ સાચું છે કે નથી તે કેમ ખબર પડે? મધ્યસ્થ સરકાર રાજીનામું આપે તો જ એનું પારખું મળે. પરંતુ આજે અત્યારે આપણે જે સવાલનો વિચાર કરીએ છીએ તે એ છે કે મધ્યસ્થ સત્તાની સ્થિતિ કેવી છે. એ સરકારે કદી નબળાઈ બતાવવાની ન હોય અને વિશેષ મહત્ત્વની વાત તો એ છે કે પોતે નબળી છે એવી લાગણી તેને કદી ન થવી જોઈએ. તેને પોતાની શક્તિનું ભાન હોય. તેથી સરકારી નોકરોમાં સરકારના હુકમોની સામે થવાનું જરા સરખું વલણ હોય તો એવું વલણ બતાવનારાઓને તરત જ રુખસદ મળવી જોઈએ અથવા અમલદારોએ ફેલાવેલી ગેરવ્યવસ્થાને સફળ રીતે પહોંચી વળે એવા પ્રધાનને જગ્યા કરી આપવાને ખાતું સંભાળનારા પ્રધાને અથવા પ્રધાનમંડળે પોતાની જગાનું રાજીનામું આપવું જોઈએ. મારી પાસે આવતી ફરિયાદોની વાત સંકોચ સાથે હું જાહેર રીતે બોલી બતાવું છું છતાં એ ફરિયાદોને કશો પાયો નથી અને પાયો હોય તો ઉપલા દરજ્જાના સત્તાવાળાઓ તે ફરિયાદોની બાબતમાં જે તથ્ય હોય તેને અંગે સંતોષ થાય એ રીતે કામ લેશે એવી મને આશા છે.

### પ્રજાજનોની ફરજ

હિંદી રાજ્યના જે પ્રજાજનો પર આવી અમલદારી વર્તણૂકની અસર થઈ હોય તેમની શી ફરજ છે? પોતાનું રહેઠાણ છોડવાની પ્રજાજનને ફરજ પાડે એવો કોઈ કાયદો અમલમાં નથી એ તો ઉઘાડું છે. જે જાતના હુકમો કરવામાં આવ્યાનું જણાવવામાં આવે છે તેવા હુકમો કાઢવાને સરકારે ખાસ સત્તા ધારણ કરવાની જરૂર છે. મારી માહિતી પ્રમાણે એવી જાતના કોઈ લેખિત હુકમ કોઈને આપવામાં આવ્યા નથી. આપણે જે ફરિયાદોની વાત કરીએ છીએ તેને અંગે મોઢેથી અપાયેલા કહેવાતા હુકમોના અમલમાં હજારો લોકો સંડોવાયા છે. અમલદારી પોશાકમાં આવીને કોઈ માણસ હુકમ આપે એટલે ડરી જઈ તેને તરત તાબે થઈ જનારા લોકોને તો મદદ કરવાનું કેમ બને? એવા બધા લોકોને મારી સલાહ છે કે લેખિત હુકમોની માગણી કરો

જેથી હુકમના કાયદેસરપણા વિષે વહેમ પડે અને તેને અંગે સૌથી ઊંચા દરજ્જાના કારોબારી અમલદારને અપીલ કરતાંયે દાદ ન મળે તો તેની ચકાસણી ન્યાયની અદાલતમાં કરાવી શકાય.

આ દાખલાઓમાં જાહેર જનતાએ, એટલે વધુમતી કોમ એવા અકારા બનેલા નામથી ઓળખાતી વસ્તીએ કાયદાનો અમલ પોતાના હાથમાં લઈ લેવાની બાબતમાં કડકપણે પોતાની જાત પર કાબૂ રાખવો જોઈએ. એવો સંયમ એ લોકો નહીં રાખે તો પોતે જે ડાળ પર બેઠા છે તેને જ કાપવાની બેવકૂફી તેમને હાથે થશે. પછી તેમનું એવું પતન થશે જેમાંથી ફરી ઊભા થવું મુશ્કેલ થઈ જશે. એટલે હજી વખત છે તે દરમિયાન એ લોકો ચેતે ને ડહાપણ બતાવે. બીજાં સ્થળો પર બનતા અગર બનેલા બનાવોના હેવાલ સાચા હોય તોયે તેથી ઉશ્કેરાઈ તેઓ ખોટે રસ્તે ન ચડે. જે પોતાના પ્રતિનિધિ છે એવા સરકારના પ્રધાનો ન્યાય મેળવવાને ઘટતું કરશે એવો એ લોકો ઇતબાર રાખે.

## ૪૭

૨૮–૧૦–'૪૭

### પ્રામાણિક વહેવાર

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે શ્રોતાઓમાંથી એક ભાઈનો મને એક કાગળ મળ્યો છે. તેમાં તે ભાઈ લખે છે કે ભાડાના પૈસા આગળથી ચૂકવીને એક મુસ્લિમ વેપારી પાસેથી પડદા અને તંબૂ મેં ભાડે લીધા હતા. એ દુકાનદાર ભાઈ હવે પાકિસ્તાનમાં ચાલી ગયા છે. એટલે માલિકની ગેરહાજરીમાં ભાડે રાખેલી આ ચીજો મારે કોને સોંપવી? મને લાગે છે કે આ બાબતમાં એ ભાઈએ સરદારને અગર શ્રી નિયોગીને પુછાવવું.

### અલીગઢના વિદ્યાર્થી

આજે અલીગઢના એક વિદ્યાર્થી મને મળવાને આવ્યા હતા. તેમણે મને જણાવ્યું કે પાકિસ્તાનથી ઘણા વિદ્યાર્થી અલીગઢ પાછા આવ્યા નથી પરંતુ જે વિદ્યાર્થીઓ કૉલેજમાં રહ્યા છે તેમણે નિર્ણય કર્યો છે કે

કોમી એખલાસ સ્થાપવાને આપણાથી જે કંઈ બની શકે તે ચૂપચાપ કરી છૂટવું. તે ભાઈએ મને કહ્યું કે એ માટે અમારામાંથી થોડાક વિદ્યાર્થીઓએ હિંદુ તેમ જ શીખ નિરાશ્રિતોની છાવણીઓમાં જવું અને તેમને કામળા વગેરે ચીજો વહેંચવી એ સૌથી સારો રસ્તો લાગે છે. એ ભાઈને મેં સલાહ આપી કે તમે લોકો તમારાં હિંદુ તેમ જ શીખ ભાઈબહેનોની સેવા કરવાની ખ્વાએશ રાખો છો તે મને ગમ્યું છે પણ આજની પરિસ્થિતિમાં એ પ્રકારની સહાય બિનજરૂરી છે. એવો ઘણો સંભવ છે કે એની ઝાઝી બલ્કે કશી અસર નિરાશ્રિતોના દિલ પર નહીં થાય. એને બદલે તમે વિદ્યાર્થીઓ પાકિસ્તાનમાં જાઓ અને તમારા મુસ્લિમ ભાઈઓને પૂછો કે આ શીખો અને હિંદુઓ પોતપોતાનાં ઘરબાર છોડી ભાગી જાય છે એ કેવું? એમ કેમ બને છે? વળી ભાગી નીકળનારા લોકો સાથે જેમને લાગેવળગે છે તેમને સૌને તમે જઈને સમજાવો કે નિરાશ્રિતોને પોતપોતાને મુકામે પાછા ફરવાને વીનવે. હું ઇચ્છું છું કે લાગતાવળગતા હિંદુ ને શીખો પણ મુસ્લિમ નિરાશ્રિતોને એવી જ રીતે પાછા ફરવાને સમજાવે. પૂરતા અને વાજબી કારણ વિના કોઈ માણસ પોતાનાં ઘરબાર છોડી ભાગે નહીં. મને ચોક્કસ લાગે છે કે બન્ને રાજ્યના નિરાશ્રિતો પોતપોતાને મુકામે પાછા ફરી ઠરીઠામ ન થાય ત્યાં સુધી શાન્તિ થવાની નથી.

## ટિકિટ વિનાની મુસાફરીનું અનિષ્ટ

ટિકિટ લીધા વિના રેલવેમાં મુસાફરી કરવાની બદી આજકાલ ખૂબ સામાન્ય થઈ પડી છે. લોકોને કંઈક એવું લાગવા માંડયું હોય એમ લાગે છે કે હવે આઝાદી આવી એટલે આગગાડીઓમાં ને મોટર બસોમાં સૌને મફત મુસાફરી કરવાની છૂટ મળી ગઈ! ટિકિટ વિના મુસાફરી કરવાની બદી ફેલાવાને પરિણામે સરકારને પોતાની આવકમાં લગભગ આઠ કરોડ રૂપિયાની ખાધ પડી છે. આ ખોટ કોણ ભોગવે? આ ખોટ ઉપરાંત લાખો નિર્વાસિતોને અન્નવસ્ત્ર પૂરાં પાડવાનો સવાલ ઊભો છે. હિંદ આવો ભાર ઉપાડી શકે એટલું તવંગર નથી. આવી ને આવી સ્થિતિ ચાલુ રહેશે તો હિંદ તારાજ થઈ જશે. રેલવેની આવક કરોડો રૂપિયાની થતી હશે તો ગાડીઓ દોડાવવાનો ખરચ પણ કંઈ ઓછો

થતો નથી. તેથી આવું ને આવું લાંબો વખત ચાલશે તો હિંદની સામે નરી ખાનાખરાબી આવીને ઊભી રહેશે. મેં સાંભળ્યું છે કે પાકિસ્તાનમાં પણ પરિસ્થિતિ વધારે સારી નથી.

રેલવેના ડબ્બાઓમાં સફાઈના નિયમો પાળવાની ખૂબ જરૂર છે એ વાત તમે સૌ સમજો એમ હું ઇચ્છું છું. દાખલા તરીકે ડબ્બાઓમાં જ્યાં ને ત્યાં થૂંકવાની આદત જ લો. વળી પૂરતા કારણ વિના ગાડીઓ અટકાવવા સાંકળ ખેંચવાની રીત પણ સારી નથી.

રેલવેનો વહીવટ કરનારા ખાતાનો વડો હું હોઉં તો ગાડીઓ ચલાવનારા તંત્રને સલાહ આપું કે લોકોને તમે જણાવી દો કે ટિકિટ નહીં ખરીદો તો ગાડીઓ દોડાવવાનું બંધ કરવામાં આવશે અને રેલવેને હકથી જે ભાડું મળવું જોઈએ તે ઉતારુઓ રાજીખુશીથી આપતા નહીં થાય ત્યાં સુધી ગાડીઓ પાછી શરૂ કરવામાં નહીં આવે.

## ૪૮

૨૯-૧૦-'૪૭

### દિલીપકુમાર રાય

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં પ્રથમ પ્રાર્થનામાં ભજન ગાઈ સંભળાવનારા ભાઈ દિલીપકુમાર રાયનો શ્રોતાઓને પરિચય આપતાં ગાંધીજી બોલ્યા કે વરસો પૂર્વે પૂનાની સાસૂન ઇસ્પિતાલમાં રાજ્યના કેદી તરીકે એક ઑપરેશન કરાવ્યા બાદ હું પથારીવશ હતો ત્યારે પહેલી વાર દિલીપકુમારનું સંગીત મેં સાંભળેલું. મને પોતાને સંગીતની કળા જરાયે આવડતી નથી છતાં મને લાગે છે કે તે વખતના કરતાં ભાઈ દિલીપકુમારનો સૂર વધારે મીઠો ને વધારે સમૃદ્ધ બન્યો છે. દિલીપકુમારના અવાજમાં જે સ્વાભાવિક મીઠાશ છે તે દુનિયામાં કોઈકના જ સ્વરમાં હશે. એઓ પૉંડિચેરીમાં આવેલા ઋષિ અરવિંદના આશ્રમના સભ્ય છે. તમારે સૌએ જાણવું જોઈએ કે એ આશ્રમમાં જાતિ, વંશ અગર ધર્મને કારણે કશો ભેદ કરવામાં આવતો નથી. મરહૂમ સર અકબર હૈદરી

એક વાર આશ્રમની યાત્રાએ ગયેલા એવું મને યાદ છે. સ્વાભાવિક રીતે જ દિલીપકુમારમાં પણ અરવિંદ બાબુના જ ગુણો જોવાના મળે છે અને તેથી કોઈની સામે તેમને કશો પૂર્વગ્રહ નથી. આજે દિવસ દરમિયાન એઓ મને મળવાને આવ્યા ત્યારે તેમણે 'વંદે માતરમ્' અને શાયર ઇકબાલનું 'સારે જહાંસે અચ્છા' એ બે ગીતો મને ગાઈ સંભળાવ્યાં હતાં. આજે અહીં પ્રાર્થનામાં એમણે ગાયેલા ભજનની છેલ્લી ટૂકનો અર્થ એવો છે કે તવંગરોની કરોડોની સંપત્તિ તેમના મહેલો ને અશ્વો ને રાચરચીલાં વગેરેમાં છે, જ્યારે ભક્તની બધી સમૃદ્ધિ મુરારિ, રામ, હરિ વગેરે નામોથી ઓળખાતા તેના ઈશ્વરમાં સમાયેલી છે અને તેની મારફતે જ ભક્તને પ્રાપ્ત થાય છે. તમે સૌ આ બોધ સમજીને ગ્રહણ કરશો તો તમારા બધા પૂર્વગ્રહો ઊડી જશે.

### કાશ્મીરની વ્યથા

હવે કાશ્મીરની પરિસ્થિતિ વિષે મારે એ વાત તમને કહેવાની રહે છે. આફતમાં ઘેરાયેલા કાશ્મીરના મહારાજાએ હિંદી રાજ્યસંઘમાં જોડાવાની માગણી કરી તેને તરછોડવાનું ગવર્નર-જનરલથી કેમ બને? એટલે તેમણે અને તેમની સરકારે વિમાનો મારફતે કાશ્મીરમાં લશ્કર મોકલ્યું અને સાથે મહારાજાને કહેવડાવ્યું કે તમારા રાજ્યનું હિંદી સંઘ સાથે થયેલું જોડાણ અત્યારે કામચલાઉ એવી શરતથી સ્વીકારવામાં આવ્યું છે કે તેને વિષેનો છેવટનો ફેંસલો કાશ્મીરીઓ કયા ધર્મના છે તેની પંચાતમાં પડ્યા વિના તે બધાયની નિષ્પક્ષ મતગણતરીથી કરવામાં આવશે. ડહાપણ વાપરીને મહારાજાએ શેખ અબદુલ્લાને પોતાના પ્રધાન નીમ્યા છે અને તે પદને લાયકનો સર્વ અધિકાર તેમને સુપરત કર્યો છે. છાપાંઓમાં વાંચીને મને ઘણી ખુશી થઈ છે કે શેખસાહેબે પણ પ્રસંગને અનુરૂપ ઉદારતા બતાવી મહારાજાના આમંત્રણને ઉલટભેર વધાવી લીધું છે. ત્યારે હવે આજે કાશ્મીરની પરિસ્થિતિ કેવી છે? એવું જણાવવામાં આવે છે કે કાબેલ અમલદારોની દોરવણી નીચે આફ્રિદીઓ ને બીજા એવા જ લોકોનું બનેલું એક બળવાખોર લશ્કર રસ્તામાં આવતાં ગામડાંઓને લૂંટતું ને બાળતું વીજળીના કારખાનાનો નાશ કરી શ્રીનગરને અંધકારમાં ડુબાડી દઈ તે

શહેરની દિશામાં આગળ વધે છે. પાકિસ્તાન સરકારના કોઈક પ્રકારના પ્રોત્સાહન વિના આ લશ્કરનો પ્રવેશ કાશ્મીરમાં થઈ શકે એ માનવું મુશ્કેલ છે. આ બનાવના ગુણદોષમાં ઊતરી આમ કે તેમ ફેંસલો આપવા જેટલી હકીકતો મારી પાસે નથી. પણ મારે જે તમને કહેવું છે તેને માટે એવો ફેંસલો આપવાની મારે જરૂરેય નથી. એટલું હું જાણું છું કે હિંદી રાજ્યસંઘની સરકારે મૂઠીભર સિપાઈઓનું લશ્કર શ્રીનગર તાબડતોબ દોડાવ્યું એ તદ્દન વાજબી કર્યું છે. એથી કાશ્મીરીઓને અને ખાસ કરીને શેરે કાશ્મીરના વહાલસોયા ઉપનામથી ઓળખાતા શેખસાહેબને હિંમત આવશે અને તેટલા પ્રમાણમાં પ્રસંગ સચવાશે. અલબત્ત, પરિણામ તો ઈશ્વરને હાથ છે. માણસોનો ધર્મ તો મથી છૂટવાનો અને તેમ કરતાં જરૂર પડ્યે મરી છૂટવાનો છે. બહાદુરીથી કાશ્મીરનો બચાવ કરતાં કરતાં હિંદી રાજ્યસંઘના નાનકડા લશ્કરનો એકેએક આદમી પ્રાચીન ઇતિહાસમાં સ્પાર્ટાના વીરો નામશેષ થઈ ગયા હતા તે રીતે માર્યો જાય તો મારી આંખમાંથી આંસુનું ટીપું સરખું નીકળવાનું નથી અને શેખસાહેબ તેમ જ તેમના મુસ્લિમ, હિંદુ ને શીખ સાથીદારો, સ્ત્રીઓ ને પુરુષો, પોતપોતાની ફરજને સ્થાને કાશ્મીરનો બચાવ કરતાં કરતાં ખપી જાય તો તેનીયે મને ફિકર નથી. બાકીના સમસ્ત હિંદને એથી એક ગૌરવભર્યો દાખલો મળશે. વતનના એવા વીરતાભર્યા બચાવની રૂડી અસર આખાયે હિંદની પ્રજા પર થશે અને હિંદુઓ, મુસલમાનો ને શીખો કોઈ કાળેયે એકબીજાના દુશ્મન હતા એ વાત આપણે વિસારી શકીશું. પછી આપણને સમજાશે કે સર્વ હિંદુ, શીખ ને મુસલમાન રાક્ષસો નથી. બધાયે ધર્મો ને બધીયે જાતિઓમાં સારાં સ્ત્રીપુરુષો હોય છે અને આ વિશ્વ પણ તેમાં વસતાં સજ્જન સ્ત્રીપુરુષોને આધારે જ નભે છે. ખુદ બળવાખોરોના લશ્કરનો પણ એવી વીરતાથી હૃદયપલટો થાય ને તેમનામાં ડહાપણ આવે તો મને અચંબો નહીં થાય. પેલા મશહૂર ભજનનું ધ્રુવપદ આપણે યાદ રાખીએ કે 'ગમે તે નામથી ભજતા હોઈશું તોયે અમે સૌ એક જ ઈશ્વરમાંથી પ્રગટ્યાં છીએ ને તેનાં જ સંતાન છીએ.'

## ૪૯

૩૦–૧૦–'૪૭

## અહિંસા કેવી રીતે કાર્ય કરે છે?

આજે સાંજે પણ હંમેશના રિવાજ મુજબ પ્રાર્થના શરૂ કરતાં પહેલાં પ્રાર્થનાને માટે એકઠા મળેલા શ્રોતાઓની સભાને પુછાવવામાં આવ્યું કે પ્રાર્થનાના એક અંગ તરીકે કુરાનમાંથી આયતનો પાઠ થાય છે તેની સામે કોઈને વાંધો છે? તેના જવાબમાં એક શ્રોતાએ પોતાનો વિરોધ જાહેર કર્યો અને તે પોતાના વિરોધને આગ્રહપૂર્વક વળગી રહ્યા. ગાંધીજીએ સ્પષ્ટતા કરી કે આવો વિરોધ હોય તો મારાથી જાહેર પ્રાર્થના ન થાય અને ચાલુ બનાવોને વિષે પ્રાર્થના પછીનું પ્રવચન પણ ન થાય. તેથી પ્રાર્થનાને માટે એકઠી મળેલી સભાને તેમણે સંદેશો મોકલાવ્યો કે આજે હું જાહેરમાં પ્રાર્થના ને પ્રવચન નહીં કરું. પરંતુ ગાંધીજીને જોયા વિના સભા વિખેરાવા તૈયાર નહોતી. એટલે પ્રાર્થનાને માટે તૈયાર રાખવામાં આવેલા મંચ પર આવીને ગાંધીજીએ પ્રાર્થના ન કરવાના કારણ વિષે અને પોતે જે રીતે અહિંસાને સમજે છે તે કેવી રીતે કાર્ય કરે છે તે વિષે થોડું વિવેચન કર્યું. તેમણે કહ્યું કે અમારી પ્રાર્થનાની સામે અને ખાસ કરીને તે ખાનગી માલિકીના ચોગાનમાં થાય છે ત્યારે તેની સામે વાંધો ઉઠાવવો એ એક અઘટિત અને અવિવેકનું કામ છે. છતાં મારી અહિંસા મને સાવધાની રાખવાનું શીખવે છે ને કહે છે કે વાંધો ઉઠાવનાર એક જ જણ હોય અને ઘણી મોટી સંખ્યાની તેની સામેની બહુમતી તે એક જણને પોતાની સંખ્યાને જોરે દબાવી દઈને ચૂપ કરે એવો સંભવ હોય ત્યારે એ એક વ્યક્તિના વિરોધને પણ અવગણવાનું સાહસ કરીશ મા. શ્રોતાજનોનો આખોયે સમૂહ વિરોધ કરે તો જુદી વાત છે. તો તારી હાડછેડ થાય તો તેનું જોખમ ખેડીને પણ તારે તારી પ્રાર્થના કરવાની અને ચાલુ રાખવાની ફરજ છે. મારી અહિંસા મને આવો

સ્પષ્ટ આદેશ આપે છે પણ પ્રાર્થનાને અંગે મારે એક બીજો વિચાર કરવો રહે છે. એક જ વિરોધ ઉઠાવનારને ખાતર વધુમતીને નિરાશ કરવી એ પણ ઉચિત નથી. એટલે શ્રોતાઓની વધુમતી પોતાની જાત પર કાબૂ રાખે ને વાંધો ઉઠાવનાર પેલા એક જણની સામે રોષ ન કરે ને તેનું બૂરું કરવાની મનમાં જરાયે ઇચ્છા ન રાખે તો પ્રાર્થના ચલાવવાનો મારો ધર્મ છે. પરંતુ એવો પૂરો સંભવ છે કે શ્રોતાઓનો આખોયે સમુદાય ઇરાદામાં ને કાર્યમાં અહિંસક રહે તો વાંધો ઉઠાવનાર વ્યક્તિ પણ પોતાની જાત પર કાબૂ રાખવાનું વિચારે. મને લાગે છે કે અહિંસા માણસોના દિલ પર આ મેં વર્ણવી તે ઢબે કાર્ય કરે છે. વળી, હું એવું પણ માનું છું કે અહિંસા ને સત્યના આચારનો ઇજારો થોડા નિષ્ણાતોને મળ્યો નથી. ઈશ્વરના આદેશો કહીને ઓળખાવવામાં આવતા આચારના વિશ્વવ્યાપી નિયમો માણસનો સંકલ્પ દૃઢ હોય તો સમજવાના અને અમલમાં મૂકવાના સહેલા છે. માણસજાતમાં રહેલી જડતાને કારણે જ તે બધા કઠણ ભાસે છે. માનવી પ્રગતિશીલ પ્રાણી છે. પ્રકૃતિમાં સ્થિર થઈને ઊભું રહેનારું કશું નથી. કેવળ એક ઈશ્વર ગતિરહિત અને સ્થિર છે, અચલ છે; કેમ કે તે ગઈ કાલે જેવો હતો તેવો આજેયે છે ને આવતી કાલેયે રહેશે; અને છતાં તે હંમેશ ગતિમાન છે. પરંતુ ઈશ્વરનાં લક્ષણોની પંચાતમાં હમણાં આપણે ન પડીએ. એટલું યાદ રાખીએ ને સમજીએ તો પૂરતું છે કે આપણે હંમેશ પ્રગતિ કરીએ છીએ. તેથી હું ચોક્કસ માનું છું કે માણસજાતને જીવવું હોય તો ક્રમે ક્રમે અહિંસા ને સત્યનો પ્રભાવ અથવા અમલ સ્વીકાર્યા વિના તેનો છૂટકો નથી. એટલે આચારના આ બે પાયાના સિદ્ધાન્તો નજરમાં રાખીને મારે અને તમારે સૌ શ્રોતાઓએ કામ કરવાનું છે ને જીવવાનું છે.

## ૫૦

૩૧-૧૦-'૪૭

## નમૂનેદાર વર્તન

આજની પ્રાર્થનાસભા વખતે કુરાનની આયતના પાઠની સામે વળી બે ભાઈઓએ વાંધો ઉઠાવ્યો. તેમાંના એક ભાઈ તો જેમણે ગઈ કાલે સાંજે વાંધો ઉઠાવેલો તે જ હતા. પોતાનો વિરોધ બતાવવાની બાબતમાં તેમનું વર્તન તદ્દન સંયમભરેલું હતું. ગાંધીજીએ આથી એકઠા મળેલા શ્રોતાસમુદાયને સવાલ પૂછ્યો કે અહીં એકઠાં મળેલાં તમે જે સેંકડો ભાઈબહેનો છો તેમાંથી એક કે બે જણ આવો વાંધો ઉઠાવે અને તેથી હું પ્રાર્થના કરવાનું માંડી વાળું ને બાકીના સૌને નિરાશ કરું એ મારે માટે વાજબી ગણાય ખરું ? વિવેક તો એમ બતાવે છે કે કુરાનની આયતના પાઠની સામે જેમને વાંધો હોય તેમણે પ્રાર્થનાસભામાં હાજર ન રહેવું. આ મડાગાંઠમાંથી ઊગરવાનો રસ્તો એક જ છે અને તે તમારા સૌ શ્રોતાઓના હાથમાં છે. ગઈ કાલે સાંજે મેં કહ્યું હતું તેમ તે રસ્તો એ છે કે તમારામાંથી કોઈ વાંધો ઉઠાવનારા ભાઈઓ પર ગુસ્સો ન કરે અને કોઈ પણ રીતે તેમને રંજાડે નહીં. વળી, અહીં હાજર રહેલાં પોલીસનાં માણસોને પણ મારી વિનંતી છે કે વાંધો ઉઠાવનારા ભાઈઓની બાબતમાં તમેયે વચ્ચે ન પડશો. ગાંધીજીએ આટલું વિવેચન કર્યું એટલે એકે અવાજે સૌ શ્રોતાઓએ કહ્યું કે અમે કોઈ રીતે એ ભાઈઓના વિરોધને માટે તેમને છેડીશું નહીં. આથી પછી પ્રાર્થના ચાલુ કરવામાં આવી. આજે પણ શ્રી દિલીપકુમાર રાય પ્રાર્થનાસભામાં હાજર હતા અને ભજન પણ તેમણે જ ગાયું.

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે વિરોધ ઉઠાવનારા ભાઈઓએ પોતાની જાત પર જે નમૂનેદાર કાબૂ રાખ્યો તે સારુ તેમને બંનેને અને બાકીના શ્રોતાઓએ સંપૂર્ણ શાન્તિ જાળવી તે સારુ તે સૌને હું મુબારકબાદી આપું છું.

## મનમંદિર

ભાઈ દિલીપકુમારે આજે આપણને જે ભજન ગાઈ સંભળાવ્યું તેનો રાગ તદ્દન સાદો સરળ હોવા છતાં આ કુદરતી બક્ષિસવાળા ગાયકના કેળવાયેલા સૂરને લીધે તેમાં અજબ મીઠાશનો અનુભવ થાય છે. ભજનના ધ્રુવપદમાં ભક્તના મનને કવિએ ભગવાનની પૂજાનું એક મંદિર કહીને વર્ણવ્યું છે. તે મંદિરમાં શાશ્વતપણે વસતો શુદ્ધ પ્રેમ હૃદયને અજવાળે છે. હૃદયમાં અજવાળું થતાં નજર સાફ થાય છે. કાર્યમાં અહિંસાનો અર્થ એ જ છે. જે ચિત્ત ઈશ્વરમાં લીન થયું નથી તે અહીંથી તહીં ભટકતું રહે છે અને ભગવાનની ભક્તિ કરવાને લાયક મંદિર બની શકતું નથી.

## તવંગર ને ગરીબ

ત્યાર બાદ નિર્વાસિતોમાં ગરીબ અને તવંગર વચ્ચે જે મોટું અંતર હજી જોવા મળે છે તેનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે અહીં દિલ્હીમાં હું જોઉં છું તેમ જ નોઆખાલીમાં મારા જોવામાં આવ્યું હતું કે ગરીબ લોકોને અસહાય કિંવા લાચાર હાલતમાં છોડીને તવંગરો ભાગી નીકળવાનો બંદોબસ્ત કરી લે છે. આવું ન થવું જોઈએ. તવંગર તેમ જ સાધનવાળા લોકોએ ગરીબોને માટે સમભાવની લાગણી રાખી તેમને કદી તરછોડી ન દેવા જોઈએ. સૌએ તરવું તો સાથે કે ડૂબવું તો સાથે. આપત્તિમાં ઊંચા ને નીચા અથવા તવંગર ને ગરીબ એવા બધા ભેદ ટળી જવા જોઈએ. એવું થાય તો આપણી નિર્વાસિત છાવણીઓ સરસ સફાઈકામના અને સંગીન સહકારના નમૂના બને.

## જબરજસ્તીથી થયેલાં ધર્માન્તર

આજે થોડા મુસ્લિમ મિત્રો મને મળી ગયા. તેમણે ફરિયાદ કરી કે સેંકડો મુસલમાનોને બળજબરીથી વટલાવીને હિંદુ તેમ જ શીખ બનાવવામાં આવ્યા છે. આવાં બળજબરીથી કરવામાં આવતાં ધર્માન્તરો સાફ વખોડવા લાયક છે. પ્રતિકૂળ હૃદય પર આ રીતે ધર્મ લદી ન શકાય. શીખ તેમ જ હિંદુ ધર્મમાં નામધારી ધર્માન્તરથી લેવામાં

આવેલા એ સૌએ ખાતરી રાખવી કે તેમનું ધર્માન્તર માન્ય રાખવામાં નહીં આવે અને એ રીતે વટલાવવામાં આવેલી હરેક વ્યક્તિને પોતાનો અસલ ધર્મ પાળવાની પૂરી સ્વતંત્રતા છે. ઇસ્લામમાં જેમનું ધર્માન્તર થયેલું કહેવાય છે તે સૌને પણ એ જ વાત સરખી રીતે લાગુ પડે છે. એમ જો ન થાય તો ત્રણે ધર્મો ચોક્કસ મરી પરવારશે. તેથી, લઘુમતીની વસ્તી વધુમતીની વસ્તીનો કોઈ પણ જાતનો ડર રાખ્યા વિના રહી શકે એવો બંદોબસ્ત ગોઠવવાની પ્રજાની ફરજ છે. હિંદી રાજ્યસંઘમાં રહેતા મુસલમાનો પાકિસ્તાનમાં જવા માગતા હોય તો તેમને ત્યાં જવાની છૂટ હોવી જોઈએ. પરંતુ જે મુસલમાનો હિંદી રાજ્યસંઘમાં જ રહેવા ચહાતા હોય તેમને પૂરતું યોગ્ય રક્ષણ મળવું જોઈએ. કોઈ પણ સંજોગોમાં જબરજસ્તી થાય તેની સામે મારો વિરોધ છે. તેથી મારી એવી ઉમેદ છે કે બંને સંસ્થાનોના નિર્વાસિતોને પોતપોતાને મુકામે ફરી પાછા આબરૂભેર તેમ જ સલામતીથી મોકલી આપવા જોઈએ. આજની બેહૂદી, અસ્વાભાવિક હાલત કાયમની થવાની હોય તો તેના સાક્ષી બનવાને મારે જીવવું નથી.

## ૫૧

૧-૧૧-'૪૭

### ઈશ્વરનું ધામ

ગઈ કાલે સાંજે કુરાનની આયતના પાઠની સામે વાંધો લેનારા ભાઈ આજે પણ પ્રાર્થનાસભામાં આવી પહોંચ્યા હતા. ગાંધીજીએ કહ્યું કે વાંધો લેનાર ભાઈએ સૂરાના પાઠની સામે વિવેકપૂર્વક પોતાનો વાંધો નોંધાવી સંતોષ માન્યો તેથી મને આનંદ થયો છે. મોટા શ્રોતા-સમુદાયમાંના બાકીના લોકોએ અમે વાંધો ઉઠાવનાર ભાઈ પર ઝેર નહીં રાખીએ અથવા તેને કોઈ જાતની ઈજા નહીં કરીએ એવી જાહેરાત ફરીને કરી એટલે પ્રાર્થના હમેશ મુજબ ચાલી. પ્રાર્થનામાં ભજન

શ્રી દિલીપકુમાર રાયે ગાયું અને પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે એ ભજનની પહેલી કડીનો એવો અર્થ થાય છે કે ભક્ત એવા મુલકનો વાસી છે જ્યાં શોક નથી ને દુ:ખ નથી. મને લાગે છે કે આનો બેવડો અર્થ છે. એક એવો છે કે અમે હિંદના વાસી છીએ અને તે મુલકમાં શોક નથી ને દુ:ખ નથી. પરંતુ એવો જમાનો મને યાદ આવતો નથી જ્યારે હિંદમાં શોક ને દુ:ખ ન હોય. એટલે પહેલો અર્થ ભજન રચનાર કવિની આકાંક્ષા દર્શાવે છે. બીજો અર્થ આત્માને અને શરીરને અનુલક્ષીને છે. શરીરમાં આત્માનો વાસ છે, એ તેનું ઘર છે. આમ, આત્મા એવા દેહમાં વાસ કરે છે જે ગીતાની ભાષામાં ધર્મક્ષેત્ર છે અને ક્ષણજીવી આવેગોનું ધામ નથી. એ ક્ષેત્રને દુ:ખ ને શોકમાંથી મુક્ત કરવાના કામમાં સફળતા મેળવવાની શરત એવી છે કે આ ઘરનો ધણી કામ, ક્રોધ, લોભ, મોહાદિ ષડ્રિપુઓથી પોતાના ઘરને મુક્ત રાખે. હરકોઈ વ્યક્તિ આ પરમ સુખની દશા પ્રાપ્ત કરવાને સમર્થ છે અને કંઈક સારા પ્રમાણમાં લોકો એવી દશા પ્રાપ્ત કરે તો કવિનું હિંદ વિષેનું સ્વપ્નું તરત સાચું પડે. પરંતુ આજની હિંદની દશા કેવી દુ:ખશોકથી ભરેલી છે તેનો વિચાર કરો. કુરુક્ષેત્રની નિર્વાસિતોની છાવણીમાંથી આજે એક દાક્તર બહેન મને મળવાને આવ્યાં હતાં. તેમની સાથે થયેલી વાતચીત દરમિયાન તેમણે મને જણાવ્યું કે છાવણીનો એકંદર દેખાવ ખરેખર દયા ઉપજાવે તેવો છે. છાવણીમાં હજી બીજા દાક્તરો, બીજી વધારે દવા, બીજાં વધારે ઓઢવાપાથરવાનાં તેમ જ ગરમ કપડાંની જરૂર છે. ઘણા નિર્વાસિતો પાસે તો બદલવાનાં કપડાંની બીજી જોડ પણ નથી. બાળકોની માતાઓ તેમને મહામહેનતે ઠંડીમાંથી બચાવી શકે છે.

### શેખ અબદુલ્લા

હવે બીજી બાજુ પર તમારા સૌના મનમાં કાશ્મીરનું ચિત્ર ખડું કરો અને ત્યાંની દશાનો ચિતાર જુઓ. અહીં માથા પરથી ઊડીને કાશ્મીર જતાં વિમાનોનો અવાજ હું સાંભળું છું ત્યારે વડા પ્રધાન શેખ અબદુલ્લા અને તેમની પ્રજાનો મને વિચાર આવે છે ને તેમને માટે મારા દિલમાં લાગણી ઊભરાય છે. શેખ અબદુલ્લા સર્વના મિત્ર

છે અને માણસ માણસ વચ્ચે કોઈ જાતનો ભેદ કરતા નથી. જેવા બિનમુસ્લિમોના તેવા જ મુસ્લિમોના તે પ્રતિનિધિ છે. મને લાગે છે કે ડરના માર્યા જે લોકો કાશ્મીરમાંથી ભાગી છૂટે છે તેમણે નાસવું ન જોઈએ. તેમણે નીડર તેમ જ બહાદુર બની પોતાના વતન તેમ જ ઘરબારના બચાવમાં મરતાં શીખવું જોઈએ. ઘરડાં કે જુવાન, સ્ત્રીઓ કે બાળકો સૌને મારી એ જ સલાહ છે. કાશ્મીરના રળિયામણા પ્રદેશનો બચાવ કરતાં આખુંયે લશ્કર અને કાશ્મીરના બધાયે લોકો ખપી જાય તો તેનું મને દુઃખ થવાનું નથી. આફ્રિદીઓ અને બીજા લુટારુઓ કાશ્મીરના મામલાથી અળગા રહેતા હોય તો કેવું સારું!

## કુરુક્ષેત્રમાં રહેતા નિર્વાસિતો

છેવટમાં મારે તમને સૌને એટલું જ જણાવવાનું છે કે અહીં કુરુક્ષેત્રની છાવણીમાં નિર્વાસિતો પર ભયંકર દુઃખો પડે છે તો પાકિસ્તાનમાં પડેલા નિર્વાસિતોને પણ એવું જ દુઃખ વેઠવું પડતું હશે. આજે ફેલાયલા પાગલપણાને પરિણામે વહોરી લેવામાં આવેલી આ બેવકૂફીભરેલી આપત્તિ એ પાગલપણાની આકરી કિંમત આપણી પાસેથી લે છે. આ વિચાર તમારા મનમાં સંઘરી રાખવાની મારી તમને સૌને સલાહ છે. આ દુઃખ, શોક ને આપત્તિમાંથી ઊગરવાના ઇલાજમાં તમે સૌ પણ પોતપોતાના દિલમાંથી વેરઝેર કાઢી નાખી હરેક મુસલમાનને અગર બીજા સૌને પોતાના ભાઈબંધ ગણી તમારો પોતાનો ફાળો આપી શકો.

## ૫૨

૨–૧૧–'૪૭

## પૂરેપૂરા સહકારની જરૂર

આજે પ્રાર્થના વખતે શ્રી બ્રિજકિશને આવીને ગાંધીજીને ખબર આપી કે રોજના કરતાં બહુ મોટી મેદની પ્રાર્થનાસભામાં એકઠી મળી છે અને કુરાનની આયતના પાઠની સામે વાંધો ઉઠાવનારા પણ દશેક જણ છે. એ વાંધો ઉઠાવનારાઓમાં પેલા પુરાણા મિત્ર પણ છે. પરંતુ

એ બધા ભાઈઓ પૂરેપૂરો સંયમ રાખીને બેઠા હોઈ બિલકુલ શાન્ત છે તેમ જ સંપૂર્ણ અદબ જાળવવાને તૈયાર છે. ગાંધીજીને વધારામાં એવી પણ ખબર આપવામાં આવી કે એ દશ જણ કરતાં ઘણી મોટી સંખ્યાના લોકોના મનમાં છૂપો વિરોધ દબાઈ રહેલો છે. તેથી પ્રાર્થના શરૂ કરતાં પહેલાં એકઠાં મળેલાં ભાઈબહેનોને સંબોધીને બે શબ્દ બોલતાં ગાંધીજીએ જણાવ્યું કે પોતાનો વિરોધ નોંધાવવા જેટલું નિખાલસપણું લોકો બતાવે છે તેથી હું રાજી થયો છું. લોકો અહીં આ પ્રાર્થનાસભાઓમાં ઇશ્વરની બંદગીમાં મારી સાથે જોડાવાને નહીં પણ હું મહાત્મા કહેવાઉં છું અથવા મુલકની મેં લાંબો વખત સેવા કરી છે તેટલા ખાતર મારું દર્શન કરવાને અને મારી વાતો સાંભળવાને આવે છે એ વિચારથી મને દુઃખ થાય છે. આ પ્રાર્થનામાં સૌ કોઈનો સમાવેશ છે ને કોઈને બાદ રાખવાપણું નથી. ઇશ્વર અનેક નામોથી ઓળખાય છે. આખરે વિચાર કરીએ તો જેટલાં માણસો છે તેટલાં અસંખ્ય તેનાં નામ છે. જાનવરો, પક્ષીઓ અરે, ખુદ પથ્થર જેવા પથ્થર પણ ઇશ્વરની સ્તુતિ કરે છે એમ કહેવાય છે તે વાત તદ્દન સાચી છે. આશ્રમભજનાવલિમાં લેવામાં આવેલા એક ભજનમાં એક મુસ્લિમ સંત ગાય છે કે સાંજ સબેરે પક્ષીઓ ચક ચક કરે છે તે પોતાના સરજનહારની બંદગીમાં કરે છે. એટલે કુરાનમાંથી અગર બીજા કોઈ ધર્મગ્રંથમાંથી આ પ્રાર્થનાનો કોઈ ભાગ લેવામાં આવ્યો હોય તેની સામે વાંધો ઉઠાવવામાં કોઈ જાતનું શાણપણ નથી. કેટલાક મુસલમાનોમાં ગમે તેટલી ખામી હોય અને તેમની સંખ્યા ગમે તેટલી મોટી હોય તોયે તેમનાં કામો સામેનો વાંધો એક આખી કોમને લાગુ પાડવાનો હોય નહીં, પેગમ્બરને અગર બીજા કોઈને અથવા તેમના સંદેશાને તો લાગુ પાડવાનો કદી હોય નહીં. હું આખું કુરાન વાંચી ગયો છું. તેથી મને નુકસાન નથી થયું, ફાયદો જ થયો છે. દુનિયાના બધા ધર્મના ધર્મગ્રંથો વાંચવાથી હું વધારે સારો તેમ જ ચુસ્ત હિંદુ બન્યો છું એમ મને લાગે છે. કુરાનનો વિરોધ કરનારા અને તેની કડવી ટીકા કરનારા પણ પડ્યા છે એની મને ખબર છે. પોતાના ઘણા મુસ્લિમ મિત્રો સાથે સંબંધ રાખનારા મુંબઈના એક ભાઈ મારી આગળ

એક કોયડો મૂકે છે કે કુરાનમાં પેગંબરે કાફરોને વિષે કેવો ઉપદેશ આપ્યો છે તે તમે જાણો છો? કુરાનની વ્યાખ્યા પ્રમાણે હિંદુઓ કાફરો નથી? હું પોતે ઘણા વખતથી એવા નિર્ણય પર આવ્યો છું કે નથી. પણ મારા અભિપ્રાયની વાત બાજુએ રહેવા દઈ આ બાબતમાં મેં મુસ્લિમ મિત્રોને પૂછ્યું. એ બધા જાણી સમજીને વાત કરે છે. તેમણે મને ખાતરીપૂર્વક જણાવ્યું કે કુરાનમાં આવતા કાફર શબ્દનો અર્થ ઈશ્વરને ન માનનારો એવો થાય છે. એટલે હિંદુઓ એક ઈશ્વરને માનવાવાળા હોવાથી કાફરો નથી. વિરોધી ટીકાકારો જે બધું કહે છે તે સાંભળીને તમે ચાલો તો તમે કુરાનને અને પેગમ્બરને વખોડી કાઢશો એ ખરું, પણ જે કૃષ્ણ સોળ હજાર એકસો ને આઠ ગોપીવાળા કહેવાય છે તેને તમે વ્યભિચારી કહીને વખોડી નહીં કાઢો? પરંતુ શ્રીકૃષ્ણ વિષે આવી ટીકા કરનારા લોકોને મારો એક જ જવાબ છે કે મારો કૃષ્ણ તો પૂર્ણપણે દોષરહિત છે. કોઈ વ્યભિચારીને નમવાને હું તૈયાર નથી. અહીં પ્રાર્થનામાં એકઠા મળીને મારી સાથે તમે જેની બંદગી કરો છો તે ઈશ્વર તો સર્વમાં, પ્રાણીમાત્રમાં અરે, સકળ સચરાચર સૃષ્ટિમાં વસે છે. તે સર્વસમર્થ ને સંપૂર્ણ છે. તેથી, આપણો કોઈ વેરી ન હોય, દુશ્મન ન હોય. અને ઈશ્વર હરેક ક્ષણે આપણામાં અને આપણી પાસે રહેતો હોવાથી આપણે કોઈનો ભય રાખવાનો ન હોય. સામુદાયિક એટલે કે સૌએ એકઠા મળીને કરવાની પ્રાર્થના આવી જાતની હોવાથી તમે સૌ તમારા પૂરા દિલથી અને કોઈ પણ પ્રકારની મનમાં ચોરી રાખ્યા વિના પ્રાર્થનામાં સામેલ ન થઈ શકો તો એવી પ્રાર્થના ન કરવાનું હું પસંદ કરું. પરંતુ મેં કહ્યું તેમ પૂરા દિલથી તમે મારી સાથે પ્રાર્થનામાં જોડાશો તો તમને માલૂમ પડશે કે આજે તમારી આસપાસ ચારેકોર ફરી વળેલા અંધકારને દૂર કરવાની શક્તિ તમને રોજ રોજ મળતી રહે છે. હવે તમને સૌને હું કહું છું કે તમારો અભિપ્રાય નીડરપણે પૂરા નિખાલસપણાથી મને જણાવો. સૌ શ્રોતાઓએ ગાંધીજીને બુલંદ અવાજથી કહ્યું કે અમારે પ્રાર્થના કરવી છે અને તેમાં દખલ થશે તો વાંધો ઉઠાવનારા ભાઈબહેનોની સામે અમે રોષ કે તિરસ્કાર નહીં રાખીએ. એ પછી પ્રાર્થના હમેશની જેમ ચાલી.

ગુરુદેવની પૌત્રી નંદિતા કૃષ્ણ કૃપાલાનીએ આજની સાંજની પ્રાર્થનામાં ભજન ગાયું.

## સમયનું મહત્ત્વ

પ્રાર્થના પૂરી થયા પછી કાશ્મીરનો ઉલ્લેખ કરી પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે હિંદી રાજ્યસંઘ વધારે ને વધારે લશ્કર અને બીજી જરૂરી મદદ કાશ્મીરને મોકલ્યા કરે છે. સરકાર પાસે વિમાનો નથી પણ ખાનગી કંપનીઓએ પોતાનાં વિમાનો આ કામને માટે સરકારને સોંપ્યાં છે એ સાંભળીને હું રાજી થયો છું. સમય વ્યવસ્થિત રીતે કાર્ય કરનારા લશ્કરની અને વ્યવસ્થિત રીતે લુટારુઓની સામે કામ લેનારી સરકારની તરફેણમાં છે.

## આઝાદ હિંદ ફોજના અમલદારો

મરહૂમ શ્રી સુભાષબાબુની કાબેલ દોરવણી નીચે વીરતાથી લડાઈમાં ઝૂઝનારી આઝાદ હિંદ ફોજના બે માજી અફસરો કાશ્મીરમાં લુટારુઓના આગેવાન બન્યા છે એ ખબર જાણીને મને દુઃખ થયું છે. આઝાદ હિંદ ફોજમાં હિંદુ, મુસલમાન, શીખ અને બીજી બધી કોમનાં માણસો હતાં. તે પોતપોતાના ધર્મને વળગી રહ્યાં હતાં પણ તેમનામાં ધર્મનો કે ન્યાતજાતનો ભેદભાવ નહોતો. ભાઈચારાની અને પરસ્પર મૈત્રીની ભાવનાના બંધથી તેઓ એકબીજા સાથે બંધાયેલા હતા. પોતે સૌ હિંદી છે એમ માનવામાં તે બધા ગૌરવ લેતા. જે અફસરો કાશ્મીરમાં લુટારુઓના આગેવાન બન્યા છે તે હું ઓળખું છું તે જ બે જણ હોય તો તેમની સાથે દિલ્હીના કિલ્લામાં અને તે છૂટયા તે પછી બહાર પણ મારું મળવાનું થયેલું. એ બે ભાઈઓ લુટારુઓના આગેવાન શા સારુ થયા અને ગામડાંઓ બાળવામાં તેમ જ લૂંટવામાં ને નિર્દોષ સ્ત્રીપુરુષોની કતલ કરવામાં કેમ સામેલ થયા તે હું સમજી શકતો નથી. ન કરવા જેવાં કામો કરવામાં આફ્રિદીઓ અને બીજી પહાડી જાતિઓના લોકોને પ્રોત્સાહન આપી એ ભાઈઓ તેમને મોટું નુકસાન કરે છે. હું જો એમની જગાએ હોઉં તો આફ્રિદીઓને અને બીજાઓને ખોટાં કામો કરવાથી વારું. એ બન્ને ભાઈઓને એમ લાગતું હોય કે શેખ અબ્દુલ્લા હિંદને

અગર ઇસ્લામને નુકસાન કરે છે તો તેઓ તેમને મળે. એ બન્ને અફસરોને અને પહાડી જાતિઓના લોકોને કાને મારી વાત પહોંચશે અને તેઓ પોતાનાં બૂરાં કામોમાંથી પાછા હઠી જશે એવી મને આશા છે.

## પાકિસ્તાન ઉત્તેજન આપે છે?

કાશ્મીર પરના આ દરોડાને પાકિસ્તાનની સરકાર સીધી રીતે યા આડકતરી રીતે ઉત્તેજન આપે છે એવું અનુમાન કર્યા વિના હું રહી શકતો નથી. વાયવ્ય સરહદ પ્રાંતના વડા પ્રધાને ખુલ્લી રીતે આ દરોડાને ઉત્તેજન આપ્યાની ખબરો મળે છે અને તેમણે તો આગળ વધીને આખી ઇસ્લામી દુનિયાને પણ મદદને માટે અપીલ કરી છે. બીજું, છાપામાં મારા વાંચવામાં આવ્યું છે કે પંડિત નેહરુની સરકારે કાશ્મીરમાં મદદ મોકલી અને કાશ્મીર રાજ્યનું હિંદી સંઘ સાથેનું જોડાણ કરવાને અગાઉથી ખટપટ ચલાવી તેને પોતાના રાજ્યમાં સામેલ કરી દીધું ને તેણે પાકિસ્તાનની સરકારને દગો કર્યો એવો આરોપ તેના પર મૂકવામાં આવે છે. પોતાના પડોશી અને સમાન દરજ્જાના સંસ્થાનની સરકાર સામે આમ બેફામ બની ફાવે તેવા આક્ષેપો પાકિસ્તાનની સરકારના એક પ્રધાન કરે છે તે જોઈ મને અચંબો થાય છે. મારા પ્રવચનમાં કાશ્મીરની વાત મેં એટલા માટે છેડી છે કે મિત્રો પાસેથી મળેલા સારા સમાચાર તમને સૌને મારે જણાવવા છે. કાયદે આઝમ ઝીણા કહે છે કે પાકિસ્તાનનો એક દુશ્મન ઊભો થયો છે અને તેમના કહેવાની મતલબ મને એવી લાગે છે કે તે દુશ્મન હિંદી રાજ્યસંઘની સરકાર છે. મને મળેલા સમાચારોનો તેમની એ વાતની સાથે મેળ ખાતો નથી. કરાંચીથી એક અને લાહોરથી એક એમ બે હિંદુ ભાઈઓ આજે મને મળી ગયા. તેમણે મને ખબર આપી કે થોડા દિવસ પર હતી તેના કરતાં પરિસ્થિતિ સુધરી છે અને દિવસે દિવસે સુધરતી જાય છે.

એ ઉપરાંત એ બેમાંના એક મિત્રે મને જણાવ્યું કે એક મુસ્લિમ કુટુંબ મારા જોવામાં એવું આવ્યું છે કે જેણે પોતાના એક શીખ મિત્રને પોતાના ઘરમાં આશ્રય આપ્યો છે એટલું જ નહીં, તેમના ગ્રંથ સાહેબના પુસ્તકને અદબથી રાખવાને એક કમરો પણ અલગ

કાઢી આપ્યો છે. મને એવી ખબર પણ આપવામાં આવી છે કે હિંદુ તેમ જ શીખોએ મુસ્લિમોને અને મુસ્લિમોએ હિંદુ તેમ જ શીખોને એવી જ રીતે આશ્રય આપ્યાના ઘણા દાખલાઓ બન્યાનું જાણવામાં આવ્યું છે. થોડા મુસલમાન મિત્રો પણ મને આવીને કહે છે કે આવા બહોળા પાયા પર વસ્તીની એક સંસ્થાનમાંથી બીજામાં ફેરબદલી કરવાનો જે ગુનો ચાલી રહ્યો છે તેનાથી તમને થાય છે તેવો જ ઊંડો ખેદ અમને પણ થાય છે. વળી તે મિત્રો મને જણાવે છે કે હિંદી રાજ્યસંઘમાં હિંદુ ને શીખ નિર્વાસિતોને વેઠવી પડે છે તેવી જ પાકિસ્તાનમાં મુસ્લિમ નિરાશ્રિતોને પણ વિટંબણા વેઠવી પડે છે. પોતાનાં ઘરબાર છોડી મૂળમાંથી ઊખડી ગયેલી આવી મોટી વસ્તીનો પોતાના પર આવી પડેલો બોજો ઉપાડવાની કોઈ સરકારની શક્તિ નથી. એ તો જાણે કે માણસની કોઈ તરકીબથી ખાળી ન શકાય એવો પ્રલયના જોરાવર પૂરનો સૌને ઘસડી જનારો ઘસારો છે. આ પાગલ ઘસારો અટકાવવાનું શું સાચે જ ન બની શકે? મેં તેમને જવાબમાં કહ્યું કે એકબીજા પર રાખવામાં આવતા વહેમ અને એકબીજા પર કરવામાં આવતા મારી સમજ પ્રમાણે પાયા વગરના આક્ષેપો કરવાનું સમૂળગું અંતરની લાગણીથી છોડી દેવામાં આવે તો એ પાગલ ઘસારો અટકાવવાનું બની શકે એ બાબતમાં મને જરાયે શક નથી. તમે સૌ મારી સાથે ઈશ્વરને પ્રાર્થના કરો કે આ દુઃખી દેશને ફરી ડહાપણને રસ્તે ચડાવે.

છેવટમાં કુરાનની આયતના પાઠની સામે વાંધો ઉઠાવનારા ભાઈઓએ ડહાપણથી પોતાની જાત તેમ જ લાગણી પર કાબૂ રાખી કોઈ પ્રકારની દખલગીરી વિના શાંતિથી ને સરળતાથી પ્રાર્થનાનું કામ ચાલવા દીધું તે માટે હું તેમને મુબારકબાદી આપું છું.

## ૫૩

૩-૧૧-'૪૭

### કોમવાદનું ઝેર

આજે ગાંધીજીનો મૌનવાર હોવાથી પ્રાર્થના બાદ વાંચી સંભળાવવામાં આવેલા પોતાના લેખિત સંદેશામાં તેમણે જણાવ્યું કે ઝેરના બે જથ્થા એકઠા કરવામાં આવે તો તેમાંનો પહેલો કયો આવ્યો તેનો નિર્ણય કોણ કરે અને ધારો કે એવો નિર્ણય થાય તોયે તેથી શો હેતુ સરે? એટલું જોકે આપણે જાણીએ છીએ કે પશ્ચિમ પાકિસ્તાનના આખાયે વિસ્તારમાં એ ઝેર ફેલાયું છે અને ત્યાંના સત્તાવાળાઓએ હજી એને ઝેર લેખે ઓળખ્યું નથી. હિંદી રાજ્યસંઘમાં એ ઝેરને થોડા વિસ્તારમાં પૂરી દેવામાં આવ્યું છે. ઈશ્વર કરે ને એ ઝેર અળગું અટૂલું ને કાબૂમાં રહે! પછી વેળાસર એ વિષને અહીંથી હાંકી કાઢવામાં આવશે ને પછી બંને ભાગોમાંથી તે નાબૂદ થશે એવી આશા રાખી શકાય.

### ખોરાક પરનો અંકુશ કાઢી નાખો

હમણાં ડૉ. રાજેન્દ્રપ્રસાદે પ્રાંતોના વડા પ્રધાનોની અથવા તેમનામાંના જેમનાથી ન અવાય તેમના પ્રતિનિધિઓની એક પરિષદ ખોરાક પરના અંકુશની બાબતમાં પોતાને સલાહ આપવાને બોલાવી છે. એટલે મને લાગે છે કે આજે સાંજના પ્રવચનમાં મારે એ મહત્ત્વના વિષયની ચર્ચા કરવી જોઈએ. એ અંકુશને પહેલામાં પહેલી તકે અથવા બહુ તો છ મહિનાના ગાળામાં સદંતર ઉઠાવી લેવો જોઈએ એવો જે અભિપ્રાય મેં ઠેઠ શરૂઆતથી બતાવ્યો છે તે બદલવો પડે એવું કશું આ દિવસોમાં મારા સાંભળવામાં આવ્યું નથી. બંને અંકુશો ઉઠાવી લેવા જોઈએ એવો ભારપૂર્વક અભિપ્રાય જાહેર કરનારા કાગળો અથવા તારો મારા પર ન આવતા હોય એવો એકે દિવસ જતો નથી. એમાંના કેટલાક કાગળો ને તારો તો મહત્ત્વનાં

માણુસો તરફથી મારા પર આવ્યા છે. પરંતુ બીજા એટલે કે કાપડ પરના અંકુશની વાત આજે મારે છેડવી નથી.

### કંટ્રોલથી અનિષ્ટો નીપજે છે

એ અંકુશને પરિણામે દગોફટકો, જૂઠાણાં અને સાચને દબાવી દેવાપણું, કાળાં બજારની પ્રવૃત્તિનો વેગ ને કૃત્રિમ અકુદરતી તંગી અથવા ખેંચ અને એવાં બીજાં અનિષ્ટો પેદા થાય છે. સૌથી વધારે દુ:ખની વાત એ છે કે એ કંટ્રોલથી લોકો નાહિંમત બની જાય છે ને તેમનામાં આગળ પડીને કંઈયે કરવાની અથવા પહેલ કરવાની વૃત્તિ રહેતી નથી અને આજે બે પેઢીથી સ્વાવલંબનનો જે પાઠ શીખતા આવ્યા છે તે તેઓ ભૂલતા જાય છે. એથી પારકો આવીને આપણા મોઢામાં કોળિયો મૂકી જાય તો કેવું, એવી તેમની દાનત થતી જાય છે ને તેમનામાં પરાવલંબન આવતું જાય છે. દેશમાં મોટા પ્રમાણમાં ચાલી રહેલી ભાઈ ભાઈ વચ્ચેની સાઠમારી અને નાહક અનેક લોકોનાં મોત લાવનારી, ભૂખમરો ઊભી કરનારી અને આવી રહેલા શિયાળાને કારણે વધારે દુ:ખદ બનનાર યોગ્ય રહેઠાણો અને કાપડનો અભાવ નોતરનારી મોટા પાયા પરની વસ્તીની ફેરબદલીની ઘટનાના કરતાં વધારે નહીં તો તેવી જ આ પણ બીજી કરુણ ઘટના છે. બેશક, પહેલી ઘટનામાં રહેલાં દુ:ખો તરત નજરે ચડે તેવાં છે. પરંતુ બીજીમાં રહેલાં એટલાં નજરે ચડે તેવાં નથી તેથી આપણને તેને વિસારી દેવાનું પરવડે તેવું નથી.

પાછલા વિશ્વવ્યાપી યુદ્ધે દુનિયાને આપેલો આ ખોરાક પરનો અંકુશ એક ભૂંડો વારસો છે. સંભવ છે કે યુદ્ધને વખતે એવો અંકુશ અનિવાર્ય હશે કેમ કે તે વખતે અનાજના અને ખોરાકના બીજા પદાર્થોના મોટા જથ્થા દેશમાંથી બહાર મોકલવા પડતા હતા. આ અકુદરતી નિકાસને પરિણામે કુદરતે નહીં પણ માણસે ઊભો કરેલો ખોરાકનો દુકાળ પડ્યા વિના અને તેમાંથી અનેક ખામીઓવાળી છતાં ખોરાકની માપબંધીની કોઈક પ્રકારની વ્યવસ્થા ઊભી થયા વિના રહે તેવું નહોતું. હવે આપણે એ જાતની ખાદ્ય પદાર્થોની નિકાસ ન કરવા માગતા હોઈએ તો તે નિકાસ કરવાની જરૂર રહી નથી. અનાજ વગેરે

ખોરાકના પદાર્થોની બાબતમાં આપણે બહારના મુલકોની મદદની અપેક્ષા રાખવાનું છોડીએ તો દુનિયાના ભૂખે મરતા ભાગોને ભૂખમરામાંથી ઉગારવામાં મદદગાર થઈ શું.

એ પેઢી જેટલી મારી જિંદગી દરમિયાન મેં ઇશ્વરની મોકલેલી આપત્તિ જેવા બે દુકાળો જોયા છે. પરંતુ ખોરાકના પદાર્થો અને અનાજની માપબંધીની વાતનો વિચાર સરખો કરવો પડે એવો પ્રસંગ મને યાદ આવતો નથી.

આજે ઇશ્વરની રહેમથી આપણે ત્યાં ચોમાસાં સૂકાં ગયાં નથી તેથી અહીં સાચી અનાજની ખેંચ પડી નથી. હિંદનાં ગામડાંઓમાં અનાજ, તેલીબિયાં અને કઠોળ પૂરતા પ્રમાણમાં મોજૂદ છે. અનાજ જેવા ખાદ્ય પદાર્થોના ભાવોનું અકુદરતી અથવા કૃત્રિમ નિયમન અનાજ પેદા કરનારા લોકો સમજતા નથી, સમજી શકતા નથી. એથી ખુલ્લા બજારમાં પોતાના માલનો જે ભાવ મળે તેનાથી ઘણે ઓછે ભાવે રાજી-ખુશીથી પોતાનો માલનો જથ્થો છોડવાને તેઓ ઇન્કાર કરે છે. આ દીવા જેવી ઉઘાડી હકીકતને પુરવાર કરવાની કડાકૂટમાં પડવાની કશી જરૂર નથી. દેશમાં અનાજની તંગી છે એ વાત પુરવાર કરવાને ઢગલા-બંધ આંકડાનાં પત્રકો અથવા પોતપોતાના મેજ પર બેસી અટપટા તુમારો નીચે દટાઈ રહેલા સનદી નોકરોએ તૈયાર કરેલા હેવાલો અગર લખેલા નિબંધોની જરૂર નથી. અને દેશમાં વસ્તીનો બેસુમાર વધારો થઈ ગયો છે એવી દલીલ આગળ કરી આપણને ભડકાવી મારવાની કોશિશ કોઈ નહીં કરે એવી આપણે આશા રાખીએ.

## અનુભવી માણસોની સલાહ

આપણા પ્રધાનો આપણી પ્રજામાંથી આવેલા આપણા જ પ્રજાકીય માણસો છે. જે અનુભવી માણસો આજે પ્રધાનપદે નથી પણ જેમનો એવો દૃઢ અભિપ્રાય છે કે આ અંકુશો જેટલા વહેલા જાય તેટલા સારા તેમના કરતાં પોતાનામાં વધારે ડહાપણ કે જ્ઞાન છે એવો ઘમંડ એ પ્રધાનો ન રાખે. એક દાક્તર મને લખી જણાવે છે કે ખોરાકના પદાર્થો પરના અંકુશોને લીધે માપબંધીના બંદોબસ્તને આધારે મળતા ખોરાકના પદાર્થો પર આધાર રાખનારા લોકોને ખાવા જેવું અનાજ તેમ જ

કઠોળ મળતું નથી અને તેથી બગડેલા અથવા સડેલા દાણા ખાઈને એ લોકોને નાહક તરેહ તરેહની બીમારીઓ ભોગવવી પડે છે.

### લોકશાહી અને ઇતબાર

ખોરાકના પદાર્થોના ભાવનું નિયમન કરવાને બદલે માપબંધીની અનાજની દુકાનો પરથી જ સરકાર ખુલ્લા બજારમાંથી ખરીદેલો સારો દાણો વેચી શકે. એ રીતે સરકાર આપોઆપ ભાવોને કાબૂમાં રાખી તેમનું નિયમન કરવામાં ફાવશે અને અનાજ, કઠોળ તેમ જ તેલીબિયાંના સંઘરાને બજારને માટે છૂટો કરી શકશે. અનાજના વેપારીઓ અને અનાજ ઉગાડનારા ખેડૂતો પર સરકાર ભરોસો કેમ ન રાખે? આંગળીએ વળગાવીને લોકોને કાયમ ચલાવ્યા કરવાથી લોકશાહી પાંગળી બની જશે બલકે તૂટી જશે. એ રાજપદ્ધતિ ઇતબાર પર જ નભી શકશે. લોકો એકબીજાને છેતરશે અગર પૂરતી મજૂરી નહીં કરે ને તેને પરિણામે મરશે તો એ તેમને માટે માગી લીધેલા છુટકારારૂપ નીવડશે. પછી જે લોકો બચશે તે આળસુ રહેવાનું, સુસ્ત પડ્યા રહેવાનું અને ક્રૂર રીતે સ્વાર્થી બનવાનું પાપ ફરી નહીં કરે.

## ૫૪

૪-૧૧-'૪૭

### ક્રોધની નીપજ

આજની સાંજની પ્રાર્થના શરૂ થાય તે પહેલાં ગાંધીજી બોલ્યા કે પ્રાર્થનામાં હમેશ કરવામાં આવતા કુરાનની આયતના પાઠની સામે પેલા પુરાણા મિત્રે જ પોતાનો વાંધો વિવેકપૂર્વક હમેશની જેમ ઉઠાવ્યો છે અને બીજા કોઈએ ઉઠાવ્યો નથી છતાં આજે મને જેમને ઘણું વેઠવું પડયું છે એવા એક પંજાબી હિન્દુ નિર્વાસિત ભાઈ તરફથી વિરોધનો અત્યંત કરુણ પત્ર મળ્યો છે તેની હું ચર્ચા કરી લઉં. વાંધો ઉઠાવનારા એ ભાઈ અહીં પ્રાર્થનાસભામાં હાજર છે કે નથી તે હું જાણતો નથી. પરંતુ એ ભાઈ હાજર હોય કે ન હોય, એમણે પોતાનો પત્ર ઊંડી

વ્યથાથી લખ્યો છે તેટલા એક જ કારણસર પણ મારે એમના પત્રની અવગણના કરવી નથી. કાગળમાં એ ભાઈએ દલીલ સારી કરી છે, પણ તેમાં ક્રોધને લીધે નીપજેલું ઘણું અજ્ઞાન ભર્યું છે. કાગળની લીટીએ લીટીમાંથી ક્રોધ ટપકે છે. હમણાં હમણાં મારો લગભગ બધોય સમય હિન્દુ અગર શીખ નિર્વાસિતોની અથવા સ્થાનિક મુસ્લિમ દુઃખિતોનાં દુઃખભરેલાં વીતકો સાંભળવામાં જાય છે. એ વીતકોની વાતો સાંભળીને મારા દિલ પર એક જ જાતની અસર થાય છે, તેના પર આકરા ઘા પડે છે પણ તેથી હું વ્યથિત થઈ માથે હાથ દઈને બેસી જાઉં તો એ અહિંસા ન કહેવાય. પછી તો મારો આખોયે દિવસ રડવામાં જાય ને મારે પ્રાર્થના કરવાનો, ખાવાનો કે ઊંઘવાનોયે સમય ફાજલ ન રહે. પરંતુ મારી જુવાનીના દિવસોથી હું અહિંસાના મહાવ્રતથી ટેવાયો છું અને તેથી મારા ધ્યાન પર આવેલાં દુઃખો પર આંસુ સારવા બેસતો નથી, એ દુઃખોની સામે લડી શકાય તેટલા ખાતર મારું દિલ કઠણ કરવાને ટેવાયો છું. આપણા પુરાણા ઋષિઓએ નથી કહ્યું કે જે અહિંસા અથવા પ્રેમથી ભરેલો છે તેનું હૃદય કુસુમથીયે કોમળ અને વજ્રથીયે કઠણ હોય છે? એ સલાહ પ્રમાણે વર્તવાની હું હમેશ કોશિશ કરતો આવ્યો છું અને તેથી મારી સામે મજકૂર પત્રના જેવા કાગળોની અને મારી મુલાકાતે આવનારા લોકોના ગુસ્સાની તેમ જ દુઃખનાં વીતકોની વાતો આવીને ઊભી રહે છે ત્યારે રોજરોજ મારી સામે આવીને ખડી થતી સમસ્યાઓનો મુકાબલો કરવાને હું મારું દિલ કઠોર બનાવું છું. એ કાગળ ઉર્દૂ લિપિમાં લખાયેલો છે. ભાઈ બ્રિજકિશનને મેં એ કાગળમાંનાં મુદ્દાઓ નોંધી રાખવાને જણાવ્યું હતું.

### અર્ધસત્ય અને અસત્ય

કાગળ લખનાર ભાઈએ મારા પર પહેલો આક્ષેપ એવો કર્યો છે કે તમે તમારા વચનનો ભંગ કર્યો છે. તે ભાઈ લખે છે કે કોઈ સાંજની પ્રાર્થનાસભામાં વાંધો ઉઠાવનાર એક પણ જણ હશે તો તે સાંજે જાહેર પ્રાર્થના તમે નહીં કરો એવું તમે નથી કહ્યું? પરંતુ આ એક અર્ધસત્ય છે ને અર્ધસત્ય પૂરા અસત્ય કરતાંયે વધારે ભયાનક

હોય છે. પહેલવહેલી એ કારણસર પ્રાર્થના બંધ રાખેલી ત્યારે મેં જાહેર કરેલું કે શ્રોતાઓમાંથી ઘણો મોટો ભાગ એ વાંધાની સામે એવો ગુસ્સે થશે કે વાંધો ઉઠાવનારને હેરાન કરવાની હદ સુધી પહોંચી જશે એવા ડરથી હું પ્રાર્થના ચલાવવાનું માંડી વાળું છું. એ વાતને મહિનાઓ થઈ ગયા. ત્યાર પછી શ્રોતાઓ પોતાની જાત પર કાબૂ રાખતાં શીખી ગયા અને તેમણે મને ખાતરી આપી કે વાંધો ઉઠાવનાર વ્યક્તિ અથવા વ્યક્તિઓની સામે અમારા દિલમાં અમે વિરોધ અગર રોષની લાગણી નહીં રાખીએ ત્યારે ફરીને મેં જાહેરમાં પ્રાર્થના ચલાવવાનું સ્વીકાર્યું હતું. હું જોઉં છું કે એનું ફળ રૂડું આવ્યું છે. વાંધો ઉઠાવનારાં ભાઈબહેનો પોતાના વર્તનમાં ચુસ્તપણે વિવેક જાળવે છે અને પ્રાર્થનામાં દખલ થાય એવું કશું કરતાં નથી. હું આશા રાખું છું કે આ ઉપરથી પત્ર લખનાર ભાઈ જોઈ શકશે કે મારા વચનનો ભંગ તો મેં કર્યો જ નથી. ઊલટું, મારા વલણનું પરિણામ રૂડું આવ્યું છે. તમને સૌ શ્રોતાઓને હું ખાતરી આપવા માગું છું કે જનસેવાની મારી લાંબી કારકિર્દી દરમિયાન મારી સમજ પ્રમાણે આવા વચનભંગનું પાપ મેં કદી કર્યું નથી.

પછી પત્ર લખનાર ભાઈ હું પ્રાર્થનામાં કુરાનમાંથી એક બે આયતનો પાઠ કરાવું છું અને શીખ ધર્મગ્રંથ જપજીમાંથી અથવા ખ્રિસ્તી ધર્મગ્રંથ બાઇબલમાંથી એવો પાઠ નથી કરાવતો તે સારુ મને ઊધડો લે છે. અહીં પણ પ્રાર્થનામાં પાઠ કરવાને જુદા જુદા ધર્મગ્રંથોનાં વચનો અથવા શ્લોકો કેવી રીતે પસંદ કરી સ્વીકારવામાં આવ્યાં હતાં તેનું મેં જે વર્ણન કરેલું તે વિષે એ ભાઈ પોતાનું અજ્ઞાન બતાવે છે. મેં પહેલાં ઘણી વાર જણાવ્યું છે કે ઘણી વાર બાઇબલમાંથી અથવા શીખોના ગ્રંથ સાહેબમાંથી પ્રાર્થનામાં ભજનો ગવડાવવામાં આવે છે.

## પૈસે ટકે સુખી નિર્વાસિતો

ત્રીજી ફરિયાદ એ ભાઈએ પોતાના પત્રમાં એવી કરી છે કે પશ્ચિમ પંજાબ અથવા પશ્ચિમ પાકિસ્તાનનો બીજો કોઈ પ્રદેશ છોડીને ભાગી આવેલા જાણીતા કૉંગ્રેસી આગેવાનો બીજા નિર્વાસિતોની સાથે તેમની વિટંબણાઓ ને મુશ્કેલીઓમાં ભાગ લેવાને તેમના ભેગા અથવા તેમની

માફક રહેતા નથી પણ પાકિસ્તાનમાં જેવી જાતનાં મકાનોમાં રહેતા હતા તેના કરતાંયે આલીશાન મહેલાતોમાં રહે છે. બીજા નિર્વાસિતો અહીં ઘણી વાર માથે કશા છત્ર વિના, ગરમ કપડાં વિના, અરે ઘણી વખત તો બદલવાનાં કપડાં વિનાયે અને પૂરતા ખોરાક વિના પડેલા છે અને તેમનાથી એ લોકો સાવ અળગા રહી એકલપેટું જીવન ગાળે છે. આ ફરિયાદ સાચી હોય તો એ સ્થિતિ ભારે નામોશીભરેલી જ કહેવાય. સારી સ્થિતિવાળા નિર્વાસિતો ગરીબ નિર્વાસિતોની વિટંબણાઓમાં તેમની સાથે રહેવાને બદલે તેમનાથી અટૂલા પડી અળગા રહે છે તે વિષે આ પ્રાર્થનાસભાઓમાં સામાન્ય રીતે તેમને વખોડી કાઢવામાં મેં સંકોચ રાખ્યો નથી.

## દિલ્હીમાં રહેવાની ફરજ

પછી પત્ર લખનાર ભાઈ પાકિસ્તાનમાં જવાનો જે ઇરાદો મેં જાહેર કરેલો તે મુજબ હું પાકિસ્તાનમાં હજી જતો નથી તે માટે મને મહેણાં મારે છે. તે મને પૂછે છે કે પાકિસ્તાનમાં જઈ આફતમાં ઘેરાયેલા હિંદુ ને શીખોને સહાય કરવાને બદલે અહીં રહી તમે તમારા મુસ્લિમ દોસ્તદારોની મદદમાં રહેવાનું તો વધારે પસંદ નથી કરતા ? આવી ફરિયાદ કરનાર એ ભાઈને ક્યાંથી ખબર હોય કે દિલ્હીમાં મારી ફરજ અવગણીને પાકિસ્તાનમાં વસતા શીખ તેમ જ હિંદુ ભાઈબહેનોના કષ્ટોમાં તેમને રાહત આપવાને ઝાઝી આશા રાખી હું ત્યાં જઈ શકું તેમ નથી. હું કબૂલ કરું છું કે હિંદુઓ ને શીખોનો હું મિત્ર છું તેટલા જ કારણસર હું મુસલમાનોનો અને બીજાઓનો તેવો જ મિત્ર છું. અમુક એક જ વર્ગ અથવા એક જ કોમની સેવા કરવાની વાત મને મંજૂર નથી. કોઈ એક વર્ગ અથવા કોઈ એક કોમની સેવા હું કરું છું તો તેવી સેવા કરવાને અંગે મારી વૃત્તિ એવી છે કે કોઈ એક વ્યક્તિ હિંદનું અથવા એકાદ ધર્મનું અંગ છે તેથી નહીં પણ તે આખીયે માનવજાતિનું અંગ છે માટે તેની સેવા કરવાનો મારો ધર્મ છે. દિલ્હીમાં મારે હવે રહેવું નકામું અથવા બિનજરૂરી છે એ સાબિત કરવાનું દિલ્હીના નિર્વાસિત તેમ જ બીજા શીખ ને હિંદુઓના હાથમાં છે. તે બધા જો મુસ્લિમો તરફ મૈત્રીની લાગણી રાખતા થઈ

જાય તો મારે અહીં દિલ્હીમાં પડી રહેવાની કશી જરૂર નથી. પછી તેઓ જોશે કે મારા પાકિસ્તાનમાં જવાથી રૂડાં ફળ આવશે એવા પૂરા વિશ્વાસથી હું પાકિસ્તાનમાં જવાને તરત જ નીકળ્યો છું.

### બીજા આક્ષેપોનો જવાબ

કાગળ લખનાર ભાઈએ કાળના માર્યા કસ્તૂરબા ફંડને પણ છોડયું નથી. તે મને પુછાવે છે કે એ ફંડની રકમનું શું થાય છે અને નિર્વાસિતોની સેવાને માટે તેનો ઉપયોગ કેમ કરવામાં આવતો નથી? પહેલી વાત તો એ છે કે હિંદનાં ગામડાંમાં વસતાં સ્ત્રીઓ અને બાળકોની સેવાના ચોક્કસ કામને માટે હું જેલમાં હતો તે ગાળામાં એ ફાળો ઉઘરાવવામાં આવ્યો હતો. એના વહીવટને માટે એક ટ્રસ્ટીઓનું મંડળ છે. ખડે પગે જાગ્રત રહી સેવા કરનારા ઠક્કર બાપા તેના મંત્રી છે. જાહેર જનતા ગમે ત્યારે જોઈ શકે તેવો તેનો પાઈએ પાઈનો હિસાબ રહે છે. તેથી કાગળ લખનાર ભાઈ સૂચવે છે તેમ બીજા કોઈ કામને માટે એ ફાળાનો ઉપયોગ થઈ શકે તેવો નથી અને નિર્વાસિતોની સેવાને માટે એ વાપરવાની જરૂર પણ નથી. નિર્વાસિતોને રાહત આપવાને ચાલુ કરવામાં આવેલા ફાળામાં ઉદારતાથી નાણાં ભરાય છે અને કામળને માટે મેં કરેલી નાનકડી અપીલનો પણ કેવો ઉદાર જવાબ મળ્યો છે તે પ્રજા જાણે છે. ઉપરાંત સરદાર પટેલે એ જ કામને માટે કરેલી અપીલને ઉદાર જવાબ મળ્યો હતો અને હજી મળતો રહે છે.

### ડુક્કર મારવાની મનાઈ

છેલ્લી ફરિયાદ એ ભાઈ એવી કરે છે કે પાકિસ્તાનમાં સૂવરની કતલ કરવાની મનાઈ કરવામાં આવી છે, તો હિંદી રાજ્યસંઘમાં ગોવધની એવી જ રીતે મનાઈ કેમ ન થઈ શકે? પાકિસ્તાનમાં કાયદાથી સૂવર મારવાની બંધી કરવામાં આવી હોય તો તેની મને ખબર નથી. પણ કાગળ લખનાર ભાઈએ જે ખબર આપી તે સાચી હોય તો મને દુઃખ થાય છે. ઇસ્લામી શરિયત પ્રમાણે ખાવાના પદાર્થ તરીકે સૂવરના માંસને હરામ માનવામાં આવે છે તેની મને

ખબર છે. તેમ છતાં બિનમુસ્લિમોને ડુક્કરનું માંસ ખાવાની બંધી કરવામાં આવે તો તેવી મનાઈને હું વાજબી લેખતો નથી.

### પાકિસ્તાન ઈશ્વરશાહી રાજ્ય છે?

ખુદ કાયદે આઝમે નથી કહ્યું કે પાકિસ્તાન ઈશ્વરશાહી રાજ્ય નથી પણ તદ્દન દુન્યવી બિનધર્મી ધોરણે ચાલતું રાજ્ય છે? પરંતુ અમલમાં એ દાવાને હંમેશ સમર્થન મળતું નથી એ કમનસીબે તદ્દન સાચી વાત છે. તો શું હિંદી રાજ્યસંઘ પણ ધર્મશાહી બનશે અને બિનહિંદુઓ પર એ રાજ્યમાં હિંદુ ધર્મના આચારવિચારના સિદ્ધાંતો પાળવાની જબરજસ્તી કરવામાં આવશે? હું આશા રાખું છું કે એવું નહીં થાય. થશે તો હિંદી રાજ્યસંઘનો મુલક આશા અને અપેક્ષાનો મુલક નહીં રહે અને એશિયા તેમ જ આફ્રિકા બલકે આખી દુનિયા જેના તરફ આશાની નજરે જુએ એવો દેશ પણ નહીં રહે. હિંદી રાજ્યસંઘ તરીકે કે પાકિસ્તાન તરીકે હિંદ પાસે દુનિયા કૃપણતા અને ધર્માંધતાની અપેક્ષા નથી રાખતી. આજે ચારે કોર જે અંધકાર ને અજ્ઞાન ફેલાઈ રહ્યાં છે તેમાં પ્રકાશ ને બોધ મેળવી શકે એવી ઉદારતા અને ભલાઈની તેની પાસે તે આશા રાખે છે.

### જાનવરો પ્રત્યેની વર્તણૂક

ગાયની ભક્તિની બાબતમાં હું કોઈથી ઊતરતો નથી. પરંતુ ગાય માટેની ભક્તિ કાયદાથી કોઈના પર થોડી જ લાદી શકાય છે! મુસલમાનો સમેત સર્વ બિનહિંદુઓ સાથે ભાઈચારો કેળવવાથી અને અણિશુદ્ધ વર્તન રાખવાથી જ એવી ભક્તિની લાગણી ફેલાવી શકાય. ગુજરાતીઓ અને મારવાડીઓ ગોરક્ષાની આકાંક્ષા રાખવાની બાબતમાં સૌથી આગળ પડતા ગણાય છે. છતાં એ બંને હિંદુ ધર્મના સિદ્ધાન્તો એટલી હદે વીસરી ગયા છે કે ગાય અને તેના વેલાને પોતે ભૂંડી રીતે રાખે છે ને છતાં બીજા લોકો પર એ બાબતમાં અંકુશો મૂકવાને તત્પર છે. હિંદનાં ઢોર તરફ આવી બેદરકારી કેમ બતાવવામાં આવે છે? હિંદની ગાયો દુનિયામાં ઓછામાં ઓછું દૂધ આપે છે અને તેથી જમીન પર ભારરૂપ છે એમ કહેવામાં આવે છે. તો ગાયો એવા

બોજારૂપ કેમ થઈ? અને ભાર ખેંચનારા બળદો તરફ આપણે ત્યાં ક્રૂર વર્તન કેમ રખાય છે?

દેશમાં હસ્તી ધરાવતી બધી પાંજરાપોળો આપણે ગૌરવ લેવા જેવી સંસ્થાઓ હરગિજ નથી. એ સંસ્થાઓના સંચાલનને માટે અઢળક પૈસો રોકાયો છે પણ તે બધીમાં જાનવરોની વૈજ્ઞાનિક અથવા ડહાપણભરેલી માવજત થતી ક્યાંય જોવાની મળતી નથી. મારો દાવો છે કે કાયદાની મદદ વિના હિંદના મુસલમાનો સાથે ભાઈચારો કેળવી હું બીજી કોઈ પણ એક વ્યક્તિના કરતાં કતલખાનેથી વધારે ગાયને ઉગારવાને કારણભૂત થયો છું.

## ૫૫

૫–૧૧–'૪૭

### કામને અનુકૂળ થવાની હરિજનોની શક્તિ

હમણાં થોડા દિવસથી જે ભાઈ વિવેકથી કુરાનની આયતના પાઠની સામે વાંધો ઉઠાવે છે તેમના સિવાય બીજું વાંધો ઉઠાવનારું કોઈ નહોતું એટલે કોઈ પણ પ્રકારની ગાંધીજીની પ્રસ્તાવના વિના આજની પ્રાર્થના શરૂ થઈ હતી. આજે ભજન કિંગ્ઝવે પર આવેલા હરિજન નિવાસમાં રહેનારા એક હરિજન ભાઈએ ગાયું હતું. પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં સૌથી પ્રથમ ગાંધીજીએ એ વિષે બોલતાં કહ્યું કે આજે ભજન સંભળાવનાર ભાઈનો સૂર કેવો કેળવાયેલો છે તે તમે સૌએ જોયું હશે. એથી મને ઘણો આનંદ થયો છે અને તમને સૌને પણ થયો હશે. વળી, માણસ માણસ વચ્ચે સરખામણી કરો તો સરખી તક મળતાં હરિજન કોઈ પણ સવર્ણ હિંદુ અગર બીજા કોઈ પણ માણસના કરતાં ઊતરતો નથી એ જોઈને મને થયો છે તેવો જ તમને સૌને આનંદ થશે. અને એટલું જ નહીં, ગાયન અને વાદ્યવાદન અથવા હાથકારીગરીની અને એવી બીજી બાબતોમાં સામાન્ય હરિજન કળા ઝટ ઉપાડી લેવાની વધારે શક્તિ

ધરાવે છે એવું મેં જોયું છે. આ ઉપરથી મારે એવું સૂચવવું નથી કે બીજાં માણસોની જેમ હરિજનને દુર્ગુણો વળગતા જ નથી. પરંતુ મારે એટલું જરૂર સૂચવવું છે કે અસ્પૃશ્યતાની રૂઢિને કારણે હરિજનો પર અનેક અપાત્રતાના અંકુશો મૂકવામાં આવે છે છતાં તેમને બીજા લોકોના જેવી તક આપવામાં આવે તો તે અંકુશો તેમની પ્રગતિને રોકી શકતા નથી. બીજી એક આનંદની વાત મારે તમને એ જણાવવાની છે કે પંઢરપુરનું પ્રાચીન નામાંકિત મંદિર બીજા હિંદુઓને માટે દર્શન તેમ જ પૂજાને સારુ જે શરતોએ ખુલ્લું હતું તે જ શરતોએ હરિજનો માટે પણ ખુલ્લું મૂકવામાં આવ્યું છે. આને માટેનો મુખ્ય યશ શ્રી સાને ગુરુજીને આપવો જોઈએ કેમ કે આખરે એ મંદિર હરિજનો માટે ખુલ્લું ન મુકાય તો આમરણ ઉપવાસ પર ઊતરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. પંઢરપુરના મંદિરના ટ્રસ્ટીઓ અને પંઢરપુર તેમ જ તેની આજુબાજુની સામાન્ય વસ્તીને તેમણે આ તદ્દન સાચું પગલું લીધું તે માટે હું મુબારકબાદી આપું છું. હું આશા રાખું છું કે અસ્પૃશ્યતાની બદીની છેવટની નિશાની પણ હવે નામશેષ થઈ જશે. એવાં પગલાંથી હિંદના બન્ને ભાગમાં જે કોમી ઝેર ફેલાયું છે તેને નાબૂદ કરવામાં પણ મોટી મદદ થશે.

### શાકાહારનો પ્રચાર કેમ કરવો

આજે ટપાલમાં મારા પર જાતજાતના સવાલો આવ્યા છે. એક મુસલમાન ભાઈ ફરિયાદ કરે છે કે હિંદી રાજ્યસંઘના અમારા વિભાગમાં શાકાહારી હિંદુઓ, પોતાના લત્તામાં રહેતા મુસલમાનોએ ગોસ બલકે મચ્છી પણ ન ખાવી જોઈએ એવો આગ્રહ રાખે છે. આવી અસહિષ્ણુતા અને દિલના સાંકડાપણાની વાતો જાણીને હું અકળાઉં છું. ધાર્મિક પ્રતીતિને કારણે શાકાહાર કરનાર લોકોની સંખ્યા હિંદુસ્તાનમાં બીજા લોકોના કરતાં ઘણી ઓછી છે. હિંદભરમાં રહેતા હિંદુઓમાંના મોટા ભાગના તક મળે ત્યારે મચ્છી અગર પંખીઓનું માંસ અગર ઘેટાંબકરાંનું ગોસ ખાવામાં સંકોચ માનતા નથી તો પછી પોતાનો પંથ જબરજસ્તીથી મુસ્લિમ પર લાદવાનો શાકાહારીઓને શો હક છે? હું નથી માનતો કે શાકાહારનો રિવાજ

ન પાળનારા પોતાના હિંદુ ભાઈઓ પર એવી જબરજસ્તી કરવાની હિંમત તેઓ કરે. એ આખી વાત જ મને તો હસવા જેવી લાગે છે. શાકાહારનો ફેલાવો કરવાનો સાચો રસ્તો શાકાહારીઓએ પોતાના જીવન તેમ જ આચાર વડે તેની ખૂબીઓ બીજા લોકોને દર્શાવી આપવાનો છે. એ સિવાય પોતાના અભિપ્રાયને રસ્તે બીજા લોકોને વાળવાનો બીજો કોઈ સચોટ ઇલાજ નથી.

### પોતપોતાનાં ઘરબારને વળગી રહો

એક હિંદુ ટીકાકાર ભાઈ મને લખે છે કે તમે અને તમારા જેવા બીજા મુસલમાનોને એવી સલાહ આપતાં થાકતા નથી કે તમારાં ઘરબારને વળગી રહેવાના આગ્રહને લીધે તમારા પર મુસીબતો આવી પડે તેને ન ગણકારતાં સલામતીથી છોડી શકો તોયે તમે તેમને છોડશો નહીં. હવે બને છે એવું કે ભરચક હિંદુ વસ્તીની વચ્ચે વચ્ચે આવેલા નાના લત્તાઓમાં રહેનારા મુસલમાનો પોતપોતાના લત્તાને વળગી રહે છે તો પોતાની રોજી કમાવાને બહાર નીકળી શકતા નથી અથવા તેમની બનાવેલી ચીજોનો ઘણી મોટી બહુમતીની હિંદુ વસ્તી બહિષ્કાર કરે છે. એટલે ટળાઈને રહી ગયેલા જે થોડા ગરીબ મુસલમાનોએ પોતાની સગી આંખે બીજાઓને કપાઈ મરતા દીઠા છે અને વળી બીજાઓને પાકિસ્તાનમાં ભાગી જતા ભાળ્યા છે તેમને ઉપર ગણાવેલી મુશ્કેલીઓની વચ્ચે પોતપોતાનાં ઘરબારને વળગી રહેવાની વાત કરવી અને તે બધા એમ કરે એવી અપેક્ષા રાખવી વધારેપડતી છે. આ ભાઈની ટીકામાં ઘણું તથ્ય છે એમ કબૂલ કરવા છતાંયે મુસલમાન ભાઈઓને આપવાને મારી પાસે બીજી સલાહ નથી. મને લાગે છે કે વતન તેમ જ ઘરબાર છોડવાથી એમને માથે વધારે સંકટ આવશે. એટલે હું ખરેખર માનું છું કે અહીં રહી ગયેલા મુસલમાનો પોતાને વેઠવાં પડે તે કષ્ટની પરવા ન કરતાં પ્રામાણિકપણે અને બહાદુરીથી પોતપોતાનાં ઘરબારને વળગી રહે તો પોતાના હિંદુ પડોશીઓનાં કઠણ હૈયાં પર અસર કરી તેમને પિગળાવ્યા વિના નહીં રહે. પછી હિંદના બન્ને ભાગોમાં બીજા લોકોનો પણ ઉગારો થશે કેમ કે થોડા મુસલમાનો અહિંસામાંથી

પ્રગટ થતું અસાધારણ શૂરાતન અને ચુસ્ત પ્રામાણિકપણું બતાવશે તો તેની અસર આખા હિંદ પર થયા વિના રહેવાની નથી.

### અહિંસા પર હજી કાયમ

બીજા એક કાગળમાં એક ભાઈ મને ઠપકો આપે છે કે મિ. વિન્સ્ટન ચર્ચિલ, હિટલર, મુસોલિની અને જાપાનીઓ જ્યારે બધું ગુમાવવાની અણી પર આવીને ઊભા હતા ત્યારે તમે તેમને તમારી અહિંસાની કાર્યપદ્ધતિ અજમાવવાની સલાહ આપવાની હિંમત કરી હતી. પછી એ ભાઈ આગળ લખે છે કે આ જાતની સલાહ આપવામાં તમારે કશું જોખમ નહોતું ત્યારે તમે એવી સલાહ આપવાને નીકળી પડ્યા હતા તો આજે જ્યારે કૉંગ્રેસના સરકારમાં બેઠેલા તમારા મિત્રો અહિંસાને છોડી કાશ્મીરમાં લશ્કરી સહાય પહોંચાડવાની હદે ગયા છે ત્યારે તેમને તમે એવી સલાહ કેમ નથી આપતા? છેવટમાં એ ભાઈ મને લખે છે કે કાશ્મીરીઓએ દરોડા-ખોરોનો સામનો અહિંસક ઢબે કેવી રીતે કરવો તે તમે સ્પષ્ટ રીતે દર્શાવો. આ કાગળ લખનાર ભાઈ જે અજ્ઞાન બતાવે છે તે સારુ મને તેમની દયા આવે છે. મેં વારંવાર કહ્યું છે કે આ બાબતમાં હિંદી રાજ્યસંઘની સરકારમાં બેઠેલા મારા મિત્રો પર મારી કશી લાગવગ પહોંચતી નથી એ તમને સૌ શ્રોતાઓને યાદ હશે. અહિંસા વિષેના મારા અભિપ્રાયને હું હજી દૃઢતાથી વળગી રહ્યો છું પણ મારા સરકારમાં બેઠેલા એ સારામાં સારા મિત્રો પર પણ તે જબરજસ્તીથી ન લાદી શકું. એ લોકો પોતાની પ્રતીતિની વિરુદ્ધ ચાલે એવી અપેક્ષા મારાથી તેમની પાસે ન રખાય. અને મારા મિત્રો પરનો મારો મૂળ પ્રભાવ તેમ જ તેમના પરનો મારો અસલ કાબૂ મેં ગુમાવ્યો છે એવા મારા એકરારથી સૌએ સમાધાન માનવું જોઈએ. પત્ર લખનાર ભાઈએ ઉઠાવેલો સવાલ તદ્દન વાજબી છે અને મારો તેમને જવાબ પણ સીધો ને સરળ છે.

### યોગ્ય ઠેકાણે જશ આપવો જ જોઈએ

જેને જશ મળતો હોય તે હિંસાને માનનારી વ્યક્તિ હોય તો પણ મારી અહિંસા મને શીખવે છે કે જે જશના અધિકારી હોય

તેમને જશ આપવાનો ઇન્કાર ન થાય. જેમ કે, સુભાષ બોઝની હિંસા વિષેની શ્રદ્ધા મને સ્વીકાર્ય નથી અને તેમાંથી તેમણે જે પગલું લીધું તેવું હું ન લઉં તોયે તેમની દેશદાઝ, તેમની સૂઝ અને તેમની બહાદુરીને માટે વગર સંકોચે મેં તેમનાં વખાણ કર્યાં છે. એવી જ રીતે હિંદી રાજ્યસંઘની સરકાર કાશ્મીરીઓને મદદ કરવાને શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરે છે તેમાં અને શેખ અબદુલ્લા કાશ્મીરના બચાવમાં શસ્ત્રાસ્ત્રોનો આધાર લે છે તેમાં હું અનુમોદન આપી શકતો નથી છતાં બન્નેએ જે સૂઝ તેમ જ ડહાપણભરેલું અને વખાણવાલાયક વર્તન બતાવ્યું અને તેમાંયે કાશ્મીરને રાહત આપનારાં દળોનો અને કાશ્મીરનો બચાવ કરનારા લોકોમાંનો એકેએક જણ બહાદુરીભેર લડતાં લડતાં ખપી જાય તો તેમની પ્રશંસા કર્યા વિના મારાથી ન રહેવાય. હું જાણું છું કે એ લોકો મેં કહી તેવી બહાદુરી બતાવે તો કદાચ હિંદની સૂરત પલટી નાખશે. પરંતુ ઇરાદામાં અને અમલમાં કાશ્મીરનો બચાવ તદ્દન અહિંસક ઢબે થાય તો હું 'કદાચ' શબ્દ પણ ન વાપરું કેમ કે તેને પરિણામે હિંદની સૂરત એવી પલટાઈ જાય કે હિંદી રાજ્યસંઘની સરકાર, અને સંભવ છે કે પાકિસ્તાનની સરકાર પણ એ ઢબે કાશ્મીરનો બચાવ કરનારાઓના અભિપ્રાયની થઈ જાય એની મને પાકી ખાતરી છે.

મારી સૂચના એવી છે કે અહિંસક ઢબે કાશ્મીરનો બચાવ કરવો હોય તો બચાવ કરનારાઓને શસ્ત્રાસ્ત્રોની સહાય મોકલવાની ન હોય. અહિંસક મદદ હિંદી રાજ્યસંઘમાંથી કાશ્મીરને વગર સંકોચે જોઈએ તેટલી મોકલી શકાય. પરંતુ અહિંસક ઢબથી કાશ્મીરનો બચાવ કરનારાઓ એવી મદદ મળે કે ન મળે તોયે દરોડાખોરોની બલકે અગણિત સંખ્યાના શિસ્તબદ્ધ વ્યવસ્થિત લશ્કરની તાકાતનો સામનો કરે અને પોતપોતાની ફરજના સ્થાન પર પોતપોતાના દિલમાં હુમલાખોરો પર કશું ઝેર અગર કશો રોષ રાખ્યા વિના અને તેમના પર પોતાના મુક્કા સમેત કોઈ પણ હથિયારનો પ્રયોગ કર્યા વિના ખપી જાય તો ઇતિહાસે કદી ન જોયેલું એવું શૂરાતન દુનિયાને જોવાનું મળે. પછી કાશ્મીર યાત્રાનું પવિત્ર ધામ બને અને પોતાના શૂરાતનની સુવાસ હિંદભરમાં જ નહીં બલકે દુનિયાભરમાં ફેલાવે. અહિંસક કાર્યનું

આટલું વર્ણન કર્યા પછી મારે મારી અશક્તિનો એકરાર કરવો જોઈએ કેમ કે ગીતાના બીજા અધ્યાયના છેવટના સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોના શ્લોકોમાં જાત પરના જે સંપૂર્ણ કાબૂની વાત કરી છે તેવા કાબૂથી માણસના શબ્દમાં આવતી તાકાત હજી મારા શબ્દમાં આવી નથી. એને માટે જરૂરી તપશ્ચર્યા હજી મારાથી પૂરી થઈ નથી. આજે તો હું ઈશ્વરને કેવળ પ્રાર્થના કરી શકું અને તમને પણ તેવી પ્રાર્થના કરવાને કહી શકું કે તારી મરજી હોય તો મને મેં ગણાવ્યા તે ગુણો વડે સજ્જ કર.

## ૫૬

૧-૧૧-'૪૭

### ખોટી રીતે મરડીને અપાયેલી હકીકતો

પ્રાર્થના પૂરી થયા પછી પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે આજે એક મિત્રે મોકલેલી છાપાંની બે કાપલી મને મળી છે. તેમાં આવેલા લખાણના લેખકનું નામ હું જાણું છું પણ તે નામ અગર લખાણના ઉતારાઓનો મજકૂર અહીં આપવાનો મારો વિચાર નથી. એને અંગે મારે એટલું જ જણાવવું છે કે એ લખાણોથી હિંદુ ધર્મની સેવા કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે; છતાં તેમાં જાણીબૂજીને ભારોભાર જૂઠાણાં ભરવામાં આવેલાં છે અને જ્યારે વાતો ઉપજાવી કાઢીને આપવામાં નથી આવી ત્યારે હકીકતો મરડીને આપવામાં આવી છે. હું કહેવાની હિંમત કરું છું કે કોઈ પણ ધ્યેયની સેવા કરવાનો એ રસ્તો નથી, ધર્મની સેવા કરવાનો તો નથી જ નથી. જેમના પર હુમલો કરવાને આક્ષેપો કરવામાં આવે છે તે આક્ષેપોને હકીકતોનો નહીં પણ કેવળ કલ્પી લેવામાં આવેલી વાતોનો આધાર હોય છે તો તેમને કશું નુકસાન થતું નથી. તેથી એવાં છાપાંઓમાં લખનારી વ્યક્તિઓ ગમે તેટલી જાણીતી હોય તોયે તે છાપાંઓની વાતો ન માનવા જેટલી અને તે છાપાંઓને ન ચલાવી

લેવા જેટલી સાવધાની રાખવાની મારી તમને સૌને અને જનતાને સલાહ છે.

### અંકુશો કાઢી નાખો

આપણા ખોરાક ખાતાના પ્રધાન ડૉ. રાજેન્દ્રપ્રસાદે બિન-અમલદારી માણસોની એક સમિતિ પોતાને સલાહ આપવાને નીમી હતી. તે સમિતિએ પોતાની ભલામણોનું નિવેદન તૈયાર કરી તેમને આપ્યું છે. એ ભલામણોને વિષે છેવટનો નિર્ણય લેવામાં પોતાને સહાય કરવાને ડૉ. રાજેન્દ્રપ્રસાદે પ્રાંતોના વડા પ્રધાનો અને જેમનાથી ન આવી શકાય તેમના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી હતી. જુદા જુદા પ્રાંતોમાંથી આવેલા વડા પ્રધાનો અને તેમના પ્રતિ-નિધિઓને હું આજે મળ્યો ને તેથી મને ઘણો આનંદ થયો. આ પરિષદ બોલાવવામાં આવી છે એવી વાત મેં સાંભળી એટલે ડૉ. રાજેન્દ્રપ્રસાદને મેં કહી રાખ્યું હતું કે એ બધાને મળવાની મને તક આપજો કેમ કે એ લોકોના મનમાં કંઈ શંકાકુશંકા હોય તે દૂર કરવાને હું તેમને એ વાત કહી શકું. આવી મેં તૈયારી રાખી હતી કેમ કે મારો જે અભિપ્રાય થયો છે અને ભાવો પરના અંકુશોને કાઢી નાખવાને અંગે મેં જે વલણ લીધું છે તે વિષે મારા મનમાં કશી શંકા નથી. ડૉ. રાજેન્દ્રપ્રસાદે મારી વાત બહુ ખુશીથી મંજૂર રાખી અને ઘણા જૂના મિત્રોને મારે મળવાનું થયું તેથી હું બહુ રાજી થયો. હું કહેતો આવ્યો છું કે કોમી બખેડાને અંગે મારો અભિપ્રાય કોઈને ગળે ઊતરતો નથી પરંતુ મને જણાવતાં ખુશી ઊપજે છે કે ખોરાકના સવાલને અંગે એવી સ્થિતિ નથી એમ મેં જોયું. ઘણા વખત પહેલાં મિ. કૅસી બંગાળના ગવર્નર હતા ત્યારે મારે તેમની સાથે ઘણી મુલાકાતો થયેલી અને તે વખતથી હું કહેતો આવ્યો છું કે મારો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય છે કે ખોરાકની ચીજો પર અને કાપડ પર કોઈ જાતનું સરકારી નિયંત્રણ અથવા અંકુશો ન હોવા જોઈએ. તે વખતે મારી વાતના ટેકામાં કોઈ છે કે નથી તેની મને ખબર નહોતી. પરંતુ એ વિષય પર હમણાં શરૂ થયેલા વાદાવાદ દરમિયાન મારી વાતને જનતામાંથી જાણીતા અને અજાણ્યા

અનેક લોકોનો ઘણા મોટા પ્રમાણમાં ટેકો છે એ જાણીને મને નવાઈ થઈ અને અલબત્ત ખુશી પણ થઈ. આ સવાલને લગતો જે ઢગલાબંધ પત્રવહેવાર મારી પાસે ખડકાયો છે તેમાંનો એક પણ કાગળ લખનાર મારા અભિપ્રાયથી જુદો પડતો હોય એવું મને યાદ નથી. શ્રી ઘનશ્યામદાસ બિરલા અને લાલા શ્રીરામ જેવા મોટા ઉદ્યોગપતિ તવંગરોનો આને અંગે કેવો અભિપ્રાય છે તેની મને માહિતી નહોતી; સમાજવાદી વિચારો ધરાવનારાં મંડળોમાંથી મારા અભિપ્રાયને ટેકો અપાય છે તે પણ હું જાણતો નહોતો. ડૉ. રામમનોહર લોહિયા મને મળ્યા અને મારા અભિપ્રાયને અને મેં અખત્યાર કરેલા વલણને એ લોકોનો પૂરા દિલથી ટેકો છે એમ તેમણે મને જણાવ્યું ત્યારે જ મને એની ખબર પડી. ડૉ. રાજેન્દ્રપ્રસાદે પોતાનાં સરકારી નોકરીમાંનાં માણસોને બતાવેલે રસ્તે ન ચાલતાં પોતાની બિનસરકારી સમિતિના એક કે વધારે સભ્યોને બતાવેલે રસ્તે જવું એવી સલાહ તેમને આપતાં મને જરાયે દગદગો નથી.

## ખાદી અને મિલકાપડ

હવે કાપડ પરના અંકુશની વાત લઈએ. અંગત રીતે આ બાબતમાં બની શકતું હોય તો ખોરાકના પદાર્થો પરના અંકુશો કાઢી નાખવાના સવાલના કરતાં હું વધારે મજબૂત પાયા પર છું છતાં મને ધાસ્તી છે કે અનાજનો કંટ્રોલ કાઢી નાખવાની મારી વાતને જેટલો ટેકો છે તેટલો કાપડનો કંટ્રોલ કાઢી નાખવાની વાતને નથી. મારી વાત તો સરવાળે માની ન શકાય તેટલી સાવ સરળ છે. પરદેશથી આવતા અગર અહીં મુલકમાં બનતા બધાયે મિલમાં બનેલા કાપડની અવેજીમાં ખાદી સહેજે કામ આપી શકે એવા મારા અભિપ્રાય સાથે કૉંગ્રેસ તરત સંમત થઈ હતી ને તેને તેણે પોતાનો ટેકો આપ્યો હતો. મરહૂમ જમનાલાલ બજાજની દોરવણી નીચે ખાદી બોર્ડની રચના કૉંગ્રેસે જ કરી હતી અને યરવડા જેલમાંથી મારો છુટકારો થયો પછી તે જ બોર્ડને વિસ્તારીને અખિલ ભારત ચરખા સંઘમાં પલટી નાખવામાં આવી હતી. હિંદુસ્તાનમાં ૪૦ કરોડની વસ્તી છે. પાકિસ્તાનનો વિસ્તાર એમાંથી બાદ કરો તોયે હિંદમાં ત્રીસ કરોડથીયે

વધારે સંખ્યાની વસ્તી રહે છે. જેટલો જોઈએ તેટલો કપાસ આપણા મુલકમાં થાય છે. આપણા કપાસનું વણી શકાય એવું સૂતર કાંતનારા લોકો પણ આપણી પાસે મોજૂદ છે. અને હાથના કાંતેલા સુતરનું કાપડ વણી આપે એવા વણકરોની સંખ્યા તો જરૂર કરતાંયે દેશમાં વધારે છે. ઝાઝી મુશ્કેલી વિના અને ઝાઝી મૂડીનું રોકાણ કર્યા વિના જોઈએ તેટલા રેંટિયા, સાળો અને બીજાં જરૂરી સાધનો આપણે અહીં આપણા મુલકમાં જ તૈયાર કરી શકીએ તેમ છીએ. એટલે જરૂર હોય તો એકમાત્ર જાતને વિષે દઢ શ્રદ્ધાની અને ખાદી સિવાય બીજું કોઈ કાપડ ન વાપરવાના દઢ સંકલ્પની છે. જેવી જોઈએ તેવી ઝીણી ખાદી બનાવી શકાય છે એ તમે સૌ જાણો છો અને કાપડની ભાત તો મિલોમાં બને છે તેનાથીયે ચડિયાતી ખાદીમાં બનાવી શકાય છે. વળી પરદેશી હકૂમતના અમલ દરમિયાન તેના પ્રતિનિધિઓ તરફથી ખાદીની સામે જે વિરોધ અથવા સૂગ બતાવવામાં આવતી તેવું વેર તેની સામે હવે આપણે સ્વતંત્ર થયા હોવાથી બતાવનારું કોઈ રહ્યું નથી. એટલે હવે જ્યારે આપણા હકનું આપણને મળી ચૂક્યું છે ત્યારે કોઈ ખાદીની વાત કરતું નથી, ખાદીની શક્તિમાં મારા જેવી કોઈને શ્રદ્ધા હોય એવું દેખાતું નથી અને હિંદને કાપડ પૂરું પાડવાને અને તેને વસ્ત્રથી ઢાંકવાને સૌ કોઈને મિલો વિના બીજા કોઈ સાધનનો વિચાર સરખો આવતો નથી તે જોઈને મને ખરે જ અચંબો થાય છે. મને પોતાને તો રજભાર શંકા નથી કે ખાદીનું અર્થશાસ્ત્ર એ જ હિંદને માટેનું અને તેને લાયકનું એક માત્ર સંગીન અર્થશાસ્ત્ર છે.

## ૫૭

૭–૧૧–'૪૭

### તેહાર ગામની મુલાકાત

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે તેહાર ગામના આફતમાં સપડાયેલા મુસ્લિમોની મુલાકાતે આજે મારે જવાનું થયું અને ત્યાં મારે તેમને ધાર્યા કરતાં વધારે વખત આપવો પડ્યો તેથી પાછો ફરતાંની સાથે સીધો જ હું અહીં પ્રાર્થનામાં આવ્યો છું. દિલગીરી સાથે મારે તમને સૌને જણાવવું પડે છે કે તેહાર ગામના અને તેની આજુબાજુના મુસલમાનોને નાહક અનેક જાતની વિટંબણાઓ ને દુઃખો વેઠવાં પડે છે. તેમનામાંના ઘણા ખેડૂતો જમીનના માલિક છે પણ હાડછેડ થાય એવા ડરના માર્યા પોતાની જમીન ખેડી શકયા નથી. પોતાની જમીન, હળ અને ખેતીનાં બીજાં સાધનો, ઢોરઢાંખર તેમ જ બીજી જંગમ મિલકત તેમણે વેચી નાખી છે. તેમનું રક્ષણ આજે લશ્કરનાં માણસો કરે છે. આપત્તિ વેઠી રહેલા એ લોકોમાંથી આશરે બે હજાર જેટલા મારી આસપાસ એકઠા મળ્યા હતા. પોતાના આગેવાન મારફતે મને તેમણે જણાવ્યું કે અહીં અમારી જિંદગી બહુ કઠણ બની ગઈ છે બલકે અશકય થઈ છે અને અમારાં સગાંવહાલાં તેમ જ નિકટના મિત્રોમાંથી ઘણાં પાકિસ્તાનમાં ચાલી ગયાં છે એટલે હવે અમે પણ ત્યાં જવાને આતુર છીએ. તેથી બની શકે તેટલા જલદી લાહોર અગર બીજે કોઈ સ્થળે અમને મોકલી આપવામાં આવે તો મોટી રહેમ થશે. લશ્કરી ચોકિયાતો સામે અમારી કોઈ જાતની ફરિયાદ નથી. પરંતુ તેહારમાં થયેલી સભાનું પૂરું વર્ણન કરી આજે સાંજે મારે તમારો વખત લેવો નથી. મેં એ સભામાં એકઠાં મળેલાં માણસોને જણાવ્યું કે મારી પાસે તો કોઈ જાતની સત્તા નથી પણ તમારો સંદેશો વડા પ્રધાનને અને નાયબ વડા પ્રધાન જેઓ કાયદો અને વ્યવસ્થાના ખાતાના પ્રધાન છે તેમને એમ બન્નેને ખુશીથી પહોંચાડીશ.

### ધડો લેવા જેવું

હવે નિર્વાસિતો દિલ્હીમાં એક કઠણ સવાલ જેવા બનતા જાય છે એમ કહેવાય છે તે વિષે મારે તમને થોડીક વાત કરવી છે. મને જણાવવામાં આવે છે કે શરણાર્થીઓ પોતાને દુભાયેલા માનતા હોઈ તેમને એવું લાગે છે કે અમને કેટલાક ખાસ હક મળે છે અગર મળવા જોઈએ. દુકાનોમાંથી માલસામાન ખરીદવાને એ લોકો જાય છે ત્યારે દુકાનદારોને કેટલીક વાર કહે છે કે તમારે તો અમને અમારે જે જોઈએ તે માલ મફત આપવો જોઈએ; કેટલીક વાર કહે છે કે તમારે ભાવમાં ખૂબ ઘટાડો કરી અમને માલ આપવો જોઈએ! એક એક શરણાર્થીની ખરીદી એક એક પ્રસંગે કહેવાય છે કે સેંકડો રૂપિયા સુધી પહોંચે છે. કેટલાક શરણાર્થીઓ ટાંગાવાળાઓને કહે છે કે તમારે અમારી પાસેથી ભાડું લેવું જ ન જોઈએ અથવા તમારા ચાલુ રિવાજ પ્રમાણેના ભાડા કરતાં બહુ ઓછું લેવું જોઈએ. મને આપવામાં આવેલી આ બધી બાતમી સાચી હોય તો મારે કહેવું જોઈએ કે નિર્વાસિતો સામાન્યપણે આવી પડેલી આફતમાંથી માણસો જે પાઠ શીખે છે તે બિલકુલ શીખ્યા નથી. એ રીતે એ લોકો પોતાની જાતને અને મુલકને હાનિ પહોંચાડે છે અને વધારામાં જે એક કામ આમેય અટપટું છે તેને વધારે અટપટું બનાવીને ગૂંચવે છે. નિરાશ્રિતો આવી ને આવી વર્તણૂક ચાલુ રાખશે તો દિલ્હીના દુકાનદારોની ઇતરાજી વહોરી લેશે.

### નિરાશ્રિતોને સલાહ

આની સાથે મારી સમજમાં એ વાત કેમે કરીને ઊતરતી નથી કે જે જે નિરાશ્રિતોની બધીયે માલમિલકત પડાવી લેવામાં આવી છે એમ કહેવાય છે તે આવી મોટી ખરીદી કેવી રીતે કરી શકે છે. વળી હું એમ પણ ઇચ્છું છું કે કોઈ ખાસ વાજબી પ્રસંગની વાત જુદી છે પણ તે સિવાય બીજે કોઈ પણ પ્રસંગે આમથી તેમ જવાઆવવાને માટે ઈશ્વરે આપેલા પોતાના બે પગ સિવાય બીજા કોઈ સાધનનો ઉપયોગ તેઓ ન કરે. બીજી મને એવી વાત મળી છે કે દિલ્હીમાં શરણાર્થીઓ ઊભરાવા માંડ્યા પછી કેફી પીણાંઓમાંથી થતી આવકમાં ઘણો મોટો

વધારો થયો છે. હકીકતમાં વાત તો એવી છે કે વડી તેમ જ પ્રાંતિક સરકારો કૉંગ્રેસના ધ્યેય તેમ જ કાર્યને વફાદાર હોય તો હિંદી રાજ્યસંઘમાં કેફી પીણાં અગર ભાંગ અને ગાંજો તેમ જ અફીણ જેવી માદક ચીજો મળી જ ન શકે એ વાતનું નિર્વાસિતોને ભાન થવું જોઈએ અને બીજા સંસ્થાનમાં પણ એ વસ્તુઓ તમને ન મળી શકે કેમ કે પૂરી દારૂબંધીનો કાર્યક્રમ અપનાવી તેને અમલમાં મૂકવાને સારુ મુસ્લિમ મિત્રોને કૉંગ્રેસના ઠરાવની જરાયે જરૂર નથી. તો શું જેમણે અસાધારણ યાતનાઓ વેઠી છે તે નિર્વાસિતો કેફી પીણાં તથા પદાર્થો ન વાપરવા જેટલો અને મોજશોખ ન ઉડાવવા જેટલો પોતાની જાત પર કાબૂ ન રાખી શકે? આજ પહેલાંનાં પ્રાર્થના પછીનાં મારાં પ્રવચનોમાં નિર્વાસિતોને મેં જે જે સલાહ આપી છે તે બધીને તે બધા અનુસરશે, દૂધમાં સાકર ભળી જાય તેમ અહીંની વસ્તીમાં ભળી જવાય એવું વર્તન રાખશે, પોતે જેમની વચ્ચે આવીને પડ્યા છે તેમના પર બોજારૂપ ન બનવાનો દૃઢતાથી નિશ્ચય કરશે અને તવંગર તેમ જ ગરીબ નિર્વાસિતો એક જ વાડામાં અથવા છાવણીમાં ભેળા રહી પૂરેપૂરા સહકારથી કામ કરી રાજ્યના સ્વાશ્રયી તેમ જ નમૂનેદાર પ્રજાજનો બની રહેશે એવી હું આશા રાખું છું.

## ૫૮

૮-૧૧-'૪૭

હમેશ વિવેકપૂર્વક કુરાનની આયતના પાઠની સામે વિરોધ ઉઠાવનારા ભાઈ ઉપરાંત વાંધો ઉઠાવવામાં આજે સાંજે બીજા ત્રણ જણ સામેલ થયા હતા. તેથી પ્રાર્થના શરૂ કરતાં પહેલાં એકઠા મળેલા શ્રોતાઓને ગાંધીજીએ પૂછ્યું કે વાંધો ઉઠાવનારા ભાઈઓની સામે તમારામાંથી કોઈ મનમાં જરાયે ગુસ્સાની લાગણી નહીં રાખે અને સૌ ધીરજથી તેમ જ શાન્તિથી એકચિત્તે પ્રાર્થનાસભાનું કામ પૂરું કરશે એવી શરત તમે સૌ પૂરી કરશો? શ્રોતાઓએ સૌએ ગાંધીજીને એક અવાજે જવાબ આપ્યો કે અમે એ શરત પૂરી કરીશું. વાંધો

ઉઠાવનારા ભાઈઓ આખીયે પ્રાર્થના દરમિયાન પૂરેપૂરા ચૂપ રહ્યા હતા. આથી પોતાના પ્રવચનને છેડે ગાંધીજીએ તેમને મુબારકબાદી આપી.

### શીખ ધર્મગ્રંથોમાંથી પ્રાર્થનામાં પાઠ

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે આજે મને એક શીખ મિત્ર તરફથી કાગળ મળ્યો છે. તેમાં તેઓ લખે છે કે તમારી પ્રાર્થનાસભાઓ મને ગમે છે અને તેથી તેમાં હું હમેશ હાજર રહું છું. તમારી પ્રાર્થનામાં સહિષ્ણુતાની ભાવના દેખાય છે તેથી પણ હું ઘણો રાજી થયો છું. ઉપરાંત સુખમની, જપજી અને ગ્રંથ સાહેબ જેવા અમારા ધર્મગ્રંથોનો તમે જે વારંવાર ઉલ્લેખ કરો છો તેથી પણ મને આનંદ થયો છે. પરંતુ આખીયે શીખ કોમ તરફથી હું કહી શકું કે તમે અમારા ધર્મગ્રંથમાંથી રોજ એકાદ શ્લોક અગર વચનનો પાઠ કરવાનું રાખશો તો તેથી અમારા લોકોના દિલ પર બહુ રૂડી અસર થશે. પસંદગીને માટે જોઈએ તો થોડા શ્લોકોનો પાઠ તમારી આગળ કરવાને હું તૈયાર છું. આ ભાઈની આ દરખાસ્ત મેં તરત જ સ્વીકારી લીધી છે અને મેં એ ભાઈને કહેવડાવ્યું છે કે તમારે મોઢેથી જાતે જુદા જુદા પાઠો સાંભળ્યા પછી હું કયો પાઠ પ્રાર્થનામાં ઉમેરવો તેનો નિર્ણય કરીશ. અને એટલા માટે ભાઈ બ્રિજકિશનને મળીને તમારે સમય મેળવી લેવો.

### રૂની ગાંસડી માટે માગણી

પહેલાં મેં એક એવો ઉલ્લેખ કર્યો હતો કે નિર્વાસિતોને રૂ અને સુતરાઉ કાપડ તેમ જ થોડી સોય પૂરી પાડવામાં આવે તો તેઓ પોતાના ઉપયોગને માટે જાતે રજાઈઓ બનાવી લે અને તેથી લાખો રૂપિયાનો બચાવ થાય એવો સંભવ છે એટલું જ નહીં પણ નિર્વાસિતોને જરૂરી ઓઢવાનું સાધન ઝાઝી કડાકૂટ વિના મળી શકે. આ ઉલ્લેખના જવાબમાં મુંબઈના રૂના વેપારીઓ તરફથી રૂ મોકલવાની દરખાસ્ત આવી છે. આ રીતે કામ લેવાથી નિર્વાસિતોનું પોતાની જાતને વિષેનું માન વધશે અને નરવા સહકારનો પહેલો પાઠ તેમને શીખવાનો મળશે. બેશક, દિલ્હીમાં પણ કાપડની મિલો ઓછી નથી એ હું જાણું છું. આ શહેરમાં અનેક મિલો ચાલે છે. પરંતુ મુંબઈથી આવેલી

દરખાસ્ત મેં વધાવી લીધી છે કેમ કે સ્વેચ્છાથી દાન આપનારા લોકો પર મારે નાહક વધારેપડતો બોજો નાખી તેમને તાણ પહોંચાડવી નથી. આવા દાતાઓની સંખ્યા જેટલી વધારે તેટલું દેશનું તેમ જ તેમનું ભલું છે. તેથી મને આશા છે કે રૂના વેપારીઓ પોતાનાથી બની શકે તેટલી રૂની ગાંસડીઓ વહેલામાં વહેલી અહીં પહોંચાડી દેશે. તવંગરોના આવા સહકારથી સરકારને માથે પડતો બોજો પણ કંઈક હળવો થશે. આપણને હવે આપણા હકનું જે હતું તે મળી ગયું છે ત્યારે પ્રજાજન તરીકેની પૂરેપૂરી ફરજ જે કોઈ અદા કરે છે તે રાજ્યના વહીવટમાં સ્વેચ્છાએ ભાગીદાર બને છે.

## ખાદી

રૂની ગાંસડીઓ જ્યારે આવી પહોંચશે ત્યારે મિલોવાળાને રજાઈઓ માટે જોઈતું સુતરાઉ કાપડ પૂરું પાડવાને હું સમજાવી શકીશ. રૂની ગાંસડીની વાત પરથી મને કાપડ પરના કંટ્રોલની વાત કરવાનું યાદ આવે છે. મુલકમાંથી જરૂરી કાચો માલ એટલે કે કપાસ પૂરતા જથામાં મળી રહે તો આખીયે આપણી વસ્તીને માટે જોઈતી ખાદી હાથની મજૂરીથી બનાવી લેવાનું હિંદમાં શક્ય છે એટલું જ નહીં, સહેલું છે. અને હિંદમાં કપાસનો દુકાળ પડ્યાનું કદી મારા સાંભળવામાં આવ્યું નથી. એવો દુકાળ કદી પડે નહીં તેનું એક સાદુંસીધું કારણ છે. આપણે ત્યાં આપણે જોઈએ તેના કરતાં વધારે કપાસની ખેતી હમેશ કરતા આવ્યા છીએ. હજારો રૂની ગાંસડીઓ વરસોવરસ પરદેશ ચડે છે છતાં આપણી મિલોને રૂની ખેંચ કદી ભોગવવી પડી નથી. આજ પહેલાં તમારું સૌ શ્રોતાઓનું ધ્યાન મેં એ બાબત પર ખેંચ્યું છે કે રૂને હાથથી પીંજવાને, સૂતર કાંતવાને અને હાથસાળ પર કાપડ વણવાને કાપડના ઉત્પાદનને લગતાં સર્વ જરૂરી સાધનો અથવા ઓજારો હિંદમાં મળી રહે તેમ છે અને તેવી જ રીતે આપણે ત્યાં અસંખ્ય માણસોની વસ્તી છે. તેથી હું તો એટલું જ કહું છું કે દેશમાં કાપડની તંગી છે એવું જે આપણે બોલ્યા કરીએ છીએ ને માનીએ છીએ તેનું કારણ આપણી જડતા અથવા આપણું આળસ છે, બીજું કશું જ નથી. કાપડ પરનો કંટ્રોલ અથવા સરકારી નિયમન કોઈને જોઈતું નથી. મિલોવાળા

શેઠિયાઓને અંકુશ નથી જોઈતો, મિલોના મજૂરોને નથી જોઈતો, નથી આમપ્રજાને જરૂરી લાગતો. આ નિયંત્રણોથી દેશની ખાનાખરાબી થઈ રહી છે અને બીજા ઉપયોગી ધંધાના રોકાણને અભાવે કાયમના નુકસાન તેમ જ ડખાના કારણરૂપ બનનારા બેકાર તેમ જ આળસુ લોકોના લશ્કરમાં વધારો થયા કરે છે.

### સ્વાવલંબન ને સહકાર

આ સવાલને અંગે નિર્વાસિતોની વાત પર પાછા આવતાં મારે જણાવવાનું છે કે એ લોકો ઉપયોગી કામમાં પોતાનો વખત રોકવાનો નિર્ણય કરે તો પહેલાં પોતાને જરૂરી રજાઈઓ બનાવી લેવાનું પૂરું કરે અને પછી હરેક નિર્વાસિત સ્ત્રી અને પુરુષ પોતાની એકેએક મિનિટ કપાસ પીલવામાં, રૂ પીંજી પૂણી તૈયાર કરવામાં, કાંતવામાં અને કાપડ વણવામાં અને એવાં જ બીજાં કામોમાં ગાળે. લાખોની સંખ્યાના નિરાશ્રિતોના આવી જાતના સહકારથી કાર્ય કરવાના પુરુષાર્થથી જે શક્તિ પ્રકટ થશે તેનાથી દેશભરમાં વીજળીની જેમ નૂતન શક્તિનો સંચાર થશે, લોકો નિરાશ્રિતોના દાખલાનું અનુકરણ કરવાને પ્રેરાશે અને પોતપોતાને જરૂરી વધારાનો ખોરાક ઉગાડી લેવામાં અને પોતાને જરૂરની ખાદી પોતપોતાનાં ઘરોમાં જ બનાવી લેવામાં પોતાનો એકેએક ફાજલ તેમ જ વગર કામે બગડતો કલાક વાપરશે.

### દયાની દેવી

છેવટમાં આજે લેડી માઉન્ટબૅટન સાથે મારે થયેલી મુલાકાતની વાત મારે તમને સૌને જણાવવાની રહે છે. તેઓ દયાની મૂર્તિરૂપ દેવી બનીને બન્ને સંસ્થાનોમાં કાયમ ફરતાં રહે છે, જુદી જુદી છાવણીઓમાં વેરાયેલાં પડેલાં નિરાશ્રિત ભાઈબહેનોની મુલાકાત લે છે, માંદાં અને દુખિયારાંને મળે છે અને એ રીતે તે સૌને જે કંઈ રાહત તેમ જ દિલાસો આપી શકાય તે આપવાની કોશિશમાં મંડચાં રહે છે. કુરુક્ષેત્રની છાવણીની મુલાકાત વખતે ત્યાં રહેતાં ભાઈબહેનોએ તેમને પૂછ્યું કે ગાંધીજી અમારે ત્યાં ક્યારે આવશે? લેડી માઉન્ટબૅટને મને કહ્યું કે આવી આતુરતાભરેલી માગણી મેં એટલાં બધાં

ભાઈબહેનોને મોઢેથી સાંભળી કે મેં તે બધાને આશા આપી કે ગાંધીજી જરૂર તમારી મુલાકાતે આવશે. આ ઉપરથી મેં લેડી માઉન્ટ-બૅટનને ખાતરી આપી કે એવી આશા આપવામાં તમે કશું ખોટું કર્યું નથી, બલકે યોગ્ય જ કર્યું છે. હકીકતમાં પાણીપત જવાનો તો મેં નિશ્ચય જ કર્યો છે કેમ કે ત્યાંના હિંદુ ને મુસલમાન બન્ને મારી મુલાકાત કરવાને આતુર છે. એ જ મુસાફરી દરમિયાન કુરુક્ષેત્રની છાવણી પર જઈ આવવાને મેં ઇરાદો રાખ્યો હતો પણ મને જણાયું કે એકી મુસાફરીએ પાણીપત ને કુરુક્ષેત્ર બન્ને સ્થળોની મુલાકાત પતાવવાનું બને તેમ નથી. તેથી આવતી મહાસભા સમિતિની બેઠક પૂરી થાય ત્યાં સુધી કુરુક્ષેત્રની મુલાકાત મારે મુલતવી રાખવી પડી છે. ત્યાર બાદ મને એવી સૂચના મળી છે કે કુરુક્ષેત્રમાં આવેલી મોટી છાવણીને પહોંચી વળવાને લાઉડસ્પીકરનો બંદોબસ્ત ગોઠવવાનું કામ ભારે છે પણ છાવણીનાં રહેવાસીઓને માટે છાવણીમાં જ રેડિયો સાથે સંબંધ જોડી આપનારું જરૂરી યંત્ર મૂકી દેવામાં આવે તો ત્યાંના બધા રહેવાસીઓને સંબોધીને દિલ્હીમાંથી રેડિયો પરથી બોલવાનું કામ મુશ્કેલ નથી. એટલે હવે એ બંદોબસ્ત થતાં જ મંગળવારે અગર બુધવારે હું કુરુક્ષેત્રની છાવણીનાં ભાઈબહેનોને સંબોધીને બોલી શકીશ અને પાછળથી તેમની મુલાકાતે જઈ આવીશ. દરમિયાન પાણીપતની મુલાકાત પૂરી કરી આવવાની હું ઉમેદ રાખું છું.

# ૫૯

૯–૧૧–'૪૭

પ્રાર્થના પૂરી થયા બાદ શ્રોતાઓને વાંચી સંભળાવવાને લખી આપેલા સંદેશામાં ગાંધીજીએ જણાવ્યું કે આવતી કાલે મારે પાણીપત જવાનું હોવાથી અને ત્યાં પહોંચીને તરત ત્યાંના હિંદુ તેમ જ મુસલમાનો આગળ બોલવાનું હોવાથી મારે આજે વહેલું મૌન લેવું પડયું તે માટે હું દિલગીર છું. ત્યાંથી પ્રાર્થનાને માટે વેળાસર દિલ્હી પાછા આવી જવાની મને ઉમેદ છે એટલે તે વખતે હું બોલી શકીશ. આવતી કાલે હું કુરુક્ષેત્ર જવાનો છું એવી છાપાંઓએ ગેરસમજથી ખોટી બાતમી પ્રસિદ્ધ કરી છે. મેં ચોખ્ખું જાહેર કર્યું હતું કે કુરુક્ષેત્રની નિર્વાસિત છાવણીએ મારે જવું છે પણ તે આવતી અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક પૂરી થાય પછી. અત્યારે તો કુરુક્ષેત્રના નિર્વાસિતોને ઉદ્દેશીને રેડિયો પરથી હું બુધવારે બોલીશ એવી ગોઠવણ છે. એ માટેનો સમય નક્કી થયે જાહેર કરવામાં આવશે.

## દિવાળીની ઉજવણી થાય ખરી?

થોડા દિવસમાં દિવાળીના તહેવાર આવે છે. એ વિષે એક નિર્વાસિત બહેન લખે છે:

"દિવાળીનો તહેવાર ઊજવવો કે નહીં એ સવાલ પર અમારામાંનાં ઘણાંખરાં મૂંઝવણમાં પડયાં છીએ. મારી ભાંગીતૂટી હિંદી જબાનમાં એ સવાલ વિષેના અમારા વિચારો હું તમારી આગળ રજૂ કરું છું. હું જાતે ગુજરાનવાલાથી આવેલી એક નિર્વાસિત છું. ત્યાં મેં મારું બધું ગુમાવ્યું છે. તેમ છતાં આપણને આખરે આપણી સ્વતંત્રતા મળી ગઈ છે તેથી અમારા દિલમાં આનંદ ઊભરાય છે. સ્વતંત્ર હિંદની આ પહેલી દિવાળી થશે તેથી આપણી ફરજ છે કે આપણાં દુ:ખ વિસારી આપણે એ પ્રસંગે ઉજવણીને અર્થે હિંદભરમાં રોશની કરીએ. હું જાણું છું કે તમારું હૃદય અમારે વેઠવી પડતી યાતનાઓને કારણે વ્યથિત છે અને તેથી આખાયે હિંદને તમે ઉત્સવ ન ઊજવવાની સલાહ આપશો.

તમારી સહાનુભૂતિને માટે અમે તમારાં આભારી છીએ. તમારા દિલમાં શોક ઊભરાય છે તે છતાં મારી તમારી પાસે માગણી છે કે બધાયે શરણાર્થીઓ અને બાકીના આખાયે હિંદને તમે આ તહેવાર આનંદથી ઊજવવાને જણાવો અને જેમની પાસે પૈસાનું સાધન છે તેમને જેમની પાસે નથી તેમને સહાય કરવાને કહો. સ્વતંત્રતા મેળવ્યા બાદ હવે પછી બધા તહેવારોની ઉજવણી કરવાનું ડહાપણ ઈશ્વર આપણને આપે એવી મારી તેને પ્રાર્થના છે."

આ અને એમના જેવી બીજી બહેનોની હું પ્રશંસા કરું છું છતાં તે પોતે અને તેમના જેવા વિચારવાળાં બીજાં ખોટી રીતે વિચાર કરે છે એમ મારે કહેવું જોઈએ. જે કુટુંબ પર આપત્તિ આવી પડે છે તે પોતાના ગજા પ્રમાણે તહેવારોની ઉજવણીમાંથી અળગું રહે છે એ આપણો રિવાજ સૌને જાણીતો છે. સર્વ માણસો આખરે એક છે એ સિદ્ધાન્તનો આ એક ઘણો મર્યાદિત દાખલો છે. એ મર્યાદિત પ્રમાણુની વાડ તોડી નાખીએ તો દેખાશે કે હિંદ આખુંય એક કુટુંબ છે. અને મર્યાદામાત્ર નાબૂદ થાય તો આપણે જોઈશું કે સાચે જ આખું વિશ્વ એક કુટુંબ છે. આ મર્યાદાઓને ઓળંગીને જવાનો ઇન્કાર કરવામાં બધી સંસ્કારી લાગણીઓ વિષે નઠોર થવાપણું છે. એવી સંસ્કારી લાગણીઓ મળીને જ માણસની માણસાઈ બને છે. આપણે કેવળ આપણી જ લાગણીઓમાં મસ્ત રહેનારાં સ્વાર્થી ન બનીએ અથવા ખોટી લાગણીઓને તાબે થઈ હકીકતોની અવગણના ન કરીએ. તહેવારની ઉજવણીથી અળગા રહેવાની મારી સલાહ ઘણી જાતના વિચારના વ્યાપક પાયા પર રચાયેલી છે. એક તો લાખો હિંદુ, મુસલમાન અને શીખોને સંડોવનારો નિર્વાસિતોનો સવાલ આપણી સામે ખડો છે. ઉપરાંત, માણસોની કરણીથી ઊભી થયેલી કાં ન હોય, પણ ખોરાક અને કાપડની તંગી છે. અને એથીયે વધારે મોટું કારણ જે લોકો આજે આમ જનતાના અભિપ્રાયને વલણ આપી શકે એવી સ્થિતિમાં છે તેમનું અપ્રામાણિકપણું છે, પોતાને માથે આવી પડેલી આફતમાંથી યોગ્ય ધડો ન લેવાની આફતમાં સપડાયેલા લોકોની મમત છે અને માણસનું પોતાના જેવા જ માણસ તરફનું માણસને ન છાજે તેવું

મોટા પાયા પરનું માણસાઈવિહોણું વર્તન છે. આ આપત્તિમાં આનંદનું કશુંયે કારણ મારી નજરે પડતું નથી. એટલે દૃઢતાથી અને ડહાપણથી ઉજવણીમાં ભાગ લેવાનું અને આનંદ કરવાનું આપણે માંડી વાળીશું તો તેમાંથી આપણને આત્મનિરીક્ષણ અને આત્મશુદ્ધિ કરવાની પ્રેરણા મળશે. મહામહેનતે અને અનેક યાતનાઓ વેઠ્યા પછી આપણે આશીર્વાદ સમાન જે સિદ્ધિ મેળવી છે તે નકામી થઈ જાય એવું કશું આપણે ન કરીએ.

## પરદેશી સંસ્થાનોમાં સ્વતંત્રતા

હવે મારે આ અઠવાડિયા દરમિયાન મારી મુલાકાતે ફ્રેંચ તાબાના હિંદના મુલકમાંથી આવી ગયેલા ભાઈઓ વિષે એ વાત જણાવવાની છે. તેમણે મારી આગળ ફરિયાદ કરી. તેમણે મને કહ્યું કે ચંદ્રનગરમાં સત્યાગ્રહની લડત તરીકે ઓળખાવવામાં આવેલા જે બનાવો બન્યા હતા તે વિષે તમે કંઈક ટીકા કરી હતી. હિંદની ભૂમિ પર આવેલા ફ્રેંચ તાબાના મુલકની પ્રજાની એવી આકાંક્ષા છે કે હિંદી રાજ્ય-સંઘમાં રહી સ્વશાસનના સંપૂર્ણ અધિકાર મેળવવા અને તેની સાથે ફ્રાંસની સંસ્કૃતિની સારી અસરને જાળવી રાખવી. અમારી પ્રજાની એ આકાંક્ષાને કચડી નાંખવામાં તમારી ટીકાનો દુરુપયોગ કરવામાં આવ્યો છે. એ જ ભાઈઓએ આગળ ખબર આપતાં મને જણાવ્યું કે જેમ બ્રિટિશ હકૂમત દરમિયાન બ્રિટિશ હિંદમાં હતા તેમ અમારે ત્યાં ફ્રેંચ હિંદમાં પણ દગાબાજ પાંચમી કતારિયા કહીને ઓળખાવી શકાય એવા લોકો છે, જે પોતાનો હીન સ્વાર્થ પાર પાડવાને સારુ ફ્રાંસના સત્તાવાળાઓ સાથે સહકાર કરે છે અને ફ્રાંસના સત્તાવાળાઓ પોતાને પક્ષે અમારા સંસ્થાનની પ્રજાની સ્વાભાવિક આકાંક્ષાઓને કચડી નાખવા ધારે છે. ફ્રેંચ તાબાના પ્રદેશમાંથી આવેલા આ ભાઈ-ઓએ મને આપેલી બાતમી સાચી હોય તો મને ઘણી દિલગીરી થાય છે. એ ગમે તેમ હો, મારો અભિપ્રાય તદ્દન સ્પષ્ટ છે. પરદેશી હકૂ-મતોની આણ નીચેનાં આ નાનાં અને છૂટાંછવાયાં વેરાયેલાં ટાપાંઓમાં વસતી પ્રજા પોતાના જ કરોડો દેશબાંધવોને બ્રિટિશ અમલમાંથી સ્વતંત્ર થયેલા જોઈને હવે ગુલામી સ્વીકારી હાથપગ જોડી બેસી

નહીં રહે. ચંદ્રનગરને વિષે મૈત્રીનું જે નાનકડું કાર્ય મેં કર્યું હતું તેનો કોઈ અવળો અર્થ કરે અને તેમાંથી એવી મતલબ તારવે કે હિંદનાં પરદેશી કબજાનાં સંસ્થાનોની પ્રજાનો ઊતરતો દરજ્જો હું ચલાવી લેવા માગું છું એ જોઈને મને નવાઈ થાય છે. તેથી મને આપવામાં આવેલી બાતમીને હકીકતનો પાયો નહીં હોય અને મહાન ફ્રેંચ પ્રજા હિંદમાં કે બીજે કાળી કે ઘઉંવર્ણી પ્રજાઓને દબાવવાના કામમાં સામેલ નહીં થાય એવી હું આશા રાખું છું.

## ૬૦

૧૦-૧૧-'૪૭

### ઈશ્વરના સેવક બનો

પ્રાર્થના પૂરી થયા પછી પોતાના પ્રવચનમાં ગાંધીજી બોલ્યા કે આજની પ્રાર્થનામાં ગવાયેલા ભજનમાં કહ્યું છે તે પ્રમાણે મીરાંબાઈની માફક આપણે એકમાત્ર ઈશ્વરના સેવક બનીને રહીએ તો આપણાં સર્વ આધિ, વ્યાધિ ને ઉપાધિ દૂર થાય. હવે પછી હું જે કંઈ કહેવાનો છું તે પરથી હું આ કેમ કહું છું તે તમને સૌને સમજાશે. જૂનાગઢ વિષેની બધી ખબરો તમે સૌએ છાપાંઓમાં જોઈ હશે. રાજકોટથી મળેલા બે તાર પરથી મારી ખાતરી થઈ છે કે છાપાંઓમાં આવેલા સમાચારો લગભગ બધા સાચા અને બરાબર છે. જૂનાગઢના દીવાન ભૂટ્ટોસાહેબ અત્યારે કરાંચીમાં છે. નવાબસાહેબ પણ ત્યાં જ બેઠા છે. નાયબ દીવાન મેજર હારવે જોન્સ જૂનાગઢમાં છે. જૂનાગઢ રાજ્યને હિંદી રાજ્યસંઘમાં જોડવામાં એ બધાયે સામેલ છે. કાયદે આઝમ મહમદઅલી ઝીણા પણ એમાં સામેલ હોવા જોઈએ એવું અનુમાન તમે કરો તો ખોટું નહીં થાય. અને એ અનુમાન સાચું હોય તો આગળ ચાલીને તમે બીજું એવું અનુમાન પણ કરો કે હવે કાશ્મીર અને હૈદરાબાદને લગતો ઝઘડો પતી જશે તો તેમાંયે ઝાઝું ખોટું નથી. એથીયે આગળ વધું તો હું કહું કે હવે

પરિસ્થિતિ સુધરશે, બન્ને સંસ્થાનો એકબીજાનાં મિત્ર બનીને રહેશે અને બધાં કામ પરસ્પર સહકારથી કરશે. આ બધું તમને જણાવતી વખતે હું કાયદે આઝમનો પાકિસ્તાનના ગવર્નર–જનરલ તરીકે ખ્યાલ કરતો નથી. એ હોદ્દાની રૂએ પાકિસ્તાનના રાજકાજમાં માથું મારવાનો તેમને કાયદેસરનો અધિકાર નથી. ગવર્નર–જનરલ તરીકે આપણે ત્યાં જેવું લૉર્ડ માઉન્ટબૅટનનું તેવું જ પાકિસ્તાનમાં તેમનું સ્થાન છે. લૉર્ડ માઉન્ટબૅટન આપણા કેવળ બંધારણી ગવર્નર–જનરલ છે. દીકરાથીયે અદકો પોતાનો ભત્રીજો બ્રિટિશ રાજ્યની ગાદીની વારસ રાજકન્યા સાથે પરણે છે તેના લગ્નમાંયે પોતાની સરકારની રજાથી જ તેઓ ગયા છે અને આ માસની ચોવીસમી તારીખે પાછા ફરનાર છે. એટલે આ પહેલાં ઝીણા સાહેબની મેં વાત કરી તે આજની મુસ્લિમ લીગના ધડવૈયા તરીકે કરી હતી. પાકિસ્તાનને લગતી કોઈ પણ બાબત એમની જાણ બહાર અને પરવાનગી વિના બની ન શકે. એટલે મને લાગે છે કે જૂનાગઢ હિંદી રાજ્યસંઘમાં સામેલ થયું તેની પાછળ કાયદે આઝમનો હાથ હોય તો એ બહુ સારું લક્ષણ છે.

### પાણીપતની મુલાકાત

પરંતુ આજે તો મારે તમને સૌને મારી પાણીપતની મુલાકાતની વાત કરવી હતી. મૌલાના અબુલ કલામ આઝાદ મારી સાથે આવ્યા હતા. રાજકુમારી અમૃતકોર પણ મારી જોડે આવનાર હતાં. પણ તેઓ સરકારી કચેરીમાં કામમાં રોકાઈ પડ્યાં અને મારા ઘડિયાળમાં સાડાદશ વાગ્યા એટલે તેમની વધારે વાટ જોવાનું મને ફાવે તેવું નહોતું. પાણીપત જઈ આવવાનું બની શક્યું તેથી હું રાજી થયો. ત્યાંની ઇસ્પિતાલમાં પડેલા મુસ્લિમ દરદીઓને હું મળ્યો. તેમનામાંના થોડાને કારમા ઘા વાગ્યા હતા પરંતુ તેમની બની શકે તેટલી બધી સંભાળ લેવાતી હતી. એ માટે રાજકુમારીએ ત્યાં ચાર દાક્તરો, નર્સો અને દવાદારૂ અને પાટાપુટી વગેરે તબીબી સાધનો મોકલ્યાં છે. ઇસ્પિતાલમાંથી પરવારી અમે બધા મુસલમાનોના આગેવાનને, સ્થાનિક હિંદુઓને અને શરણાર્થીઓના પ્રતિનિધિઓને મળ્યા. ત્યાં વીસ હજારથીયે વધારે શરણાર્થીઓ એકત્ર થયા છે એવી બાતમી અમને

આપવામાં આવી. છાવણીના બંદોબસ્ત પર દેખરેખ રાખનારા બે સરકારી અમલદારો જિલ્લાના કલેક્ટર અને પોલીસ દળના વડાએ અમને જણાવ્યું કે હજી વધારે નિર્વાસિતો આવ્યા જ કરે છે અને તેથી અમે બંને મૂંઝાઈએ છીએ. તમને સૌને જણાવતાં મને આનંદ થાય છે કે પાણીપતના હિંદુ તેમ જ મુસલમાન અને ઉપરાંત નિર્વાસિતો એ બન્ને અમલદારોની ખૂબ તારીફ કરતા હતા. ત્યાર પછી સુધરાઈની કચેરી આગળ એકઠા થયેલા નિર્વાસિતોને અમે મળ્યા. ત્યાં મેં જાણ્યું કે શરણાર્થીઓએ પાકિસ્તાનમાં ખૂબ વેઠ્યું હતું. અહીં પાણીપતમાં પણ તેમને માથે ઓછું વીતતું નહોતું. ત્યાં ઠરીઠામ થઈને રહેવાનું તો ક્યાંથી હોય? તેમનામાંના કેટલાકને તો રેલવે સ્ટેશન પરના ગાડીઓમાંથી ઊતરવાને બનાવેલા ઓટલા પર પડી રહેવું પડે છે અને ઘણાને તો ઓઢવાના ઝાઝાં સાધન વિના જ ખુલ્લામાં રહેવું પડે છે. આમ છતાં એ બધા જરાયે અકળાયેલા લાગતા નહોતા અને અમે તેમને જઈને મળ્યા તેથી રાજી થયેલા લાગતા હતા. પાણીપતના કલેક્ટરને કે બીજા કોઈ પણ અમલદારને આગળથી કશીયે ખબર પહોંચાડ્યા વિના નિર્વાસિતોને ત્યાં ખડકવામાં આવે છે એમાં મને નિર્દયતા દેખાય છે. ગાડીઓ સ્ટેશન પર આવીને ઊભી રહે પછી જ બિચારા અમલદારોને ખબર પડે કે કેટલા નિર્વાસિતો આવ્યા. આ દશા બહુ દિલગીર થવા જેવી કહેવાય. નિર્વાસિતોમાં સ્ત્રીઓ છે, બાળકો છે અને ઘરડાંઓ પણ છે. મને એવી બાતમી પણ આપવામાં આવી કે સ્ત્રી નિર્વાસિતોમાંથી કોઈકને તો પ્રસૂતિ પણ સ્ટેશનના પ્લૅટફૉર્મ પર જ થઈ હતી!

### ડૉ. ગોપીચંદ

આ બધું પૂર્વ પંજાબમાં બને છે. ત્યાંની સરકારના વડા પ્રધાન ડૉ. ગોપીચંદ છે. ડૉ. ગોપીચંદ મારા જૂના અને કીમતી સાથી છે. વરસોના પરિચયથી હું જાણું છું કે પંજાબીઓ પર ઘણો પ્રભાવ પાડી શકે એવા એઓ કાબેલ વ્યવસ્થાપક છે. હરિજન સેવક સંઘ, અખિલ ભારત ચરખા સંઘ તેમ જ અખિલ હિંદ ગ્રામ ઉદ્યોગ સંઘનું કામ તેમણે પંજાબમાં કર્યું છે. એ બધા પરથી મને લાગતું હતું કે પૂર્વ

પંજાબના વહીવટનું કામ ડૉ. ગોપીચંદ ભાર્ગવના ગજા બહારનું નહીં હોય. પરંતુ પાણીપતમાં મેં જે જોયું તે જ જો એમની કાર્યકુશળતાનો અને કામગીરીનો નમૂનો હોય તો એમની સરકારને માટે ખરે જ શરમાવા જેવું કહેવાય. કોઈ પણ પ્રકારની બાતમી આગળથી પહોંચાડચા વિના શરણાર્થીઓને ગમે તેમ ગમે ત્યાં કેમ નાખવામાં આવે છે? તેઓ જ્યાં જાય ત્યાં તેમને સામા લેવા જવાનો અને રહેવાનો પૂરતો બંદોબસ્ત કેમ નથી? કોણ કોણ અને કેટલાં નિરાશ્રિતો આવનાર છે એની અમલદારોને આગળથી ખબર કેમ પડતી નથી? આમાં વળી ગઈ કાલે મને એવી ખબર આપવામાં આવી કે ગુરગાંવ જિલ્લામાં ત્રણ લાખ મુસલમાનોને ભડકાવીને ઘરબારમાંથી ભગાડી મૂકવામાં આવ્યા છે. એ બધા ધોરી રસ્તાને લાગીને આવેલા મેદાનમાં ખુલ્લામાં પડચા છે અને એવી અપેક્ષા રાખવામાં આવે છે કે તેઓ પોતાનાં કુટુંબ અને બાળબચ્ચાં તેમ જ ઢોરઢાંખર સાથે પંજાબની કડકડતી ટાઢમાં ત્રણસો માઈલની પગપાળા કૂચ કરીને પાકિસ્તાનમાં ચાલી જશે. આ વાત મારા માન્યામાં આવતી નથી. મારા મિત્રોએ મારી આગળ આ બાતમીને અંગે જે વર્ણન કર્યું છે તેમાં કંઈક ભૂલ થતી લાગે છે અને હજીયે મને આશા રહે છે કે એ બાતમી ખોટી અથવા કંઈ નહીં તો ઘણી જ અતિશયોક્તિભરેલી હશે. પરંતુ પાણીપતમાં મેં જોયું તે પછી હવે મારી આશા ડગવા માંડી છે. એ બધું ગમે તે હો, હું આશા રાખું છું કે ડૉ. ભાર્ગવ અને તેમના સરકારમાંના સાથીઓ સવેળા જાગ્રત થઈ નિર્વાસિતોની સંભાળ માટેનો પૂરો બંદોબસ્ત નહીં થાય ત્યાં લગી જંપશે નહીં. ખૂબ આગળથી વિચાર કરી લેવાની દીર્ઘદૃષ્ટિ અને ખડે પગે જાગતા રહ્યા વિના એ કામ બને તેવું નથી.

## ૬૧

૧૧-૧૧-'૪૭

### જૂનાગઢ

પ્રાર્થના પૂરી થયા પછી પ્રાર્થનાસભામાં એકઠાં મળેલાં શ્રોતાઓને સંબોધીને પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે જૂનાગઢ રાજ્યના દીવાન તેમ જ નાયબ દીવાન બન્નેની વિનંતિથી આરઝી હકૂમતે જૂનાગઢ રાજ્યમાં પ્રવેશ કર્યો એના સમાચાર મેં ગઈ કાલે સાંજે આપ્યા હતા. જૂનાગઢની પ્રજા વતી ચલાવવામાં આવેલી પ્રજાકીય લડતનો આવો રૂડો અંત આવેલો મને દેખાતો હતો. પણ તેને માટે હું તૈયાર નહોતો તેથી એ સમાચાર કંઈક આનંદ સાથે પણ કંઈક અચંબા સાથે મેં તમને આપ્યા હતા. વળી ગઈ કાલે જ મેં મારા મનમાં રહેલો ડર પણ તમારી આગળ વ્યક્ત કર્યો હતો કે જૂનાગઢના અમલદારોએ કરેલી વિનંતિને કાયદે આઝમની મંજૂરીની મહોર નહીં વાગી હોય તો એ બધો આનંદ કંઈક કવેળાનો નીવડશે. તેથી હવે તમને સૌને જાણીને દિલગીરી તેમ જ નવાઈ થશે કે જૂનાગઢની વસ્તીની વતી આરઝી હકૂમતે જૂનાગઢનો કબજો લીધો તેની સામે પાકિસ્તાનના સત્તાવાળા પોતાનો વિરોધ બતાવે છે અને માગણી કરે છે કે "રાજ્યના પ્રદેશમાંથી હિંદી સરકારનું લશ્કર ખસેડી લેવું જોઈએ, હકદાર સરકારને જૂનાગઢનો વહીવટ સોંપી દેવો જોઈએ અને હિંદી રાજ્યસંઘમાંથી કેટલાક લોકોએ જૂનાગઢમાં કરવા માંડેલી હિંસા તથા જૂનાગઢ પરની ચડાઈ તત્કાળ અટકાવી દેવી જોઈએ.'' આગળ વધીને પાકિસ્તાનના સત્તાવાળાઓ દલીલ ઉઠાવે છે કે હિંદી સંસ્થાન સાથે કાયમના અગર કામચલાઉ કોઈ પણ પ્રકારના સમાધાનની વાટાઘાટ ચલાવવાનો અથવા એવું સમાધાન કરવાનો જૂનાગઢના દીવાનને અગર નવાબને કાયદેસરનો અધિકાર નથી. અને હિંદી

સંસ્થાનની સરકારનું જૂનાગઢને લગતું કાર્ય "પાકિસ્તાનના મુલક પરના અત્યાચારરૂપ ચોખ્ખેચોખ્ખા આક્રમણનું હોઈ ને આંતરરાષ્ટ્રીય વહેવારના કાનૂનના ભંગ સમાન છે."

## હિંદી રાજ્યસંઘ સાથે જોડાણ

છાપાંઓમાં ગઈ કાલે આવેલાં નિવેદનો મુજબ મને ક્યાંયે હિંદી સરકારે પાકિસ્તાનના મુલકનો બળજબરીથી કબજો લીધો હોય અગર આંતરરાષ્ટ્રીય કાનૂનનો ભંગ કર્યો હોય એવું લાગતું નથી. જૂનાગઢની પ્રજાની વતી આરઝી હકૂમતે ચલાવેલી આખીયે પ્રવૃત્તિમાં મને મારી સમજ પ્રમાણે ક્યાંયે ગેરકાયદે કામ નજરે પડતું નથી. આખાયે કાઠિયાવાડના પ્રદેશની સલામતીને માટે કાઠિયાવાડનાં બીજાં રજવાડાંઓની વિનંતિથી હિંદી રાજ્યસંઘે પોતાના લશ્કરનો ઉપયોગ ત્યાં બેશક થવા દીધો છે. એટલે આ આખાયે કામમાં મને ક્યાંય ગેરકાયદેપણું દેખાતું નથી અને જૂનાગઢના દીવાને મારી નજરે જે ગુલાંટ મારેલી દેખાય છે તેના સમર્થનમાં કશું કારણ મળતું નથી. આ આખીયે બાબતને હું જે રીતે જોઉં છું તે આ પ્રમાણે છે. મને જણાવવામાં આવે છે કે જૂનાગઢના રાજ્યની વસ્તીના પંચ્યાસી ટકા હિંદુઓ છે અને પોતાની પ્રજાની મંજૂરી વિના પોતાના રજવાડાને પાકિસ્તાન રાજ્યમાં જોડી દેવાનો નવાબસાહેબને કોઈ જાતનો અધિકાર નથી. વળી ગિરનાર પર્વતનું યાત્રાનું ધામ જૂનાગઢના મુલકમાં આવેલું છે. ત્યાંનાં મંદિરો પાછળ હિંદુઓએ કરોડો રૂપિયા ખરચ્યા છે અને હિંદભરમાંથી હજારો યાત્રાળુઓ ત્યાં દર વરસે યાત્રાએ આવે છે. આઝાદ હિંદમાં હવે હિંદના આખાયે મુલકની માલકી પ્રજાની છે. કોઈ છૂટાંછવાયાં રજવાડાંનો અંગત રીતે તે મુલક પર હવે કોઈ જાતનો માલકી દાવો રહ્યો નથી. રજવાડાંઓ પોતાની પ્રજાના ટ્રસ્ટી બનીને રહે તો જ તેમનો દાવો નભી શકે અને તેથી પોતાના હરેક કામમાં તેમણે પોતાની પ્રજાએ આપેલો અધિકાર રજૂ કરવો જોઈએ. રજવાડાંના રાજા પોતે પ્રજાના કેવળ પ્રતિનિધિ છે એ વાતનું તેમને ભાન થયું નથી અને રાજ્યના મુલકના સાચા માલિક તરીકે પોતાની

શક્તિ તેમ જ અધિકાર કેટલો છે તેનું ભાન થોડા જૂજ ગૌરવ લેવા જેવા અપવાદો બાદ કરતાં રજવાડાંઓમાં વસતી એકંદર પ્રજાને હજી થયું નથી તેથી હું જે સિદ્ધાન્તનું પ્રતિપાદન કરું છું તેમાં કશી ખામી આવતી નથી. એટલે એક અથવા બીજા સંસ્થાનમાં રજવાડાંને સામેલ કરવાનો અધિકાર કોઈને હોય તો તે તે રાજ્યની પ્રજાનો છે. વળી પોતાની પ્રવૃત્તિને કોઈ પણ તબક્કે આરઝી હકૂમતે જૂનાગઢની પ્રજાનું પ્રતિનિધિત્વ ગુમાવ્યું હોય તો તે લોકો રાજ્યનો ગેરકાયદે કબજો લેનારા દરોડાખોરો લેખાય, બન્ને સંસ્થાનોની તેમને જૂનાગઢમાંથી હાંકી કાઢવાની ફરજ થઈ પડે અને અંગત રીતે કોઈ રજવાડાનો રાજા પોતાની પ્રજાનો મુલક બેમાંથી એકાદ સંસ્થાનમાં જોડી દે તો તેનું સમર્થન દુનિયાની આગળ કદી ન કરી શકે. એ રીતે હું માનું કે નવાબસાહેબે જૂનાગઢનું પાકિસ્તાન સાથે કરેલું જોડાણ મૂળમાં જ ગેરકાયદે હોઈ ફોક ઠરે છે. અલબત્ત, નવાબસાહેબે પાકિસ્તાનમાં કરેલા જૂનાગઢના જોડાણને જૂનાગઢની પ્રજાની મંજૂરીની મહોર મળેલી સાબિત થાય તો વાત જુદી છે. જૂનાગઢ રાજ્યે આખરે કયા સંસ્થાનમાં જોડાવું એને વિષે તકરાર ઊઠે તો તેનો નિર્ણય યોગ્ય રીતે કોઈ પણ પ્રકારની બળજબરી વિના, બલકે તેનો દેખાવ સરખો થયા વિના જૂનાગઢની પ્રજાને પૂછી તેનો મત જાણીને જ થઈ શકે. પાકિસ્તાનની સરકારે અને હવે વળી જૂનાગઢના દીવાને આ સવાલને અંગે જે વલણ અખત્યાર કર્યું છે તેથી એક વિચિત્ર પરિસ્થિતિ ઊભી થઈ છે. આમાં પાકિસ્તાન સરકારની વાત સાચી કે હિંદી રાજ્યસંઘની સરકારની વાત સાચી તેનો ફેંસલો કોણ કરે? તરવારને જોરે ફેંસલો મેળવવાની વાત આમાં હોય નહીં. એટલે આ ગૂંચમાંથી ઉકેલ કાઢવાનો એક જ માનભરેલો રસ્તો હમેશના રિવાજ મુજબ પ્રાચીન લવાદીની પદ્ધતિ અખત્યાર કરવાનો છે. એ કામની જવાબદારી ઉપાડવાની શક્તિવાળાં સ્ત્રીઓ ને પુરુષો હિંદમાં પૂરતી સંખ્યામાં મળી શકે એમ છે. એમ છતાં બન્ને પક્ષો હિંદીઓને એવી લવાદી સોંપવાને રાજી ન હોય તો મને પોતાને દુનિયાના કોઈ પણ ભાગમાંથી કોઈ પણ નિષ્પક્ષ માણસને એ કામ સોંપાય તેમાં જરાયે વાંધો લાગતો નથી.

## કાશ્મીર અને હૈદરાબાદ

છેવટમાં મારે એટલું જ કહેવાનું રહે છે કે જે વાત જૂનાગઢને તે જ કાશ્મીરને અને હૈદરાબાદને પણ લાગુ પડે છે. પોતપોતાની પ્રજાની જાહેર સંમતિ વિના એમાંથી એકે સંસ્થાનમાં જોડાવાનો કાશ્મીરના મહારાજાસાહેબને અથવા હૈદરાબાદના નિઝામને કોઈ પ્રકારનો અખત્યાર નથી. મને ખબર છે તે પ્રમાણે કાશ્મીરની બાબતમાં આ ચોખવટ થયેલી છે. એકલા મહારાજાસાહેબ અંગત રીતે હિંદી રાજ્યસંઘમાં જોડાવા માગતા હોત તો એવા જોડાણને હું સમર્થન ન આપી શકત. કાશ્મીરના હિંદી રાજ્યસંઘ સાથેના જોડાણને કામચલાઉ સંમતિ આપવામાં આવી હતી કેમ કે મહારાજા અને કાશ્મીર તેમ જ જમ્મુની પ્રજાની વતી શેખ અબદુલ્લા બંને એવું જોડાણ ઇચ્છતા હતા. શેખ અબદુલ્લા કાશ્મીર ને જમ્મુના કેવળ મુસલમાનોના નહીં પણ સમગ્ર પ્રજાના પ્રતિનિધિ હતા તેટલા કારણસર આમાં તેમનો સંબંધ આવે છે.

## કાશ્મીરના ભાગલા?

મારે કાને એવો અણસાર આવ્યો છે કે કાશ્મીરના બે ભાગ થઈ શકે અને તેમાંથી જમ્મુનો પ્રદેશ હિંદુઓને અને કાશ્મીરનો મુસલમાનોને સોંપી શકાય. નિષ્ઠા અથવા વફાદારીની ભાવનાની આવી ચૂંથાચૂંથ કરવાનો અને હિંદનાં રજવાડાંઓના આવા કકડા પાડવાનો વિચાર હું કરી શકતો નથી. તેથી મને આશા છે કે કંઈ નહીં તો માત્ર લાખો હિંદીઓને મજબૂરીથી નિર્વાસિતો બની નિરાધાર થવાનો વારો ન આવે તેટલા ખાતર તેમનો વિચાર કરી કોઈ વિચિત્ર વસમી પરિસ્થિતિ ઊભી થતી ટાળવાને હિંદના આખાયે પ્રદેશમાં ડહાપણનો અમલ કાયમ રહેશે.

## ૬૨

૧૧-૧૧-'૪૭

### દિવાળીની મુબારકબાદી

પ્રાર્થના પૂરી થયે પોતાનું પ્રવચન શરૂ કરતાં સૌથી પ્રથમ ગાંધીજી બોલ્યા કે આજે દિવાળીનો દિવસ છે એટલે એ શુભ પ્રસંગે હું તમને સૌને મુબારકબાદી ઇચ્છું છું. આપણા પંચાંગમાં એ દિવસ બહુ મોટો ગણાયો છે. વિક્રમ સંવત મુજબ નવું વરસ આવતી કાલે ગુરુવારે બેસશે. દિવાળીના તહેવારની ઉજવણીમાં હમેશ દીવા જલાવી રોશની શા સારુ કરવામાં આવે છે તે આપણે સૌએ બરાબર સમજી લેવું જોઈએ. રામ અને રાવણ વચ્ચેના યુદ્ધમાં સર્વ દૈવી તત્ત્વોના પ્રતિનિધિ રામે સર્વ આસુરી તત્ત્વોના પ્રતિનિધિ રાવણને પરાજય આપ્યો. એ વિજયથી રામરાજ્યની સ્થાપના થઈ.

### સાચી રોશની

અફસોસ! આજે હિંદમાં રામરાજ્ય નથી; તો પછી આપણે દિવાળીની ઉજવણી કઈ રીતે કરી શકીએ? રામના વિજયની ઉજવણી તેણે જ કરવાની હોય જેના દિલમાં રામ વસેલા હોય કેમ કે માણસોનાં દિલને અથવા આત્માને અજવાળવાને એક ઈશ્વર જ સમર્થ છે અને એ અજવાળાની જ કિંમત છે. આજે પ્રાર્થનામાં ગવાયેલા ભજનમાં કવિ ઈશ્વરના દર્શનની વાત પર ભાર મૂકે છે. ટોળેટોળાં માણસો જલાવેલા દીવાની એ રોશની જોવાને જાય છે પરંતુ આજે આપણને માણસના દિલમાં પ્રેમનું અજવાળું પ્રગટાવવાની જરૂર છે. એવું અજવાળું તમે સૌ તમારા દિલમાં પ્રગટાવો તો જ આજના દિવસે મુબારકબાદી મેળવવાને લાયક બનો. આજની ઘડીએ હજારો બલકે લાખો લોકો કારમી આફતમાં ઘેરાયા છે. તો શું તમારામાંથી એકેએક જણ હૃદય પર હાથ મૂકીને કહી શકશે કે એ આફતમાં સપડાયેલાંઓમાં હિંદુ છે કે શીખ છે કે મુસલમાન છે એ વાતની જરાયે પંચાત ન

કરતાં અમે તે બધાંને અમારાં ભાઈબિહેન માનીએ છીએ? આ તમારે સૌને માટેની કસોટી છે. રામ અને રાવણ દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે માણસના દિલમાં ચાલતા આવેલા સનાતન દ્વંદ્વયુદ્ધના પ્રતીક છે અને તેથી અજવાળું એ દિલમાંથી પ્રગટ થવું જોઈએ.

## કલંકિત કાશ્મીર

આજે જ ધવાયેલા કાશ્મીરની મુલાકાતે જઈને પંડિત જવાહરલાલ નેહરુ પાછા આવ્યા. કાશ્મીર ગયા હતા તેથી તેઓ ગઈ કાલની અને આજે સાંજની કૉંગ્રેસની કારોબારીની સભામાં હાજર રહી શક્યા નહોતા. મારે માટે બારામૂલાથી તેઓ થોડાં ફૂલ લેતા આવ્યા છે. કુદરતની આ બક્ષિસ હમેશ રળિયામણી હોય છે પરંતુ રક્તપાત અને લૂંટફાટના બનાવોથી એ રળિયામણી ભૂમિની શોભા આજે કલંકિત થઈ છે. જમ્મુમાં પરિસ્થિતિ બરાબર ન હોવાથી પંડિતજી ત્યાં પણ જઈ આવ્યા.

શ્રી શામળદાસ ગાંધી અને શ્રી ઢેબરે પોતાને દોરવણી આપવાને અને રસ્તો સુઝાડવાને સરદારને બોલાવ્યા હતા એટલે તે પણ જૂનાગઢ જઈ આવ્યા. ઝીણાસાહેબ અને ભૂતોસાહેબ આજે રોષ ભરાયા છે કેમ કે તે બન્ને માને છે કે હિંદી સરકારે તેમની સાથે દગો કર્યો છે અને તે સરકાર જૂનાગઢને હિંદી રાજ્યસંઘમાં સામેલ થવાની ફરજ પાડે છે.

## વેર ને વહેમ કાઢી નાખો

આપણી આખી ભૂમિમાં શાન્તિ અને શુભેચ્છાનું સામ્રાજ્ય સ્થાપવાને પોતપોતાના હૃદયમાંથી વેર અને વહેમની લાગણી નાબૂદ કરવાની સૌની ફરજ છે. સૌને પોતાના દિલમાં હરિ વસેલા નહીં જણાય અને સૌ અંદર અંદરના નજીવા મતભેદ વીસરી નહીં જાય, તો કાશ્મીરમાં અગર જૂનાગઢમાં વિજય મળશે તેથી કશો અર્થ સરવાનો નથી. ડરના માર્યા જે મુસલમાનો હિંદમાંથી ભાગી ગયા છે તે બધાયને અહીં પાછા લાવીને ઠરીઠામ પાડવામાં ન આવે ત્યાં સુધી દિવાળીની સાચી ઉજવણી કદી થઈ શકવાની નથી. અને હિંદુઓ તેમ જ શીખોની બાબતમાં પાકિસ્તાન એવું નહીં કરે તો તે જીવી શકનાર નથી.

આજે કુરુક્ષેત્રના નિર્વાસિતોને ઉદ્દેશીને એ વાત કહેવાને હું અહીંના રેડિયોઘર પર જઈ આવ્યો.

કારોબારી સમિતિની સભાને અંગે આજે તો મારે તમને એટલું જ જણાવવાનું છે કે મારાથી એ વિષે તમને જે કહેવાય એવું હશે તે હું તમને સૌને કાલે કહીશ. છેવટમાં વિક્રમ સંવતના આજના છેલ્લા દિવસે મારે તમને એટલું જ કહેવાનું કે હું આશા રાખું છું કે આવતી કાલથી શરૂ થતા નવા વરસમાં તમારા સૌનું અને હિંદનું કામ રૂડી રીતે ચાલો અને તમે સૌ એકબીજાની અને એકલા હિંદની નહીં પણ હિંદ દ્વારા સારા જગતની સેવા કરવાને સમર્થ થાઓ તેટલા ખાતર તમારા સૌના દિલમાં ઈશ્વર પ્રેમનો ચિરાગ પ્રગટાવો.

## ૬૩

**૧૩-૧૧-'૪૭**

### વિક્રમ સંવત

પ્રાર્થના પૂરી થયા બાદ પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે ગઈ કાલે મેં દિવાળીનો ઉલ્લેખ કરેલો તેવી રીતે આજે બેસતા વરસના શુભ દિવસની વાત પણ કરી લઉં.

આજે સૌથી પહેલાં તો આપણે ત્યાં સર્વ સ્થળે ચાલતા આવેલા એક રિવાજ તરફ મારે તમારા સૌનું ધ્યાન ખેંચવું છે. વરસને અંતે આવતી દિવાળી ઊજવવાનો અધિકાર મળે તેટલા ખાતર આપણે ત્યાં પાછલી સાલના કરતાં નવી સાલમાં વધારે રૂડી રીતે ચાલવાના ઠરાવો લખી વાંચી જવાનો રિવાજ છે. દિવાળીની ઉજવણીનો અર્થ પછી એવો થાય કે ઉજવણીમાં ભાગ લેનારા સૌએ પોતપોતાના ઠરાવોનો સફળતાપૂર્વક અમલ કર્યો છે.

### આસુરી તત્ત્વો પર વિજય મેળવો

બીજા લોકો પાકિસ્તાનમાં અથવા હિંદી રાજ્યસંઘમાં કંઈ કરે અગર ન કરે તોપણ મુસલમાનોના સારા મિત્રો બનવાનો તમે સૌ

શ્રોતાઓ ઠરાવ કરશો અને તેને પાર પાડશો એવી હું આશા રાખું છું. એવો ઠરાવ તમે કરો એનો અર્થ એવો થાય કે તમે સૌ તમારા અંતરમાં રહેલાં આસુરી તત્ત્વો પર આખી સાલ દરમિયાન જીત મેળવતા રહેશો અને દૈવી સંપત્તિના પ્રભુ રામને તમારા અંતરના સિંહાસન પર સ્થાપશો. સાથે સાથે મારે તમને એક બીજી નાનીશી વાત પણ જણાવી લેવાની રહે છે. મને ખબર આપનારાં ભાઈબહેનો કહે છે કે દરવરસે તો દિવાળીને દિવસે ભવ્ય રોશની થતી હતી પણ ગઈ કાલે તો આવતું આખું વરસ અંધકારમાં જાય એવા અપશુકન ન થાય એવા વહેમથી નજીવી થોડીઘણી રોશની થયેલી નજરે પડતી હતી. આને હું વહેમ કહીને ઓળખાવું છું કેમ કે બહાર ગમે તેવી ઝગઝગતી રોશની કરો પણ તેનું કોઈ લક્ષણ અંતરમાં ન દેખાતું હોય તો તેનો કશો અર્થ નથી.

*

## પાછું પગલું કેવું ?

ગઈ કાલે મેં તમને વચન આપ્યું હતું કે કારોબારી સમિતિમાં શું કામકાજ થયું તે વિષે હું આવતી કાલે તમને બની શકશે તેટલું જણાવીશ; તે મુજબ કારોબારીની ત્રણ બેઠકો થઈ તેમાં જે વાતો થઈ તેમાંનું તમને જણાવવા જેવું જણાવું. સૌથી પહેલાં તો એ વાત તમને સૌને જણાવતાં મને આનંદ થાય છે કે અખિલ હિંદ મહાસભા સમિતિ આગળ રજૂ કરવાને કારોબારીએ ચોક્કસ ઠરાવ ઘડ્યો નથી છતાં કારોબારીના સભ્યો અને ખાસ નિમંત્રણથી સભામાં આવેલા બીજા સૌ એકમતે સંમત થયા કે કોંગ્રેસ પોતાના જન્મથી આજ સાઠથીયે વધારે વર્ષ સુધી સંપૂર્ણ કોમી એખલાસનું ધ્યેય નજર સમક્ષ રાખી તેને માટે કાર્ય કરતી આવી છે ને ભારે જોખમોની સામેયે ટકાવી રાખેલી પોતાની સંપૂર્ણ એખલાસની અખંડ કારકિર્દીને આજે છેહ દઈ હવે પાછું પગલું ન ભરી શકે. એ સૌ સભ્યોના દિલમાં એક વાત સ્પષ્ટ હતી કે ભલે થોડા વખતને માટે કોંગ્રેસને લઘુમતીની સ્થિતિમાં મુકાવું પડે તોયે તે કસોટીનો હોંસથી સામનો કરીનેયે તેણે હાલમાં ફેલાયેલા ઉન્માદના ભોગ ન જ બનવું જોઈએ.

## ધર્મમાં જબરજસ્તી કેવી ?

વંશ, જાતિ અગર ધર્મની પરવા રાખ્યા વિના જે મુક્તિથી સમાનતા ન સ્થપાતી હોય તે મુક્તિની કૉંગ્રેસને મન કશી કિંમત નથી. એટલે કે કૉંગ્રેસ અને તેના તરફથી રાજનો વહીવટ ચલાવતી કોઈ પણ સંસ્થા હમેશ શુદ્ધ લોકશાહી ઢબની પ્રજાકીય સંસ્થા રહેવી જોઈએ અને તેણે હરેક વ્યક્તિને રાજ્યની કોઈ પણ જાતની દખલ વિના પોતાને રુચે તે ધર્મ પાળવાની સ્વતંત્રતા આપવી જોઈએ. એક જ રાજ્યના છત્ર નીચે એક જ ધ્વજની છાયામાં વસતી અને રાજ્ય પ્રત્યે અખંડિત વફાદારી રાખતી પ્રજામાં ધર્મ સિવાય બીજું કેટલુંયે સમાન હોય છે. વળી માણસ વચ્ચેયે એટલી બધી બાબતો સમાન છે કે ધર્મને કારણે માણસો વચ્ચે ટંટા થાય છે તે જોઈને અચંબો જ થાય છે. જે ધર્મ અથવા સિદ્ધાન્ત બીજાને એક જ નમૂનાની રૂઢિને અનુસરવાની ફરજ પાડે તે નામનો જ ધર્મ છે કેમ કે પોતાના નામને લાયક હોય એવા કોઈ પણ ધર્મમાં જબરજસ્તીની વાત હરગિજ ન હોય. જબરજસ્તીને વશ થઈ જે કંઈ કરવામાં આવે છે તે લાંબું ટકતું નથી. તેનો નાશ થયા વિના રહે નહીં. આપણી વચ્ચે આજે એક અજોડ સંસ્થા મોજૂદ છે. તે ધર્મશાહી રાજ્ય બનવાનો ઇન્કાર કરે છે, બલકે એ વાતને તરછોડી કાઢે છે. વળી તે એમ માનતી આવી છે અને માને છે અને પોતાની માન્યતાનો અમલ કરે છે કે તેના આદર્શ ખ્યાલ મુજબનું રાજ્ય બિનધર્મી, લોકશાહી રાજ્ય હોવું જોઈએ અને એ રાજ્યના ઘટકરૂપ સર્વ જુદાં જુદાં અંગોમાં પૂરેપૂરો સુમેળ હોવો જોઈએ. આવી એક સંસ્થા આપણી વચ્ચે મોજૂદ છે તેથી ચાર આનાના કૉંગ્રેસના સભ્ય ન હોઈએ તોયે આપણને ગૌરવની લાગણી થવી જોઈએ. હિંદી રાજ્યસંઘમાં વસતા મુસલમાનોની દશાનો હું જ્યારે વિચાર કરું છું, તેમને માટે ઘણાં સ્થળોએ સામાન્ય જીવનવહેવાર પણ મુશ્કેલ બની ગયો છે એ બીના યાદ કરું છું અને હિંદી રાજ્યસંઘમાંથી ભાગી જતા મુસલમાનોના અખંડિત પ્રવાહનો ચિતાર મારી સામે ખડો થાય છે ત્યારે મારા મનમાં શંકા ઊપજે છે કે આવી સ્થિતિ ઉત્પન્ન કરનારા

લોકો કૉંગ્રેસને શોભારૂપ બની શકે ખરા ? એટલે મને આશા છે કે આજે જ બેઠેલા નવા વરસ દરમિયાન હિંદુઓ ને શીખો એવી રીતે વર્તશે કે જેથી એક નાના બાળક અથવા બાળકી સમેત મુસલમાનમાત્રને એવી લાગણી થાય કે અહીં આ રાજ્યમાં અમે મોટામાં મોટા શીખ અથવા હિંદુના જેટલા જ સલામત અને સ્વતંત્ર છીએ.

### મહાસમિતિની બેઠક

આવતે શનિવારે અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક અહીં મળવાની છે. તેના સભ્યો કૉંગ્રેસની ઉત્તમોત્તમ પરંપરાને અનુરૂપ ઠરાવો મંજૂર કરશે અને તે ઠરાવોથી ગરીબ ને તવંગર, રાજવી ને ખેડૂત સૌના કલ્યાણની દિશામાં પ્રગતિ થશે એવી હું આશા રાખું છું. એવા ઠરાવો કરીને જ કૉંગ્રેસ પોતે જેને માટે હવે જવાબદાર છે તે હિંદની આબરૂ સાચવશે અને તેને એવી વધારશે કે હિંદ જગતનાં સર્વ શોષિત રાષ્ટ્રોના હક અને મોભાનું રખેવાળ બની રહે.

## ૬૪

૧૪-૧૧-'૪૭

### રામનામ સર્વોપરી

પ્રાર્થના પછી પ્રાર્થનામાં ગવાયેલા ભજનને પોતાના પ્રવચનનો વિષય બનાવી ગાંધીજી બોલ્યા કે ૧૯૪૨ની લડતમાં દેવી સરોજિની નાઇડુ, મીરાબહેન, મહાદેવભાઈ અને મને પૂરી રાખવાને આગાખાનના પૂનામાં આવેલા મહેલને જેલમાં પલટી નાખવામાં આવ્યો હતો. ત્યાં શરૂ કરેલા ઉપવાસ દરમિયાન એ ભજને મારા દિલનો કબજો લીધો હતો. ઉપવાસનાં કારણોમાં મારે આજે અહીં ઊતરવું નથી. ઉપવાસની વાત મારે અહીં એટલા પૂરતી કહેવી પડી છે કે એ ઉપવાસના એકવીસે એકવીસ દિવસ દરમિયાન મેં જે પાણી પીધું અને થોડા દિવસ જે લીંબુનો રસ લીધો તેથી અથવા મારી જે અસાધારણ સારી તબીબી સંભાળ રાખવામાં આવતી તેથી મને પોષણ મળ્યું નહોતું, આ ભજનથી જ મળ્યું હતું. ઉપરાંત એ દિવસોમાં

મારા દિલમાં મેં રામનામરૂપી ઈશ્વરને સ્થાપ્યો હતો. તેણે મને ટકાવી રાખ્યો હતો. મને એ ભજન ઘણું પ્રિય હતું. પણ એના શબ્દો હું વીસરી ગયો હતો. એટલે મારા સાથીઓને ભજનના બોલ મંગાવવાને તાર કરવાને મેં જણાવ્યું. વળતા મળેલા તારમાં આખું ભજન આવ્યું ત્યારે મને અનહદ આનંદ થયો. ભજનના ધ્રુવપદમાં કહ્યું છે કે રામનામ સર્વોપરી છે, બલકે તેમાં બધું આવી જાય છે અને તેની આગળ બીજા દેવો કશી વિસાતમાં નથી. આ ધડો લેવા જેવો બનાવ મેં આજે એક ખાસ કારણસર યાદ કર્યો છે. મારે તમારા સૌના દિલ પર એક વાત ઠસાવવી છે. આવતી કાલે શનિવારે અહીં દિલ્હીમાં અખિલ હિંદ મહાસભા સમિતિની મહત્ત્વની બેઠક મળનાર છે. તેના સભ્યોએ પોતાની વિચારણા રામને હૃદયમાં સ્થાપીને કરવી જોઈએ. એ સભ્યો કોંગ્રેસીઓના પ્રતિનિધિ છે અને કોંગ્રેસીઓના હૃદયમાં સેતાન નહીં પણ ઈશ્વર બિરાજે છે. એટલે એ પ્રતિનિધિઓ પોતાને ચૂંટનારા મતદારોના દિલના સૂરનો પડઘો ન પાડે તો તેમને બેવફા ઠરે.

### નિર્વાસિતોને પોતપોતાને મુકામે મોકલવા વિષે

મહાસમિતિ આગળ રજૂ કરવાના ઠરાવોની ચર્ચામાં કારોબારીએ પૂરા ત્રણ કલાક આપ્યા. ચર્ચાનો મુદ્દો એ હતો કે હિંદુ ને શીખ નિર્વાસિતોને મોભાભેર તેમ જ સલામતીથી પશ્ચિમ પાકિસ્તાનમાં પોત-પોતાને મુકામે પાછા લઈ જવાનું ફાવે એવું વાતાવરણ ફેલાવવાને શું કરવું. ચર્ચામાં પહેલો મુદ્દો એ ઊઠ્યો કે આ ખરાબી પહેલી પાકિસ્તાનમાં શરૂ થઈ છે. પણ પછી ચર્ચા આગળ ચાલતાં સભ્યોને ભાન થયું કે પૂર્વ પંજાબમાં અને તેની પાસે આવેલા હિંદી રાજ્યસંઘના પ્રદેશના થોડા ભાગમાં હિંદુઓ ને શીખોએ પાકિસ્તાનની નકલમાં મોટા પ્રમાણમાં એવી જ ખરાબી કરી હતી અને તેમણે સામાં વેરનાં પગલાં લીધાં હતાં. એટલે પહેલ કોણે કરી એ મુદ્દાનું ઝાઝું મહત્ત્વ રહેતું નથી બલકે તે તદ્દન નજીવો બની જાય છે. મહાસભા સમિતિ વિશ્વાસપૂર્વક જાહેર કરી શકે કે હિંદી રાજ્યસંઘને લાગેવળગે છે ત્યાં સુધી કોમી ઉન્માદના દિવસો હવે પૂરા થયા છે અને રાજ્યસંઘના એક નાકાથી બીજા નાકા સુધી શાણપણ ફેલાયું છે, તો તે પૂરી ખાતરી સાથે કહી

શકે કે પાકિસ્તાન સંસ્થાનનો નિર્વાસિતોને પાછા બોલાવી માન અને સલામતીથી પાછા વસાવ્યા વિના છૂટકો નહીં થાય. તમે સૌ તેમ જ બીજા હિંદુ ને શીખ પોતાના દિલમાં રાવણ અથવા સેતાનને બદલે રામનામને એટલે કે ઈશ્વરને સ્થાપો તો જ આવી સ્થિતિ પેદા થાય. એનું કારણ સાદું છે. તમારા દિલમાંથી સેતાનને કાઢી તમે ઈશ્વરને સ્થાપો અને આજનું પાગલપણું ભૂલી જાઓ તો હિંદી રાજ્યસંઘમાં એકેએક મુસ્લિમ બાળક હિંદુ અગર શીખ બાળકના જેટલી જ છૂટથી હરીફરીને રમતું થઈ શકશે. પછી મને શંકા નથી કે જે મુસ્લિમ નિર્વાસિતો દબાણથી પોતાનાં ઘરબાર છોડીને ચાલી ગયા છે તે રાજી-ખુશીથી પાછા આવશે અને એકેએક હિંદુ તેમ જ શીખ નિર્વાસિતને પાકિસ્તાનમાં મોકલવાનો રસ્તો મોકળો થશે.

આ મારા શબ્દોનો તમારા સૌના દિલમાંથી અનુકૂળ પડઘો ઊઠે અને મહાસભા સમિતિ ડહાપણભરેલો ઠરાવ કરે તો કેવું સારું!

## ૬૫

૧૫-૧૧-'૪૭

### રાષ્ટ્રપિતા

પ્રાર્થના બાદ પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે આજે સાંજે મળેલી અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠકમાં મેં જે કંઈ કહ્યું હોય તેમાંનું થોડું થોડું હું તમને જણાવું એવી અપેક્ષા કુદરતી રીતે જ તમને રહેતી હશે. પરંતુ તેની તે વાત ફરી કરવાનું આજે મને મન થતું નથી. સાચું પૂછો તો આજે કેટલાયે દિવસોથી તમને સૌને હું જે કહ્યા કરું છું તે જ વાત મેં ત્યાં પણ કરી હતી. મને સાચા દિલથી રાષ્ટ્રપિતા કહીને ઓળખાવવામાં આવે છે પણ તેમાં તથ્ય એટલું જ છે કે ૧૯૧૫ની સાલમાં દક્ષિણ આફ્રિકાથી હું પાછો આવ્યો તે પછી કૉંગ્રેસ જેવી બની તેના ઘડતરમાં મારો ઘણો હાથ હતો. એનો અર્થ એવો થયો કે આપણી પ્રજા પર મારી મોટી અસર પડી હતી. પરંતુ આજે એવા જ પ્રભાવનો દાવો હું કરી શકું તેમ નથી.

આ હકીકતથી જોકે મારે બળાપો કરવાની જરૂર નથી, એવો બળાપો મારે કરવાનો હોય નહીં. સૌએ પોતપોતાની ફરજ બજાવી ફળ ઈશ્વરને સોંપી દેવાનું છે. તેની મરજી વિના પાંદડુંયે હાલતું નથી. માણસે તોં માત્ર પોતાનો પુરુષાર્થ કરી છૂટવાનું છે. એટલે મહાસભા સમિતિની બેઠકમાં હું ફરજ સમજીને ગયો હતો અને સભ્યોની પરવાનગી મળે તો મને જે સાચું લાગે છે તે તેમને સભાનું કામકાજ શરૂ થાય તે પહેલાં મારે જણાવવું હતું.

## અંકુશોથી થતું નુકસાન

પરંતુ મારે આજે તો તમને સરકારી અંકુશોની વાત કરવી છે. બીજી મહત્ત્વની બાબતો વિષે બોલતાં મારો ઘણો વખત રોકાઈ ગયો તેથી મહાસમિતિની સભામાં એ વિષે ઉલ્લેખ કરવા ઉપરાંત હું ઝાઝું કશું બોલી શક્યો નહોતો. મને લાગે છે કે આવા અંકુશો રાખવા એ ગુનો છે. યુદ્ધના ગાળામાં અંકુશોની પદ્ધતિ સારી ને જરૂરી હશે એમ બને. લશ્કરી રાષ્ટ્રને માટે પણ એ પદ્ધતિ સારી હોય. પણ હિંદને એથી ભારોભાર નુકસાન છે. મારી ખાતરી છે કે આપણા મુલકમાં ખાદ્યપદાર્થોની અથવા કાપડની તંગી નથી. ચોમાસું આપણે ત્યાં સૂકું ગયું નથી. આપણા દેશમાં પૂરતો કપાસ છે અને રેંટિયા તેમ જ હાથસાળ ચલાવી શકે તેટલા પૂરતા, બલકે તેથીયે વધારે બેકાર હાથ છે. વળી મિલો તો છે જ. તેથી મને લાગે છે કે અનાજ અને કાપડ પરના બે અંકુશો ભૂંડા છે. પેટ્રોલ પરનો, ખાંડ પરનો અને એવા બીજા અંકુશો પણ છે. એ શા સારુ મૂકવામાં આવ્યા અથવા ચાલુ રહ્યા તેનું કારણ મારી નજરે પડતું નથી. એ અંકુશોથી લોકોમાં પરાવલંબન અને આળસ આવે છે. પરાવલંબન અને આળસ કોઈ પણ સંજોગોમાં રાષ્ટ્રને હાનિ કરે એવા દુર્ગુણો છે. આ કંટ્રોલને વિષે રોજ જાતજાતની ફરિયાદો મારી પાસે આવે છે. હું આશા રાખું છું કે રાષ્ટ્રના પ્રતિનિધિઓ ડહાપણભરેલો ઠરાવ કરીને લાંચરુશવતની બદી, દગાખોરી, દંભ અને કાળાં બજારોને બહેકાવનારા આ અંકુશોને ઉઠાવી લેવાની સરકારને સલાહ આપશે.

## ૬૬

૧૬-૧૧-'૪૭

### ઈશ્વરની શોધ

પ્રાર્થના બાદ પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે આજે પ્રાર્થનામાં ગવાયેલા ભજનમાં કવિ કહે છે કે માણસનો સર્વોત્તમ પુરુષાર્થ ઈશ્વરની શોધની કોશિશમાં મંડ્યા રહેવામાં છે. માણસે બાંધેલાં મંદિરો કે તેણે ઘડેલી મૂર્તિઓ અથવા યાત્રાનાં ધામોમાં તે મળતો નથી અથવા જપતપ કર્યે પણ તેનો ભેટો થતો નથી. ઈશ્વર કેવળ દુન્યવી નહીં પણ દૈવી પ્રેમથી જ મળે છે. મીરાંબાઈ એ જ પ્રેમને આધારે જીવતી હતી અને સર્વ સ્થળે અને સર્વ વસ્તુમાં પ્રેમસ્વરૂપ ઇશ્વરને જોતી હતી. ઈશ્વર જ તેનું સર્વસ્વ હતું.

### ત્યારનું અને આજનું રામપુર રાજ્ય

હવે રોજેરોજના જીવનને ભજનના ધ્રુવપદમાં રહેલી વાત લાગુ પાડીએ. એને અંગે હું તમને રામપુરના રાજ્યની વાત કરું. એના રાજા મુસલમાન છે પણ તેનો અર્થ એવો નથી કે એ રાજ્ય મુસ્લિમ રાજ્ય છે. ઘણાં વરસો પર મરહૂમ અલીભાઈઓ મને એ રાજ્યમાં લઈ ગયેલા અને હું તેમને ઘેર ઊતરેલો. તે વખતના નવાબસાહેબને પણ હું મળ્યો હતો કેમ કે તે જમાનાના જાણીતા મરહૂમ હકીમ અજમલખાન અને મરહૂમ ડૉ. અનસારી જેવા રાષ્ટ્રવાદી મુસલમાનોના તેઓ મિત્ર હતા. તે વખતે રાજ્યમાં હિંદુઓ ને મુસલમાનો પ્રમાણમાં ઘણા એખલાસથી અને અમનથી રહેતા હતા. પરંતુ ગયા રવિવારે એ રાજ્યમાંથી મને મળવાને આવી ગયેલા હિંદુ ભાઈઓએ જુદી જ વાત કરી. તેમણે મને જણાવ્યું કે અમારું રાજ્ય હિંદી રાજ્યસંઘમાં જોડાયું છે તોયે છૂપી રીતે ફેલાતી મુસ્લિમ લીગની અસર હજી વરતાય છે. એટલી જ મુશ્કેલી હોત તો અમે તેને સહેલાઈથી પહોંચી

વળ્યા હોત. પરંતુ સામે હિંદુ મહાસભા છે, તેને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનાં માણુસો મદદ કરે છે અને તે બંનેની મહત્ત્વાકાંક્ષા હિંદી રાજ્યસંઘમાંથી મુસલમાનોને કાઢવાની છે.

## સૌથી સબળું હથિયાર સત્યાગ્રહ

એ ભાઈઓએ આગળ ચાલતાં મને પૂછ્યું કે આ પરિસ્થિતિમાં કોંગ્રેસના ધ્યેયને વફાદાર રહેનારા કોંગ્રેસીઓએ પોતાની સ્થિતિનું પ્રતિપાદન કરવાને શું કરવું? સફળતાની આશા રાખી એ લોકો સત્યાગ્રહ કરી શકે? મહાસમિતિએ અડગ રહી કોંગ્રેસના ધ્યેયને વફાદાર રહેવાનો નિર્ણય કર્યો છે અને જેમાં હિંદુઓ માલિક હોય ને બીજા ગુલામ હોય એવું રાજ્ય તેને જોઈતું નથી એ જોઈને અમને આનંદ થયો છે. કોંગ્રેસનું ધ્યેય એવું વ્યાપક છે કે તેમાં બધી કોમનો સહેજે સમાવેશ થઈ શકે. તેમાં સંકુચિત કોમવાદને સ્થાન નથી. દેશની રાજદ્વારી સંસ્થાઓમાં તે સૌથી પીઢ છે. તેનો આદર્શ પ્રજાની સેવા કરવાનો છે. અહીં મહાસમિતિમાં બનતું જે બધું અમે જોયું તેથી અમારામાં લડવાની હિંમત આવી છે. આમ છતાં તમે પણ અમને હિંમત આપવાને બે બોલ કહો. મેં તેમને કહ્યું કે તમારે શું કરવું અગર ન કરવું એનો નિયમ મારાથી તમને ન અપાય કેમ કે તમારે ત્યાંના સંજોગોની મને માહિતી નથી. વળી એ બધી માહિતી મેળવી તેનો અભ્યાસ કરવાનો મને વખતેય નથી. પરંતુ એટલું હું તમને જણાવું કે સત્યાગ્રહ જગતમાં સબળામાં સબળું હથિયાર છે અને તેની સામે તમે જેની વાત કરી તે બધાં બળો ભેગાં થઈને આવે તોયે ઝાઝો વખત ટકવાને અસમર્થ છે.

## સત્યાગ્રહનો અર્થ

સશસ્ત્ર કે નિઃશસ્ત્ર સર્વ પ્રકારના પ્રતિકારને માટે સત્યાગ્રહ શબ્દ વાપરવાની આજકાલ ફેશન થઈ પડી છે. ભાષાની સાથે આવી છૂટ લેવાથી સમાજને નુકસાન થાય છે અને સત્યાગ્રહ હલકો પડે છે. એટલે તમે સત્યાગ્રહનો અર્થ સમજો અને એટલું યાદ રાખો કે સત્ય ને અહિંસાનો ચેતનમય ઈશ્વર સત્યાગ્રહીની હમેશ પડખે હોય છે તો

એ શસ્ત્ર અજેય છે એવું માનતાં તમને શંકા ન થાય. હિંદુ મહા-સભાને . . . અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને વિષે મારે જે કહેવું પડે છે તે કહેતાં મને દુઃખ થાય છે. મારી વાત ખોટી નીકળે તો મને જરૂર આનંદ થાય. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના વડાને હું મળ્યો છું, એ સંઘના સભ્યોની એક સભામાં પણ હું ગયો છું. ત્યારથી ત્યાં ગયો તેટલા ખાતર મને ઊધડો લેતા કાગળો મારા પર આવ્યા કરે છે અને એ સંસ્થાની સામેની ફરિયાદના પણ અનેક કાગળો મને મળે છે.

## દક્ષિણ આફ્રિકાના સવાલ પર હિંદુ-મુસલમાનની એકી

અહીં કોમી ઝઘડાની આગને ઠારવામાં આપણે બધા રોકાયા છીએ તે દરમિયાન પરદેશોમાં વસતા આપણા દેશબાંધવોને આપણે ન ભૂલીએ. સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થા આગળ એકતા અને શૂરાતનથી હિંદના દાવાની જે લડત હિંદી પ્રતિનિધિમંડળ તરફથી ચલાવવામાં આવે છે તેને વિષે હું વાત કરું છું. શ્રી વિજયાલક્ષ્મી પંડિતને તમે સૌ જાણો છો. તે પંડિત જવાહરલાલનાં બહેન છે તેથી તેમને ત્યાં મોકલવામાં નથી આવ્યાં; પોતાનું કામ તે કુનેહ ને કાબેલિયતથી પાર પાડે છે તેથી તે ત્યાં આપણા તરફથી ગયાં છે. તેમની સાથેનું મંડળ પણ સારું છે અને તે બધા એક અવાજે બોલે છે. ઝફરુલ્લાસાહેબ અને ઇસ્પહાનીસાહેબે ત્યાં કરેલાં ભાષણો આજે છાપાંઓમાં આવ્યાં છે તે વાંચીને હું ઘણો રાજી થયો. હિંદીઓની સામે દક્ષિણ આફ્રિકામાં કેવો ભેદભાવ રાખવામાં આવે છે અને તેમને ત્યાં કેવા અસ્પૃશ્ય સમજવામાં આવે છે તેની બધી વાતો તેમણે શ્રોતાઓને સાફ સંભળાવી. સાચું છે કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ ગરીબ નથી. તેઓ ભૂખે પણ મરતા નથી. પરંતુ માણસ એકલું અનાજથી પેટ ભરીને જીવતો નથી અને માણસના માણસ તરીકેના હકોની આગળ પૈસો નજીવી વસ્તુ છે. દક્ષિણ આફ્રિકાની સરકાર એ હકો હિંદીઓને આપવાનો ઇન્કાર કરે છે. હિંદના હિંદુ ને મુસલમાનો વચ્ચે પરદેશોમાં વસતા હિંદીઓના સવાલને વિષે મતભેદ નથી. એ સાબિત કરે છે કે બે રાષ્ટ્રનો સિદ્ધાન્ત

સાચો નથી. આ પરથી હું જે પાઠ શીખ્યો છું, અને તમે સૌ શીખો એમ ઇચ્છું છું તે એ છે કે પ્રેમ સર્વોપરી છે. પરદેશોમાં હિંદુ ને મુસલમાન એક અવાજથી બોલી શકે અને તેમના હૃદયમાં પ્રેમ હોય તો અહીં પણ એ જ રીતે બોલી શકે. ભૂલ કરવાનું માણસના ભાગ્યમાં જડાયેલું છે. પરંતુ પોતાની ભૂલો સુધારતાં પણ માણસને આવડે છે. ગઈગુજરી ભૂલી જઈ માફી આપવાનું હમેશ બની શકે છે. એટલે ગઈગુજરી વીસરી પરસ્પર માફી આપે તો પરદેશોની જેમ અહીં પણ બન્ને એકે અવાજે બોલી શકે અને પછી બન્નેનો વિજય થાય. દક્ષિણ આફ્રિકાની બાબતમાં મારે એટલું જ કહેવાનું છે કે નામાંકિત હિંદુઓ અને મુસલમાનો આ બાબતમાં એકે અવાજે શું કહે છે તે જાણીને આફ્રિકાના ગોરાઓ ધડો લેશે એવી મને આશા છે.

## ૬૭

૧૭–૧૧–'૪૭

### હિંદ અને દક્ષિણ આફ્રિકા

મૌનવાર હોવાથી પ્રાર્થનાસભાને માટે લખી આપેલા સંદેશામાં ગાંધીજીએ જણાવ્યું કે ગઈ કાલે રામપુર વિષે અને દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા દેશબાંધવો વિષે મારું બોલવાનું થયું હતું. મને લાગે છે કે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને વિષે આજે મારે વધારે વિગતે વિવેચન કરવું જોઈએ. ૧૮૯૩ની સાલથી ૧૯૧૪ની સાલ સુધીનો વીસ વરસનો આખો ગાળો આશરે એકાદ વરસ બાદ કરતાં હું તે મુલકમાં રહ્યો હતો. દક્ષિણ આફ્રિકાનો ઉપખંડ આશરે આપણા મુલક જેટલો મોટો છે અને વીસ વરસના વસવાટ દરમિયાનના મારા ઘડતરના એ લાંબા ગાળા દરમિયાન કુદરતી રીતે જ ત્યાં હરેક પ્રકારના હિંદીઓનો તેમ જ ગોરાઓનો મને ગાઢ સમાગમ થયો હતો. તે જમાનાની ને આજના જમાનાની વચ્ચે દક્ષિણ આફ્રિકાની પ્રગતિ થઈ હશે તો હિંદની તેની સરખામણીમાં ઘણી વધારે થઈ છે. પેલે

દિવસે જે અસંભવિત લાગતું હતું તે આજે બન્યું છે. એ કેમ બની શક્યું તેનાં કારણોમાં ઊતરવાની જરૂર નથી. એટલી વાત સાચી કે હિંદ બ્રિટિશ રાષ્ટ્રસંઘનું સભ્ય બન્યું હોવાથી હવે તેનો દરજ્જો દક્ષિણ આફ્રિકાના યુનિયનના જેવો જ છે. તો શું બ્રિટિશ રાષ્ટ્રસંઘના એક સભ્યના પ્રજાજનોને બીજામાં ગુલામ અને અસ્પૃશ્ય ગણવામાં આવશે ? બ્રિટિશ રાષ્ટ્રસંઘની કારકિર્દીમાં એક એશિયાઈ પ્રજા પહેલ-વહેલી બાકીના બીજા સભ્યોની રાજીખુશીથી તેમાં દાખલ થઈ છે.

## બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં હિંદ

ઉપર જણાવેલી હકીકત યાદ રાખી દક્ષિણ આફ્રિકાના યુનિયનમાં આવેલા ઑરેન્જિયા સંસ્થાનના વહીવટદાર ડૉ. એસ. પી. બર્નાર્ડે હિંદ બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં દાખલ થયું તે પછી પાંચ જ દિવસ રહીને જે સંદેશો ડરબનની નાતાલ ઇન્ડિયન કૉંગ્રેસને મોકલ્યો તે ધ્યાનમાં લઈએ :

> "હિંદમાં સ્થપાયેલાં બે નવાં સંસ્થાનોની સ્વતંત્રતાના દિવસને તમારી તવારીખમાં એક મોટો દિવસ માનીને તમે આજે તેની ઉજવણી કરો છો. એટલે હવે હું આશા રાખું છું કે દક્ષિણ આફ્રિકામાં વસતા સૌ હિંદીઓ રાજીખુશીથી એ બન્ને સંસ્થાનોમાં પાછા જશે અને દક્ષિણ આફ્રિકામાં તેમને શીખવવામાં આવેલા ધર્મના મિશનરી બની શાન્તિથી અને વ્યવસ્થાથી રહેવાનું પોતાના ભાઈઓને શીખવી હિંદમાં આજે જે કોમી હુલ્લડોમાં હજારોની કતલ થાય છે તેમાંથી તેમને વારશે."

## રંગની સૂગ

અહીં સૌથી પહેલાં નોંધવા જેવી વાત એ છે કે હિંદ બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં દાખલ થયું તે દિન મહાન છે કે નથી એ વિષે ડૉ. બર્નાર્ડને વસવસો હોય એવું ખુલ્લું દેખાય છે. અને પછી તેમણે નાતાલની હિંદી કૉંગ્રેસને મફત સલાહ આપી છે કે 'દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓએ હવે પોતાના મૂળ વતનમાં ચાલી જવું અને દક્ષિણ આફ્રિકાએ તેમને જે ધર્મ શીખવ્યો છે તેના પ્રચારકો બની શાન્તિ તેમ જ વ્યવસ્થાથી રહી કોમી બખેડાથી અળગા રહેવાનું પોતાના

દેશબાંધવોને સમજાવવું.' મને ઘણી ધાસ્તી છે કે દક્ષિણ આફ્રિકાના સંસ્થાનમાં વસતા સામાન્ય ગોરાના માનસનો નમૂનો આ સંદેશામાંથી જોવાનો મળે છે. એથી જ તો આપણા દેશના વતનીઓને ત્યાં એશિયાવાસી તરીકે અને રંગીન ચામડીવાળા તરીકે ગુનેગાર ગણી કાયદાઓ કરી તેમના પર અનેક જાતની અપાત્રતાઓનું આરોપણ કરવામાં આવે છે. એશિયાવાસીવિરોધી અને રંગવિરોધી આ ભૂંડા ગ્રહમાંથી છૂટવાની હું દક્ષિણ આફ્રિકામાં વસતા પશ્ચિમના શ્રેષ્ઠ માનસવાળા માણસોને અપીલ કરું છું. એ ગોરાઓની આજુબાજુ આફ્રિકાવાસીઓની કીડીદર વસ્તી ઊભરાય છે. તેમની સાથે કેટલીક બાબતોમાં એશિયાવાસીઓ કરતાં પણ વધારે ખરાબ વર્તન રાખવામાં આવે છે. પરંતુ આફ્રિકામાં જઈને વસેલા ગોરાઓને હું જમાનો ઓળખવાનો આગ્રહ કરું છું. કાં તો ગોરાઓનો પૂર્વગ્રહ સાવ ખોટો છે અથવા તો બ્રિટિશ પ્રજાએ અને મહાન બ્રિટિશ રાષ્ટ્રસંઘના બીજા સભ્યોએ એશિયાના મુલકોને સંઘમાં દાખલ કરી માફ ન થઈ શકે તેવી મોટી ભૂલ કરી છે. બ્રહ્મદેશ પોતાની સ્વતંત્રતા મેળવવાની અણી પર છે. લંકા થોડા જ વખતમાં બ્રિટિશ રાષ્ટ્રસંઘનું સભ્ય બનશે. એનો અર્થ શો? મને શીખવવામાં આવ્યું છે કે આ રાષ્ટ્રસંઘના સભ્યનો દરજ્જો સ્વતંત્ર રાજ્યના દરજ્જાથી ચડિયાતો નહીં હોય તોયે તેવો તો છે જ. આ સ્વતંત્ર રાજ્યોમાં જવાબદાર સ્ત્રીપુરુષોએ પોતપોતાની આ સ્વતંત્રતાનું શું કરવું તેનો ઊંડે ઊતરીને પૂરો વિચાર કરી લેવાનો છે. સવાલ એ ઊઠે છે કે અસલમાં સ્વતંત્ર રાષ્ટ્રોની સંખ્યામાં વધારો કરવાની આ પ્રવૃત્તિ તદ્દન વાજબી અને નરવી હોવા છતાં તેમાંથી શું પાછલા બે યુદ્ધોના કરતાંયે બની શકતું હોય તો વધારે ભૂંડા યુદ્ધનું પરિણામ આવશે, કે એમાંથી જે નીપજવું જોઈએ તે વિશ્વબંધુત્વની લાગણીને ખીલવવાનું રૂડું ફળ આવશે?

## જેવા વિચાર તેવો માણસ

ઉપનિષદનો એક મંત્ર કહે છે કે 'માણસ જેવા વિચાર કરે તેવો થાય.' ઘણા માણસોનો અનુભવ આ વચનમાં રહેલા સત્યને ટેકો આપે છે. એટલે દુનિયાનાં ડાહ્યાં માણસો જેવા વિચાર કરશે

તેવી આખરે આ દુનિયા બનશે. પણ નિષ્ક્રિય બેકાર તરંગ એ કંઈ વિચાર નથી. વગર વિચારે પ્રવૃત્તિ કરનારો સમુદાય જેવું કાર્ય કરશે તેવી દુનિયા બનશે એમ કહેવું એ મોટી ભૂલ છે. એ સમુદાય કદી વિચાર નહીં કરે. સ્વતંત્રતાનો અર્થ લોકશાહી રાજવહીવટ થાય. લોકશાહી રાજવહીવટમાં કેવળ નામધારી હકીકતોની માહિતીને નામે ઓળખાતું જ્ઞાન નહીં, સાચું શાણપણ મેળવવાની હરેક પ્રજાજનને સંધિ મળવી જોઈએ. દક્ષિણ આફ્રિકામાં જેમ ઘણા કુશળ સૈનિકો ને તેટલા જ કુશળ ખેડૂતો વસે છે તેમ ઘણાં શાણાં સ્ત્રીપુરુષો પણ વસે છે. ગોરાઓના વર્ચસ્વના આ આજ સુધી અકળાવનારા અને મૂંઝવનારા સવાલને વિષે એ બધાં પોતાની શક્તિ હણનારા વાતાવરણથી પર થઈ પોતાના દેશને યોગ્ય દોરવણી નહીં આપે તો દુનિયામાં એક મોટી કરુણ ઘટના બનશે. ગોરાઓના વર્ચસ્વને સાચવી રાખવાના દાવમાં હવે કશો માલ રહ્યો છે ખરો?

### પ્રજાનો અવાજ

હવે મારે વાદે ચડેલા કંટ્રોલના સવાલના વિવેચનને માટે તમારો થોડો સમય લેવો છે. ભાવનિયમનના ઇલાજના ગુણો વિષે પોતે બધું જ જાણે છે એવો દાવો રાખનારા પંડિતોના શોરબકોરમાં પ્રજાનો અવાજ શું ડૂબી જશે? આપણા પ્રધાનો પ્રજામાંથી આવેલા છે અને પ્રજાનાં જ માણસો છે. એ પ્રધાનો જ્યારે રાજકાજથી અળગા હતા ત્યારે તુમારોની લાંબી લાંબી લખાપટીની જાળને કારણે તેમને અનેક મુસીબતો વેઠવી પડી છે. તો શું હવે એ જ પ્રધાનો પ્રજાનો અવાજ નહીં સાંભળતાં એ લખાપટી પર કાબૂ રાખનારા પંડિતો અથવા નિષ્ણાતોની વાત જ સાંભળ્યા કરશે? તે વખતે એ પંડિતો પ્રજા પર જાણે કે વેર વાળવાને કડક શાસન ચલાવતા હતા. તો શું હજી એમની એવી વૃત્તિ પ્રમાણે જ બધું ચાલ્યા કરશે? પ્રધાનોએ પણ શું એ ચાલુ રાખવું જોઈએ? પ્રજાને ભૂલો કરી તેમાંથી શીખવાની સંધિ શું કદી નહીં મળે, નહીં આપવામાં આવે? આગળ હું કંટ્રોલના નમૂનાઓની એક યાદી આપવાનો છું. એ યાદી પૂરી નથી એ યાદ રાખવાનું છે. આપણા પ્રધાનોને શું એટલું જ્ઞાન

નથી કે એ કંટ્રોલો ઉઠાવી લેવાથી પ્રજાને નુકસાન થાય તો એ યાદીમાંના જરૂર લાગે તે કંટ્રોલ ફરી ચાલુ કરવાની તેમને સત્તા છે? કંટ્રોલોની યાદીથી મારી સામાન્ય બુદ્ધિ મૂંઝાઈ જાય છે. સંભવ છે કે એ બધા કંટ્રોલોમાંથી કોઈકમાં કંઈક ગુણ હશે ને બધા છેક નકામા નહીં હોય. પણ મારી દલીલ સીધી સાદી છે. ભાવનિયમનનું કંઈક શાસ્ત્ર હોય તો મમત તેમ જ રાગદ્વેષથી પર થઈને તેની પરીક્ષા કરવી જોઈએ અને પછી સામાન્ય અંકુશ અને અમુક મુકરર કરેલી ચીજોના ભાવો પરના અંકુશોના રહસ્યને વિષે પ્રજાને કેળવવી જોઈએ. મને આપવામાં આવેલી કંટ્રોલોની યાદીના ગુણદોષમાં ઊતર્યા વિના જ તેમાંના થોડા નમૂનાનાં નામ હું અહીં આપું છું: હૂંડિયામણ પરનો અંકુશ, મૂડીના રોકાણ પરનો કંટ્રોલ, મૂડી છૂટી કરવાને અંગેનો કંટ્રોલ, બેંકોની શાખાઓ કાઢવા પર અને તેમનાં રોકાણ પરનો અંકુશ, વીમા કંપનીઓનાં રોકાણોનું નિયમન, બધા પ્રકારની ચીજોની આયાત ને નિકાસ પરનો કંટ્રોલ, અનાજ, ખાંડ, ગોળ, શેરડી, ગોળની અધોટી, વનસ્પતિ, ગરમ અને સુતરાઉ કાપડ તેમ જ સૂતર, સંચા ચલાવવાના કામમાં આવે તેવાં સ્પિરિટ, પેટ્રોલ, ઘાસતેલ, કાગળ, સિમેન્ટ, લોઢું, પોલાદ, મિકા, મેંગેનીઝ, કોલસો, વાહનવ્યવહાર વગેરે પરના અંકુશો, નવું કારખાનું કાઢવા પરનો અંકુશ, યંત્રો, કારખાનાંઓ, અમુક પ્રાંતોમાં મોટર ગાડીઓની વહેંચણી પરના અંકુશો અને ચાના વાવેતર પરનો કંટ્રોલ.

## ૬૮

૧૮-૧૧-'૪૭

### મહાસમિતિના ઠરાવ

પ્રાર્થના બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં અખિલ હિંદ મહાસભા સમિતિએ મંજૂર રાખેલા ઠરાવો વિષે વિવેચન કરતાં ગાંધીજી બોલ્યા કે એ ઠરાવોમાંના મોટા ભાગના એવા છે, જેમને અંગે જનતાની અમુક પ્રકારની ફરજ ઊભી થાય છે અને જેમને અંગે વડી તેમ જ પ્રાંતિક સરકારોએ કંઈક ને કંઈક કરવાનું રહે છે.

### હિંદુમુસલમાનના સંબંધો

દાખલા તરીકે હિંદી રાજ્યસંઘના એકેએક મુસ્લિમ પ્રજાજનને હિંદના કોઈ પણ ભાગમાં પોતાના જાનમાલની પૂરેપૂરી સલામતી લાગે તેવી રીતે તેના તરફ હરેક બિનમુસ્લિમ પ્રજાજને ન્યાયથી વર્તવું જોઈએ એવી મુખ્ય ઠરાવમાં અપેક્ષા રાખવામાં આવી છે. એ જ ઠરાવથી એવી જ રીતે એવી માગણી કરવામાં આવી છે કે વડી તેમ જ પ્રાંતિક સરકારોએ પોતાની સત્તાથી અપાય તેટલી સલામતી આપવી જોઈએ. એ ઠરાવમાં એવી પણ અપેક્ષા રાખવામાં આવી છે કે હવે પછી જાહેર જનતા તેમ જ સરકારો એવી રીતે વર્તે ને કાર્ય કરે કે જેથી જે મુસ્લિમો ગેરવાજબી દબાણને લીધે ઘરબાર છોડી ગયા હોય તે બધા પોતપોતાને અસલ મુકામે પાછા ફરી ઠરીઠામ થાય ને પોતપોતાના અસલ હમેશના ધંધાધાપા ચાલુ કરી શકે. આની સાચી કસોટી એ છે કે જે મુસ્લિમોના મોટા સમૂહો આજે પગપાળા પાકિસ્તાનની દિશામાં કૂચ કરે છે તેમને વાતાવરણમાં એવો પલટો થયેલો લાગે કે તે બધાને પોતાનાં ઘરની દિશામાં પાછા વળવાની લાગણી થાય. ગુરગાંવ જિલ્લામાંથી પાકિસ્તાન જવાને નીકળેલા એવા એક સમુદાયમાંનાં થોડાં માણસો પાછાં પોતપોતાનાં ઘર તરફ વળવા લાગ્યાં છે એવી

ખબર તમને આપતાં મને આનંદ થાય છે. આમ પ્રજા જો યોગ્ય રીતે વર્તે તો મને ચોક્કસ ખાતરી છે કે એ આખોયે સમુદાય આ માણસોની માફક પાછો ફરશે.

## પાણીપતના મુસ્લિમોનો દાખલો

મને ખબર આપવામાં આવી છે કે પાણીપતના મુસલમાનોનો દાખલો કંઈક અંશે ગુરગાંવ જિલ્લામાંથી ચાલી નીકળેલા સમુદાયના જેવો જ છે. મને જણાવવામાં આવ્યું છે કે રેલગાડીની સગવડ મળે તો એ મુસલમાનો દબાણના માર્યા પાકિસ્તાન ચાલી નીકળવા તૈયાર છે. પેલે દિવસે મારું પાણીપત જવાનું થયેલું ત્યારે મને જણાવવામાં આવ્યું હતું કે ત્યાંનો કોઈ હિંદુ કંઈ નહીં તો ત્યાંના મુસલમાનો પોતાને ઉપયોગી છે તેટલા એક જ કારણસર તેઓ ત્યાંથી ચાલી જાય એવું ઇચ્છતો નથી. મુસલમાનો કાબેલ કારીગરો છે અને હિંદુઓ વેપારીઓ હોઈ પોતાના વેપારને માટે વેચવાને જરૂરી માલને સારુ પોતાના મુસલમાન પડોશીઓ પર આધાર રાખે છે. પરંતુ પાણીપતમાં ઘણા નિર્વાસિતો આવી પડ્યા તેથી એ સરળ રીતે ચાલ્યા કરતા બન્નેના જીવનવહેવારમાં દખલ થવા લાગી. હું પાણીપત જઈ આવ્યો તે પછી નિર્વાસિતોએ રહેઠાણને માટે મુસલમાનોના ઘરોનો કબજો લેવા માંડ્યો એ હકીકત પરથી દેખાઈ આવતો ત્યાંના હિંદુઓના વલણમાં જણાઈ આવતો પલટો તેમ જ ત્યાંથી મુસલમાનોનું ભાગી નીકળવું એ બે વાતો મારી સમજમાં ઊતરતી નથી. મહાસમિતિના જે ઠરાવનો મેં ઉલ્લેખ કર્યો છે તેના શબ્દો તેમ જ તેની ભાવનાથી આ બધું સાવ ઊલટું છે. મને જાણે એમ થાય છે કે હું પાણીપત જઈને રહું અને મને ખબર આપવામાં આવી તેવી જાતની પરિસ્થિતિ કેમ અને શામાંથી નીપજી તેમ જ વિકાસ પામી તેનો જાતે અભ્યાસ કરું.

## અંકુશો દૂર થાય તેને વિષેની અપેક્ષાઓ

એવી જ રીતે અનેક પ્રકારના કંટ્રોલો વિષેનો ઠરાવ આપણે લઈએ. એને અંગે ત્રણ પક્ષોની જુદી જુદી જવાબદારી ઊભી થાય

છે ને તે ત્રણે તે બરાબર અદા કરશે એવી અપેક્ષા રાખવામાં આવી છે. એક તો ગરીબ કે તવંગર હરેક પ્રજાજન જ્યાં સુધી દેશમાં ખાદ્ય પદાર્થોની તંગીની લાગણી વરતાય છે ત્યાં લગી પોતાની જરૂરિયાતના કરતાં જરાયે વધારે ખોરાકીની ચીજો નહીં વાપરે એવી અપેક્ષા રાખવામાં આવી છે. પછી જ્યારે અંકુશો ઉઠાવી લેવામાં આવે ત્યારે કુદરતી રીતે જ એવી અપેક્ષા રહે છે કે અનાજ ઉગાડનારો વર્ગ પોતાની રાજીખુશીથી દાણો સંઘરવાનું અથવા કોઠારોમાં ભરી રાખવાનું છોડી અનાજ તેમ જ કઠોળ પ્રજાને વાજબી કિંમતે મળે તે માટે છૂટું કરશે. અને અનાજના વેપારીઓ પોતાને માટે વાજબી નફો રાખી બને તેટલા સસ્તા ભાવથી દાણા વેચશે એવી તેમની પાસેથી અપેક્ષા રાખવામાં આવે છે. છેવટમાં સરકાર પાસેથી એવી આશા રખાય છે કે તે અંકુશો ઢીલા કરી વહેલામાં વહેલી તકે તેમને સમૂળગા ઉઠાવી લેશે.

એ જ વાત વધારે ભારપૂર્વક કાપડને પણ લાગુ પડે છે. પરંતુ આમાં સૌથી વધારે અકળાવનારી બાબત તો મને જે ખબર આપવામાં આવી છે તે છે કે મહાસમિતિના જે સભ્યોએ ઠરાવોને મંજૂર રાખવાની તરફેણમાં પોતાના મત નોંધાવ્યા તેઓ પોતે જ જે વાત કરે છે તે સાચા દિલથી અથવા ઊલટથી કરતા નથી. હું આશા રાખું કે મને પહોંચાડવામાં આવેલી બાતમી તદ્દન પાયા વગરની હશે અને એવું હશે તો પંદરમી ઑગસ્ટને દિવસે અને તે પછી થોડા દિવસ સુધી હિંદની જે શાખ હતી તે ફરી ચાલુ કરવાને અંગે જનતાના વર્તનમાં જ નરવો પલટો આવવો જોઈએ તે લાવવાને પ્રજાના આટલા બધા પ્રતિનિધિઓ સફળ થયા વિના રહેવાના નથી.

## ૬૯

૧૯-૧૧-'૪૭

### શરમ ઉપજાવે તેવો દેખાવ

પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાંધીજી બોલ્યા કે ગઈ કાલના પ્રવચનમાં હિંદુમુસ્લિમ સંબંધો વિષેના મહાસમિતિના મુખ્ય ઠરાવને વિષે મેં તમારી આગળ વાત કરી હતી. આજે બીજી જ સાંજે ખુદ અહીં દિલ્હીમાં એ ઠરાવનો કેવો ભંગ થયો છે તે વિષે વાત કરવાનું દુર્ભાગ્ય મારે માથે આવ્યું છે. જે સાંજે હું મારી આશંકાઓ બોલી બતાવતો હતો તે જ સાંજે ખુદ જૂની દિલ્હીના અંતરમાં એ શંકાઓનું પારખું મળશે એની મને ખબર નહોતી. એ જ રાતે મને ખબર આપવામાં આવી કે એક મુસ્લિમની માલકીની એક દુકાન તે પાછો આવે ત્યારે તેને સોંપી દેવાની શરતે એક નિર્વાસિતને આપવામાં આવી હતી અને તે દુકાનની આગળ ચાંદની ચોકમાં હિંદુઓ તેમ જ શીખો મોટી સંખ્યામાં ટોળે વળ્યા હતા. સદ્ભાગ્યે પોતાનો ધંધો કાયમનો છોડી દેવાનો એ દુકાનના માલિકનો કોઈ જાતનો ઇરાદો ન હોવાથી તે પાછો આવી ગયો. એટલે, જેની પાસે દુકાનનો કબજો હતો તે નિર્વાસિત પાસે આને અંગે બંદોબસ્ત કરનારો સરકારી અમલદાર પહોંચ્યો અને તેણે તેને દુકાન મૂળ માલિકને પાછી સોંપી દેવાને જણાવ્યું. કબજો ધરાવનાર નિરાશ્રિતે પહેલાં તો કબજો છોડવાની આનાકાની કરી પણ પછી તે અમલદારને કહ્યું કે સાંજે કબજો લેવાને તમે આવશો ત્યારે તે સોંપી દેવાને હું બંધાઉં છું. પછી અમલદારને માલૂમ પડ્યું કે કબજેદારે કબજો સોંપી દેવાને બદલે દેખીતી રીતે જ એ વાતની પોતાના મિત્રોને બાતમી આપી હતી અને મને જણાવવામાં આવ્યું કે તે બધા દુકાન ખાલી થાય તેની સામે દેખાવો કરતા અને દમદાટી આપતા ત્યાં ટોળે વળ્યા હતા. આ ટોળાને કાબૂમાં લેવાની ચાંદની

ચોકમાં મૂકવામાં આવતા થોડા પોલીસ સિપાઈઓની હિંમત નહોતી. એટલે તેમણે વધારે મદદ બોલાવી મંગાવી. મદદમાં પોલીસવાળા કે લશ્કરવાળા જે હશે તે આવ્યા અને તેમણે હવામાં બંદૂકના બાર કર્યા. આથી બીને ટોળું વેરાઈ ગયું તો ખરું પણ જતાં જતાં તેમાંથી કોઈ કે રસ્તે જનાર એક માણસને છરી ભોંકી દીધી. સદ્‌ભાગ્યે ઘા જીવલેણ ન નીવડ્યો. છતાં આ તોફાની દેખાવનું પરિણામ તરેહવાર આવ્યું. કબજેદારે દુકાન ખાલી ન કરી. છેવટે કબજેદારે અમલદારના હુકમનો સફળતાથી ભંગ કર્યો કે અત્યારે આ વાત હું તમને જણાવું છું તે વખતે તેનો કબજો છોડ્યો છે તેની મને ખબર નથી. છતાં હું આશા રાખું છું કે હિંદને જે મહામૂલી આઝાદી પ્રાપ્ત થઈ છે તેના અમલમાં કાયદાના અમલને અસરકારક બનાવવાને માટે હુકમના ભંગની જે સજા કરવી જરૂરી હોય તેમાંથી ભંગ કરનાર કદી બચી નહીં જાય. આને અંગે અત્યારે તો મારે એટલું જ તમને કહેવું છે કે આ ભારે શરમની વાત છે. મને જણાવવામાં આવ્યું છે કે એકઠા થયેલા ટોળાની સંખ્યા બે હજારથી ઓછી નહોતી.

આ બનાવનો જે હેવાલ મેં તમને આપ્યો છે તેમાં મેં એને વિષેની હકીકતો હળવી કરી નાખી છે. આમ છતાં મારી વાતમાં કંઈ ખોટી બાતમી આવી ગઈ હોય ને મારા ધ્યાન પર લાવવામાં આવશે તો તે હું સુધારી લઈને તમને સૌને તેની ખબર આપીશ.

### શીખોનાં દૂષણો

પરંતુ આટલેથી આખી વાત પૂરી થતી નથી. શહેરના બીજા એક ભાગમાં હિંદુ તેમ જ શીખ નિર્વાસિતોને જગ્યા કરી આપવાને માટે મુસ્લિમો પાસે તેમનાં ઘરો અથવા જગ્યાઓ ખાલી કરાવવાને જબરજસ્તી કરવાનો પ્રયાસ ચાલે છે. આને માટે કાર્યપદ્ધતિ એવી અખત્યાર કરવામાં આવે છે કે મુસ્લિમો તેમનાં ઘરો ખાલી નહીં કરે તો તેમના પર ભયંકર વેર લેવામાં આવશે એમ બોલી શીખો તેમની સામે તરવાર ફેરવી તેમને ડરાવે છે. મને એવી માહિતી પણ આપવામાં આવી છે કે શીખોને દારૂ પીવાની લત વળગી છે. એનાં માઠાં ફળ તમે સહેજે કલ્પી શકશો. રસ્તે જનારાઓની સામે તરવાર લઈને તેઓ નાચે છે.

એથી પેલા બિચારા કેવા ડરી જતા હશે એ પણ તમે સમજી શકશો. એથીયે આગળ મને એવી બાતમી આપવામાં આવી છે કે ચાંદની ચોકની આજુબાજુમાં કબાબ વગેરે ગોસની બનાવેલી ચીજો મુસ્લિમોથી ન વેચી શકાય એવો રિવાજ છે ત્યારે શીખો અને સંભવ છે કે બીજા નિર્વાસિતો પણ મનાઈ કરવામાં આવેલી એવી ખોરાકની ચીજો છૂટથી ચાંદની ચોકમાં વેચે છે અને તેથી એ લત્તાના હિંદુઓને ભારે હેરાનગતિ વેઠવી પડે છે. આ બદી એટલી હદે પહોંચી છે કે ચાંદની ચોકમાં જમા થતાં ટોળાંઓની વચ્ચેથી માણસો પસાર થાય છે ત્યારે પોતાના પર કંઈ અણગમતી આપત્તિ આવી પડશે એવો તેમને ડર રહે છે. પોતાના હિતને ખાતર અને દેશના ભલાને ખાતર મારા નિર્વાસિત મિત્રો મેં વર્ણવી છે તેવી રીતરસમો અખત્યાર કરવાનું છોડી દે એવી તેમને મારી વિનંતિ છે.

## કિરપાણ ધારણ કરી ફરવાનો હક

આગળ ચાલતાં કિરપાણોનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે અમુક લંબાઈથી વધારે લંબાઈની કિરપાણો લઈને ફરવાની થોડા વખતને માટે બંધી હતી તે દરમિયાન ઘણા શીખ મિત્રોએ મારી પાસે આવીને મને વિનંતી કરી હતી કે તમારી લાગવગ વાપરી આ મનાઈ તમે દૂર કરાવી આપો અને અમુક જ લંબાઈની કિરપાણ હોવી જોઈએ એ હુકમ પણ રદ કરાવી આપો. આના સમર્થનમાં એ મિત્રો થોડાં વરસ પહેલાં પ્રિવી કાઉન્સિલે આપેલા એક ચુકાદાનો હવાલો આપી મને જણાવતા કે તેમાં એવો નિર્ણય આપવામાં આવ્યો છે કે કોઈ પણ શીખને કોઈ પણ કદ અથવા લંબાઈની કિરપાણ ધારણ કરી ફરવાનો હક છે. મેં એ ચુકાદો વાંચ્યો નથી. હું એવું સમજ્યો છું કે ચુકાદો આપનારા ન્યાયાધીશોએ 'કિરપાણ' શબ્દનો અર્થ કોઈ પણ લંબાઈની 'તરવાર' એવો કર્યો હતો. તે વખતની પંજાબની સરકારે પ્રિવી કાઉન્સિલના આ ચુકાદાના જવાબમાં એવી છૂટ મૂકી છે કે કોઈ પણ વ્યક્તિને તરવાર રાખવાની છૂટ છે. એથી પંજાબમાં કોઈ પણ પ્રજાજન ગમે તે લંબાઈની તરવાર રાખીને ફરી શકે છે.

મારી પોતાની આ બાબતમાં શીખો કે પંજાબની સરકાર બેમાંથી એકે પક્ષ તરફ સહાનુભૂતિ નથી. હું પોતે એમ માનું છું કે હુમલો કરવાના અથવા ગમે તેમ વાપરવાના હથિયાર તરીકે કિરપાણ કદી રાખવાની ન હોય. કેટલાક શીખ મિત્રો મારા આ અભિપ્રાયને સમર્થન આપનારાં ગ્રંથ સાહેબમાંથી વીણી કાઢેલાં વચનો લઈને મારી પાસે આવ્યા હતા. ઘણી મોટી સંખ્યાનાં માણસોના હુમલાની સામે નિર્દોષ સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો અને એવા જ બીજા લોકોને બચાવવાને માટે વિરલ પ્રસંગોએ ગ્રંથ સાહેબની સર્વ આજ્ઞાનું પાલન કરનાર શીખને કિરપાણ વાપરવાની છૂટ છે. એટલા જ કારણસર એક શીખને સવાલાખ દુશ્મનોના જેટલી તાકાતવાળો માનવામાં આવે છે. તેથી શુદ્ધ અને સંયમી જીવનના પ્રતીક તરીકે જે ધારણ કરવાની આજ્ઞા છે અને જેને અમુક કડક નિયમો પ્રમાણે ચોક્કસ રીતે જ વાપરવાની છૂટ આપવામાં આવી છે તે કિરપાણ ધારણ કરવાનો દારૂ પીવાની આદતવાળા અને બીજી બદીઓમાં ફસાયેલા શીખને કશો અધિકાર નથી.

મારો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય છે કે પ્રિવી કાઉન્સિલે ભૂતકાળમાં આપેલા ચુકાદાની સ્વૈરાચારના સમર્થનમાં મદદ લેવી એ વ્યર્થ છે એટલું જ નહીં, નુકસાનકારક છે. જેને ગુલામીનું બંધન કહી શકાય એવી દશામાંથી આપણે હમણાં જ મુક્ત થયા છીએ. જે નરવાં બંધનો અથવા અંકુશોના અમલથી જ સમાજ નભી શકે ને ખીલી શકે તે સર્વનો સ્વતંત્રતાના અમલમાં ભંગ કરવો એ ખરેખર તદ્દન ગેરવાજબી છે. તેથી શીખ મિત્રોને મારી વિનંતિ છે કે કોઈ પણ શંકાભરેલી વર્તણૂક અથવા આચારમાં કિરપાણનો ઉપયોગ કરી મહાન શીખ પંથને બટ્ટો ન લગાડશો. આખી માનવજાત જેમના શૂરાતનને માટે ગૌરવ લે છે એવા શહીદોનાં આખાં ને આખાં સૈન્યોએ જે નિર્માણ કર્યું છે તેને ફોક કરવાની ગફલત શીખો ન કરે.

## લશ્કર અને પોલીસ

હવે બીજા એક ચિત્ર તરફ નજર કરવાની મારી તમને સૌ શ્રોતાઓને વિનંતી છે. મને એક એવી છાવણીનું વર્ણન આપવામાં આવ્યું છે જેમાં લશ્કરનાં માણસો ઉદ્ધતાઈથી વર્તે છે એમ મને

જણાવવામાં આવ્યું છે. છાવણીઓનું જીવન અંતરની તેમ જ બહારની સ્વચ્છતાનો નમૂનો હોય અને લશ્કર તેમ જ પોલીસનાં માણસો એ બન્ને પ્રકારની સ્વચ્છતાની ખબરદાર રહીને જાળવણી કરે. તેથી મને આશા છે કે મને આપવામાં આવેલી બાતમી કદી કાયદાનો અને વ્યવસ્થાનો અમલ કરનારાં અને તે બંનેને સમાલનારાં માણસોને સામાન્યપણે લાગુ પડતી નહીં હોય અને એક અપવાદ રૂપ જ હશે. સ્વતંત્રતાની સુરખીનો અનુભવ ખરેખર સૌથી પ્રથમ લશ્કર તેમ જ પોલીસનાં માણસોને થવો જોઈએ. તેમને વિષે એવું કહેવાનો વારો કદી ન આવો કે તેમના પર જે ભયાનક અંકુશો લાદવામાં આવ્યા હતા તેના અમલમાં જ તે બધા સારી રીતે ચાલી શકતા હતા. પોતાની અણિશુદ્ધ ચોખ્ખી વર્તણૂકથી તેઓ સાબિત કરી આપે કે દુનિયાના કોઈ પણ ભાગમાં જેવા નમૂનેદાર પ્રજાજનો જોવાના મળી શકે તેવા જ હિંદના નમૂનેદાર તેમ જ લાયક પ્રજાજનો બનવાની તેમની શક્તિ છે. કાયદાના અમલને માટે જવાબદાર કાયદાના આ રક્ષકો જ કાયદાની અવગણના કરે તો સરકારનો વહીવટ ચલાવવાનું અશક્ય બની જાય અને મહાસમિતિના ઠરાવોનો જેવો અમલ થવો જોઈએ તેવો અમલ કરવાનું તો કદી ન બની શકે.

## શેરવાણીની શહીદી

આપણા દેશની દશાનું અંધકારભરેલું ચિત્ર તમારી આગળ રજૂ કર્યા પછી હવે તમારી આગળ હું તેની ઊજળી બાજુ પણ ખુશીથી રજૂ કરીશ. નમૂનેદાર શૂરાતનની એક કથાનું નજરે જોનારે જે વર્ણન મને લખી આપ્યું છે તે હું તમને સંભળાવું:

"મીર મકબુલ શેરવાણી બારામુલામાં કાશ્મીરની રાષ્ટ્રીય કૉન્ફરન્સનો એક બહાદુર જુવાન આગેવાન હતો. તેની ઉંમર ત્રીસબત્રીસ વરસની હતી.

"કાશ્મીર પર હુમલો કરનારા દરોડાખોરોને ખબર પડી કે શેરવાણી રાષ્ટ્રીય કૉન્ફરન્સનો એક આગળપડતો મહત્ત્વનો આગેવાન છે એટલે તેમણે તેને નિશાત ટૉકીઝ પાસે આવેલી એક જગ્યા પર બે થાંભલા સાથે બાંધ્યો. પહેલાં તેમણે તેને માર માર્યો પછી તેને કહ્યું

કે અખિલ જમ્મુ અને કાશ્મીર રાષ્ટ્રીય પરિષદનો અને તેના આગેવાન શેરે કાશ્મીર શેખ અબદુલ્લાનો ઇન્કાર કર અને પાંદરામાં આવેલી નામધારી આઝાદ કાશ્મીર આરઝી હકૂમત તરફ વફાદારીના સોગંદ લે.

"શેરવાણીએ પોતાની રાષ્ટ્રીય સંસ્થાનો ઇન્કાર કરવાની દૃઢતાથી સાફ ના પાડી અને દરોડાખોરોના મોઢા પર ચોખ્ખું જણાવ્યું કે શેરે કાશ્મીર અત્યારે સરકારના વડા છે, કાશ્મીરમાં હિંદી રાજ્યસંઘની ફોજ ઊતરી ચૂકી છે અને તમને લોકોને હવે થોડા જ દિવસમાં કાશ્મીરમાંથી હાંકી કાઢવામાં આવશે.

"આથી હુમલો કરનારી ટોળી ખૂબ રોષે ભરાઈ ને ભડકી ગઈ અને તેણે શેરવાણીના બદનને એકસામટી ચૌદ ગોળી છોડી ચાળણીની માફક વીંધી નાખ્યું, તેનું નાક કાપી નાખી તેના ચહેરાને બેડોળ બનાવ્યો અને નીચેના શબ્દો લખી તેના શરીર પર એક પતરું ચોડયું:

'આ દેશદ્રોહી છે.

એનું નામ શેરવાણી છે.

સર્વ દેશદ્રોહીઓના હાલ આવા થશે.'

"પરંતુ ક્રૂરતાનાં કામોમાં રાચનારાં માણસોએ ઠંડે કલેજે કરેલી આ કતલ પછી ચોવીસ કલાકની અંદર શેરવાણીની ભવિષ્યવાણી સાચી પડી. હુમલો કરનારા દરોડાખોરો બારામુલ્લામાંથી જેને જેમ ફાવ્યું તેમ નાઠા અને હિંદી સૈન્યોએ તેમનો બરાબર પીછો પકડ્યો."

આટલી હકીકત વાંચી સંભળાવ્યા પછી ગાંધીજી બોલ્યા કે શું હિંદુ, શું શીખ, શું મુસલમાન કે શું કોઈ બીજા, સૌ આ જાતની શહીદીને માટે ગૌરવ અનુભવશે.

## સ્વાભિમાન અને દોસ્તી

છેવટે ગાંધીજીએ કહ્યું કે આજે એક મિત્રે મારી આગળ આફતના સંજોગોમાં પણ નરમ ન પડનારી સ્વાભિમાનની લાગણીનો અને ગમે તેવા કપરા સંજોગોની તાણમાં પણ ચાલુ રહેલી દોસ્તીનો એક દાખલો વર્ણવી બતાવ્યો તે મારે તમને સૌને જણાવવો જોઈએ. એ વાત લાંબા વખત સુધી લશ્કરમાં અમલદાર તરીકે કામ કરનાર એક ભાઈ નારાયણસિંહની છે. પશ્ચિમ પંજાબમાં આવેલી પોતાની બહોળી મિલકત તેણે ગુમાવી હતી. તે હાલ દિલ્હીમાં હોઈ પોતાની પાસે કશું રહ્યું નથી છતાં ભિક્ષા પર રહેવાનો તેમ જ હારી બેસવાનો

ઇન્કાર કરે છે. પોતાનો એક જૂનો દોસ્ત મળ્યો તેને તેણે કહ્યું કે મારા પર આવી પડેલી આફતને માટે મને દિલાસાની જરૂર નથી કેમ કે મારા પર આવેલી આફતની મને કોઈ જાતની પરવા નથી. એ શીખ અમલદારને પોતાનો પુરાણો દોસ્ત તેમ જ લશ્કરમાં સાથે અમલદારી કરનાર અલીશાહ મળ્યો. અલીશાહે પણ પોતાનું જે કાંઈ હતું તે બધું ગુમાવ્યું હતું. તેના પર પણ કોઈક વિપત આવી પડી હતી પણ તે કોમી ઝનૂનને કારણે નહોતી. તે પણ નારાયણસિંહના જેવી જ સ્વમાની પ્રકૃતિનો હતો અને બંને એકબીજાની દોસ્તીમાં અભિમાન લેતા હતા. પચીસ વરસ સુધી વિખૂટા પડ્યા પછી આજે ફરી મળ્યા તેના આનંદમાં તે બન્ને પોતપોતાને વીતેલાં સંકટો વીસરી ગયા.

## ૭૦

૨૦-૧૧-'૪૭

### હવે અસહકાર નથી

પ્રાર્થના પૂરી થયા પછી પ્રાર્થનાસભામાં એકઠા મળેલા શ્રોતા-સમુદાયને ઉદ્દેશીને પોતાનું પ્રવચન કરતાં આજે સાંજે ગાંધીજી બોલ્યા કે આજે મને એક જ ભાઈની લખેલી બે ચિઠ્ઠીઓ મળી છે. તેમાંની એકમાં તે મને જણાવે છે કે મેં મારી નોકરી છોડી દીધી છે અને હવે મારે તમારા હાથ નીચે તમારી સાથે રહીને કામ કરવું છે. બીજી ચિઠ્ઠીમાં તે મને સૂચવે છે કે પ્રાર્થનામાં ભજન ગાવાનું કામ મને સોંપો. પહેલી ચિઠ્ઠીની બાબતમાં મારે તે ભાઈને જવાબ આપવો પડે છે કે આ રીતે પોતાની નોકરી છોડી દેવામાં તેમણે ખોટું કર્યું છે. બ્રિટિશ અમલ દરમિયાન મેં સરકાર સાથે અસહકાર કરવાની સલાહ આપેલી તે વાત સાચી છે પણ આજના સંજોગોમાં હવે એવું કશું રહ્યું નથી. હવેના પલટાયેલા સંજોગોમાં માણસને રુચે તો ગમે ત્યાં રોજી મેળવવાને નોકરી કરતો છતો તે દેશની સેવા કરી શકે છે. પોતાના કુટુંબને માટે પ્રામાણિકપણે તેમ જ કોઈ પણ પ્રકારની

હિંસામાં સામેલ થયા વિના જે કમાણી કરે છે તે આજે દેશની સેવા કરે છે. વળી એ ચિઠ્ઠી લખનાર ભાઈએ જાણવું જોઈએ કે તેમને આપવાને મારી પાસે કશું કામ નથી. એમ છતાં એ ભાઈને સેવા કરવાની જ લગની લાગી હોય તો હવે પછી જે ગોશાળાની હું વાત કરવાનો છું તેમાં તેણે સેવા કરવી.

પ્રાર્થનામાં ભજન ગાવાની તેમની માગણીની બાબતમાં મારે તેમને જણાવવાનું કે એમ ગમે તેને ભજન ગાવાની છૂટ નથી. જે લોકોને વિષે પહેલેથી માહિતી હોય કે એઓ ઈશ્વરના સેવક છે તે જ પ્રાર્થનામાં ભજન ગાઈ શકે.

## ઓખલાની મુલાકાત

સુચેતાદેવી અને તેમનાં કેટલાંક સાથીઓ સાથે આજે હું ઓખલામાં આવેલી નિર્વાસિતોની છાવણીની મુલાકાતે જઈ આવ્યો. છાવણીમાં પ્રશંસાપાત્ર સફાઈ જોઈને હું રાજી થયો. ઓખલામાં વરસોવરસ ભરાતી જાત્રામાં આવનારા યાત્રાળુઓને રહેવાને બંધાવવામાં આવેલી ધર્મશાળાઓમાં નિર્વાસિતોને રાખવામાં આવ્યા છે અને એવી ધર્મશાળાઓ છાવણીમાં વચ્ચે વચ્ચે આવેલી છે. છાવણીમાં યોગ્ય રીતે પાણી પૂરું પાડવાના બંદોબસ્તને અંગે કંઈક મુશ્કેલી છે પણ વ્યવસ્થાપકો તેને માટે મહેનત કરી રહ્યા છે. મને ખાતરી છે કે આજે છાવણીમાં રાખવામાં આવેલા નિર્વાસિતોના કરતાં વધારે સંખ્યાના નિર્વાસિતોને પાણી પૂરું પાડવાનો બંદોબસ્ત થઈ શકે તો ત્યાં હજી બીજા વધારેને સમાવી આશ્રય આપી શકાય.

## અમલદારો વિષે

અત્યારે નિર્વાસિતોની વાત નીકળી છે તો મને જણાવવામાં આવેલી નિર્વાસિતોની વ્યવસ્થાને અંગેની ખામી તરફ હું ધ્યાન ખેંચું. મને ખબર મળી છે કે નિર્વાસિતો અંદર અંદર કાળાં બજાર કરે છે. શરણાર્થીઓની સાથે તેમના બંદોબસ્તને માટે જે અમલદારોને મૂકવામાં આવ્યા છે તે બધા પણ દોષમુક્ત નથી. મને જણાવવામાં આવ્યું કે છાવણીનો બંદોબસ્ત કરનાર અમલદારને લાંચ આપ્યા

વિના છાવણીમાં રહેવાની સગવડ મળી શકતી નથી અને બીજી રીતે પણ એ અમલદારોની વર્તણૂક ચોખ્ખી નથી. અલબત્ત, આવી જાતના આક્ષેપો અમલદારમાત્રને વિષે તો સાચા ન જ હોય છતાં ઘણામાં એક પાપી હોય તો તેના પાપનું ફળ સાથવાળા બધાયને ભોગવવું પડે.

## શરણાર્થીઓમાં ફેલાયેલી બદીઓ

એ ઉપરાંત મને એવી ખબર આપવામાં આવી છે કે ખુદ શરણાર્થીઓ પોતે પણ છાવણીઓમાં અંદર અંદર નજીવી ચોરીઓ કર્યા વિના રહેતા નથી. એમની પાસેથી તો હું પૂરેપૂરા ચોખ્ખા વર્તનની આપેક્ષા રાખું. મને જણાવવામાં આવ્યું છે કે શરણાર્થીઓમાં કોઈ કોઈએ તેમને આપવામાં આવેલી રજાઈઓની સિલાઈ ઉખેડી કાઢી તેમાંનું રૂ ફેંકી દઈ ખોળિયાના કાપડમાંથી ખમીસ વગેરે બનાવડાવ્યાં છે. આવી તો બીજી અનેક વાતોની ખબર મને મળી છે પણ શરણાર્થીઓનાં ખરાબ કામોનાં વર્ણનમાં મારે તમારો સૌનો ઝાઝો વખત રોકવો નથી. આજે સાંજે જે વિષય પર મારે તમને બેચાર વાત કહેવી છે તેને વિષે જ હું હવે તમને જે જણાવવા જેવું છે તે જણાવી લઉં.

## હિંદની પશુસંપત્તિ

અહીં દિલ્હીમાં કિશનગંજમાં ગૌશાળાઓને અંગે ભરવામાં આવતો વાર્ષિક મેળાવડો અત્યારે ચાલી રહેલ છે. આચાર્ય કૃપાલાની તેના પ્રમુખ થનાર છે અને મને એ મેળાવડો ગોઠવનારાઓ તરફથી આગ્રહ કરવામાં આવ્યો છે કે કંઈ નહીં તો દશ મિનિટને માટે પણ તમે આવી જવાને ચૂકશો નહીં. મને પોતાને લાગે છે કે કોઈ પણ સમારંભમાં કેવળ શોભા આપવાને ખાતર મારે જવાનું ન હોય. દશ મિનિટમાં હું કરું શું ને જોઉં શું? અને આજે કોમી સવાલને અંગેની એટલી બધી બાબતોમાં મારે રોકાઈ રહેવું પડે છે કે બીજી કોઈ વાતમાં ઉપયોગી થઈ શકાય એ રીતે મારાથી સામેલ થવાતું નથી. મેળાવડાનો બંદોબસ્ત કરનારા ભાઈઓ મારી લાચારી સમજી

ગયા અને તેમણે મને જણાવ્યું કે ગોસેવાને વિષે તમારે જે કહેવાનું હોય તે તમારી પ્રાર્થનાસભામાં કહેશો તોયે ચાલશે. પરંતુ ગોશાળાના વિષય વિષે તમારે ખાસ ચાર વાત કહેવી. આ દરખાસ્ત મેં રાજી-ખુશીથી કબૂલ રાખી. પહેલાં જરાયે દગદગા વિના મેં જાહેર કર્યું છે કે હિંદની રાજદ્વારી સ્વતંત્રતા મેળવવાના કામના કરતાં હિંદની પશુસંપત્તિ સાચવી રાખવાનું અને તેની ખિલવણી કરવાનું તેમ જ ગાય ને તેના વેલાને સારી રીતે સંભાળવાનું કામ ઘણું વધારે અઘરું છે. એ કામમાં ભક્તિભાવે હું કાર્ય કરતો આવ્યો છું અને ગાયની રક્ષા કેમ કરવી તે વિષયનું સાચું જ્ઞાન મારી પાસે છે એવો મારો દાવો છે. આમ છતાં મારે કબૂલ કરવું પડે છે કે અત્યાર લગી ગમે તે કારણે પણ એકંદરે આ બાબતમાં આમ જનતાના દિલ પર આ વિષયમાં હું ઝાઝી અસર કરી શક્યો નથી એટલે કે આમ જનતાને આ સવાલ પર ઘટતું ધ્યાન આપવાની જરૂરને વિષે સમજાવવામાં હું હજી ફાવ્યો નથી. જે લોકો ગોશાળાઓની વ્યવસ્થા કરે છે તે બધા તેમને માટે પૈસા કેમ મેળવવા તે જાણે છે પણ હિંદની પશુસંપત્તિની બાબતમાં કેવી રીતે કામ લેવું તેનું તેમને બિચારાઓને કશું શાસ્ત્રીય જ્ઞાન નથી. ગાય વધારે દૂધ આપતી થાય અને તે જે બળદો તેમ જ સાંઢ આપણને આપે છે તેમની ઓલાદ સુધરે એ રીતે ગાયની માવજત તેમ જ ઉછેર કેમ કરવી એ બાબતનું તેમને જરાયે જ્ઞાન નથી.

### ગોશાળાઓની વ્યવસ્થા

એથી બન્યું છે એવું કે હિંદભરમાં ગોશાળાઓ જ્યાં હિંદના જાનવરોને યોગ્ય રીતે ઉછેરવાનું જ્ઞાન મેળવી શકાય એવી, નમૂનેદાર દુગ્ધાલયો હોય એવી, જ્યાંથી સારું દૂધ, સારી ગાયો, એટલા જ સારા ખૂંટ અને એવા જ મજબૂત બળદો ખરીદી શકાય એવી સંસ્થાઓ બની નથી પણ જ્યાં ઢોરને એકઠાં કરી ગમે તેમ રાખવામાં આવે એવી સંસ્થાઓ બની છે. એથી પરિણામ એવું આવ્યું છે કે ઉમદા પ્રકારનાં જાનવરો આપી શકે અને તેમના નમૂના બતાવી શકે તેમ જ સસ્તામાં સસ્તે દરે જ્યાં ચોખ્ખું દૂધ મળી શકે એવો

દુનિયાનો પહેલા નંબરનો મુલક બનવાને બદલે હિંદ એ બાબતમાં છેક છેલ્લે નંબરે છે. આપણા લોકો અને ગોશાળાના વ્યવસ્થાપકો ગાયનાં છાણમૂતરનો બરાબર ઉપયોગ કેમ કરવો અથવા મરેલાં ઢોરને બરાબર કેવી રીતે કામમાં લેવાં તે વિષે પણ કશું જાણતા નથી અને તેથી અજ્ઞાનને કારણે આપણને વરસોવરસ કરોડો રૂપિયાનું નુકસાન થયા કરે છે. કેટલાક લોકો એવી દલીલ કરે છે કે આપણી પશુસંપત્તિ આપણી જમીન પર બોજારૂપ છે અને નાશ કરવાને જ પાત્ર છે. મારો અભિપ્રાય એવો નથી પરંતુ આ વિષયને લગતું સામાન્ય અજ્ઞાન હજી થોડો વખત ચાલુ રહેશે તો આપણાં ઢોરને આપણી જમીન પર બોજારૂપ બની રહેલાં જોઈ મને નવાઈ નહીં થાય. તેથી હું આશા રાખું છું કે જેની વાત થાય છે તે ગોશાળાઓના વ્યવસ્થાપકો હરેક દૃષ્ટિથી એ સંસ્થાઓને નમૂનેદાર બનાવવાના કાર્યમાં ધ્યાન આપવા માંડશે.

## ૭૧

૨૧–૧૧–’૪૭

### હિંદમાં દુગ્ધાલયો

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન શરૂ કરતાં ગાયની રક્ષા અને તેની ઓલાદની ખિલવણીનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે અત્યારે તમારી આગળ હું બોલું છું તે જ વખતે ગઈ કાલે સાંજે કિશનગંજની ગોશાળામાં શરૂ થયેલા જે મેળાવડાની વાત મેં કરેલી તેનું કામકાજ કદાચ ચાલુ હશે. એને અંગે એક વાત મારે કરી લેવી જોઈએ. સૈનિકોને માટે હિંદમાં ચલાવવામાં આવતી અનેક ડેરીઓ વિષે કાલ સાંજના પ્રવચનમાં મેં કશો ઉલ્લેખ કર્યો નહોતો. ડૉ. રાજેન્દ્રપ્રસાદ મને જણાવે છે કે એ દુગ્ધાલયો હજીયે ચાલે છે. વરસો પહેલાં કર્નલ સ્મિથ નામના લશ્કરી અમલદાર બેંગલોરની સેન્ટ્રલ ડેરી નામની એવી ગોશાળા સંભાળતા હતા તે વખતે તેની મુલાકાતે મારું જવાનું થયેલું. ત્યાં કેટલાંક ઉત્તમ પ્રકારનાં નમૂનેદાર

જાનવરો મારા જોવામાં આવેલાં. તેમાંની એક સૌથી વધારે નમૂનેદાર ગાય આખા એશિયામાં સર્વોત્તમ મનાતી હતી અને મને અત્યારે ચોક્કસ યાદ નથી પણ કાં તો એક ટંકનું કે પછી દિવસનું પંચોતેર રતલ દૂધ આપતી હતી. એ ગાયને આખો વખત કોઈ પણ પ્રકારના બંધન વગર ફરવાની છૂટ હતી અને આખાયે મેદાનમાં તેને માટે ચારો રાખવામાં આવતો તેમાંથી જ્યારે ફાવે ત્યારે ફાવે તેટલું ખાવાની તેને છૂટ હતી. એ થઈ એ ચિત્રની ઊજળી બાજુ.

### વાછડાની કતલ

ચિત્રની બીજી બાજુ મને જોવાની મળી નહોતી પણ મને પ્રમાણભૂત બાતમી આપવામાં આવી હતી કે એ દુગ્ધાલયમાં જન્મતા બધા વાછરડાને બળદ બનાવવાનું બની શકે એવું નહોતું તેથી તેમનામાંના ઘણાખરાની કતલ કરી નાખવામાં આવતી હતી. આ બધી ડેરીઓને માટે વધારે નહીં તો સેંકડો એકર જમીન રોકવામાં આવે છે. એ બધું કામ મુખ્યત્વે યુરોપિયન સિપાઈઓના લાભને માટે થતું ને થાય છે. એ ડેરીઓનો ખર્ચ કરોડો રૂપિયા આવે છે. હવે મને આવો મોટો ખર્ચ કરવાની જરૂર લાગતી નથી કેમ કે બ્રિટિશ લશ્કરી સિપાઈ હવે હિંદમાં રહ્યો નથી અથવા થોડા જ વખત પછી અહીંથી જનાર છે. મને ખાતરી છે કે હિંદી સિપાઈને ખબર પડે કે તેને ખાતર આવો મોટો ખર્ચ રાખી ડેરીઓ ચલાવવામાં આવે છે તો તે જરૂર શરમાશે. વળી મને ખાતરી છે કે સામાન્ય પ્રજાજનને જે જાતના ખાસ વર્તાવનો હક નથી તે પોતાને માટે રાખવામાં આવે એવો દાવો અથવા માગણી પણ હિંદી સિપાઈ નહીં કરે.

### સતીશ બાબુની ગોસેવા

ગાય અને ભેંસને વિષેનું સૌથી વધારે પ્રમાણભૂત અને સંભવ છે કે વધારેમાં વધારે વિગતે ચર્ચા કરનારું સમર્પક તેમ જ અદ્યતન સાહિત્ય ખાદી પ્રતિષ્ઠાનવાળા શ્રી સતીશચંદ્ર દાસગુપ્તના અવિરત ઉદ્યોગના પ્રતીક સમા અપ્રતિમ ગ્રંથમાં જોવાનું મળશે. મોજૂદ સાહિત્ય-માંથી એ ગ્રંથમાં તેમણે કેવળ ઉતારાઓ કાઢીને ભર્યા નથી. એ ગ્રંથમાં

કરવામાં આવેલું બધુંયે વિવેચન અને આપવામાં આવેલી બધી હકીકત તેમના અનુભવ પર રચાયેલી છે અને તે ગ્રંથ તેમણે પોતાના એક જેલનિવાસ દરમિયાન લખ્યો છે. એ ગ્રંથનો બંગાળી તેમ જ હિંદુસ્તાની તરજુમો થયો છે. એ ગ્રંથનો અભ્યાસ કરનારા સૌને હિંદનાં જાનવરોની સેવાનું કાર્ય આગળ વધારવામાં અને તેમની દૂધ આપવાની શક્તિ વધારવામાં ભારે સહાય થશે. એ ઉપરાંત એ ગ્રંથમાં ગાય અને ભેંસની સરખામણી પણ રજૂ કરવામાં આવી છે.

## 'હિંદુ' અને 'હિંદુ ધર્મ'

શ્રોતાઓમાંથી એક ભાઈ તરફથી મને એક સવાલ મળ્યો છે. તે ભાઈ મને પૂછે છે કે હિંદુ કોણ? એ શબ્દ મૂળ ક્યાંથી આવ્યો? અને હિંદુ ધર્મ જેવી કોઈ વસ્તુ છે ખરી?

આ સવાલ આજના વખતમાં ખાસ પૂછવા તેમ જ વિચારવા જેવા છે. હું કોઈ ઇતિહાસવેત્તા નથી; ઝાઝા પાંડિત્યનો અથવા ભારે વિદ્વત્તાનો મારો દાવો નથી. પરંતુ હિંદુ ધર્મ વિષેના એકાદ પ્રમાણભૂત ગ્રંથમાં મેં વાંચ્યું છે કે 'હિંદુ' શબ્દ વેદમાં મળતો નથી પણ મહાન સિકંદરે હિંદ પર ચઢાઈ કરી ત્યારે સિંધુ નદીની પૂર્વમાં આવેલા દેશમાં વસતા લોકોને હિંદુ કહીને ઓળખાવવામાં આવતા હતા. અંગ્રેજી બોલનારા હિંદીઓ આજે પણ સિંધુને 'ઇન્ડસ' નામથી ઓળખે છે. ગ્રીક બોલીમાં સિન્ધુના 'સ'નો 'એચ' એટલે 'હ' થઈ ગયો. તેથી એ મુલકના વતનીઓનો ધર્મ 'હિંદુ' નામથી ઓળખાયો અને તમે સૌ જાણો છો કે એ ધર્મ સૌથી વધારે સહિષ્ણુ ધર્મ છે. જુલમથી ત્રાસીને ભાગી છૂટેલા પ્રાચીન ખ્રિસ્તીઓને તેણે આશ્રય આપ્યો હતો, બની-ઇસરાઇલના અનુયાયી યહૂદીઓને પણ તેણે આશરો દીધો હતો અને ઈરાનથી એવા જ જુલમથી ત્રાસીને ભાગી નીકળેલા પારસીઓને પણ તેણે જ સંઘર્યા હતા. આવો જે ધર્મ પોતાની વ્યવસ્થામાં સર્વને સમાવી લેવાને હમેશ તત્પર છે અને જે ધર્મ સહિષ્ણુતાની હમેશ હિમાયત કરતો આવ્યો છે તે હિંદુ ધર્મના અનુયાયી હોવામાં મને ગૌરવનો અનુભવ થાય છે. આર્ય વિદ્વાનો પોતે જેને વૈદિક ધર્મ કહીને ઓળખાવે છે તેને વરેલા છે

અને હિંદુસ્તાનનું નામ આર્યાવર્ત છે એમ આગ્રહપૂર્વક જણાવે છે. એવી વિદ્વત્તાની અથવા એવો આગ્રહ રાખવાની મને જરાયે આકાંક્ષા નથી. મારી કલ્પનાનું હિંદુસ્તાન મારે માટે પૂરતું છે અને તે નામથી મને પૂરતું સમાધાન છે. એ હિંદુસ્તાનમાં અને એ હિંદુ ધર્મમાં વેદોનો બેશક સમાવેશ થઈ જાય છે. પરંતુ મારી મતિ પ્રમાણે તેમાં એથીયે ઘણું વધારે સમાયેલું છે. હિંદુ ધર્મના મોભાને અથવા દરજ્જાને જરા સરખો ઉતારી પાડ્યા વિના હું ઇસ્લામ મજહબમાં, પારસી ધર્મમાં, ખ્રિસ્તી સંપ્રદાયમાં, જૈન ધર્મમાં અને યહૂદી પંથમાં જે કંઈ ઉત્તમ છે તેનો સમાનભાવે આદર રાખું છું એમ જાહેર કરું છું ત્યારે કશી વિસંગત વાત કરતો નથી. સૂર્ય તપે છે ત્યાં સુધી આવો હિંદુ ધર્મ જીવતો રહેશે. એક જ દુહામાં તુલસીદાસે એ ધર્મનો નિચોડ આપી દીધો છે કે 'દયા ધર્મકો મૂલ હૈ, પાપમૂલ અભિમાન; તુલસી દયા ન છાંડીએ જબ લગ ઘટમેં પ્રાન.'

## બધી છાવણીઓ વિષે

આગળ ચાલતાં બીજા વિષય તરફ વળતાં ગાંધીજી બોલ્યા કે ઓખલાની શરણાર્થીઓની છાવણીમાં હું ગયો હતો ત્યારે મારી સાથે જે બહેન આવ્યાં હતાં તેમણે મને કહ્યું કે કેટલીક નિરાશ્રિત છાવણીઓમાં ચાલતી ખરાબ રીતરસમોને વિષે તમે જે ટીકા કરી તેથી હું બેચેન થઈ છું કેમ કે મને એવો ભાસ થયો કે ઓખલાની છાવણીને વિષે જ તમે એ બધું બોલ્યા. તમારે સૌએ એ સમજી લેવું જોઈએ કે એ છાવણીની આવી ઉતાવળે મુલાકાત કરી તેને વિષે હું એવી ગમે તેવી ટીકા કદી ન કરું. છાવણીઓમાં ચાલતી ગેરરીતિઓ વિષે મેં મારા પ્રવચનમાં કેવળ પ્રસંગોપાત્ત ઉલ્લેખ કર્યો હતો.

## ઈશ્વરનો દ્રોહ

પોતાના પ્રવચનમાં ગાંધીજી આગળ બોલ્યા કે મને મળેલી માહિતી મુજબ દિલ્હીમાં આવેલી આશરે ૧૩૭ મસીદોને આ વખતે થયેલા બખેડા દરમિયાન ઓછુંવત્તું નુકસાન પહોંચાડવામાં આવ્યું છે. તેમાંની થોડીને તો મંદિરમાં પલટી નાખવામાં આવી છે. એવી એક પલટી

નાખવામાં આવેલી મસીદ કૉનોટ પ્લેસ નામના લત્તામાં આવેલી છે અને તેને થયેલું નુકસાન તેમ જ તેમાં કરવામાં આવેલો ફેરફાર જતા આવતા કોઈ પણ ઇસમની નજર બહાર જાય તેવો નથી. તેના પર ત્રિરંગી ધ્વજ ફરકે છે. તેમાં મૂર્તિ પધરાવી તેનું મંદિર બનાવેલું છે. ધર્મનાં સ્થાનોને આ રીતે અપવિત્ર કરવાની બધી પ્રવૃત્તિ હું હિંદુ તેમ જ શીખ ધર્મને મોટા લાંછનરૂપ માનું છું. મારી મતિ પ્રમાણે એ બધાં કાર્યોમાં ઈશ્વરનો દ્રોહ છે. મેં શીખ તેમ જ હિંદુ ધર્મને કપાળે ચોંટેલી કાળી ટીલીની વાત કરી તેના સમર્થનમાં અથવા તે ગુનાને હળવો કરી બતાવવાને પાકિસ્તાનમાં મુસલમાનોએ પણ ધર્મનાં સ્થાનકોને એ જ રીતે ભ્રષ્ટ કર્યાં છે એવી દલીલ કરવામાં આવે તેમાં કોઈ જાતનું વજૂદ નથી. હિંદુ કે શીખ ધર્મ અથવા ઇસ્લામનો એવાં કામોથી વિનાશ થાય છે એવો મારો ચોખ્ખો અભિપ્રાય છે. એ વિષે તાજેતરમાં અખિલ હિંદ મહાસભા સમિતિએ મંજૂર રાખેલા ઠરાવ તરફ હું તમારું સૌનું ધ્યાન ખેંચું છું.

### રોમન કૅથલિક સંપ્રદાયના અનુયાયીઓ પર જુલમ

આજનું પ્રવચન સારી પેઠે લંબાયું છે અને છતાં હમેશના કરતાં વધારે લંબાણ કરવાનું જોખમ વહોરીને પણ મારા ધ્યાન પર લાવવામાં આવેલી ગુરગાંવ જિલ્લામાં બનેલી રોમન કૅથલિક સંપ્રદાયના અનુયાયીઓ પર વીતેલા જુલમની વાત છેવટે કરી લેવાની મને મારી ફરજ લાગે છે. જે ગામમાં એવો જુલમ ગુજર્યાનું જણાવવામાં આવ્યું છે તેનું નામ કન્હાઈ છે. દિલ્હીથી પચીસેક માઈલના અંતર પર તે આવેલું છે. આ જુલમની વાત મારી પાસે લઈને આવનારાઓમાંથી એક ત્યાં રોમન કૅથલિક દેવળના પાદરી હતા અને બીજા ધર્મનું શિક્ષણ આપનારા એક ગામડામાં રહેનારા શિક્ષક હતા. એ ગામમાં વસતા કૅથલિકોનો એક પત્ર તેમણે મારી આગળ રજૂ કર્યો. તેમાં ગામના હિંદુઓ તરફથી પોતાના પર વીતેલા જુલમની વાત તેમણે જણાવી છે. જાણવા જેવું એ છે અને તેથી સહેજ કૌતુક પણ થાય છે કે એ પત્ર ઉર્દૂમાં લખેલો છે. મને એવી સમજ આપવામાં આવી કે હિંદના એ ભાગમાં વસતા હિંદુ તેમ જ બીજા બધાયે લોકો કેવળ હિંદુસ્તાની

બોલી બોલી શકે છે અને તેને ઉર્દૂ લિપિમાં જ લખી શકે છે. કાગળ લઈ આવનાર ભાઈઓએ મને જણાવ્યું કે રોમન કૅથલિકો ગામમાંથી ચાલી નહીં જાય તો તેમના ભૂંડા હાલ કરવામાં આવશે એવી ધમકી તેમને આપવામાં આવી છે. આ દમદાટી પોલી હશે અને એ ગામનાં રોમન કૅથલિક ભાઈબહેનોને કોઈ પણ પ્રકારની અડચણ વિના પોતાના ધર્મને અનુસરવા દેવામાં આવશે અને પોતપોતાનો ધંધો ચલાવવા દેવામાં આવશે એવી હું આશા રાખું છું. સાચે જ, હવે જ્યારે રાજકીય ગુલામીમાંથી મુલક મુક્ત થયો છે ત્યારે બ્રિટિશ હકૂમતમાં તેમને સ્વતંત્રતા ભોગવવાનો અધિકાર હતો તેવો જ આજેયે છે. હિંદી રાજ્યસંઘમાં એવો અધિકાર એકલા હિંદુઓ પૂરતો અને પાકિસ્તાનમાં એકલા મુસલમાનો પૂરતો મર્યાદિત હોય એવું કદી ન બને. તમને સૌ શ્રોતાઓને મારા આજ પહેલાંના એક પ્રવચનમાં મેં કહ્યું હતું કે મુસલમાનો સામેનું આ પાગલ ઝનૂન ઓસરી જશે ત્યારે તે મુસલમાનોને મૂકી બીજાને માથે ઊતરે એવો પૂરો સંભવ છે. પરંતુ એ અપશુકનિયાળ વાત મેં કહી ત્યારે તેનું આટલું વહેલું આવું પારખું મળશે એવો મને ખ્યાલ નહોતો. મુસલમાનો સામેનું ઝનૂન પૂરેપૂરું શમ્યું નથી. મને માહિતી છે ત્યાં લગી આ ખ્રિસ્તી ભાઈબહેનો તદ્દન નિરુપદ્રવી જીવો છે. એવી દલીલ કરવામાં આવે છે કે એ બધાં ખ્રિસ્તી છે એ જ એમનો ગુનો છે અને તે બધાં ગાય ને ડુક્કરનું માંસ ખાય છે એ વળી તેમનો એથીયે મોટો ગુનો છે. કંઈક કુતૂહલથી મને મળવાને આવેલા પાદરી ભાઈને મેં પૂછ્યું હતું કે આ દલીલમાં કશું વજૂદ છે ખરું? તેમણે મને જવાબ આપેલો કે એ રોમન કૅથલિક ભાઈબહેનોએ હમણાં જ નહીં પણ ઘણો વખત આગળથી ગાય ને ડુક્કરનું માંસ ખાવાનું છોડી દીધું છે. આવી જાતનો સમજ અને બુદ્ધિ વગરનો વહેમ ચાલુ રહેશે તો ખરે જ હિંદનું ભાવિ સિયાહ છે એમ ખચીત માનજો. એ પાદરી ભાઈ પોતાનો ખુદનો અનુભવ જણાવતાં મને કહી ગયેલા કે રેવારીમાં મારી સાયકલ મારી પાસેથી પડાવી લેવામાં આવી હતી અને હું જેમ તેમ કપાઈ જતો બચી ગયો હતો. તો મારા દિલમાં

સવાલ ઊઠે છે કે આ બધી ભયંકર વ્યથાનો અંત શું બધા ગૈરહિંદુઓનો ને ગેરશીખોનો કાંટો નીકળી જશે પછી જ આવશે?

ખરે જ, હિંદની આવી પાયમાલી જોવા ને તેને આવું વેરણછેરણ થઈ જતું જોવા જીવવાને મારી મુદ્દલ ઇચ્છા નથી. અને તેથી તમે સૌ મારી સાથે ઈશ્વરની પ્રાર્થના કરો ને મારી ઇચ્છામાં સામેલ થાઓ કે તે હિંદી રાજ્યસંઘના શીખો તેમ જ હિંદુઓને સન્મતિ સુઝાડે.

# ૭૨

૨૬–૧૧–'૪૭

## સોનીપતના ખ્રિસ્તી

પ્રાર્થના બાદ પોતાના પ્રવચનમાં ગુરગાંવ પાસે આવેલા એક ગામમાં ખ્રિસ્તીઓ પર ગુજરતા જુલમની વાત તરફ ફરીને વળતાં ગાંધીજી બોલ્યા કે સોનીપત ગામમાં રહેતા ખ્રિસ્તીઓ તરફ પણ કંઈક એવા જ પ્રકારનું વર્તન ચલાવવામાં આવે છે એ ખબર મારે કાને આવી છે. ત્યાં એવું બન્યાની મને ખબર મળી છે કે ત્યાં પહેલાં મિશનરીઓને પોતપોતાનાં ઘર નિર્વાસિતોને આશ્રય આપવાને ખાલી કરી આપવાને વિનંતી કરવામાં આવેલી. મિશનરીઓએ એ વાત ખુશીથી સ્વીકારી તેનો અમલ કર્યો. તે માટે તેમનો આભાર પણ માનવામાં આવ્યો હતો. પણ એ આભાર આખરે શાપરૂપ નીવડ્યો કેમ કે તે માનવાની સાથે સાથે તેમનાં બીજાં ઘરોની માગણી કરવામાં આવી ને તે લઈ લેવામાં આવ્યાં. અને છેવટે તેમને જણાવવામાં આવ્યું કે સોનીપતમાં હવે તમારાથી સુખે રહેવાય એવો સંભવ નથી માટે તમારે બચવું હોય તો ગામ છોડી જજો. આ બધી વાતો મારી આગળ રજૂ થઈ છે તે સાચી હોય તો એનો ખુલ્લો અર્થ એવો થયો કે આ પીડાનું ક્ષેત્ર લંબાવા માંડ્યું છે અને પછી એ બલા હિંદને ક્યાં લઈ જઈને છોડશે તે દેખાતું નથી.

## જેવા સાથે તેવા!

મિત્રો સાથેની એક ચર્ચા દરમિયાન આજે મને કહેવામાં આવ્યું કે અહીંના જેવી જ જે બલા પાકિસ્તાનને વળગી છે તેમાંથી તે જ્યાં સુધી છૂટયું નથી ત્યાં સુધી અહીંની હિંદી રાજ્યસંઘની દશામાં ઝાઝો સુધારો થાય એવી અપેક્ષા રાખવી ફોકટ છે. આ દલીલના સમર્થનમાં એક નમૂના તરીકે લાહોરમાં જે કાંઈ બન્યું તેની છાપાંમાં આવેલી વિગતો મને ટાંકી બતાવવામાં આવી. છાપાંઓમાં આવતા હેવાલોને બ્રહ્મવાક્ય મેં કદી માન્યાં નથી અને છાપાં વાંચનારાઓને હું ચેતવવા ઇચ્છું છું કે છાપાંઓમાં આવતી વાતોની તમારા દિલ પર જરા જરામાં અસર થવા દેશો મા. સારામાં સારાં છાપાં પણ વાતને વધારીને અને શણગારીને મૂકવાના દોષથી મુક્ત નથી. પણ ધારો કે છાપાંમાં આપણે જે કંઈ વાંચીએ તે બધું સાચું હોય તોયે તેથી કોઈ ખરાબ દાખલાને આદર્શ બનાવીને વર્તવાનું ન હોય.

## અણિશુદ્ધ વર્તન રાખો

ધારો કે સ્લેટનું પથ્થર વિનાનું એક ચોરસ ચોકઠું આપણી પાસે છે. એ ચોકઠાને સંભાળ વિના વાપરવામાં આવે તો થોડી વારમાં જ તેના ખૂણા કાટખૂણા મટીને નાના ને મોટા ખૂણા બની જશે. પણ એ ચોકઠાને ફરી સંભાળપૂર્વક એક ખૂણેથી સરખું કરવામાં આવે તો બાકીના બધા ખૂણા ઠેકાણે આવીને આપોઆપ કાટખૂણા બની જશે. એ જ રીતે હિંદ રાજ્યસંઘની પ્રજા અને સરકાર અણિશુદ્ધ ચોખ્ખું વર્તન રાખે તો પાકિસ્તાન તરફથી તેનો અનુકૂળ જવાબ મળ્યા વિના ન રહે અને પછી આખા હિંદુસ્તાનમાં શાણપણનો અમલ શરૂ થાય એ વિષે મને જરા પણ શંકા નથી. પાગલપણાને હવે જરાયે વધવા દેવા જેવું નથી અને હિંદે ઊંચું માથું રાખી દુનિયાની સામે ખડા રહેવું હોય તો તેનો તાકીદે તેમ જ પાયામાંથી ઇલાજ કરવાની જરૂર છે એ બોધ આપણે સૌએ જે ખ્રિસ્તીઓની સામે કોઇ જાતનો આરોપ નથી તેમની જે હાલાકી થયેલી કહેવાય છે તે પરથી ચેતીને લેવો જોઈએ.

## શરણાર્થીઓમાં પરસ્પર સહકાર

હવે મારે નિર્વાસિતોના સવાલ વિષે થોડી વાત કરવાની રહે છે. એમનામાં દાક્તર, વકીલ, વિદ્યાર્થીઓ, શિક્ષકો અને નર્સો વગેરે અનેક પ્રકારના લોકો છે. એ બધા જો પોતાનાં ગરીબ નિર્વાસિત ભાઈબહેનોથી અળગાં પડશે તો તેમણે સમાન દુઃખમાંથી જે ધડો શીખવા જેવો છે તે શીખી લીધો નથી એમ કહેવાય. મને લાગે છે કે ધંધાદારી ને બિનધંધાદારી, તવંગર ને ગરીબ, સૌ શરણાર્થીઓએ એકબીજાને વળગી રહી પરસ્પર સહકારથી રહેવું જોઈએ અને લાહોરના તવંગર હિંદુ ને શીખોએ મળીને જે નમૂનેદાર શહેર વસાવ્યું હતું ને તેમને જે છોડી જવાની ફરજ પડી હતી તેવું શહેર અહીં વસાવવું જોઈએ. એવાં નવાં નાનાં નાનાં શહેરો વસે તો દિલ્હી જેવાં શહેરોમાંથી ભીડ ઓછી થાય અને એ રીતે શહેરમાં રહેનારાઓની તંદુરસ્તી તેમ જ સુસ્થિતિમાં વધારો થાય. કુરુક્ષેત્રની છાવણીમાં આવી પડેલા બે લાખથીયે વધારે નિર્વાસિતો અંતરની અને બહારની શુદ્ધિના આદર્શ બને, ધંધાદારીઓ અને તવંગરો સમેત સૌ લોકો ગરીબ નિર્વાસિતો સાથે સમાન દરજ્જે રહી સમાધાનથી તંબૂઓમાં વસે, એ સ્થાનકમાં તે સૌ આગળથી વિચારી સરસ રસ્તાઓ બનાવી લે અને તે રસ્તા બનાવવામાં સૌ સ્વેચ્છાથી સહકાર આપે, શહેરની સફાઈથી માંડીને બાકીની બધી જાતની કામગીરી જાતે કરવા માંડે અને આખોયે દિવસ ઉપયોગી કામમાં રોકાઈ ગાળવા માંડે તો એ બધા સરકારની તિજોરી પર બોજારૂપ થતા અટકશે, તેમની સાદાઈ અને તેમના સહકારની શહેરોવાળા પ્રશંસા કરશે એટલું જ નહીં, શહેરોવાળા શરમાઈ ને બધી સારી બાબતોમાં તેમની નકલ કરવા માંડશે. પછી છાવણીઓમાં ફેલાયેલી કડવાશ અને એકબીજાની અદેખાઈ પલકવારમાં ઊડી જશે. વળી નિર્વાસિતો ગમે તેટલા હશે તોયે તેમની વડી તેમ જ સ્થાનિક સરકારને પછી ફિકર કરવી નહીં પડે. લાખોની સંખ્યામાં નિરાશ્રિતો આવું નમૂનેદાર જીવન ગાળવા માંડે તો આજે વ્યાકુળ બનેલી દુનિયા તેમની એકે અવાજે વાહ વાહ પોકારશે.

## સરકારની મૂંઝવણ

છેવટમાં મારે આજે તમને એક વાત કહેવાની રહી છે. બધા અને ખાસ કરીને અનાજ તેમ જ કાપડ પરના કંટ્રોલ ઉઠાવી લેવાની દરખાસ્ત કરવામાં આવી છે. સરકાર એ અંકુશો ઉઠાવી લેવામાં અચકાયા કરે છે કેમ કે એ લોકોનો એવો ખ્યાલ છે કે દેશમાં અનાજ અને કાપડની સાચી તંગી છે અને તેથી તેઓ માને છે કે આ કંટ્રોલોથી જે ગરીબ લોકો ભૂખમરામાંથી બચી ગયા હતા અને કંઈકેય આચ્છાદન વડે પોતાનાં શરીરો ઢાંકી શકયા હતા તેમને કંટ્રોલો ઊડી જતાં ભાવોમાં આવતા ઉછાળાને કારણે ભારે વિટંબણા વેઠવી પડશે. સરકારને વેપારીઓની, દલાલોની અને અનાજ ઉગાડનારા ખેડૂતોની પ્રામાણિકતા વિષે વહેમ છે. સરકારના લોકો માને છે કે એ બધા પોતપોતાનાં ખીસાં કાળા નફાથી તર કરવાને બાજ જેમ નબળાં પક્ષીઓ પર તૂટી પડે તેમ ગરીબો પર તૂટી પડવાને ક્યારે કંટ્રોલ ઊડી જાય તેની વાટ જોઈને ટાંપીને જ બેઠા છે. સરકારને એવું લાગે છે કે અમારે બે અનિષ્ટોમાંથી એકની પસંદગી કરવાની છે અને હાલ ચાલતો કંટ્રોલ એ બંનેમાંથી નાનું અનિષ્ટ છે.

## વેપારી વર્ગને અપીલ

તેથી વેપારી વર્ગો, અનાજ ઉગાડનારા ખેડૂત અને દલાલોને હું અપીલ કરું છું કે સરકારના મનમાં રહેલો વહેમ દૂર કરો અને તેને ખાતરી આપો કે કંટ્રોલો ઉઠાવી લેવાથી ભાવોમાં ઉછાળો આવવાની વાત તો આઘી રહી, એનાથી કાળાં બજારની અને લાંચરુશવતની બદી દૂર નહીં થાય તોયે ઓછી તો થશે જ અને ગરીબ વર્ગને પ્રમાણમાં ઘણું સુખ થશે.

## ૭૩

૨૩-૧૧-'૪૭

### પ્રાર્થનામાં શાન્તિ

આજે સાંજની પ્રાર્થના પૂરી થયા પછી પોતાનું પ્રવચન શરૂ કરતાં સૌથી પ્રથમ ગાંધીજીએ કહ્યું કે આપણી પ્રાર્થનાસભામાં શાન્તિ રાખવાનો જોકે રિવાજ થઈ ગયો છે અને સામાન્યપણે પૂરેપૂરી શાન્તિ જળવાય છે છતાં આજે અહીં બહેનો મોટી સંખ્યામાં આવી છે તેમના ગણગણાટને લીધે શાન્તિમાં થોડી ખલેલ થઈ છે. આ રીતે સભાનું આ બાબતમાં ધ્યાન ખેંચવામાં આવ્યું તે પછી સભામાં સંપૂર્ણ ચૂપકીદી પથરાઈ ગઈ.

#### હદ બહાર

ત્યાર બાદ રેડિયોનાં માણસોની માફી માગતાં ગાંધીજી બોલ્યા કે મારું પ્રવચન વીસ મિનિટથી અને બની શકે તો પંદરથીયે વધારે ન લંબાવવાનો નિયમ મેં સ્વીકાર્યો છે. છતાં પ્રસંગોપાત્ત તેનો મારે હાથે જ ભંગ થાય છે તે માટે તમ રેડિયોવાળા ભાઈઓની હું માફી ચાહું છું. એ હું હમેશ પાળી શકતો નથી તેનું કારણ એવું છે કે મારા પ્રવચન દ્વારા મારી સામે સાક્ષાત્ હાજર રહેતા શ્રોતાસમુદાયના હૃદય સુધી પહોંચવાની મારી મુરાદ હોય છે. રેડિયો તો તેથી મારી નજરમાં ગૌણ છે. તેનો વિચાર પણ હું એ મુખ્ય આશયને ધ્યાનમાં રાખીને જ કરું છું. વધારે લાંબાં પ્રવચનોની થાળીઓ ઉતારવાનું સાધન હોય છે કે નથી તે હું જાણતો નથી. પરંતુ એટલું એ ભાઈઓને હું જણાવું કે કેવળ મારો અવાજ સાંભળવાનો શોખ પૂરો કરવાને ખાતર મને બોલવાની હોંસ કે આદત નથી.

### હિંસાનું સમર્થન ન હોય

આજે અત્યારે તમારામાંથી એક જણે એક લેખિત સવાલ મને મોકલ્યો છે. તેમાં તે પૂછે છે કે કોઈ માણસનો હક જોખમાતો હોય

તો તેના બચાવમાં તે હિંસા કરે તેમાં ખોટું શું ! આનો મારો જવાબ એ છે કે હિંસાથી હકનો તો શું કોઈ પણ વસ્તુનો કે માણસનો બચાવ થઈ શકતો નથી. હકમાત્ર જો આગળથી પૂરેપૂરી રીતે અદા કરવામાં આવેલી ફરજમાંથી પ્રગટ થતો હોય તો તેના પર આક્રમણ થાય જ નહીં. દાખલા તરીકે મારી કામ કરવાની જવાબદારી પૂરી અદા કરું પછી જ મારી મજૂરી અગર રોજી મેળવવાનો મારો હક ઊભો થાય. મારું કામ પાર પાડ્યા વિના હું મજૂરી લઉં તો એ ચોરી થઈ. ફરજના અથવા ધર્મના પાલનમાંથી જ હક અથવા અધિકાર નિર્માણ થાય છે અને એવા પાલન પર જ તેમનો સાચો આધાર છે. એટલે હક પર જોર દેવાની જે વાતો વારંવાર છેડવામાં આવે છે તેમાં હું સામેલ રહી શકતો નથી.

### હરિજનોનું દમન

હવે મારે તમને રોહતક તેમ જ બીજાં સ્થળો પર જાટ લોકોએ હરિજનો પર જુલમ ગુજાર્યાની જે વાત મને મળી છે તે વિષે થોડું કહેવું છે. આવા જુલમની વાત નવી તો નથી. બ્રિટિશ હકૂમતમાં પણ હરિજનોની સ્વતંત્રતામાં દખલ થયા કરતી હતી. પરંતુ નવી વાત જોવા જઈએ તો એ છે કે દેશને નવી મળેલી સ્વતંત્રતાના અમલમાં એ જુલમો નાબૂદ થવાને બદલે વધારે ઉગ્ર થતા જાય છે. માણસ સમાજના ગમે તે થરમાંનો હોય તોયે સ્વતંત્રતાનો હક શું દરેક હિંદીને નથી? પેલા દિવસ સુધી હરિજનો ગુલામ હતા તેવા જ હજીયે રહ્યા છે? મને લાગે છે કે એક અન્યાયમાંથી બીજા ફૂટી નીકળે છે. પાકિસ્તાનમાં ભલે ગમે તે થયું હશે પણ અહીં આપણે આપણા મુસલમાન ભાઈઓ તરફ જે ગેરવર્તન ચલાવ્યું તેમાંથી જ ખ્રિસ્તીઓ સાથે ગેરવર્તન કરવાની હદ સુધી આપણે ગયા. હરિજનો સાથેનો આપણો ગેરવર્તાવ પણ એ જ વાતનું સમર્થન કરે છે. જે હરિજનોને ખોટી રીતે અસ્પૃશ્યો કહીને ઓળખાવવામાં આવતા હતા અને જેમની સાથે તે જ પ્રકારનું આભડછેટનું વર્તન રાખવામાં આવતું હતું તેમના તરફ બાકીના હિંદુઓએ ચલાવેલા અન્યાયના પાપનું નિવારણ કરવાને હરિજન સેવક સંઘની સ્થાપના કરવામાં આવી હતી. ગઈ પંદરમી ઑગસ્ટને દિવસે

હિંદની સ્થિતિમાં આવેલા પલટાનું રહસ્ય આપણે પૂરું સમજ્યા હોત તો દેશના અદનામાં અદના માણસે પણ સ્વતંત્રતાની સુરખી અથવા ઉમળકાનો અનુભવ કર્યો હોત. જે ભયાનક બનાવોના લાચાર સાક્ષી બનીને આપણને બળાપો કરવો પડે છે તે એ મર્મ સમજાયો હોત તો કદી બનત નહીં. આજે તો જાણે એવું લાગે છે કે સૌ પોતપોતાની વેતરણમાં પડ્યા છે ને હિંદની પ્રગતિની કોઈને પડી નથી!

## ૭૪

૨૪-૧૧-'૪૭

### રચનાકાર્યની જરૂર

પ્રાર્થનાસભામાં હું આવું છું ત્યારે તમારી વચ્ચેથી પસાર થઈ મારી જગ્યા પર પહોંચવાને મને અને મારી આ દીકરીઓને સહેલું પડે તેટલા ખાતર પૂરતી જગ્યા કરી આપવા જેટલી ભલાઈ તમે બતાવો છો. પ્રાર્થના પૂરી થયા બાદ મારે સ્થાનકે પહોંચવાને હું પાછો ફરું ત્યારે પણ તમે સૌ એવી જ સુવ્યવસ્થા જાળવો એવી મારી તમને આગ્રહભરી વિનંતી છે. હું બહાર જવાને પાછો ફરું છું ત્યારે મારા પગને સ્પર્શ કરવાને બેહૂદો, અસભ્ય ધસારો થાય છે. તમે ટોળે વળીને મને ગૂંગળાવી નાખો છો. તમારા પ્રેમની મને કદર નથી એવું ન સમજશો. પરંતુ તમારો એ પ્રેમ વધારેપડતો ઊભરાઈ જાય અને વેવલાવેડામાં પરિણમે તેને બદલે મેં અનેક પ્રસંગોએ અને મારાં અનેક લખાણોમાં દર્શાવી છે તેવી દેશની કોઈક રચનાત્મક સેવાનું સ્વરૂપ લે એમ હું ઇચ્છું છું. એ રચનાકાર્યોમાં સૌથી પહેલું આજે કોમ કોમ વચ્ચે મેળ સ્થાપવાનું છે. પહેલાં કોમ કોમ વચ્ચેનો કુમેળ અથવા કુસંપ કેવળ અભાવાત્મક સ્વરૂપનો હતો. આજે એ અત્યંત ઉગ્ર ઝેરીલી પ્રવૃત્તિ દ્વારા પ્રગટ થાય છે. એક બાજુથી હિંદુઓ ને શીખો અને બીજી બાજુથી મુસલમાનો આજે પરસ્પર વેરી બન્યા છે અને તેનાં શરમજનક ફળ આપણે જોઈ લીધાં છે.

પ્રાર્થનામાં હાજર રહેનારાં તમે સૌ પરસ્પર વેરઝેરની લાગણીથી મુક્ત રહો એટલું જ બસ નથી, ખિલાફતની લડતના જમાનામાં જે એખલાસ અને સંપ આપણા દેશના ગૌરવરૂપ બન્યો હતો તે ફરી સ્થાપવાને તમારે સૌએ અમલી કાર્ય કરી બતાવવાનું છે. તે જમાનાની મૈત્રીની લાગણીથી ઊભરાતી મોટી મોટી સભાઓમાં શું હું નહોતો જતો? એ સભાઓ જોઈને હું રાજી થતો. શું એ દિવસો પાછા નહીં આવે?

## છેલ્લામાં છેલ્લી બનેલી કરુણ ઘટના

ચાલુ વેરઝેરની લાગણીમાંથી પેદા થયેલી છેલ્લામાં છેલ્લી કરુણ ઘટના ગઈ કાલે આ રાજધાનીના શહેરની વચ્ચોવચ બની ગઈ. મને જણાવવામાં આવ્યું છે કે થોડા હિંદુ ને શીખ નિરાશ્રિતો એક મુસ્લિમના ખાલી ઘર પર ધસારો લઈ ગયા હતા અને તેનો ગેરકાયદે કબજો લેવાની તેમણે કોશિશ કરી હતી. આમાંથી મારામારી થઈ, તેમાં થોડાને વાગ્યું પણ કોઈને જીવલેણ ઈજા ન થઈ. આ બનાવ આમ તો ભૂંડો હતો જ પણ હદ બહારની અતિશયોક્તિ કરીને તેના સમાચાર ફેલાવવામાં આવ્યા. પહેલી એવી વાતો ચાલી કે ચાર શીખનાં ખૂન કરવામાં આવ્યાં. એમાંથી બીજું ફળ શું આવે? બદલો લેવાનું શરૂ થયું અને ઘણા જણને છરા ખોસાયા. આ બનાવોને અંગે એક નવી કાર્યપદ્ધતિ ચાલુ થઈ હોય એમ લાગે છે. અસલની નાનકડી કિરપાણો છોડીને શીખોએ હવે લાંબી લાંબી તલવારો વસાવી છે. એ નાગી તલવારો લઈને હિંદુઓની સાથે અથવા એકલા તેઓ મુસલમાનોને ઘરે પહોંચી જઈ ઘર ખાલી કરવાની માગણી કરે છે. મને મળેલો હેવાલ સાચો હોય તો હિંદી રાજ્યસંઘની ખુદ રાજધાનીના આ શહેરમાં આ પરિસ્થિતિ રાક્ષસી કહેવાય. એ હેવાલ ખોટો હોય તો વાત એટલેથી જ પતી ગણાય. સાચો હોય તો તેના તરફ એકલી સરકારે જ નહીં, જનતાએ પણ તાકીદે ધ્યાન આપવું જરૂરી છે. સરકારને જનતાનો ટેકો નહીં હોય તો તે બિચારી શું કરી શકશે?

આ દાખલામાં મારી ફરજ શું છે તે વિષે હું કશો નિર્ણય કરી શકતો નથી. પરિસ્થિતિ દહાડે દહાડે વધારે વીફરતી જાય છે.

કાર્તિકી પૂર્ણિમાનો દિવસ નજીક આવ્યો છે. એને વિષે જાતજાતની અફવાઓનો ઘોષ મારે કાને આવે છે. દશેરા ને બકરી ઈદની બાબતમાં અફવાઓ જૂઠી પડી હતી તેમ આ અફવાઓમાં પણ કશું વજૂદ નહીં હોય એવી મને આશા છે.

આ અફવાઓ પરથી આપણે સૌએ એક જ ધડો લેવાનો છે. આજે આપણે રોજેરોજનું કામ જેમ તેમ પાર પાડી આપણું ગાડું ગમે તેમ ગબડાવીએ છીએ. એ દશા કોઈ પણ રાજ્ય અથવા રાષ્ટ્રને માટે હિતકર નથી. મુલકના પ્રાણને કોરી ખાતી આ બદીને ટાળવાને અથવા નાબૂદ કરવાને પોતે શું કરવું જોઈએ તેનો રાષ્ટ્રના એકેએક સેવકે ગંભીરપણે વિચાર કરવો જોઈએ.

## કિરપાણનું રહસ્ય

વડી ધારાસભાના પહેલાંના એક સભ્ય લ્યાલપુરના સરદાર સંતસિંઘના મને મળેલા એક લાંબા કાગળનો મજકૂર આ સવાલને અંગે વિચારવા જેવો છે. તેમણે પોતાના કાગળમાં શીખોનો મજબૂત બચાવ રજૂ કર્યો છે. ગયા બુધવારે સાંજે પ્રાર્થનાસભાને .સંબોધીને જે પ્રવચન મેં કરેલું તેના શબ્દોમાંથી નીકળી ન શકે અને ખસૂસ કરીને મારા કહેવાની મતલબનો જે કદી ન હોય તેવો અર્થ તેમણે ઘટાવ્યો છે. દક્ષિણ આફ્રિકાથી ઓગણીસસો પંદરની સાલમાં હું હિંદ પાછો આવ્યો ત્યારથી શીખો સાથે બંધાયેલા મારા ઘાડા સંબંધની એ ભલા સરદારને ખબર નથી એમ લાગે છે. એક જમાનો એવો હતો જ્યારે હિંદુ ને મુસલમાનોને મન તેમ જ શીખોને મન મારો બોલ એ જ કાયદો હતો. જમાનો પલટાતાં જમાનાની તાસીર પણ બદલાઈ છે. પણ મને ખાતરી છે કે હું જરાયે બદલાયો નથી. કશોયે સ્વાર્થ સાધવાની દાનતથી મુક્ત અને રાગદ્વેષથી પર એવો શીખોનો મારી જાતને મિત્ર માનનારો હું જેવી રીતે શીખોની આજની વલણને જોઈ શકું છું તેવી રીતે સંભવ છે કે સરદારસાહેબ જોતા નથી. શીખોનો હું સાચો દોસ્ત છું તેથી જ છૂટથી અને ખુલ્લા દિલથી બોલી શકું છું. સામાન્યપણે શીખોએ મારી સલાહ પ્રમાણે ચાલવાનું સ્વીકાર્યું હતું તેથી ઘણા પ્રસંગોએ શીખોની બાજુ

સચ્ચાઈ હતી એવું કહેવાની મને હિંમત છે. તેથી શીખો અગર બીજી કોઈ કોમને વિષે બોલતાં મારે સાવધ રહીને વાત કરવી જોઈએ એવી મને યાદ આપવાની કશીયે જરૂર નથી. સરદારસાહેબ અને શીખ કોમનું હિત હૈયે ધરનાર તેમ જ આજના ચાલુ પ્રવાહથી ઘસડાઈ ન જનાર એકેએક શીખભાઈને મારી સલાહ છે કે આજનો ઉન્માદ, દારૂ પીવાની લત અને તેમાંથી નીપજતા સર્વ પ્રકારના દુર્ગુણોમાંથી પોતાની મહાન તેમ જ બહાદુર કોમને ઉગારવાને કામ કરો. એ સૌ જે તરવારને પોકારો કરી ફેરવે છે અને ભૂંડી રીતે વાપરે છે તેને મ્યાન કરે. કિરપાણ એટલે ગમે તેટલી લંબાઈની તરવાર એવો પ્રિવી કાઉન્સિલના ચુકાદાનો અર્થ હોય તો તે સ્વીકારવાની બેવકૂફી એઓ ન કરે. નીતિનિયમને ઘોળીને પી જનારા પીધેલને હાથે ચડી ફાવે તેમ વપરાય છે ત્યારે કિરપાણ પવિત્ર હથિયાર નથી રહેતી. પવિત્ર શસ્ત્ર પવિત્ર તેમ જ કાયદેસરના પ્રસંગોએ વાપરવાનું હોય. કિરપાણ ધારણ કરનાર પોતાની જાત પર અદ્ભુત કાબૂ રાખે અને પોતાની સામે આવેલી પ્રચંડ સંખ્યાની સામે તેને વાપરે તો જ તેની કિરપાણ તેને શોભે અને અલબત્ત તેની શક્તિનું પ્રતીક લેખાય.

શીખોની તવારીખનો મેં ઠીક ઠીક અભ્યાસ કર્યો છે અને ગ્રંથ સાહેબના ઉપદેશનો સાર મેં પચાવ્યો છે એવું કહું તો સરદાર-સાહેબ મને માફ કરશે. એ ધર્મગ્રંથના સિદ્ધાંતોને આધારે તપાસીએ તો શીખોએ જે કરણી કરી કહેવાય છે તેનો બચાવ થઈ શકે તેવો નથી અને તેમાં મંડ્યા રહીને શીખો આત્મઘાત વહોરી લેશે. શીખોએ પોતાની બહાદુરી અને સચ્ચાઈથી કરેલી કમાણી કોઈ હિસાબે વેડફી મારવાનો કોઈને અધિકાર નથી. એ આખાયે હિંદની મૂડી છે અને હજીયે રહી શકે છે. મને લાગે છે કે આજે એ હિંદને જોખમરૂપ થઈ પડી છે તેમ ન થવી જોઈએ.

અલબત્ત, શીખો ઇસ્લામના અવ્વલ નંબરના દુશ્મન છે એવું સૂચવવું એ વાહિયાત વાત છે. મને પણ એ જ રીતે ઓળખવામાં નથી આવ્યો? શું મારી સાથે શીખોને પણ એ ઇલકાબ આપવાનો છે? મેં એ ઇલકાબને માટે કદી ઝંખના રાખી નથી. મારું આખુંયે

જીવન એ ગોઝારા ઇલકાબની એટલે કે મારા પર મૂકવામાં આવતા આરોપની સામેની મોજૂદ સાબિતી છે. પરંતુ શીખોને વિષે પણ એવું જ કહી શકાશે? શીખોને મારી સલાહ છે કે શેરે કાશ્મીર અબ્દુલ્લાની પાછળ ખડા રહી તેને આધાર આપનારા શીખો પાસેથી તેઓ ધડો લે. પોતાને નામે કરવામાં આવેલી બેવફૂફીનો શીખો પસ્તાવો કરે.

## ગોઝારી દરખાસ્ત

શીખોની હસ્તી કોઈ પણ ભોગે પાકિસ્તાનમાં ચલાવી લેવામાં આવનાર નથી એટલે હિંદુઓ જો તેમને તરછોડી કાઢે તો હિંદુઓનું હિત સચવાશે એવી ભૂંડી દરખાસ્ત હવામાં છે એ હું જાણું છું. ભ્રાતૃહત્યાના પાપ જેવા એ સાટામાં હું કદી સામેલ ન થાઉં. એકેએક હિંદુ અને એકેએક શીખ આબરૂભેર સલામતીથી પશ્ચિમ પંજાબમાં પાછો નહીં ફરે અને પાકિસ્તાનમાં ભાગી ગયેલા મુસ્લિમ નિરાશ્રિતોમાંથી પોતાનાં કારણોસર અહીં પાછા ફરવાની ઇચ્છા ન રાખનારા સિવાયના બધાયે હિંદી રાજ્યસંઘમાં આબરૂભેર સલામતીથી પાછા નહીં ફરે ત્યાં સુધી આ દુઃખ અને શોકથી ભરેલી ભૂમિમાં શાંતિ થવાની નથી. એકબીજાને સહાય કરનાર અને શાંતિને ચાહનારા પડોશીઓ તરીકે આપણે રહેવું હોય તો મોટા પાયા પરની આમ સમુદાયની વસ્તીની ફેરબદલીનું પાપ ધોઈ કાઢ્યા વિના આપણો છૂટકો નથી.

## પાકિસ્તાનની બૂરી કરણી

પાકિસ્તાનનાં ખોટાં કામો ગણાવી જવાનું મને કહેવાની કશી જરૂર નથી. વિટંબણામાં પડેલા હિંદુ કે શીખોને એથી કશો ફાયદો થવાનો નથી. હું જાણું છું કે પાકિસ્તાનનાં પાપો ભયાનક છે, નાનાંસૂનાં નથી; અને તેનો ભાર માથે લીધા વિના તેનો આરો નથી. ઑગસ્ટની પંદરમી પહેલાં ઘણા વખત આગળથી મુસ્લિમ લીગે પાપમાં પહેલ કરી હતી એ મારો અભિપ્રાય (તેનું જે મહત્ત્વ હોય તે પ્રમાણમાં) સૌ કોઈ જાણી લે એ પૂરતું છે. અને ગઈ પંદરમી ઑગસ્ટ પછી તેમણે પોતાની રીતરસમ બદલી છે એવું કહેવાને પણ

હું સમર્થ નથી. પણ મારા આ અભિપ્રાયનું વિધાન કરવાથી તમને કશો ફાયદો નથી. આપણે માટે મહત્ત્વની યાદ રાખવા જેવી વાત એ છે કે આપણે પણ એ પાપની નકલ કરી ને તેમાં ભાગીદાર બન્યા. બંને સરખા થઈ રહ્યા. તો હવે આપણી મૂર્છામાંથી આપણે જાગીશું? આપણાં પાપનો પસ્તાવો કરીશું? કે પછી આપણે અવગતિ જ વહોરવી છે?

## ૭૫

૨૫-૧૧-'૪૭

### શરણાર્થી કે દુ:ખી?

ગઈ કાલે મને એક શરણાર્થી ભાઈએ પૂછ્યું કે અમને લોકોને શરણાર્થીઓ કહીને શા માટે ઓળખાવવામાં આવે છે? જોઈએ તો અમને 'પાકિસ્તાન સફરર્સ' કહો. શું હિંદી યુનિયન અમારો મુલક નથી? તો પછી અમે 'શરણાર્થી' કેવા? એક રીતે જોઈએ તો એ ભાઈની આ વાત ખરી છે. બાળકો જ્યારે મૂંઝાય છે, આફતમાં આવી પડે છે ત્યારે માના ખોળામાં આવીને લપાઈ જાય છે. હિંદી યુનિયન સૌનો દેશ, બધાયનું વતન છે. આખા હિંદમાં રહેનારા સૌ એકબીજાના ભાઈ છે. એટલે જ તો આફતમાં ઘેરાયા એટલે આ લોકો હિંદમાં આવ્યા છે, આવે છે. પણ બન્યું એવું કે અંગ્રેજીમાં પહેલાં 'રેફ્યુજી' શબ્દ ચાલુ થયો. એનો તરજુમો હિંદી છાપાંવાળાઓએ 'શરણાર્થી' કર્યો. 'સફરર' પણ અંગ્રેજી શબ્દ છે; તો હું એ ભાઈબહેનોને દુ:ખી કહું. આમ જુઓ તો તો આજકાલ દુ:ખી કોણ નથી? પણ લાખોની સંખ્યામાં પોતપોતાનાં ઘરબારથી ને વતનથી જે સમૂળ ઊખડી ગયાં છે તે આજે સાચાં દુખિયારાં છે. આજે હું એ દુખિયારાં ભાઈબહેનોની વાત કરવા માગું છું.

### મુસલમાનોનાં ઘરબારનો કબજો ન લેવાય

આજે દિવસ દરમિયાન લાહોરનું એક કુટુંબ મારી મુલાકાતે આવ્યું હતું. લાહોરનાં એમનાં ઘરબાર, ધનદોલત, વેપારધંધા બધું જતું

રહ્યું. મને એ લોકો કહેવા લાગ્યાં કે અમને રહેવાને ઘર અપાવો. મેં એમને કહ્યું કે હું કંઈ સરકાર થોડો જ છું કે ઘર અપાવું? તમને ઘર આપવા-અપાવવાનું મારા હાથમાં થોડું છે? અને ધારો કે એટલી મારી સત્તા હોત તોયે હું તમને એમ ઘર કેમ અપાવી શકું? દિલ્હીમાં ખાલી ઘર છે જ ક્યાં? આજે તો લોકો પાસેથી તેમનાં પોતાનાં ઘર હકૂમત અથવા સરકાર ખાલી કરાવે છે. પરદેશોમાંથી એલચીઓ ને એવા બધા લોકો આવે છે. તેમને માટે તો સરકારે ઘર મેળવી આપવાં જ જોઈએ. સરકાર જોઈએ તો હું જે ઘરમાં રહું છું તે આ ઘર પણ ખાલી કરાવી શકે. સરકાર જોકે એટલી હદે નથી જતી. પેલાં ભાઈબહેનોએ મને આગળ જણાવ્યું કે અમારા ઘરમાંથી સત્તર જણાં માર્યાં ગયાં છે. મેં તેમને સામું કહ્યું કે આખું હિંદુસ્તાન આપણું કુટુંબ છે ને તેમાં હજારો બલકે લાખો માર્યાં ગયાં છે ત્યાં સત્તરની શી ગણતરી? પણ બ્રહ્મજ્ઞાનની એવી બધી વાતો રહેવા દઉં. મારી તમને બધાંને સલાહ છે કે છાવણીમાં જઈને રહો અને ત્યાં કામકાજ કરો. તેમણે મને જણાવ્યું કે અમે બધાં કંઈ ભિખારી નથી અને અમારે ભિક્ષાથી મળેલા અન્ન વડે પેટ ભરવું નથી. મેં કહ્યું કે હું તો કોઈનેયે ભીખનું દાન આપીને જિવાડવા માગતો નથી. છાવણીમાં તમારે કામ કરવું પડશે, કરવું જોઈએ. દિવસભરને માટે તો આસમાનનું છત્ર પૂરતું છે અને રાત પૂરતું તંબૂની છત નીચે થોડાંઘણાં જેવાં મળે તેવાં ગરમ કપડાં ઓઢવાથી કામ સરશે. આની સામે વળી તેમણે મને કહ્યું કે અમારાં તો બાળબચ્ચાં પણ અમારી સાથે છે. પરંતુ બાળબચ્ચાં તો કોને નથી? બધાંયને છે. અરે, કેટલીક બહેનોએ તો ખુલ્લામાં આકાશ નીચે બાળકોને જન્મ આપ્યો છે. એટલે મારી તો તમને એ જ સલાહ છે કે તમે બધાં છાવણીમાં જાઓ, ત્યાં મહેનતમજૂરી કરો અને તેમાંથી જે મળે તે ખાઓ. એટલે આગળ વધીને એ કહેવા લાગ્યાં કે મુસલમાનોનાં ખાલી ઘર અમને શા સારુ ન મળે? આ સાંભળીને મને આઘાત થયો. મેં તેમને કહ્યું, બિચારા થોડા મુસલમાન દિલ્હીમાં રહ્યા છે. એમને હલાલ કરવામાં હેવાનિયત છે. વળી, હરેક આદમીને હાકેમ બની બેસવાનો અખત્યાર નથી. અરે,

ચોરલુટારુ પણ પોતપોતાના આગેવાન યા સરદાર પસંદ કરી લઈ તેમના કબજામાં રહે છે. અને હરેક જણ હાકેમ થઈ બેસશે તો પછી હકૂમતનું કામ શું રહેશે? તે શું કરશે? બિચારા મુસલમાનોના પેટમાં કાયમ ફડક રહે છે કે આજે દિવસ તો ગયો પણ રાત જશે કે નહીં ખુદા-જાણે! એમનાં મકાનો પર નજર નાખવી એનાથી બૂરી વાત બીજી કઈ? એને બદલે તમે મને કહો કે તું આ મહેલ રોકીને શા સારુ પડ્યો છે? એ જ અમને ખાલી કેમ ન કરી દે? તું તો જ્યાં જશે ત્યાં તને મકાન, ફળફળાદિ, દૂધ વગેરે બધું મળી રહેશે. આવું બધું તમે મને કહો તો વધારે સારું થાય!

## વાજબી માગણી

આ લોકો ગયાં તેમની પાછળ થોડા શીખ ભાઈઓ આવ્યા. એ બધા હજારા જિલ્લામાંથી આવ્યા હતા. તેમણે મને કહ્યું કે અમે તો ખેતી કરનારા ખેડૂતો છીએ. ખેતીનું કામ અમને આવડે છે અને તેને માટેનાં સાધન પૂરતી જ અમારી માગણી છે. એમની વાત સાંભળી મને દુ:ખ થયું. મેં તેમને પૂછ્યું કે તમે પૂર્વ પંજાબમાં કેમ નથી જતા? તેમણે ખુલાસો કર્યો કે પૂર્વ પંજાબમાં ત્યાંની સરકાર પશ્ચિમ પંજાબમાંથી આવનાર લોકોને જ લેવા ધારે છે કેમ કે ત્યાં એટલી બધી જમીન નથી કે સરહદના જિલ્લાઓમાંથી આવનારાઓને પણ આપી શકાય. તેથી ત્યાંના સત્તાવાળાઓએ અમને સરહદ પ્રાંતના જિલ્લાવાળાઓને કહ્યું કે વડી સરકાર પાસે જાઓ. મને લાગે છે કે સરકારે આવાને જમીન આપવી જોઈએ અને સાથે બળદ અને હળ જેવાં ખેતીનાં સાધનો પણ આપવાં જોઈએ.

સરકારને મારી સલાહ છે કે જે આવા દુ:ખી લોકો આમ તેમ વેરાયેલા પડ્યા છે તે બધાને એકઠા કરે અને છાવણીમાં વસાવે, જેથી બધા મળીને મહેનતમજૂરી કરી પોતાનું પેટ ભરી શકે. આ બધા સબળા લોકો છે પણ એમના શરીરની તાકાત કોઈને ડરાવવાને ન વપરાય. એમને પોતાની જિંદગી સારી રીતે ગાળવી છે. મને લાગે છે કે એવા લોકોની માગણી સરકારે પૂરી કરવી જોઈએ.

## પાછા ફરવાની શરત

એક ત્રીજા ભાઈએ મને સવાલ કરતાં કહ્યું કે તમારા કહેવા પ્રમાણે અમારે સૌએ અમારે અસલ મુકામે પાછા ફરવાનું છે. તો હવે અમે પશ્ચિમ પંજાબ ભેગા ક્યારે થઈશું? મને આ સવાલ ગમ્યો, ઘણો મીઠો લાગ્યો. જવું હોય તો આજે જવાય; પણ તેની એક શરત છે કે અહીં આપણે સારી રીતે રહેવા માંડીએ. આજે તો હવા એવી બગડી ગઈ છે કે મને જીવવાનીયે ઇચ્છા નથી રહી. દિલ્હી એકલું મારી વાત કાને ધરે તો કાલે બધાયે પોતપોતાને ઘેર પહોંચી જાય. આપણે સૌ મળીને એટલી ખાતરી કરાવી આપીએ કે અમારે કરોડો મુસલમાનોને નથી મારવા, નથી અહીંથી ભગાડવા. આટલું કરીએ તો જ આપણાં બધાં દુ:ખી હિંદુ, મુસલમાન અને શીખ ભાઈબહેનો પોતપોતાને અસલ મુકામે જઈ શકશે, અને પાકિસ્તાનવાળાઓ પાસે ત્યાં પાછાં ફરનારાં શીખ તેમ જ હિંદુ ભાઈબહેનોની સલામતી આપણે મેળવી શકીશું અને તો જ મનેયે જંપ વળશે.

# ૭૬

૨૧-૧૧-'૪૭

## પાયા વગરનો આક્ષેપ

એક ભાઈએ મને કાગળ લખ્યો છે. તેની સાથે તેમણે મુંબઈના એક છાપાની કાપલી મોકલી છે. તે કાપલીમાં લખવામાં આવ્યું છે કે ગાંધી તો બસ કૉંગ્રેસનું ઢોલ પીટવા મંડ્યો છે. લોકોને એ સાંભળવું નથી. આવી રીતે કૉંગ્રેસ રેડિયો વગેરેનો ઉપયોગ કરવા માંડશે ને ચાલુ રાખશે તો આખરે અહીં હિટલરશાહી જામી જશે. હું કૉંગ્રેસનું ઢોલ પીટું છું એમ કહેવું એ નરાતર જુઠ્ઠાણું છે. હું તો કોઈનુંયે ઢોલ પીટતો નથી, અથવા પીટું છું તો આખી દુનિયાનું પીટું છું. એ જ કાપલીમાં એવું પણ છપાયું છે કે ગાંધી અહિંસાની વાતો તો અમસ્તી પોતાનાં પ્રવચનોમાં ઘુસાડી દે છે. એવી બધી વાતોનો સરવાળે આશય એ છે

કે સરકારને પોતાનાં ગીત ગવડાવવાં છે. હું કહું છું કે જે સરકાર પોતાનાં જ ગીત ગવડાવે છે તે ચાલી જ નહીં શકે. અને મારી ઇચ્છા તો એકમાત્ર ધર્મની સેવા કરવાની છે. હું કેવળ ધર્મને લગતી વાતો તમને સંભળાવું છું. સંભવ છે કે થોડા લોકોને મારી વાતો સાંભળવી નહીં ગમતી હોય. પરંતુ બીજા અનેક લોકો મને લખી જણાવે છે કે મારી વાતોથી એમને કેટલુંયે સમાધાન થાય છે. જેમને મારી વાત સાંભળવી નથી ગમતી તેમને તે સાંભળવાને કોઈ જબરજસ્તી થોડી જ કરે છે? અને તમે સૌ જે અહીં એકઠાં મળો છો તેમનું મન પણ બીજે ચરવા જતું હશે તો અહીં બેઠા છતાં પણ તમે મારી વાતો સાંભળ્યા વિના જેવાં આવ્યાં હશો તેવાં કોરાં ને કોરાં અહીંથી ઘરભેગાં થશો. તમે બધાં મને તરછોડી કાઢશો તો હું અહીં પ્રાર્થના થોડી જ કરાવવાનો છું? અને પછી મારું ભાષણ પણ થોડું જ થશે? ખાસ શોધીને હું રેડિયો પર બોલવાને જતો નથી. મને તો એ ગમતું જ નથી. અને અહીં પણ મારે જે કહેવાનું થાય છે તે હું આગળથી ગોઠવીને નથી આવતો.

### અપહૃત બહેનો

આપણી ઘણી બહેનો પાકિસ્તાનમાં ઘેરાઈ પડી છે. લોકો ત્યાં તેમના પર અત્યાચારો કરે છે. એ બધી બહેનો બિચારી એવી રીતે ઘડાઈ છે કે આથી શરમની મારી મરી જાય છે. મારી સમજ પ્રમાણે એમને શરમાવાનું કશું કારણ નથી. કોઈક બહેનને મુસલમાનો જબરજસ્તીથી પકડી જાય તો આપણો સમાજ માને છે કે એ હવે નકામી થઈ ગઈ, બગડી ગઈ. ભાઈ, મા, બાપ, ધણી બધાં જ એને છોડી દે છે. આ ઘોર નિર્દયતા છે. હું માનું છું કે જે સ્ત્રીમાં સીતાનું તેજ છે તેને કોઈ અડી શકતો નથી. પણ આજે સીતા છે કયાં? અને બધી બહેનો તો કંઈ સીતા થોડી જ બની શકે છે? જેને જબરજસ્તીથી પકડી જવામાં આવે છે, જેના પર અત્યાચાર થયો તેનો આપણે તિરસ્કાર કેમ કરીએ? એ થોડી જ પાપી, અનાચારી, વ્યભિચારિણી છે? મારી દીકરી અગર મારી ધણિયાણીને પણ કોઈ પકડી જાય, તેના પર બળાત્કાર થાય તો તેથી હું કદી તેનો તિરસ્કાર ન કરું, એને તરછોડી ન કાઢું. એવી

કેટલીયે બહેનો નોઆખાલીમાં મારી પાસે આવી હતી. મુસલમાન બહેનો પણ આવી હતી. ખરી વાત એવી છે કે આપણે સૌ બદમાશ બની ગયા છીએ. મેં એ બધી બહેનોને દિલાસો આપ્યો. શરમ તો બળાત્કાર ગુજારનારને આવવી જોઈએ. એ બાપડી બહેનોને શા માટે આવવી જોઈએ?

### પાક લણવામાં પરસ્પર મદદ

એક ભાઈ મને જણાવે છે કે ધારો કે અનાજ પરનો કંટ્રોલ ઉઠાવી લેવામાં આવશે તો ગામડાંમાં લોકો પોતાને માટે અનાજ પકવશે. પરંતુ ગામના લોકો પાક લણવામાં એકબીજાને મદદ કરે તો જ અનાજ સોંઘું થાય. પણ ખેડૂતોને પાક લણવાને મજૂરી આપીને માણસો લાવવાં પડશે તો અનાજની કિંમત વધી જશે. પહેલાં તો એવી સાંઢેલ કરવાનો રિવાજ હતો. એક ખેડૂત બીજાને પોતાના કામમાં મદદ કરવાને બોલાવતો. સામો પણ હોંસે હોંસે આવતો. પાક લણવાનું અને અનાજ કાઢી સાફ કરી ઘરમાં લઈ જઈ ભરવાનું કામ હાથોહાથ થઈ જતું. આજે આપણે એ રિવાજ ભૂલી ગયા છીએ પણ એ ફરી પાળ્યા વિના આરો નથી. એક જણ એકલો પોતાના બે હાથથી કેટલુંક કામ નિપજાવી શકે?

### ખેડૂતોનું રાજ્ય

પછી પેલા ભાઈ એવી સૂચના પણ કરે છે કે આપણા પ્રધાનોમાંથી એક તો ખેડૂત હોવો જ જોઈએ. આપણે દુર્ભાગ્યે આપણો એકે પ્રધાન આજે ખેડૂત નથી. સરદાર પટેલ જન્મે ખેડૂત છે, ખેતીની વાતમાં તેમને કંઈક સમજ છે, પણ ધંધો તેમણે બૅરિસ્ટરીનો કર્યો હતો. જવાહરલાલ વિદ્વાન છે, મોટા લેખક છે પણ ખેતીની બાબતમાં એ શું જાણે? શું સમજે? આપણા મુલકમાં એંશી ટકાથી વધારે વસ્તી ખેડૂતોની છે. સાચી લોકશાહીમાં આપણો રાજવહીવટ ખેડૂતોના હાથમાં હોવો જોઈએ. એ માટે ખેડૂતે બૅરિસ્ટર બનવાની જરૂર નથી. હા, સારા ખેડૂત બનવું, જમીનની ઊપજ વધારવી, જમીનની માવજત કરી તેને તાજી રાખવી એ બધું જાણી લેવાનું તેનું કામ હોય. એવા યોગ્ય ખેડૂતો મળી આવે તો હું જવાહરલાલને કહું કે એવાને પ્રધાનપદું

સોંપી તેના મંત્રી બની જાઓ. આપણો ખેડૂત પ્રધાન મહેલોમાં નહીં રહે; તે માટીના ઝૂંપડામાં રહેશે અને દિવસભર ખેતરમાં કામ કરશે. આવું બને તો જ લાયક ખેડૂતોનો રાજવહીવટ ચાલુ થાય.

## ૭૭

૨૭-૧૧-'૪૭

### કશું અશક્ય નથી

આજે હું ગવર્નર-જનરલસાહેબને મળવા જઈ આવ્યો. ત્યાં મને લિયાકતઅલીસાહેબ પણ મળી ગયા. બન્ને જોડે મારે ઘણી વાતો થઈ. લિયાકતઅલીખાનની તો તબિયત પણ સારી નહોતી. તેમણે અને પાકિસ્તાનના નાણાખાતાના પ્રધાન, સરદાર પટેલ, જવાહરલાલજી એ બધાએ મળીને પણ વાતો કરી. એ બધાએ મળીને કંઈક નિર્ણય કર્યો છે. આમ બધા લોકો મળીસમજીને સારી રીતે કામ કરે તો સંભવ છે કે આજની ભીડ અને હેરાનગતિમાંથી આપણે સૌ છૂટીએ.

### શેરે કાશ્મીર અબદુલ્લા

શેરે કાશ્મીર શેખ અબદુલ્લા પણ આજે મારી મુલાકાતે આવી ગયા. એમણે એક એવું મોટું કામ પાર પાડયું છે કે કાશ્મીરમાં જે ખોબા જેટલા હિંદુ ને શીખ રહે છે તેમને સાથે રાખીને એઓ પોતાની કામગીરી બજાવે છે. એ લોકોને શેખસાહેબની જે વાત વાજબી નથી લાગતી તે તેઓ નથી કરતા. એઓ કાશ્મીરના મુખ્ય પ્રધાન છે. કાશ્મીરમાં મુખ્ય પ્રધાન એ છે. અથવા ખરેખર વ્યવસ્થા શી છે તેની મને બરાબર ખબર નથી. એટલે મેં એમને મજાકમાં પૂછયું કે તમારો દરજ્જો શું છે? તેમણે કહ્યું કે હું પોતે પણ એ નથી જાણતો!

એઓ જમ્મુ પણ જઈ આવ્યા છે. ત્યાં ભારે શરમની કરણી કરવામાં આવી છે. પણ શેખસાહેબે એથીયે પોતાનો મિજાજ ગુમાવ્યો નથી. એ જ એક રસ્તો લઈ હિંદુ, શીખ અને મુસલમાન ભેગા રહી

એકબીજાનો ઇતબાર રાખી શકશે. એમની સામે પણ અનેક મુશ્કેલી પડી છે. કાશ્મીરનો મુલક પહાડી છે. શિયાળામાં ત્યાં બેશુમાર બરફ વરસે છે. અવરજવર પણ પછી મુશ્કેલ બની જાય છે. આમેય કાશ્મીરના રસ્તા અવરજવરને માટે કપરા છે. અલબત્ત, પાકિસ્તાનની સરહદની બાજુએથી કાશ્મીરમાં જતા સારા સારા રસ્તા છે પણ ત્યાં તો જંગ ચાલે છે. એ લડાઈ પાકિસ્તાન સાથે છે એમ જોઈએ તો કહો, જોઈએ તો 'રેડર્સ' નામથી ઓળખાતા દરોડાખોરો સાથે છે એમ કહો; ચાલે છે એ વાત સાચી. સીધો બારોબાર રસ્તો હિંદી યુનિયનમાં જવાઆવવાને એક જ છે. એ જ રસ્તો પૂર્વ પંજાબમાં આવે છે.

કાશ્મીરના લોકો ઉદ્યોગી છે. ત્યાંથી હિંદમાં ફળફળાદિ, સૂકો મેવો અને ગરમ કપડાં આવે છે. પણ આજે આપણે એવા બગડી ગયા છીએ કે પૂર્વ પંજાબમાં કોઈ મુસલમાનની સલામતી નથી. એ રસ્તે કાશ્મીરના મુસલમાનો કેવી રીતે પગ માંડે? ભરોસો શો? કોઈ કે શેખસાહેબને સંભળાવ્યું કે તમારા મુસલમાનો પણ પૂર્વ પંજાબને રસ્તે જઈ શકતા નથી! એવી મોટી ખરાબી આપણે કરી મૂકી છે! પણ હવે આપણે એને છોડીએ, ભૂલી જઈએ. શું આપણે કાયમને માટે એવા બૂરા રહેવું છે?

આજે આપણે નશામાં ચકચૂર છીએ. કરોડો રૂપિયા આપણા હાથમાં આવી પડ્યા છે. એને આપણે ફાવે તેમ ઉડાવીએ છીએ. જે ઊઠે છે તેને બસ નવો સેક્રેટરી જોઈએ! પણ આપણા મુલકની ગરીબીનો પાર નથી. તાંબાના પૈસા પણ આપણને તો મહા મુશ્કેલીએ જોવાના મળે છે. એટલે આપણે આપણને ચડેલા નશામાંથી જાગીએ.

સરકારે એટલું જોવાનું છે કે રસ્તો કેમ સાફ થાય જેથી કાશ્મીરનો મેવો, ફળફળાદિ, શાલદુશાલા વગેરે હિંદમાં આવવા માંડે. કાશ્મીર હિંદી રાજ્યસંઘમાં ભળ્યું છે તો ખરું, પણ રસ્તો સાફ નહીં હોય તો ક્યાં સુધી તેમાં રહેશે?

## સાચું હોય તો ભયંકર

'ડૉન,' 'પાકિસ્તાન ટાઈમ્સ' વગેરે પાકિસ્તાનનાં મોટાં મોટાં મહત્ત્વનાં અખબાર છે. કોઈ કોઈ વાર હું એ બધાં પર નજર ફેરવી

લઉં છું. આપણે કહીએ કે એ છાપાંઓમાં જૂઠી ખબરો આવે છે તો એ લોકો પણ આપણાં છાપાંઓની બાબતમાં એવું જ કહી શકે.

સરદાર કાઠિયાવાડ ગયા ત્યારે મને સારું લાગ્યું હતું. સરદારની સભાઓમાં હિંદુ ને મુસલમાનોએ ભેગા મળીને કહેલું કે જૂનાગઢનું રજવાડું હિંદી રાજ્યસંઘની બહાર નહીં રહી શકે. સરદારે કહેલું કે કાઠિયાવાડમાં મુસલમાનોનું એક બાળક પણ સલામત રહેશે. પરંતુ પાકિસ્તાનનાં છાપાં કાઠિયાવાડની બાબતમાં સારા સમાચાર આપતાં નથી. આજે મને એક તાર પણ મળ્યો છે. તે જણાવે છે કે કાઠિયાવાડમાં ઘણી જગાઓ પર મુસલમાનો સુખચેનથી રહી શકતા નથી. કાઠિયાવાડમાં ઘણા જોરાવર મજબૂત બાંધાના મુસલમાનો પડ્યા છે. તેમાં બંડખોર પણ છે. તો શું આપણે ત્યાંના એકેએક મુસલમાનને કાપી નાખવો છે? અગર એકેએકને ત્યાંથી ભગાડવો છે? મારે માટે તો મહા વિકટ પરિસ્થિતિ પેદા થઈ છે. હું કાઠિયાવાડનો છું. ત્યાંના બધા લોકોને હું ઓળખું. શામળદાસ ગાંધી મારા દીકરા જેવો છે. જૂનાગઢની આરઝી હકૂમતનો એ આગેવાન બન્યો છે. તો શું એની હાજરીમાં કાઠિયાવાડમાં આવું બની શકે ખરું? હિંદુઓ પણ કહે છે કે થોડા લૂંટફાટના ને આગ લગાડવાના બનાવો બન્યા છે, પણ ખૂન નથી થયાં ને સ્ત્રીઓનાં અપહરણ નથી થયાં. મને થાય છે કે મારો દીકરા જેવો ભત્રીજો ત્યાં બેઠો છે અને છતાં ત્યાં આવાં કામો થાય છે? મારો ભત્રીજો તો ખરો પણ તેની જવાબદારી મારાથી કેમ લેવાય? ત્યાંના હિંદુઓ આવા નાલાયક બની ગયા હોય તો પછી ભલે આપણે આઝાદી મેળવી, ભલે જૂનાગઢ મેળવ્યું, પણ એ બધું આખરે ખોવાને માટે. સરદાર પટેલ હિંદની વડી સરકારના કાયદો ને વ્યવસ્થાનો અમલ કરનાર ખાતાના પ્રધાન છે અને કાઠિયાવાડના સરદાર છે. એમણે જાહેર કર્યું છે કે મુસલમાનો યુનિયનને વફાદાર રહેશે ત્યાં સુધી તેમનો વાળ સરખો વાંકો થનાર નથી. તો પછી કાઠિયાવાડના મુસલમાનોને કેમ સતાવવામાં આવે છે? શું કાઠિયાવાડના લોકો એવા પાગલ બની ગયા છે કે ધર્મને વીસરી ગયા, સાચાં કામ છોડી બેઠા અને આખા મુલકને બરબાદ કરવા નીકળ્યા? મેં જે

સાંભળ્યું તે પરથી મારા દિલમાં ઘોળાઈ રહેલા વિચારો મેં તમને કહી બતાવ્યા. સાચુંખોટું શું એની તપાસ કરવાને થોભી જવાનું મને ઠીક ન લાગ્યું. લિયાકતસાહેબને મેં પૂછ્યું કે કાઠિયાવાડને વિષે કંઈ જાણો છો? 'ડૉન' વગેરે છાપાંઓમાં જે લખાણ આવ્યાં છે તે સાચાં છે? એમણે મને કહ્યું કે લૂંટફાટ કરવી, આગ મૂકવી, કતલ કરવી અને છોકરીઓને ઉઠાવી લઈ જવી એ ચારે વાતો કાઠિયાવાડમાં બની છે ખરી, પણ કેટલા પ્રમાણમાં તે હું જાણતો નથી. આથી મારા દિલ પર કેવો ઘા પડ્યો છે! આ ચારે બાજુથી ઊઠેલી આગમાં હું જીવી કેમ શકીશ?

## ૭૮

૨૮–૧૧–'૪૭

### ગુરુ નાનકની જયંતી

આજે ગુરુપર્વ છે. મને કોઈ કે પર્વની ઉજવણીમાં સામેલ થવાને નિમંત્રણ મોકલ્યું હતું. સવારે બાબા બચિત્તરસિંઘ આવ્યા અને મને કહેવા લાગ્યા કે તમારે સભામાં આવવું જ પડશે. મેં તેમને જણાવ્યું કે મેં શીખોને કડવો ઘૂંટડો પાયો છે તેથી તેઓ મારાથી નારાજ છે. એવી સ્થિતિમાં મારા સભામાં આવવાથી શો લાભ થશે? છતાં બાબાજીએ મને કહ્યું કે દુખિયારાં બનીને દિલ્હીમાં એકઠાં મળેલાં હજારો શીખ ભાઈબહેનો તમારી વાણી સાંભળવા ઇચ્છે છે. મારી સાથે આટલી વાતચીત કરીને એઓ ગયા અને ફરી પાછા આવ્યા ત્યારે શેખ અબ્દુલ્લાને સાથે લેતા આવ્યા. એટલે બાબાજીને વળી મેં પૂછ્યું કે શેખ અબ્દુલ્લા તમારી સભામાં કેવી રીતે આવી શકશે? શીખો ને મુસલમાનો આજે એકબીજાને જુએ છે ને દુશ્મનને દેખે છે. એકબીજાની હાજરી સહન કરી શકતા નથી. પરંતુ બાબાજીએ કહ્યું કે એવી વાત ન કરશો. શેખસાહેબે કાશ્મીરમાં મોટી કામગીરી બજાવી છે. કાશ્મીરના હિંદુ, મુસલમાન અને શીખોને ભેગા જીવવાનું છે કે મરવાનું છે. એટલે એમણે તો સભામાં આવવાનું જ છે. આમ

અમે બન્ને સભામાં ગયા. હજારો શીખ ભાઈબહેનોએ શાન્તિથી અમારી વાત સાંભળી. હું તો બહુ થોડું બોલ્યો પણ શેખસાહેબે ઘણી વાતો કરી. મેં સભામાં એકઠાં મળેલાં ભાઈબહેનોને કહ્યું કે આજે શીખોનું નવું વરસ બેસે છે તેથી આજથી નવું જીવન શરૂ કરવાનો તમારો સૌનો ધર્મ છે. ગુરુ નાનકે એકતા શીખવી છે. ગુરુ ગોવિંદસિંહના શિષ્યોમાં કેટલાયે મુસલમાન હતા. ગુરુ તેમની રક્ષા કરતા. તો આજે આપણે નિશ્ચય કરીએ કે મુસલમાનોએ ભલે ગમે તે કર્યું; આપણે તો આપણી ભલાઈ છોડવી નથી, શરીફ રહેવું છે. આજે સભામાં આવતાં ચાંદની ચોકમાં એકે મુસલમાન મને જોવાનો ન મળ્યો. આથી મને ઘણું દુઃખ થયું. આ આપણે માટે ભારે શરમની વાત કહેવાય.

## વેપારમાં કોમવાદ કેવો?

મુસ્લિમ ચેમ્બર ઑફ કૉમર્સ એટલે કે મુસ્લિમ વેપારી મંડળનો એક તાર મને કલકત્તાથી મળ્યો છે. તેમાં પુછાવવામાં આવ્યું છે કે આ સરકાર જો સૌની છે તો મુસ્લિમ ચેમ્બર ઑફ કૉમર્સને એક સંસ્થા તરીકે કેમ માન્ય ન રાખે? સરકારે કહ્યું છે કે ભવિષ્યમાં કોઈ પણ કોમી સંસ્થાને તે માન્યતા નહીં આપે. આપણે ત્યાં મારવાડી વેપારી મંડળ છે, યુરોપિયન વેપારી મંડળ પણ છે. યુરોપિયનો તો અહીં રાજ કરતા હતા. એમના વેપારી મંડળની વાર્ષિક સભામાં ખુદ વાઇસરૉય જતો. પરંતુ આજે હું એ વેપારી મંડળ પાસેથી એવી આશા રાખું છું કે જાતે તે કહે કે અમારે અમારું અલગ મંડળ નથી જોઈતું. આજે એ મંડળ યુરોપિયનોનું છે એટલા જ અધિકારથી વડા પ્રધાનને, નાયબ વડા પ્રધાનને અગર ગવર્નર–જનરલને પોતાને ત્યાં તેડાવી નહીં શકે. એમની હસ્તી હવે આખા હિંદુસ્તાનની હસ્તીની સાથે સંકળાયેલી છે. એમણે હવે કહેવું જોઈએ કે જે હક અથવા અધિકાર બધાને મળે તે જ અમને પણ મળે. હિંદુ, મુસલમાન, શીખ, યુરોપિયન, ઈસાઈ વગેરે બધાયે હિંદી બનીને એટલે કે હિંદને વફાદાર રહીને અહીં રહેવાનું છે, એમાં જ સ્વતંત્ર હિંદની શોભા છે. યુરોપિયનો સારા ખ્રિસ્તી બનીને રહે, મુસલમાન સારા મુસલમાન બનીને રહે,

હિંદુ ને શીખ સારી રીતે પોતપોતાના ધર્મનું પાલન કરે. ધર્મ ભલે આપણા સૌના જુદા હોય, ધર્મથી ભલે આપણે એકબીજાથી જુદા હોઈએ, પણ આપણી રાજનીતિ એક જ હોવી જોઈએ અને આપણો વેપાર પણ એક જ હોવો જોઈએ.

## સોમનાથના દેવાલયનો જીર્ણોદ્ધાર

એક ભાઈ લખી જણાવે છે કે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર થનાર છે. પણ તેમાં સરકારના પૈસા ન વપરાવા જોઈએ. શામળદાસ ગાંધીએ આરઝી હકૂમત રચી છે અને પ્રજા પાસેથી એકઠાં કરેલાં નાણાંમાંથી આ કામમાં પચાસ હજાર રૂપિયા આપવાની વાત તેમણે મંજૂર રાખી છે. જામનગરના જામ એક લાખ રૂપિયા આપનાર છે. સરદાર પટેલે મને કહ્યું છે કે આ સરદારને એવો ન સમજશો કે જે બાબત એકલા હિંદુઓને લગતી છે તેમાં સરકારી તિજોરીમાંથી પૈસા આપે. આપણે સૌ હિંદી છીએ પણ આપણો સૌ સૌનો ધર્મ અલગ અલગ છે. સોમનાથના મંદિરના જીર્ણોદ્ધારને માટે હિંદુઓ જે પૈસા રાજીખુશીથી આપશે તેમાંથી જ કામ કરાવવામાં આવશે. પૈસા નહીં મળે તો કામ એમનું એમ રહેશે. આ બધું સાંભળીને હું રાજી થયો.

## પાપને પ્રોત્સાહન કેવું?

આપણી ઘણી શીખ તેમ જ હિંદુ કન્યાઓને પાકિસ્તાનમાં ભગાડી લઈ જવામાં આવી છે; તેમને પાછી મેળવવાની કોશિશ ચાલે છે. જેમને જબરજસ્તીથી વટલાવવામાં આવ્યાં છે તેમનો મારી સમજ પ્રમાણે ધર્મ બદલાયો નથી, કર્મ બગડ્યું નથી. ધર્મપરિવર્તન જબરજસ્તીથી થાય જ નહીં. મને જણાવવામાં આવ્યું છે કે એ એક એક કન્યાદીઠ હજાર હજાર રૂપિયા આપવામાં આવે તો તેમને મેળવવાનું સહેલું થાય. હું જાતે કદી એવું ન કરું. મારી પોતાની છોકરીને માટે હું કદી આ રીતે પૈસા ન આપું. પૈસા માગનારને હું કહું કે તારે જોઈએ તો મારી દીકરીને મારી નાખજે. રક્ષા કરવાવાળો હજાર હાથવાળો બેઠો છે. તેને એની રક્ષા કરવી હશે તો કરશે. પણ તારી દગાબાજીને માટે હું તને એક પૈસો નહીં આપું. છોકરીઓને પાછી

લાવવાને ભાડું વગેરે જે ખર્ચ થાય તે આપણે આપીએ, પણ ગુંડાને કદી પૈસો આપવાનો ન હોય. આપણે ત્યાં પણ થોડી મુસલમાન છોકરીઓને સંતાડી રાખવામાં આવી છે. તો શું આપણે પણ કહીશું કે આટલા પૈસા આપશો તો જ એ છોકરીઓ પાછી મળશે? બન્ને સરકારોની છોકરીઓને શોધી કઢાવીને પોતપોતાને મુકામે પાછી મોકલી દેવાની ફરજ છે. જે સરકાર અથવા રાજ્ય એટલું ન કરે તેણે ડૂબી મરવું જોઈએ. જે ગુંડાઓ પૈસા માગે છે તેમને નશિયત કરી સરકારોએ તેમના પાપને માટે ક્ષમા યાચવી જોઈએ. છોકરીઓને ઉઠાવી જનારા એમને પાછી સોંપી દઈ સાચા દિલથી પસ્તાવો કરે તો જ શુદ્ધ થઈ શકશે.

## કાઠિયાવાડમાં શાન્તિ

કાઠિયાવાડની બાબતમાં જે કંઈ મારા સાંભળવામાં આવ્યું હતું તે મેં તમને કાલે કહ્યું હતું. આજે સરદાર આવ્યા હતા. મેં તેમને કહ્યું કે તમે વાતો તો મોટી મોટી કરી; તમે કહેલું કે કાઠિયાવાડમાં એક મુસલમાન બાળકનો વાળ સરખો વાંકો નહીં થાય. પરંતુ ત્યાં તો લૂંટફાટ કરવાનું, આગ લગાડવાનું, કાપાકાપી કરવાનું અને છોકરીઓને ઉઠાવી જવાનું વગેરે બધું ચાલે છે. તેમણે મને જવાબ આપ્યો કે જ્યાં સુધી મને ખબર છે, અને મને મળેલી ખબર સાચી છે, તે મુજબ હું કહી શકું કે એ બધા સમાચાર બરાબર નથી. બીજે સઘળે ઠેકાણે હિંદુઓ અવળે રસ્તે નથી ચડ્યા? કાઠિયાવાડમાં પણ તેમ થોડી વાર ઊંધે રસ્તે ચડયા હતા. તેથી કયાંક કંઈક લૂંટફાટ વગેરે પણ થઈ. પણ એ બધું કાબૂમાં લેવામાં આવ્યું છે. મારા ભાષણ પછી તો ત્યાં કશું બન્યું નથી. કોઈનું ખૂન નથી થયું, કોઈની વહુદીકરીને કોઈ ભગાડી ગયું નથી. કૉંગ્રેસવાળાઓએ પોતાના જાનના જોખમે મુસલમાનોના જાનમાલનું રક્ષણ કર્યું છે. હું બેઠો છું ત્યાં સુધી કાઠિયાવાડમાં ગુંડાગીરી નહીં ચાલવા દઉં.

આ બધું સાંભળીને હું રાજી થયો.

## ૭૯

૨૯-૧૧-'૪૭

### દિલ્હીમાં દારૂની બદી

ગઈ કાલે મેં તમને કહ્યું હતું કે કાલનો દિવસ શીખોને માટે મોટો અવસર હતો. કાલથી શીખોએ ખરેખર નવું જીવન શરૂ કર્યું હોય અને ગુરુ નાનકજીના ઉપદેશને અનુસરવા માંડચો હોય તો દિલ્હીમાં આજકાલ બનતી બિના ન બને, ન બનવી જોઈએ. પહેલાં મારા સાંભળવામાં આવ્યું હતું અને છાપાંઓમાં પણ મેં વાંચ્યું કે દિલ્હીમાં શરાબખોરી અને દારૂ પીવાની બદી બહુ વધતી જાય છે. નવી જિંદગી સાચે જ શરૂ થઈ હોય તો શરાબનું વેચાણ પહેલાંના કરતાંયે કમી થવું જોઈએ. દારૂ પીને ઇન્સાન ગાંડો બને છે, હેવાન બને છે અને તેની પાછળ બીજી બદીઓ ચાલુ થાય છે.

### મસીદોને થયેલું નુકસાન

દિલ્હીમાં કેટલીયે મસીદોને નુકસાન પહોંચાડવામાં આવ્યું છે. કેટલીયે મસીદોને મંદિરમાં પલટી નાખવામાં આવી છે. લશ્કરની ચોકી ચાલુ હોય ત્યાં સુધી લોકો મસીદોની પાસે જતા નથી, પણ લશ્કર ઊઠી જાય છે ને ત્યાં આવે છે. પરંતુ લોકોને ખરેખર શાન્તિ જોઈતી હોય તો તેમણે જાતે મસીદોમાં ગોઠવેલી મૂર્તિઓ ઉઠાવી લેવી જોઈએ. મુસલમાનોને આપણે કહેવું જોઈશે કે મસીદો મસીદો જ રહેશે. અને લોકો સારા થઈ જાય, રીતસર ચાલવા માંડે તો આટલા બધા લશ્કરની અને પોલીસનીયે જરૂર નહીં રહે.

### અપહૃત કન્યાઓ

આપણી ઘણી કન્યાઓને પાકિસ્તાનવાળા ઉઠાવી લઈ ગયા છે. એ બધીયને પાછી તો આપણે લાવવી છે પણ પૈસા આપીને નથી લાવવી. પરંતુ મેં સાંભળ્યું છે કે પૂર્વ પંજાબમાં મુસલમાન કન્યાઓના હાલહવાલ થાય છે. મને આશા છે કે આ વાતમાં કંઈ ને કંઈ

અતિશયોક્તિ હશે. મને મનમાં વિચાર આવે છે કે ઇન્સાન આટલે હલકે દરજ્જે કેમ ઊતરી જતો હશે? અને કાલથી શીખોએ નવી જિંદગી જીવવાનું શરૂ કર્યું હોય તો આવી જાતના બનાવો બનતા તદ્દન અટકી જવા જોઈએ. અહીં દિલ્હીમાં આપણે ગુના નથી કરતા તેથી શું? મારો ભાઈ ગુનો કરે તે મારો જ ગુનો છે એમ મને લાગે છે. દરિયાના પાણીનાં બુંદ એકબીજાથી વિખૂટાં પાડી શકાય? એ બધાં સાથે રહે છે તો મોટાં મોટાં જહાજોને પોતાના સીના પર ઉઠાવે છે, વિખૂટાં પડે છે તો સુકાઈ જાય છે.

### કંટ્રોલ

હવે કંટ્રોલની વાત લઉં. ખાંડ પરથી અંકુશ ઊઠી ગયો. મને આશા છે કે કાપડ અને અનાજ પરથી પણ ઊઠી જશે. પણ તે પ્રસંગે આપણો ધર્મ શો હશે? ખાંડનાં મોટાં મોટાં કારખાનાં છે. કંટ્રોલ ઊઠી ગયો એનો અર્થ એવો નથી કે એ કારખાનાંવાળા લોકો પાસેથી ખાંડના ભાવમાં લૂંટાય તેટલો પૈસો લૂંટી લે. હિંદની વસ્તીના મોટા ભાગના લોકો ગોળ ખાય છે. ગોળ ગામડામાં બને છે અને ખાવામાં સ્વાદિષ્ટ હોય છે. પણ ચામાં ગોળ નાખવાનું લોકો પસંદ નથી કરતા. ખાંડના ભાવ બેહદ ચડી જાય તો આમ લોકો ખાંડ નહીં ખાઈ શકે. ખાંડનાં કારખાનાં મૂઠીભર લખપતિઓના હાથમાં છે. એ લોકો ઠરાવ કરે કે સ્વતંત્ર હિંદમાં હવે કરીશું તે શુદ્ધ પ્રામાણિક કમાણી કરીશું અને વેપારના વહેવારમાં જે સડો પેસી ગયો છે તે દૂર કરીશું. ધારો કે ખાંડના ભાવ એકદમ વધી ગયા. એનો અર્થ એવો થયો કે કાલ સુધી જે વેપારી દશ ટકા નફો કરતો હતો તે હવે એકદમ પચાસ ટકા નફો કરવા ધારે છે ને લે છે. મારી સમજ પ્રમાણે તો વેપારમાં પાંચ ટકાથી વધારે નફો હોય જ નહીં. કંટ્રોલ ઉઠાવી લેવાથી ખાંડનો ભાવ એકદમ વધી જશે એવો જે ડર રાખવામાં આવે છે તે ખોટો ઠરે તો બીજા અંકુશો એની મેળે ઊઠી જશે. શેરડી ખેડૂત ઉગાડે છે. એને તો એની મહેનતની પૂરી કિંમત મળવી જ જોઈએ. પણ એથી ખાંડના ભાવમાં મોટો ઉછાળો આવવાનો સંભવ નથી. વેપારીઓ પોતાના હિસાબ ચોખ્ખા રાખે, તેમાંથી ચોખ્ખું બતાવી આપે કે

આટલું ખેડૂતને મળ્યું અને પોતાના ખીસામાં પાંચ ટકાથી વધારે નથી આવ્યું. ખાંડનાં કારખાનાંવાળાઓ ઉપરાંત એ ધંધામાં નાના નાના છૂટક વેપારીઓ હોય છે. એ લોકો પણ આકરી કિંમત લેવા માંડે તો જનતાનો મરો થાય. એટલે એમણે પણ સીધા રહેવું જોઈએ.

## મોજશોખની ચીજો પર કર નાખો

એક ભાઈ રેલવેના ત્રીજા વર્ગના ભાડામાં થયેલા વધારાને વિષે ફરિયાદ કરે છે. તે લખે છે કે રાજ્યને વધારે પૈસાની જરૂર હોય તો તમાકુ વગેરે જેવી જીવનનિર્વાહને જરૂરી ન હોય એવી ચીજો પર કર નાખે.

આજે આપણા હાથમાં કરોડોનો વહીવટ આવ્યો છે તેથી આપણે કરોડો ખરચી નાખવા એવું થોડું જ છે? આપણે તો એક એક કોડી પણ ફૂંકી ફૂંકીને ખરચીએ. અને સૌથી વધારે તો એ ધ્યાન રાખીએ કે ખરચાયેલો પૈસો હિંદનાં ઝૂંપડાંઓમાં જાય છે કે નહીં. સાચા પંચાયતરાજમાં લોકો પાસેથી જે લેવામાં આવે તેનું દસ-ગણું વળતર તેમને પહોંચવું જોઈએ.

ગામડાંઓની સફાઈમાં, તેમના રસ્તા અને સડકો બનાવવામાં પૈસા ખરચાય છે અને ગામડાંના લોકો જોશે કે આપણો પૈસો આપણે માટે જ વપરાય છે ત્યારે તેઓ રાજીખુશીથી કર ભરવાને તૈયાર થશે. લશ્કર માટે પણ ખર્ચ ઓછામાં ઓછો કરવો જોઈએ. હવેથી લશ્કર પૈસાને જ જોનારા ભાડૂતી પેટભરા લોકોનું નહીં, પ્રજાનું પોતાનું બનશે. આપમેળે રાજીખુશીથી ભરતી થયેલાં માણસોનું જે લશ્કર બનશે તે પોતાનું, પોતાના પડોશીનું અને એ રીતે આખાયે હિંદનું રક્ષણ કરશે. અંગ્રેજો ગયા પણ હજી અંગ્રેજીપણું ગયું નથી. એ પણ જવું જોઈશે.

## ૮૦

૩૦-૧૧-'૪૭

### એક એક આસન રાખો

પ્રાર્થનાસભામાં છોકરીઓ ઠંડા પથ્થર પર બેસે છે. મેં એમને કહ્યું છે કે છાપાંના કાગળો પાથરીને તે પર બેસવાનું રાખો. આવી બાબતોમાં આપણે બેદરકાર રહીએ છીએ પણ એ સારું નથી. આપણે નાજુક ન બનીએ પણ તેથી વિના કારણ જમીન પર બેસવાનીયે કશી જરૂર નથી. આપણા દેશમાં એક પુરાણો રિવાજ એવો હતો કે લોકો જ્યાં જતાં ત્યાં સાથે પોતાનું આસન લઈ જતાં. એ રિવાજ આજે આપણે ભૂલી ગયા છીએ. પરંતુ એ રિવાજ ઘણો સારો હતો. એવું આસન ઊનનું રાખો, શણનું રાખો, કે જોઈએ તો ઘાસનું રાખો. અને એવું કશું નહીં તો સાથે એક જૂનું છાપું રાખો. સૌ કોઈ એવું કંઈક સાથે લઈને આવે એ સારું છે. દાક્તર લોકો કહે છે કે બહુ ઠંડી જમીન પર બેસવું સારું નથી. ઘણાં જાડાં કપડાં પહેર્યાં હોય તો જુદી વાત છે. પણ આપણી બહેનો જે મામૂલી સાડી કે શલવાર પહેરે છે તે પૂરતું નથી.

### કાઠિયાવાડથી મળેલા તાર

કાઠિયાવાડની બાબતમાં આજે મારી પાસે ઘણા તાર આવ્યા છે. કાઠિયાવાડમાં જે બનાવો બન્યાનું જણાવવામાં આવે છે તે વિષે મેં તમને વાત કરી હતી. પાકિસ્તાનનાં છાપાંઓમાં જે સમાચારો આવે છે તે ત્યાંના હજારો લોકો વાંચે છે. એની આપણાથી ઉપેક્ષા ન થાય. આપેલા સમાચાર ખોટા સાબિત થાય તો જૂઠું લખનારને માટે શરમભરેલું કહેવાય. સરદારે મને કહ્યું કે આવી ઉપજાવી કાઢેલી વાતો લોકોને કહેવી એ સારું નથી. પણ મને લાગે છે કે મેં જે કહ્યું તે જ બરાબર હતું.

રાજકોટથી મળેલા તારમાં જણાવવામાં આવ્યું છે કે "કાઠિયાવાડમાં આ શું બન્યું એવું વિચારીને તમે વ્યાકુળ થયા." હું કાઠિયાવાડમાં જન્મ્યો. સત્તર વરસનો થયો ત્યાં સુધી ત્યાં જ રહ્યો.

બહાર ભણવા પણ ન ગયો કેમ કે મારા પિતાએ મને મોકલ્યો નહીં. અમદાવાદથી આગળ એ અરસામાં કદી જવાનું થયું નહોતું. એટલે કાઠિયાવાડમાં સૌ કોઈને હું ઓળખું છું. તાર કરનાર કાઠિયાવાડી ભાઈ જણાવે છે કે અહીંના હિંદુઓ જરા અવળે રસ્તે ચડી ગયેલા એ વાત સાચી છે. તેમણે થોડા મુસલમાનોને રંજાડ્યા. થોડાં મકાન વગેરે તોડી પાડ્યાં છે. પણ અમે એ વાતને આગળ વધવા ન દીધી.

જે મુખ્ય કૉંગ્રેસવાળા છે તેમાં ઢેબરભાઈ છે. એમણે મહેનત ન કરી હોત તો બધાયે મુસલમાનોનાં ઘર બાળી દેવામાં આવ્યાં હોત. અને તેમને મારી પણ નાખવામાં આવ્યા હોત. પણ કૉંગ્રેસવાળાઓએ ભલી બજાવી. મુસલમાનોને ખાતર જાનનું જોખમ વહોર્યું. ઢેબરભાઈ પર હુમલો પણ થયો. એ રાજકોટના મોટા વકીલ છે. એ તો બચી ગયા પણ બીજા લોકોને વાગી ગયું. અને ઠાકોર સાહેબે તેમ જ પોલીસવાળાએ પણ શાન્તિ સ્થાપવામાં કૉંગ્રેસને મદદ કરી.

આથી મુસલમાનો બચી ગયા. હિંદુ મહાસભાવાળા અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળાઓએ મળીને મુસલમાનોને કાઠિયાવાડમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો હતો, પણ એમાં એ ન ફાવ્યા. એ મિત્ર આગળ લખે છે કે અહીં તો હવે અમે બેફિકર છીએ. બીજી જગ્યાઓ પર શું બન્યું તેની તપાસ કરાવી તમને તાર કરીશ.

થોડા મુસલમાન ભાઈઓ તરફથી પણ તાર મળ્યો છે. કૉંગ્રેસે તેમના જાનમાલનું રક્ષણ કર્યું તે માટે તેઓ એહસાન માને છે. મુંબઈથી કેટલાક મુસલમાનોનો તાર છે. તેઓ જણાવે છે કે કાઠિયાવાડમાં ઘણું બની ગયું અને હજી ઘણું બને છે. મુંબઈથી મળેલા તારને કેટલું મહત્ત્વ આપવું તેની મને સમજ પડતી નથી. કાઠિયાવાડવાળા મને ખોટી ખબર આપીને દગો કરે એમ હું ન માનું.

ભાવનગરના મહારાજાનો પણ એક તાર છે. ભાવનગરમાં હું ત્રણ ચાર માસ રહી આવ્યો છું. કેટલીયે વાર ત્યાં જઈ આવ્યો છું. મહારાજા મને બરાબર ઓળખે છે. તેઓ લખે છે કે તમે બેફિકર રહેજો. અમે જાગ્રત છીએ. હિંદુ જનતા પણ જાગ્રત છે. અમે મુસલમાનોને કોઈ પણ પ્રકારનું નુકસાન નહીં થવા દઈએ.

જૂનાગઢથી મુસલમાનોનો એક તાર છે. તેઓ જણાવે છે કે તમને ખોટી ખબર આપી તમારી સાથે દગો કરવામાં આવે છે. અમને સતાવવામાં આવે છે કે નહીં તેની તપાસ માટે એક પંચ નીમો. પણ આવી એકેએક વાતમાં કમિશન ન નિમાય. કાઠિયાવાડને વિષે તો હું જ કમિશન જેવો બેઠો છું. હું જે માગું તે કાઠિયાવાડ કરી શકે. ત્યાંના લોકોને હું ધમકાવી શકું છું. મારી બધી વાતો એ લોકો માને કે ન માને પણ સાંભળે છે તો ખરા જ. બિહારના લોકો પણ મારી વાત સાંભળે છે. ત્યાં પણ હું એક કમિશન જેવો જ છું. મને લાગે કે કોઇ વાત બરાબર નથી થઈ અથવા નથી થતી તો હું એ લોકોને સાફ કહી દઉં છું. બૂરાઈનો બદલો બૂરાઈ કરીને આપવો એ હિંદુ ધર્મને બચાવવાનો રસ્તો નથી. ક્યાંક કશી બૂરાઈ થતી હોય તો સરકારના ધ્યાન પર લાવો. ગુનેગારોને સજા કરવાનું તેને સોંપો. હિંદુ મહાસભા અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ બંને હિંદુ સંસ્થાઓ છે. એમાં ઘણા ભણેલાગણેલા લોકો પણ છે. હું એ સૌને અદબથી કહેવા ઇચ્છું છું કે બીજાને સતાવવાથી ધર્મની રક્ષા નથી થતી. અને તમે બંને સંસ્થાઓ કંઈક કરો છો તેનો આરોપ હિંદુઓ ને શીખો પર આવે છે. એવી જ રીતે પાકિસ્તાનમાં જે ખોટાં કામ થાય છે તેની જવાબદારી સૌ મુસલમાનોને માથે આવે છે. તેથી જેઓ બેગુના છે, જેમણે કદી કોઈને સતાવ્યા નથી, તેમણે પોતાના ભાઈઓના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું રહે છે.

## મસીદોમાં મૂર્તિઓ

તોડી નાખવામાં આવેલી અગર જેમને કોઈ પણ જાતનું નુકસાન થયું છે એવી મસીદોની સંભાળ સરદાર પટેલને રાખવાની છે. કેટલીક મસીદોમાં મૂર્તિઓ મૂકીને તેમને મંદિરમાં પલટી નાખવામાં આવી છે. મૂર્તિ પથ્થરની હોય, લોઢાની હોય, ચાંદીની હોય અગર માટીનીયે હોય પણ જ્યાં સુધી એની પ્રાણપ્રતિષ્ઠા ન થાય ત્યાં સુધી તે પૂજાને લાયક નથી બનતી. પવિત્ર હાથે તેની પૂજા થાય તો તેમાં પ્રાણની પ્રતિષ્ઠા થાય. કૉનૉટ પ્લેસ નામના લત્તાની પાસે આવેલી એક મસીદમાં આજે બજરંગબલી બિરાજે છે. પરંતુ

એ પૂજાને લાયક નથી. પૂજાને માટે એમની પ્રાણપ્રતિષ્ઠા થઈ નથી. એમને ત્યાં બેસવાનો હક મળ્યો નથી. આમ જ્યાં ને ત્યાં મૂર્તિઓ પધરાવવામાં ધર્મનું અપમાન છે. એથી મૂર્તિ બગડે છે અને મસીદ પણ બગડે છે. મસીદોના રક્ષણને માટે પોલીસના પહેરાની જરૂર શું કામ પડવી જોઈએ? સરદારને પોલીસનો પહેરો શા સારુ રાખવો પડે છે? આપણે એમને જણાવી દઈએ કે મૂર્તિઓ અમે જ ઉઠાવી લઈશું, મસીદો પણ અમે જ સમરાવી આપીશું. સરકારને આ બધું કરવું પડે એ આપણે માટે શરમની વાત કહેવાય. આપણે હિંદુઓ મૂર્તિપૂજકો છીએ છતાં આપણી મૂર્તિઓનું હાથે કરીને અપમાન કરાવીએ છીએ અને ધર્મને નુકસાન કરીએ છીએ. શીખો મૂર્તિપૂજક નથી. તેઓ ગુરુ ગ્રંથ સાહેબની પૂજા કરે છે. ગ્રંથ સાહેબને કોઈ મસીદમાં રાખવામાં આવ્યાનું મારા સાંભળવામાં આવ્યું નથી. પણ કોઈએ કર્યું હોય તો તેણે ગ્રંથ સાહેબનું અપમાન કર્યું છે. ગુરુ ગ્રંથ ગુરુદ્વારામાં જ રાખી શકાય. હું તો ત્યાં ખાદી બિછાવું. બીજા ત્યાં રેશમ વગેરે બિછાવે છે. એમને રેશમ બિછાવવું હોય તો હાથનું વણેલું જ બિછાવે. ફૂલ ચડાવે પણ પૂજા કરનારો પવિત્ર હોય તો જ સાચી પૂજા થાય.

એક મુસલમાન ભાઈ મારી પાસે વ્યાકુળ થઈને આવ્યા. એક અર્ધું બળેલું કુરાન અદબથી કપડામાં લપેટીને લાવ્યા હતા. ખોલીને મને બતાવી તે ચૂપચાપ ચાલી ગયા. એની આંખમાં પાણી હતું પણ મોંથી તે કંઈ જ બોલ્યા નહીં. આમ જેણે કુરાન શરીફનું અપમાન કરવાની કોશિશ કરી તેણે પોતાના ધર્મનું અપમાન કર્યું છે. એવી જ રીતે મારપીટ કરીને મુસલમાનો ક્યાંક કુરાન શરીફને પધરાવવા માગે તો કુરાનનું અપમાન કરે છે.

ગુરુ નાનકની જયંતીના દિવસથી શીખો જો ખરેખર દિલ સાફ કરવા માંડશે તો હિંદુઓ આપોઆપ એની મેળે શુદ્ધ થશે. આપણે બગડતા અટકીએ, હિંદુ ધર્મને ધૂળમાં ન રોળીએ; આપણા ધર્મને અને આપણા દેશને પાયમાલ કરવાને રસ્તે આજે આપણે ચડ્યા છીએ. ઈશ્વર આપણને એ રસ્તેથી બચાવો.

## ૮૧

૧-૧૧-'૪૭

## 'જો' કેમ વાપરું છું?

હું મારાં નિવેદનો 'જો આ વાત સાચી હોય તો' એમ કહીને કરું છું તેથી કેટલાક મિત્રો મારા પર નારાજ થાય છે. તેમની સલાહ એવી છે કે જેને વિષે હું નિવેદન કરું તે વાત સાચી છે કે નથી તેની મારે આગળથી ખાતરી કરી લેવી જોઈએ. હું માનું છું કે જ્યારે જ્યારે મેં 'જો' વાપરીને નિવેદન કર્યાં છે ત્યારે મેં કદી કશું ગુમાવ્યું નથી. ઊલટું એવે વખતે જે જે કામ મેં મારા હાથમાં લીધું હશે તેમાં મને ફાયદો જ થયો છે. આ વખતે કાઠિયાવાડની બાબતને અંગે આ ચર્ચા ફરી ઊપડી છે. મિત્રો મને કહે છે કે કાઠિયાવાડની બાબતમાં મુસલમાનો પર ત્યાં વીતેલા જુલમોની જૂઠી વાતોને તેં નાહક પ્રસિદ્ધિ આપી. એ વાતોમાં કરવામાં આવેલા ઘણાખરા આક્ષેપો સાવ જૂઠા હતા. અને જે કંઈ વત્તીઓછી ગડબડ થયાનું કહેવામાં આવે છે તેને તરત જ કાબૂમાં લેવામાં આવી હતી. 'જો' સાથે મેં એ આક્ષેપો વિષે જે કંઈ કહ્યું તેથી સાચને કશી આંચ આવી નથી. કાઠિયાવાડના સત્તાવાળા અને ત્યાંના કૉંગ્રેસવાળા જેટલા પ્રમાણમાં સાચને વળગી રહ્યા છે તેટલો તેમને ફાયદો થનાર છે. પરંતુ સામી દલીલ ઉઠાવવામાં આવે છે કે સાચ છેવટ સુધી છૂપું ન રહેતાં આખરે બહાર આવે છે એ વાત ભલે સાચી હોય પણ થનાર નુકસાન તો આગળથી થઈ જાય છે. સાચાજૂઠાની પરવા ન રાખનારા બેઈમાન લોકો તમારાં વચનોમાંથી 'જો'ને ઉડાવી દે છે અને તમારી જ વાતોને પછી પોતાની વાતોની સાબિતીમાં ઠોકયે રાખે છે. આમ જૂઠાણું ફેલાવવામાં આવે છે. મારાં વચનો અથવા નિવેદનોની બાબતમાં આવી ચાલબાજી થઈ શકે અને થાય છે એ મારી જાણબહાર નથી. પણ જે જે પ્રસંગે એવી ચાલાકી અજમાવવામાં આવી છે તે તે વખતે ચાલાકી રમનારા ફાવ્યા નથી. ઊલટું એવી ચાલાકી રમવા જનારા બેઈમાન

લોકો જનતાની આગળ જૂઠા પડ્યા છે. 'જો' સાથે જે આરોપો વિષે હું નિવેદન કરું છું તેનાથી કોઈએ ગભરાવાની જરૂર નથી; બેશક, શરત એ છે કે જેમના પર આક્ષેપ કરવામાં આવ્યો હોય તે સાચેસાચ તેમાંથી મુક્ત હોય.'

એથી ઊલટી સ્થિતિનો પણ વિચાર કરીએ અને તેને માટે કાઠિયાવાડનો જ દાખલો લઈએ. પાકિસ્તાનનાં મોટાં મોટાં છાપાંઓમાં બહાર પડેલા આરોપો પર ધ્યાન ન આપું અને તેમાંયે વળી પાકિસ્તાનની સરકારના વડા પ્રધાન મને કહે કે એ આક્ષેપો મૂળમાં સાચા છે છતાંયે તેમને વિષે હું બેપરવા રહું તો એ છાપાં વાંચનારા મુસલમાનો એ બધા આક્ષેપોની વાતોને વેદવાક્ય માનીને ચાલત. પરંતુ હવે આજે મેં એ ચર્ચા મારી ઢબે ઉપાડી તે પછી ભલા મુસલમાનોના મનમાં એ વિષે શંકા ઊઠી છે.

## સાચને વળગી રહો

આપણે ત્યાં આપણે કશી ગડબડ થવા દેવાના નથી, ટીકા થશે તો સાંભળી લઈશું, તે કડવી હશે તો તેને ઊલટી વધાવી લઈશું, વધારે સાચા બનીશું અને જ્યારે જ્યારે ભૂલ જણાય ત્યારે ત્યારે તેને સુધારી લઈશું એટલો બોધ આ બનાવ પરથી કાઠિયાવાડના અને બીજા સૌ મિત્રો લે એમ હું ઇચ્છું છું. આપણે હાથે ભૂલ કદી થાય જ નહીં એવું માની બેસવાની ગફલતમાં આપણે ન ફસાઈએ. કડવામાં કડવી ટીકા કરનારના મનમાં પણ આપણી સામે સાચી અથવા કાલ્પનિક કોઈક ને કોઈ ફરિયાદ હોય છે. તેથી ટીકા કરનારા લોકો સાથે આપણે ખામોશ રાખીએ, જ્યારે પ્રસંગ મળે ત્યારે તેમની ભૂલ તેમને બતાવીએ અને આપણી પોતાની કંઈ ખામી હોય તેને સુધારી લઈએ તો આખરે ટીકામાં ઊતરી પડનારને પણ આપણે સુધારી શકીએ. આ રીત અખત્યાર કરવાથી આપણે અવળે રસ્તે ચડી જતા બચી જઈશું. કોઈ પણ સંજોગોમાં ખામોશ તો રાખવી જ જોઈએ એ વિષે મારા મનમાં શંકા નથી. માણસો સાથે કામ લેવામાં સાચી સમજ અને વિવેકની હમેશ જરૂર રહે છે. જાણીબૂજીને અવળચંડાઈથી જે નિવેદનો કરવામાં આવે તેના તરફ તો ધ્યાન

આપવાનું જ ન હોય. હું માનું છું કે ઘણા લાંબા વખતના મહાવરાથી આવી બાબતોમાં સાચાખોટાનો વિવેક રાખવાનું હું શીખી ગયો છું.

આજે આપણી ચારેકોર હવા બગડી ગઈ છે. એકબીજા પર કરવામાં આવતા આક્ષેપોનો કંઈ પાર નથી. એવી હાલતમાં આપણે એવું માનીને ચાલ્યા કરીએ કે અમારે હાથે તો કદી ભૂલ થાય જ નહીં, તો એ મોટી બેવકૂફી થશે. એવો દાવો રાખી શકાય એવું સારું નસીબ આજે આપણું ક્યાં રહ્યું છે? આજના વાતાવરણમાં તો મથામણ કરીને આપણે ઝઘડાને ફેલાતો અટકાવી શકીએ અને પછી તેને જડમૂળથી ઉખેડી નાબૂદ કરી શકીએ તો બહુ થયું. પરંતુ આપણા પોતાના દોષ જોવાને આપણી આંખ ખુલ્લી હોય અને તેની વાત સાંભળવાને આપણા કાન ખુલ્લા હોય તો જ એ કામ પાર પડે. કુદરતે આપણને એવા બનાવ્યા છે કે આપણી પીઠ આપણને દેખાતી નથી. આપણી પીઠ આપણને નહીં, બીજાને જ દેખાય. તેથી બીજા જે જોઈ શકે ને જુએ તે પરથી સમજી જઈ ફાયદો ઉઠાવવો એમાં જ માણસનું ડહાપણ છે.

## સાચની શોધ

ગઈ કાલે સાંજે પ્રાર્થનામાં આવતાં જૂનાગઢથી આવેલો જે લાંબો તાર મને મળ્યો હતો તેની વાત કાલે મારાથી પૂરી થઈ શકી નહોતી. કાલે મેં તેના પર ઉપર ઉપરથી જ નજર કરી લીધી હતી. આજે એ આખોયે તાર હું કાળજીથી વાંચી ગયો. તાર મોકલનારા ભાઈઓ મને જણાવે છે કે પહેલે દિવસે તમે જે આરોપોની વાતો કરેલી તે બધાયે સાચા છે. આ વાત સાચી હોય તો કાઠિયાવાડને માટે બહુ ખોટું કહેવાય. પરંતુ જે આરોપોનો સાથીઓએ સ્વીકાર કરી લીધો છે અને જેમને મેં પ્રસિદ્ધિ આપી છે તેમને વિષે અતિશયોક્તિ કરવાની કોશિશ કરવામાં આવી હશે તો તાર મોકલનારા ભાઈઓએ પાકિસ્તાનના હિતને નુકસાન પહોંચાડ્યું છે. તારમાં એ લોકો મને કહેવડાવે છે કે તમે પોતે કાઠિયાવાડમાં આવી જાઓ ને જાતે બધા બાબતોની ચોકસી કરો. હું માનું છું કે મારાથી અહીંથી નીકળીને કાઠિયાવાડ જઈ શકાય એવું નથી એ આ ભાઈઓ જાણે છે.

વધારામાં એ ભાઈઓ એક તપાસ કમિશન અથવા પંચની માગણી કરે છે. પરંતુ પંચ નિમાય તે પહેલાં એમણે પ્રાથમિક કેસ રજૂ કરી તપાસને લાયક મામલો છે એ બતાવી આપવું જોઈએ. હું એમ માનીને ચાલું છું કે એ ભાઈઓ જૂનાગઢને અગર કાઠિયાવાડને બદનામ કરવા નથી માગતા. એમનો આશય સાચું શું તે શોધી કાઢવાનો અને લઘુમતીની વસ્તીના જાનમાલ અને આબરૂના રક્ષણનો બંદોબસ્ત કરવાનો હોય એમ લાગે છે. બીજા સૌની જેમ એ લોકો પણ જાણતા હશે કે છાપાંઓના પ્રચારથી અને ખાસ કરીને એવો પ્રચાર પૂરેપૂરી સચ્ચાઈથી ભરેલો ન હોય તો તેનાથી જાન, માલ અને ઇજ્જત એ ત્રણેની રક્ષા આજે થઈ શકે તેમ નથી. એવી રક્ષાને માટે તાર મોકલનાર સૌએ સાચને વળગી રહી પોતાના હિંદુ મિત્રોની પાસે જવું જોઈએ. હિંદુઓમાં તેમના મિત્રો છે અને તેમને તે બધાયે ઓળખે છે. વળી એ ભાઈઓ જાણે છે કે કાઠિયાવાડથી દૂર અહીં બેઠો પણ હું તેમનું કામ કરું છું. જાણીબૂજીને મેં પોતે આ વાત પહેલાં છેડી હતી અને અત્યારે એ વિષેની બધી ખબરો એકઠી કરું છું. મેં સરદાર પટેલને પણ વાત કરી છે અને તેમણે મને ખાતરી આપતાં કહ્યું છે કે મારા હાથમાં છે ત્યાં સુધી કોમી ઝઘડો હું કદી થવા દેનાર નથી અને કોઈ પણ સ્થળે મુસલમાન ભાઈબહેનોને કોઈ હાડછેડ કરશે તેને સખત નશિયત અપાવીશ. જેમના મનમાં કોઈ જાતનો પક્ષપાત નથી એવા કાઠિયાવાડના સૌ કાર્યકર્તા સાચી વાતનો તાગ કાઢવાની અને કાઠિયાવાડના મુસલમાનોને જે વેઠવું પડ્યું હોય તેનો ઇલાજ કરવાની પૂરી કોશિશ કરી રહ્યા છે. એ કાર્યકર્તાઓને પોતાની જાતના જેટલા જ મુસલમાનો પ્યારા છે. તો મારો સવાલ એ છે કે ખુદ મુસલમાનો એમને એમના કામમાં મદદ કરશે?

## ૮૨

૨-૧૨-'૪૭

### પાણીપતની મુલાકાત

આજે હું પાણીપત જઈ આવ્યો. જતી વખતે મનમાં ધાર્યું હતું કે ચાર વાગ્યા સુધીમાં પાછો આવી જઈશ પણ કામ એટલું બધું નીકળ્યું કે ધારેલે વખતે આવી ન શક્યો. ત્યારે હું પાણીપત શા સારુ ગયેલો તેની વાત પહેલાં કરી લઉં. પહેલાં મને એવી ઉમેદ રહેતી અને આજેયે હજી એ છૂટી નથી કે પાણીપતમાં જો મુસલમાનોને રાખી શકીએ તો તેમાં ખુદ આપણે પોતાને માટે, આખા હિંદને માટે અને પાકિસ્તાનને માટે સારું છે. દુ:ખી શરણાર્થીઓ જ્યાં સુધી પોતપોતાને અસલ મુકામે પાછા ફરી દરીદ્દામ નહીં થાય ત્યાં સુધી દુ:ખી ને દુ:ખી રહેવાના છે. મુસલમાનોનું પણ એવું જ છે.

### બે પ્રધાનો

એટલું સારું થયું કે ડૉ. ગોપીચંદ અને સરદાર સુવર્ણસિંહ પણ એ જ વખતે પાણીપત આવી પહોંચ્યા હતા. મને તો ખ્યાલ પણ નહોતો કે એ બંને આવનાર છે. પણ એ બંને પૂર્વ પંજાબના જ રહ્યા એટલે તેમને તો ત્યાં ગમે ત્યારે જવાનો હક છે. દેશબંધુ ગુપ્તે મને કહેવડાવ્યું હતું કે પોતે બીમાર હોવાથી મારા ભેગા નહીં આવી શકે. પણ છેવટે તે પણ આવી પહોંચ્યા. એમનું તો ઘર જ પાણીપતમાં છે.

મુસલમાન ભાઈઓ સાથે છૂટા પડીને મેં વાતો કરી. બન્ને પ્રધાનો જોકે મારી સાથે હતા. મુસલમાનોએ મને કહ્યું કે તમે અહીં પહેલી વાર આવી ગયા ત્યારે વાતાવરણ સારું હતું. તે પરથી અમે તમને કહેલું કે અમે અહીં જ રહીશું. પણ ત્યાર પછી વાતાવરણ બગડ્યું છે. આજે અહીં અમારા જાનમાલ અથવા અમારી આબરૂની સલામતી નથી રહી. મેં તેમને સમજાવ્યું કે જેના દિલમાં આખી

દુનિયાને માટે પ્રેમ ભરેલો છે તે કહેશે કે આપણે તો અહીં જ પડ્યા છીએ. ઘર રહ્યું તો ભલે, ન રહ્યું તો ભલે. અરે, જાન જાય તોયે શું, ને રહે તોયે શું? પણ અમે માનઆબરૂ સાચવીશું, કોઈ પણ ભોગે સાચવીશું. જે લોકો પોતાની આબરૂને માટે, પોતાની ઇજ્જતને માટે પોતાના જાનમાલ કુરબાન કરવાને તૈયાર હોય તેમની આબરૂ લૂંટવાની કોઈની તાકાત નથી.

આ પછી દુ:ખી શરણાર્થીઓ સાથે મારે વાતો થઈ. વાતો લાંબી ચાલી. ત્રણ વાગ્યા સુધી પહોંચી.

ત્યાર પછી પાણીપતની છાવણીમાં દુખિયારાં ભાઈબહેનોને અમે મળ્યા. ત્યાં તો એ બધાં આગ્રહ રાખે છે કે અમને શરણાર્થી જ કહો. આશરે વીસ હજાર ભાઈબહેનો એકઠાં થયાં હશે. સભામાં પહેલાં મેં થોડી વાતો કરી. ત્યાર પછી ડૉ. ગોપીચંદ પણ બોલ્યા. તેમની પાછળ સરદાર સુવર્ણસિંહજી બોલવાને ઊભા થયા એટલે લોકોએ વિરોધમાં બૂમો પાડવી શરૂ કરી. બૂમો પાડી પાડીને એ લોકો કહેતા હતા કે "મુસલમાનોને અહીંથી કાઢો. મુસલમાનોએ અહીંથી જવું જ જોઈએ." આ શોરબકોર જોઈને શરણાર્થીઓના પ્રતિનિધિ તેમને શાન્ત પાડવાને નીચે ઊતર્યા. એક ભાઈએ પંજાબી બોલીમાં એક ભજન ગાયું. એ સાંભળીને બધા ચૂપ થયા. પછી પ્રતિનિધિ ભાઈએ પંજાબી બોલીમાં તેમને સૌને સારી પેઠે ઊધડા લીધા. ત્યાર પછી સરદાર સુવર્ણસિંહે ઊભા થઈને પંજાબી બોલીમાં ભાષણ કર્યું. લોકોએ પહેલાં ઘુમાટો મચાવેલો તેમાં સરદારસાહેબનું અપમાન કરવાનો તેમનો ઇરાદો નહોતો. લોકો એટલું જ કહેવા માગતા હતા કે તમારી વાતો અમે બહુ સાંભળી, હવે અમારી થોડી સાંભળો. સરદારસાહેબે પંજાબીમાં બોલતાં જણાવ્યું કે એ વાત અમારાથી થઈ શકે તેવી છે અને તે જરૂર કરીશું. આપણે કંઈ જંગલી લોકો નથી. પાકિસ્તાન એ બાબતોમાં કંઈ કરે અગર ન કરે તેની પરવા રાખ્યા વિના આપણે ત્યાં અહીં જે મુસલમાન છોકરીઓને ભગાડી લાવવામાં આવી છે તેમને જ્યાં હોય ત્યાંથી પાછી મેળવવી જોઈએ

અને પોતપોતાને મુકામે પાછી મોકલી દેવી જોઈએ. એવા જ રીતે જેમને જબરજસ્તીથી વટલાવીને શીખ અગર હિંદુ બનાવી દેવામાં આવ્યા છે તેમને કાયદેસર શીખ યા હિંદુ ગણવામાં નહીં આવે અને તે બધા મુસલમાન તરીકે જ અહીં રહેશે. સરદારસાહેબે વધારામાં એવું પણ કહ્યું કે અમે મસીદોની પણ રક્ષા કરીશું અને સરકાર જાનમાલની જેટલી રક્ષા કરી શકશે તે બધી કર્યા વિના નહીં રહે. પણ લોકો અંદર અંદર લૂંટફાટ કરવા માંડે તો સરકાર શું કરી શકશે? સરકાર બધાયને ગોળીએ તો નથી ઉડાવી શકતી? આપણી સ્વતંત્રતા હજી પાંગળી છે. અમે બહુ તો લોકોને સમજાવીશું; એટલે સાચું જુઓ તો અમારી આબરૂ પણ તમારા હાથમાં છે. સરકાર તમારી નથી? તમે જ તો અમને સરકારમાં બેસાડ્યા છે. તેથી મારી તમને સૌને વિનંતી છે કે સૌ સરકારને આ કામમાં મદદ કરે.

આમાં ઝાઝો વખત વીતી ગયો. આપણા લોકો જરા જરામાં મિજાજ ગુમાવી બેસે છે પણ ઝટ પાછા ઠંડા પડી જાય છે. કેટલીયે સભાઓમાં મને એવો અનુભવ થયો છે. અરે, આઝાદીની લડત ચાલતી હતી ત્યારે પણ એવું ક્યાં નહોતું થતું?

## શરણાર્થીઓની ફરિયાદ

આ પછી એ લોકોના પ્રતિનિધિ આવ્યા. એમને અનેક ફરિયાદો કરવાની હતી. એટલે મેં એમને મારી સાથે મોટરમાં જ લઈ લીધા. મારે તો મોટરમાં આરામ લેવો હતો પણ એ કેમ બને? એ ભાઈએ સૌથી પહેલાં સંભળાવ્યું કે બધાંયે દુ:ખી ભાઈબહેનો મોટા શોકમાં છે. થોડા તંબૂ વગેરે ઊભા કરવામાં આવ્યા છે ખરા, પણ ખોરાક જેવો જોઈએ તેવો મળતો નથી. પૂર્વ પંજાબના ગવર્નરસાહેબ અમારી મુલાકાતે આવ્યા હતા. તેમણે આ બાબતમાં દેખરેખ રાખવાનું માથે લીધું છે. દુ:ખી લોકોને માટે જે કપડાં આવે છે તેમાંથી સારાં સારાં વચ્ચેથી ગેપ થઈ જાય છે. અમારે ભાગે ફાટેલાં ને જૂનાં કપડાં જ આવે છે. તેથી જે ચીજો શરણાર્થીઓને માટે મોકલવામાં આવી હોય તે તેમને જ મળે એવો બંદોબસ્ત થવો જોઈએ. થોડા દહાડા

પર બે માણસોનું અવસાન થયું. એમનો અગ્નિદાહ કરવાને આખો દિવસ તપાસ કરવા છતાં કાઠી ન મળી. આખરે એ બન્નેને ભૂમિદાહ દેવો પડ્યો. વળી શરણાર્થીઓમાં મોટા લેખાતા લોકોને કોઈ પણ વસ્તુ મળી રહે છે અને ગરીબ બિચારા એવા ને એવા રહી જાય છે.

મેં એ ભાઈને જણાવ્યું કે તમારી જે ફરિયાદો હોય તે બધી તમે મને લખીને આપો. તમારે જે આક્ષેપ કરવો હોય તેની સચ્ચાઈને વિષે તમને વહેમ હોય તો 'જો સાચું હોય તો' એવા શબ્દો તેની આગળ લખજો. આખરે વિચાર કરો તો વ્યવસ્થાનું કામ માથે લેનારા બધા થોડા જ સેવાભાવી હોય છે? એથી ભારે ગોટાળો મચી જાય છે.

એક નાનો સરખો છોકરો સભામાં મારી સામે આવેલો. તેણે પોતાનું સ્વેટર મારી આગળ ઉતારી નાખી મોટા મોટા ડોળા કાઢીને મને કહેલું કે 'મારા બાપને મારી નાખવામાં આવ્યા છે તેને પાછા લાવી આપો.' પણ એને એનો બાપ હું કેવી રીતે લાવી આપું? આખરે એક દિવસ તો સૌ કોઈએ એ રસ્તે જવાનું જ છે ને? હું એ બાળક જેવો નાનો હોત તો મારી હાલત પણ એવી જ હોત ને? શરણાર્થીઓના પ્રતિનિધિએ કહ્યું કે અમારામાં થોડા ભલા ને સારા લોકો પણ છે. એટલે આખો બંદોબસ્ત એમને સોંપાય તો સારું: ડેપ્યુટી કમિશનર માત્ર ઉપરથી દેખરેખ રાખવાનું કામ પોતાને માથે રાખે. આજે તો એવી દશા છે કે બચ્ચાંઓને માટે દૂધ આવે છે તે પણ બીજા પી જાય છે. અમારા કામને માટે કમિટી બનાવવામાં આવી છે પણ એમાં બધા સેવાભાવી નથી. મેં એ ભાઈને કહ્યું કે તમે લોકો શાન્તિ તેમ જ ખામોશ રાખો. રહેવાને માટે તંબૂ વગેરે જેવું કંઈ પણ મળી જાય અને ખાવા-પીવાની તેમ જ પહેરવાઓઢવાની વ્યવસ્થા થઈ જાય તો તમારે પૂરતું માની લેવું જોઈએ. આજે એ ઉપરાંત ચોથી વસ્તુ ક્યાંયે મળી શકતી નથી.

આ બધી વાતો મેં તમને એટલા માટે સંભળાવી કે તમને સૌને ખ્યાલ આવે કે આજે હિંદમાં કેવી કેવી બેશરમીના ખેલ ચાલી રહ્યા છે. આજે આપણે ત્યાં આપણી પોતાની હકૂમત અથવા સરકાર છે કે નથી? અને હકૂમત જો આપણી હોય તો તે જે કહે તે આપણે કરવું

જોઈએ. જવાહરલાલજીએ પોતાના એક ભાષણમાં કહ્યું છે કે મને પ્રાઈમ મિનિસ્ટર (વડા પ્રધાન) શા સારુ કહો છો? મને તો તમારે પ્રજાનો પહેલા નંબરનો સેવક કહીને ઓળખાવવો જોઈએ. એટલે હિંદુસ્તાનના બધા હાકેમો અથવા અમલદારો પ્રજાના સેવક બની જાય તો તેની સૂરત પલટાઈ જાય. પછી રંગરાગ ઉડાવવાનો સવાલ જ ઊભો નહીં થાય. બધા સેવકો આખો વખત લોકોનો અને તેમની સેવા કેમ કરવી તેનો જ વિચાર કરશે. એમ બને તો જ આપણા દેશમાં રામરાજ્યનો અમલ ચાલુ થાય અને સંપૂર્ણ સ્વતંત્રતા આવે. આજની આઝાદીથી તો મારા દિલમાં ગૂંગળામણ થાય છે.

## ૮૩

૩-૧૨-'૪૭

### વચનપાલનનું મહત્ત્વ

આજે મારી પાસે થોડા ભાઈઓ આવ્યા હતા. આમ તો અનેક લોકો મારી પાસે આવે છે પણ કંઈક ખાસ કહેવા જેવું હોય છે ત્યારે તેમની વાત હું તમારી આગળ કાઢું છું. આ ભાઈઓએ મને કહ્યું કે આપણા પ્રધાનોએ એક વખતે અમને જે વચન આપેલાં તેનો તેઓ આજે ભંગ કરે છે. પ્રધાનોએ એવું શું કર્યું હશે તેની મને માહિતી નથી એટલે મેં એ ભાઈઓને કહ્યું કે તમારે જે વાત દર્શાવવી હોય તે મને જણાવો. અલબત્ત, હું કંઈ સરકાર નથી પણ જેમના હાથમાં રાજવહીવટની લગામ છે તેમને તમારી વાત પહોંચાડી શકીશ. આ પ્રકારના આક્ષેપોની જ્યારે કાળજીપૂર્વક તપાસ કરવામાં આવે છે ત્યારે એ બધા ઘણુંખરું ગેરસમજમાંથી પેદા થાય છે એવું સાબિત થાય છે. લોકોને એમ કેમ લાગે છે કે પ્રધાનોએ વાત એક કરેલી અને હવે તેઓ કરે છે કંઈક બીજું જ? મારા પર પણ એવી જ વીતી છે. જાણીબૂજીને મેં કોઈ કાળે કોઈને દગો કર્યો નથી. પરંતુ આ દુનિયામાં ઘણીયે દુ:ખની વાતો ગેરસમજમાંથી પેદા થાય છે. મેં એક વાત કરી હોય

ને સામાના મન પર તેની અસર જુદી થઈ હોય. એમાંથી ગેરસમજ પેદા થાય. તેથી આપણે એક પણ બોલ મોંમાંથી નકામો ન કાઢીએ. દિલની વાત હોય તે જ જીભે નીકળે અને જીભેથી નીકળે તેનો અમલ થાય. એવી રીતે ચાલીએ તો જ આપણે એકવચની કહેવાઈએ ને થઈએ.

આજે આપણા હાથમાં રાજવહીવટની લગામ આવી છે. કરોડો રૂપિયાનો વહીવટ આપણને મળ્યો છે. તેથી આપણે ખૂબ સાવધ રહીએ; ઉદ્ધતાઈથી નહીં પણ નમ્રતાથી અને વિવેકથી કામ કરીએ; કોઈને એવું કહેવાનો વારો ન આવવા દઈએ કે રાજ લેવું હતું ત્યારે આ લોકો એક વાત કરતા હતા અને હવે બીજી કરવા લાગ્યા છે. આપણા વચનનું આપણને પૂરું ભાન રહેવું જોઈએ. ચાર વાગ્યે આવવાનું કહીને ગયા ને સાંજ સુધી દેખાયા જ નહીં! એ વચનભંગ થયો કહેવાય. પોતાના વચનનો પૂરો અમલ કરવાની વાત એકલા રાજ ચલાવનારાઓને માટે જ નહીં, બધાને માટે છે. તેથી આપણાથી જે થાય એવું ન હોય તે કોઈને કહીએ નહીં અને વાતને વધારીને તો કદી ન કહીએ.

## સિંધના હરિજનો

સિંધથી એક દાક્તર લખે છે કે "અહીંના હરિજનોના હાલહવાલ થઈ રહ્યા છે. અહીંથી બીજા લોકો ચાલી જશે ને અહીં એકલા હરિજનો જ પાછળ રહી જશે તો હરિજનોએ કાં તો મરવું રહ્યું, કાં તો ગુલામીની જિંદગી ગાળવી રહી અને છેવટે તે બધાએ મુસલમાન થઈને જીવવું રહ્યું. અહીંની સરકાર ઘણી મોટી મોટી વાતો કરે છે પણ લોકો ને અમલદારો તે પ્રમાણે અમલ કરતા નથી." આ બહુ બૂરી વાત કહેવાય. પરંતુ હિંદુસ્તાનમાં પણ આજે તો એવું જ ચાલી રહ્યું છે. સરદાર અને જવાહરલાલજી કહે છે કે આપણે બધાએ મુસલમાનોની એવી સંભાળ રાખવી કે ડરના માર્યા એકે મુસલમાનને અહીંથી ભાગીને જવું ન પડે. પણ લોકો માનતા નથી. ગઈ કાલે જ મેં તમારી આગળ પાણીપતની વાત કરી. આપણે ત્યાં જ આવું ચાલતું હોય ત્યાં પાકિસ્તાનને હું શું કહું? કહેવાય છે કે હરિજનોને ત્યાંથી નીકળી આવવું છે પણ તેમને નીકળવા દેતા નથી. જે લોકો

જાજરૂ વગેરે પહેલાં કદી સાફ કરતા નહોતા તેમને તે કામ કરવું પડે છે. આજે ભંગીને મરજી થાય તો તે બૅરિસ્ટર બની શકે છે. પણ આપણને ભંગીની જરૂર છે તેથી તેને ભંગીનું કામ કરવું જ પડે એ બૂરી વાત થઈ. જગજીવનરામજીએ કહ્યું છે કે હરિજનોએ પાકિસ્તાનમાંથી અહીં આવી રહેવું જોઈએ. પાકિસ્તાન સરકારે જેમને અહીં આવવું હોય તેમને ત્યાંથી આવવા દેવા જોઈએ અને નહીં તો ત્યાં તેમને સ્વતંત્રતાની જિંદગી ગાળવા દેવી જોઈએ. પાકિસ્તાનને મારી અરજ છે કે એવું કોઈ કામ ન કરશો જેનો ડાઘ હિંદુ ને શીખોના દિલ પર કાયમનો રહી જાય. જબરજસ્તીથી કોઈ ને વટલાવી તેમનું ધર્માન્તર ન થવા દેવું જોઈએ અને કોઈનીયે વહુબેટીને ભગાડી ન જવી જોઈએ. સરદાર સુવર્ણસિંહે કહ્યું છે કે અમે એવી વાતો ચલાવી લેવાના નથી. થોડા લોકો કહે છે કે અમે અમારી રાજીખુશીથી ધર્મ બદલ્યો છે તો તે વાત પણ આજે માનવા જેવી નથી.

## ફરી કાઠિયાવાડ વિષે

કાઠિયાવાડથી બે જાતની વાતો આવે છે. એક બાજુથી જણાવવામાં આવે છે કે અહીં કશું ખાસ બન્યું નથી. જે કંઈ થયું હશે તેમાં કૉંગ્રેસવાળાનો કશો ભાગ નથી. એ બધું હિંદુ મહાસભા અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનું કામ હતું. આજે વળી આર. એસ. એસ. અને હિંદુ મહાસભાવાળાનો તાર છે અને તેમાં તેઓ જણાવે છે કે અમે તો કંઈ કર્યું નથી. ત્યારે હવે મારે કોની વાત માનવી? કોઈ કોઈ મુસલમાનો તરફથી તાર આવે છે તેમાં જણાવવામાં આવે છે કે કાઠિયાવાડની બાબતમાં પહેલાં તમને જે ખબર મળેલી તે જ સાચી છે. હું તો એટલું જ કહીશ કે હિંદુઓને હાથે ગફલત થઈ હોય તો તેઓ કબૂલ કરે કે અમે જોરજુલમ કરેલા. એમાં છુપાવવાનું શું છે? અને મુસલમાનોને હાથે અતિશયોક્તિ થઈ ગઈ હોય, જબરજસ્તીથી વટલાવવાના, છોકરીઓ ઉપાડી જવાના વગેરે બનાવો બન્યા નહીં હોય તો તેમણે એ ભૂલ સુધારી લેવી જોઈએ. આર. એસ. એસ. ને હિંદુ મહાસભાએ કશું ન કર્યું હોય તો હું તે બન્નેને મુબારકબાદી

આપું. આજે તો સાચી વાત શું છે એની મને ખબર પડતી નથી. આ બધામાંથી સાચું શોધી કાઢવાની મારી કોશિશ ચાલુ છે.

### દક્ષિણ આફ્રિકાના હિંદી

દક્ષિણ આફ્રિકાની બાબતમાં શ્રી વિજયાલક્ષ્મી પંડિતે કહ્યું છે કે સંયુક્ત રાષ્ટ્રોના સંઘમાં આપણી હાર થઈ, જીતને માટે જે બે તૃતીયાંશ વધુમતી થવી જોઈએ તે ન થઈ. છતાં આપણે પક્ષે પૂરતા લોકો હતા. વધુમતી આપણી તરફ હતી. અને સાચ આપણે પક્ષે હશે તો આપણી જીત જ છે. દક્ષિણ આફ્રિકાના હિંદી નિરાશ ન થાય.

પરંતુ વિજયાલક્ષ્મી પંડિત જે નથી કહી શકયાં તે હું તમને લોકોને કહું. અન્યાયની સામે લડવાને માટેનો સોનેરી ઇલાજ મેં દક્ષિણ આફ્રિકામાં જ શોધી કાઢચો હતો. માની લો કે આપણે યુ. એન. ઓ.માં જીત્યા હોત, જનરલ સ્મટ્સ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની બધી માગણીઓ મંજૂર રાખત પણ ત્યાંના ગોરા કોઈનું ન માનત તો આપણે શું કરી શકચા હોત? આજકાલ આપણા પોતાના દેશમાં અહીં એવું જ નથી બની રહ્યું? પાકિસ્તાનમાંથી હિંદુઓને અને હિંદમાંથી મુસલમાનોને નસાડી મૂકવામાં આવે છે. બન્નુમાં હજી ઘણા હિંદુ ને શીખ રહી ગયા છે. બીજાં સ્થળો પર પણ હજી ઓછાવત્તા પડ્યા છે. એ લોકો ત્યાં બહાર નીકળી શકતા નથી. નીકળે છે તો મરણ સામે ઊભું છે, નથી નીકળતા તો ભૂખે મરે છે. મેં અહીંના મુસલમાનોને કહ્યું છે કે તમારી સાચી હાર તમારે હાથે જ થાય છે. બીજું કોઈ તમને હાર ન ખવડાવી શકે. તમે ચોખ્ખું કહી દો કે બસ, અમે તો અહીં જ રહીશું. અહીં જન્મ્યા છીએ, અહીં મોટા થયા છીએ તો અહીં જ રહીશું, અને આબરૂભેર રહીશું. આ જ વાત સૌ કોઈને લાગુ પડે છે.

દક્ષિણ આફ્રિકા હબસીઓનો મુલક છે. ત્યાં અહીંથી ગયેલા હિંદીઓની જેમ બહાર બીજેથી આવેલા બોઅર લોકોને ખાસ કશા વિશેષ હક નથી. પરંતુ દક્ષિણ આફ્રિકામાં રહેતા ગોરાઓએ હબસીઓને કચડી નાખ્યા અને હિંદીઓના પાયાના હક છીનવી

લીધા. હિંદુસ્તાનનો મામલો યુ. એન. ઓ. સુધી પહોંચાડવામાં આવ્યો એ પણ ઠીક થયું. પરંતુ યુ. એન. ઓ.વાળા દક્ષિણ આફ્રિકાના હિંદીઓને ન્યાય ન આપે અગર ન આપી શકે તો તેથી શું તેમણે તેમના હકને માટે ન લડી લેવું? મારા અભિપ્રાય પ્રમાણે એમણે લડી લેવું જ જોઈએ પણ અલબત્ત, શસ્ત્રાસ્ત્રોથી નહીં. સાચું અને તેથી એકમાત્ર હથિયાર આત્મબળનું છે. આત્મા અમર છે ને શરીર નાશવંત છે.

એટલે દક્ષિણ આફ્રિકાના હિંદીઓમાં હિંમત હોય અને તેમને પોતાની ઇજ્જતનું ભાન હોય તો તેઓ આત્મબળની સહાયથી પોતાના પાયાના હકોને માટે લડી લે.

## ૮૬

૪-૧૨-'૪૭

### પરદેશોમાં પ્રચાર શા સારુ?

ગઈ કાલે મેં કાઠિયાવાડની વાત કરી હતી. આજે મારા પર શામળદાસ ગાંધીનો તાર આવ્યો છે. ગઈ કાલે શ્રી ઢેબરભાઈનો તાર હતો. બંને મને જણાવે છે કે તમારી પાસે બહુ અતિશયોક્તિભરેલા સમાચાર આવ્યા છે. અહીં કાઠિયાવાડમાં સ્ત્રીઓને નસાડી લઈ જવામાં આવી નથી. અને અમને ખબર મળી છે તે મુજબ અહીં એક પણ ખૂન થયું નથી. વળી સરદાર પટેલ આવી ગયા પછી તો કશું જ બન્યું નથી. તે પહેલાં થોડી લૂંટફાટ અને થોડો બખેડો થયો હતો. મેં જે કહેલું તેથી શામળદાસને આઘાત થયો છે; થવો જ જોઈતો હતો. તે જાતે મુંબઈથી કાઠિયાવાડ પહોંચી ગયા છે. તપાસ કરી મને ખબર મોકલવાનું જણાવે છે.

આ બાજુ અમેરિકા, ઈરાન અને ઠેઠ લંડનથી મારા પર તારો છૂટ્યા છે. તેમાં મને જણાવવામાં આવે છે કે કાઠિયાવાડમાં મુસલમાનો પર ભારે અત્યાચારો ગુજર્યા છે. આવી જાતનો પ્રચાર

કરવો એ સાચા લોકોનું કામ ન કહેવાય. આ બાબતમાં ઈરાનને હિંદુસ્તાન સાથે શું સ્નાનસૂતક છે?

શામળદાસ ગાંધી મને જણાવે છે કે "મારા દિલમાં હિંદુ–મુસલમાનનો ભેદ નથી." મુસલમાન ભાઈઓ મને લખે છે કે તમે તો અમને પૂરો સાથ આપવા માગો છો. પણ મારો સાથ તો જ કામ આવે જો એ લોકો સાચનો રસ્તો પકડે. એ લોકો અતિશયોક્તિથી ભરેલી ખબર પરદેશોમાં મોકલે, દુનિયાભરમાં શોર મચાવી દે એ બધું મને બરાબર લાગતું નથી. હિંદુસ્તાનમાંથી પણ મારા પર તારો આવે છે. એમનું મને એવું માઠું નથી લાગતું અને તેમને નભાવી લેવાને મને વાંધો નથી. પણ પરદેશોમાંથી તારો આવે છે ત્યારે મને થાય છે કે આ તો ભારે થઈ. વધારેપડતી વાત થઈ. એથી મારા દિલ પર આઘાત પહોંચે છે.

## સારી ખબર

હોશંગાબાદથી એક મુસલમાન ભાઈનો મારા પર કાગળ આવ્યો છે. તેમાં તે જણાવે છે કે ગુરુ નાનકના જન્મદિનને પ્રસંગે શીખોએ મુસલમાનોને તેડું કર્યું હતું અને તેમને કહ્યું હતું કે તમે તો સૌ અમારા ભાઈઓ છો. તમારી સાથે અમારે કોઈ જાતની તકરાર નથી. આ સમાચાર જાણીને હું રાજી થયો. તમને સૌને યાદ હશે કે હોશંગાબાદમાં રેલવેના સ્ટેશન પર એક માઠો બનાવ બન્યો હતો. પરંતુ હોશંગાબાદમાં ગુરુ નાનકના જન્મદિનને પ્રસંગે શીખોએ જે કર્યું તેવું બધાં સ્થળો પર લોકો કરે તો આજે આપણુને જે કાળી ટીલી લાગી છે તે આપણે ધોઈ કાઢીશું.

## કોમી વેપારી મંડળો

વેપારી મંડળોવાળી વાત આગળ વધી રહી છે. મેં પહેલાં ઇશારો કર્યો જ હતો કે મારવાડી અને યુરોપિયન વેપારી મંડળો હોય તો મુસલમાન ચેમ્બર શા સારુ ન હોય? એક મારવાડી ભાઈ મને લખે છે કે અમારું મંડળ મારવાડી વેપારી મંડળ કહેવાય છે પણ અમારા મંડળમાં બધી કોમના લોકો દાખલ થઈ શકે છે. મેં

તેમને પુછાવ્યું છે કે તમારા ચેમ્બરમાં બિનમારવાડી કેટલા છે અને હિંદુ કેટલા છે તે જણાવજો. વળી, એ ભાઈનો કાગળ અંગ્રેજીમાં છે. મને એ સારું નથી લાગતું. એમના હેવાલો પણ અંગ્રેજીમાં તૈયાર થાય છે. તો શું હું અંગ્રેજી વધારે જાણું છું એમ કરીને એમણે મને અંગ્રેજીમાં લખ્યું હશે? મારો દાવો છે કે જેટલી હું મારી પોતાની બોલી જાણું છું તેટલું અંગ્રેજી કદી જાણી ન શકું. માના દૂધની સાથે શીખવા માંડેલી જબાનના કરતાં બાર વરસની ઉંમર પછી શીખવાની શરૂ કરી તે અંગ્રેજી મને મારી બોલીના જેટલી કેમ કરીને આવડે? એક હિંદી તરીકે બીજો હિંદી મારે વિષે માને કે હું મારી પોતાની ભાષા કરતાં અંગ્રેજી ભાષા વધારે અને વધારે સારી જાણું છું તો તેથી મને શરમ લાગે છે.

પેલા મારવાડી ભાઈને મારે બતાવવું છે કે આપણે આપણું મન મનાવી જાતને છેતરીએ તો જુદી વાત છે બાકી યુરોપિયન ચેમ્બરવાળા પણ કહી શકે કે અમારા મંડળમાં બધા લોકોને ભળવાની છૂટ છે. પણ એથી શું વળ્યું? અને જો બધા જ એ મંડળોમાં દાખલ થઈ શકે છે તો જુદા જુદા અલગ ચેમ્બરો રાખવાની જરૂર શી અને ક્યાંથી ઊભી થઈ? યુરોપિયનોને મારી સલાહ છે કે અહીં હિંદી બનીને રહો. એ લોકો હિંદી બનીને અહીં રહે અને હિંદના ભલાને માટે કામ કરે તો આપણે એમની પાસેથી ઘણું શીખવા જેવું છે. એ લોકો ભારે હોશિયાર વેપારીઓ છે. એમણે પોતાનો બધો વેપાર બંદૂકને જોરે નહીં પણ પોતાની બુદ્ધિથી ને આવડતથી વધાર્યો છે.

## બ્રહ્મદેશના વડા પ્રધાન

બ્રહ્મદેશની સરકારના વડા પ્રધાન મને મળવાને આવી ગયા. એ ભાઈ બહુ નમ્ર અને સજ્જન છે. મેં એમને કહ્યું કે તમે અમારે ત્યાં આવ્યા તે બહુ સારું થયું. અમારો દેશ મોટો છે અને અમારી સંસ્કૃતિ પુરાણી છે. પરંતુ આજે અમે જે લઈ બેઠા છીએ તેમાંથી તમારે શીખવા જેવું કશું નથી. અમારા દેશમાં ગુરુ નાનક નામના પુરુષ થઈ ગયા. એમણે શીખવ્યું કે બધા મિત્ર બનીને રહો. શીખો મુસલમાનોને

પોતાના મિત્ર બનાવે અને હિંદુઓને પણ મિત્ર બનાવે. અને હિંદુઓ ને શીખો વચ્ચે તફાવતેય શો છે? આજે જ શીખ આગેવાન માસ્તર તારાસિંહનું નિવેદન બહાર પડયું છે. તેમણે પોતાના નિવેદનમાં કહ્યું છે કે જેમ નખથી ચામડી જુદી નથી પડી શકતી તેમ હિંદુ ને શીખને એકબીજાથી અળગા નહીં કરી શકાય. અને ગુરુ નાનક કોણ હતા? હિંદુ જ હતા ને? ગુરુ ગ્રંથ સાહેબમાં વેદો અને પુરાણોનો ઉપદેશ ભર્યો છે. આમ તો કુરાનમાં પણ કયાં જુદી વાત છે? હિંદુ ધર્મના 'વેદના પેટમાં' સર્વ ધર્મોનો સાર ભરેલો છે. છતાં એટલું કબૂલ કરવું જોઈએ કે હિંદુ, શીખ, જૈન અને બૌદ્ધ એ ચારે ધર્મો અલબત્ત જુદા છે. નામથી બધા ધર્મો એકબીજાથી જુદા છે પણ બીજી રીતે જુઓ તો બધાનું બીજ એક જ છે. હિંદુ ધર્મ તો એક મહાસાગર છે. જેમ સાગરમાં બધી નદીઓ ભળી જાય છે તેવી જ રીતે સર્વ ધર્મોનો હિંદુ ધર્મમાં સમાવેશ થઈ જાય છે. પરંતુ આજની ઘડીએ હિંદ અને હિંદુઓ પોતાના વારસાને વીસરી ગયા હોય એમ લાગે છે. બ્રહ્મદેશના લોકો હિંદુસ્તાન પાસેથી ભાઈ ભાઈનાં ગળાં કાપવાનું ન શીખે એમ હું ઇચ્છું છું. આજે તો અમે અમારી સંસ્કૃતિને હલકી પાડવામાં મચ્યા છીએ. પરંતુ બ્રહ્મદેશના લોકોએ અમારા આ કાળી ટીલીવાળા વર્તમાનને યાદ ન રાખવો. તેમણે એટલી એક જ વાત યાદ રાખવી કે હિંદુસ્તાનની ચાલીસ કરોડની પ્રજાએ લોહી વહેવડાવ્યા વિના પોતાની સ્વતંત્રતા મેળવી છે. એવું બન્યું હોય કે અંગ્રેજો થાકયા હશે. પરંતુ તેમણે પણ કહ્યું છે કે 'હિંદુસ્તાનની લડત અનેરી હતી. એમણે અમારી સાથે વેર નથી રાખ્યું. બંદૂકનો જવાબ બંદૂકથી નથી વાળ્યો. એમણે અમારી ખાનાખરાબી પણ નથી કરી. તો શું એવા લોકો પર અમે લશ્કરી કાયદાને જોરે અમલ બજાવવાનું ચાલુ રાખીએ? એ કેમ થાય? એવું અમે હરગિજ ન કરીએ.' એટલે એ લોકો હિંદમાંથી પોતાની હકૂમત સંકેલીને ચાલ્યા નીકળ્યા. સંભવ છે કે અમે અમારી નબળાઈને કારણે એમની સામે હથિયાર નહીં ઉપાડયાં હોય. પણ અહિંસા કમજોરોનું, નબળા લોકોનું હથિયાર નથી; શૂરાનું છે. બહાદુર લોકોના હાથમાં જ એ હથિયાર સોળે કળાએ ખીલે છે.

તો તમે અને તમારા લોકો અમારા જંગલીપણાની નકલ ન કરશો. અમારામાં જે કંઈ સારું ખૂબીભરેલું છે તેનું જ અનુકરણ કરજો. અને તમારો ધર્મ પણ તમે અમારે ત્યાંથી જ લઈ ગયા છો. હિંદુસ્તાન સ્વતંત્ર થયું તેથી લંકા અને બ્રહ્મદેશ પણ સ્વતંત્ર થયાં. જે હિંદુસ્તાન તરવાર વાપર્યા વિના આઝાદ થયું તે હવે તરવાર વાપર્યા વિના જ પોતાની આઝાદી ટકાવે, તેનામાં એટલી શક્તિ હોય કે એ રીતે જ તે હમેશ આઝાદ રહે. હું જાણું છું કે હિંદુસ્તાન પાસે આજે સામાન્ય ખુશકી ફોજ છે, હવાઈ ફોજ છે અને તેની તરી અથવા નૌકા ફોજ તૈયાર થઈ રહી છે અને એ બધાં સૈન્યોમાં વધારો કરવામાં આવે છે. છતાં આ બધું હું કહી રહ્યો છું. પરંતુ મારી ચોક્કસ શ્રદ્ધા છે કે હિંદુસ્તાન પોતાની અહિંસક તાકાતમાં વધારો નહીં કરે તો તેણે પોતે કશું મેળવ્યું નથી, દુનિયાને માટે પણ કશી કમાણી કરી નથી. હિંદુસ્તાનનું લશ્કરીકરણ થશે તો તે જાતે બરબાદ થશે અને દુનિયાની પણ ખરાબી કરશે.

## ૮૫

૫–૧૨–'૪૭

### કાઠિયાવાડ વિષે મુસ્લિમોની અતિશયોક્તિ

પ્રાર્થનામાં આવતી વખતે જે લાંબા કાગળો મને આપવામાં આવે છે તેમનો તરત ને તરત વાંચીને જવાબ આપવાનું મારાથી બનતું નથી. જવાબ આપવા જેવો હોય છે તો બીજે દિવસે આપવાનું બની શકે છે. હમણાં જ એક ભાઈએ મને એક કાગળ આપ્યો છે. એ હું ઉપર ઉપરથી જોઈ ગયો. એ ભાઈ લખે છે કે "તમે લિયાકતસાહેબ સાથે વાત કરી, તેને વિષે ભાષણ પણ આપી દીધું, પરંતુ કાઠિયાવાડમાં તો કશું બન્યું જ નથી!"

કાઠિયાવાડમાં કશું બન્યું નથી એમ કહેવું ખોટું છે. પરંતુ એટલું ખરું કે પાકિસ્તાની છાપાંમાં જે છપાયું તે ખોટું હતું એટલું જ નહીં,

ભયાનક હતું. તેમાં આક્ષેપ એવો કરવામાં આવ્યો હતો કે સરદારે કાઠિયાવાડ જઈ ત્યાંના લોકોને ભડકાવી મૂક્યા; પરંતુ સરદાર ત્યાં જઈ આવ્યા પછી તો કશું બન્યું નથી. જે મુસલમાનોએ પહેલવહેલો મારા પર તાર કરેલો તેમણે આજે મને ફરી તાર કર્યો છે. એમાં તેઓ જણાવે છે કે પહેલાં અમે જે તાર મોકલેલો તેમાં અતિશયોક્તિ હતી અને પાકિસ્તાની છાપાંઓમાં જે છપાયેલું તે ખોટું હતું. અહીં કાઠિયાવાડમાં બધાયે મુસલમાનો દહેશતમાં છે એવું અમે જણાવેલું તે પણ સાચું નહોતું.

મુસલમાનોએ ધાર્યું હતું કે પાકિસ્તાન રાજ્યની સ્થાપના થશે પછી આપણે મરજીમાં આવે તેમ ને ફાવે તેમ કરીશું. પરન્તુ એવું બની શકે તોયે કેવળ પાકિસ્તાનમાં બની શકે. હિન્દુસ્તાનના મુસલમાનો તો એક રીતે જોઈએ તો પછડાયા છે. અને પડેલાને પાટુ શું મારવું? હિંદુસ્તાનના મુસલમાનો તો દરિયામાં ટીપાં જેવા છે. એવી જ સ્થિતિ પાકિસ્તાનમાં રહેતા થોડા હિંદુ ને શીખોની છે. તેમને ત્યાંથી ભગાડવામાં આવ્યા. તેમને તો ખસવું નહોતું પણ આખરે ખસી ગયા. આજે પણ એ શીખોનો મારા પર કાગળ છે કે અમારે તો ત્યાં જ પાછા જવું છે. લાયલપુરની નહેરોના કિનારા પરની હજારો એકર વાડીની જમીન છોડીને હું આવું તો મને પણ થાય કે ચાલ જીવ પાછો જઈ તેનો કબજો લઉં. એટલે હિંદુઓ ને શીખોને કાળ ચડયો કે અમે આવું બધું છોડી અહીં આવીને બેહાલ પડયા છીએ ને આ મુસલમાનો અહીં મઝામાં રહે છે! એટલે એ લોકોએ મુસલમાનોને મારપીટ કરવાનું ને નસાડવાનું શરૂ કર્યું. પરંતુ બૂરાઈની નકલ કરવામાં માણસાઈ નથી, હેવાનિયત છે. હું ફરીથી મુસલમાન ભાઈઓને વિનંતી કરું છું કે તમારી વિટંબણાઓને દોઢીબમણી કરીને દુનિયાને ન બતાવો. દુનિયાભરમાં દાંડી પીટી વળવાથી તમને શો ફાયદો થનાર છે? દુનિયા બિચારી શું કરશે? શું કરી શકશે? કાઠિયાવાડના મુસલમાનોને દુનિયા થોડી જ બચાવવાને આવશે? આવી શકશે? બહુ કરે તો દુનિયા જે સંસ્થાને ગુનો કર્યો હોય તેને આવીને નશિયત કરે ને તેની સ્વતંત્રતા છીનવી લે. પણ જે મરી ગયા તે પાછા થોડા આવશે!

એટલે આપણે હમેશ બૂરાઈ ઘટાડીએ ને ભલાઈ વધારીએ. એ રીતે જ કરવા જેવું કામ થઈ શકે.

## જુદાં જુદાં મંડળોની સભા

તારીખ છઠ્ઠીથી તેરમી સુધી હું કોઈને મુલાકાતો આપી નહીં શકું. આથી કોઈએ એવું ન માની લેવું કે હું માંદો પડ્યો છું અથવા શોખને ખાતર મારે વખત બગાડવો છે. એ અઠવાડિયામાં તાલીમી સંઘ, કસ્તૂરબા ટ્રસ્ટ, ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ એ બધાં મંડળોની સભાઓ થવાની છે. મારાથી સેવાગ્રામ જવાય એવું નથી તેથી એ સભાઓ અહીં રાખી છે. એમને માટે પણ વખત તો કાઢવો જોઈએ. અને અહીં જે કામ લઈ બેઠો છું તે પણ કેમ છોડાય? પણ અનેક લોકો મને મળવાને આવે છે. હું તો જાણે કે અજાયબ ઘરનું જાનવર બની ગયો છું! એટલે આટલા સાત દિવસને સારુ મારે મુલાકાતો બંધ કરવી પડી છે.

## કંટ્રોલ

આજકાલ વાત ચાલી રહી છે કે કાપડ અને અનાજ પરનો અંકુશ ઊઠી જવાનો છે. બધા કહે છે કે સારું થયું, જેટલા જલદી ઊઠી જાય તેટલા સારા. પરંતુ સરકાર અંકુશો ઉઠાવી લેશે પછી આપણી ફરજ શી? વેપારીઓની ફરજ શી? અંકુશો ઊઠી જશે પછી બધું એમના હાથમાં છે. તો શું એ લોકો પ્રજાને લૂંટવાનું શરૂ કરશે? અને અંકુશો ઊઠી જશે તો તેમાં મારો પણ થોડોઘણો હાથ છે. એ માટે મેં આટલો આટલો પ્રચાર કર્યો. પરંતુ મારે એ પણ કહેવું જોઈએ કે સરકારને ન પરવડે તે તે નથી ફરી શકતી. હું નથી ઇચ્છતો કે સરકાર એવું વિચારી પાછી પડે. હું તો અનુમાન કરું છું કે આજે દશ મણ અનાજ જોવાનું મળે છે તો અંકુશો ઊઠી જવાથી વીસ મણ આવી મળશે. લોકો જે દબાવીને બેઠા છે તે બધું બહાર આવશે. આજે ખેડૂતોને પૂરા ભાવ મળતા નથી એટલે તે અનાજ બહાર કાઢતા નથી. સરકાર તેમની પાસે બળજબરીથી અનાજ કઢાવી શકે છે અને કઢાવે છે પણ ખરી. વેપારી લોકો પાછલી સરકારના

અમલમાં મનમાન્યા ભાવ ખાતા હતા. પ્રજાને લૂંટતા હતા. પરંતુ હવે એક કોડી સરખી એ રીતે મેળવવામાં પાપ કરીએ છીએ એવી બુદ્ધિ તેમણે રાખવી જોઈએ. હું આશા રાખું છું કે ખેડૂતો અનાજ બહાર કાઢશે અને વેપારીઓ શુદ્ધ પ્રામાણિક કમાણી કરશે. એવું થશે તો સૌને અન્નવસ્ત્ર બરાબર મળી રહેશે. અને ધારો કે કંઈક ખેંચ પડશે તો લોકો આપખુશીથી પોતાને ભાગે ઓછું લેવાનું રાખશે. અંકુશો ઉઠાવી લેવાથી લોકો ભૂખે મરે એવું હું ઇચ્છતો નથી. પરંતુ લોકો પોતાની ફરજ ન સમજે, અદા ન કરે, ખુદ પોતે સમજીને પોતાની જાત પર કાબૂ કે અંકુશ ન મૂકે તો આપણી સરકારે કારભાર છોડી દઈ દૂર થઈ જવું એ જ બહેતર છે. વેપારી કેવળ પોતાનાં ખીસાં તર કરવામાં જ મંડ્યો રહે, બીજા લોકોને મરવા દે તો આપણી સરકાર રાજ્યના અમલ પર રહીનેયે શું કરે? શું તેણે નફાખોરીમાં મચી પડેલા સૌને ગોળીએ દેવા? એવી તાકાત આપણી પાસે નથી. આપણી ત્રીસ ચાળીસ વરસની કેળવણી એથી ઊલટી રીતે ચાલી છે. ગોળી ચલાવ્યે રાજ નથી થતાં. એ તો રાજ ખોવાનો રસ્તો થયો. આશા તો એવી રાખવામાં આવી છે કે અંકુશો ઊઠી જતાં લોકો ચોખ્ખું દિલ રાખી રાજની સેવા કરશે. રાજ જાતે જ બધું કરવાનું માથે લે તોયે કરી નહીં શકે. એ રાજ પંચાયતરાજ નહીં હોય, રામરાજ્ય નહીં હોય. લોકો પોતાની ખુશીથી પોતાની જાત પર એવો અંકુશ મૂકે કે સરકાર અને ખુદ સિવિલ સર્વિસવાળા પણ કહે કે અંકુશો ઉઠાવી લીધા તે જ સારું થયું. આજે તો સિવિલ સર્વિસવાળા કહે છે કે એ ગાંધી બાપડો શું સમજે? અંકુશ ઉઠાવો ઉઠાવો એવી બૂમો મારે છે પણ એને ક્યાં ખબર છે કે અંકુશો ઉઠાવી લેતાંની સાથે ભાવો એવો ઉછાળો મારશે કે લોકોને ભૂખે રહી નાગા ફરવું પડશે. પણ હું છેક એવો બેવકૂફ નથી. હું સિવિલ સર્વિસમાં નથી ગયો ને મેં રાજ પણ ડહોળ્યાં નથી. પરંતુ લાખો બલકે કરોડો લોકોને પિછાનું છું ને એ પરથી શું થવું જોઈએ ને શું હોવું જોઈએ તે હું કહું છું. કંટ્રોલો ઊઠી જવાથી કાળાં બજાર બંધ થશે તો બધાયનો ડર નીકળી જશે.

કાપડ પરનો કંટ્રોલ રદ કરવાનું તો એથીયે સહેલું છે. આપણા દેશને માટે બધો ખોરાક આપણે પેદા કરી શકીએ કે નહીં એ વિષે શક હોઈ શકે. પણ કોઈ એવું તો નથી જ કહેતું કે આપણે આપણને જરૂરી પૂરું કાપડ નહીં બનાવી શકીએ. આપણે ત્યાં આપણી જરૂર કરતાં વધારે કપાસ નીપજે છે અને મિલો તો આપણા સૌના, તમારાયે હરેકના ઘરમાં પડી છે. ઈશ્વરે આપણને બે હાથ આપ્યા છે તો રેંટિયા ચલાવો. લોકો કાંતે ને કપડાં પહેરે. કપાસને બહાર વેચવાની મનાઈ ફરમાવવાનું સરકારના હાથમાં છે. સરકાર ધારે તો મિલોનો કબજો પણ લઈ શકે છે. પણ મિલનું કાપડ જેટલા પ્રમાણમાં ઘટે છે તેટલું તો આપણે કાંતીને વણી લઈએ. વણકરો તો જોઈએ તેટલા છે પણ એમને મિલનું સૂતર વણવાનો ચસકો લાગ્યો છે. આજે કાપડની બાબતમાં આવી લાચારી ભોગવીએ છીએ તે વખતે તો આપણે હાથનું સૂતર વણીએ. પછી ભલે બધી મિલો બળી જાય તોયે અહીં કાપડનો દુકાળ નહીં પડે. કાપડ પર અંકુશ મૂકવો ને રાખી મૂકવો એ તો અજ્ઞાન અથવા બેવકૂફીની હદ થાય છે. હું તો અનાજ પરના કંટ્રોલને પણ બેવકૂફી જ માનું છું. અંકુશો ઉઠાવી લેવામાં આવશે તેની સાથે ખેડૂતો કહેવાના છે કે અમે તો પ્રજાને માટે અનાજ વાવીએ છીએ. જ્યાં આજે ખાલી અર્ધો શેર અનાજ ઊગે છે ત્યાં કાલે પૂરો શેર ન ઊગવાને કશું કારણ નથી. પરંતુ જમીનની પેદાશ વધારવાનાં ઇલાજો હજી આપણા ખેડૂતોને આપણે શીખવવાના છે. એ માટે જરૂરી સાધનો પણ હજી તેમને પહોંચાડવાનાં છે. અને સરકારનું આખુંયે તંત્ર એ કામમાં મંડી પડે તો કોઈનેયે ભૂખે ન રહેવું પડે, ઉઘાડા ન ફરવું પડે. આપણે ત્યાં આજે પૂરું અનાજ નથી, પૂરું દૂધ નથી, પૂરાં કપડાં નથી. એ દશાનું કારણ કેવળ આપણું અજ્ઞાન છે, બીજું કશું જ નથી.

## ૮૬

૧-૧૨-'૪૭

### સાચા પડોશી કેમ થવાય

આજે તમે સૌએ સુબ્બાલક્ષ્મીબહેનનું ભજન અને તેમની રામધૂન સાંભળી. એમના સૂરમાં અદ્ભુત મીઠાશ છે. પ્રાર્થનામાં અને રામધૂનમાં દરેકે રામમાં તલ્લીન થઈ જવું જોઈએ.

મેં એક વાર તમને લોકોને કહેલું કે હું પંદર મિનિટથી વધારે નહીં બોલું. પણ મને ખબર પડી કે કાલે જ મેં પંદરને બદલે ખાસી પચીસ મિનિટ લીધી હતી. આ મારે માટે શરમની વાત કહેવાય.

કાલનો એક કાગળ હજી મારી પાસે પડ્યો છે. તેમાં એક ભાઈ મને લખે કે છે તમે તો ભોળા માણસ છો. દુનિયા તમને દગો દઈ રહી છે. તેથી મારી તમને સલાહ છે કે જરા સાવધ થઈને ચાલો અને જુઓ કે પાકિસ્તાનમાં કેટલો જુલમ થયો છે. આપણે ત્યાં તો શીખોએ ને હિંદુઓએ સામો બદલો લીધો છે, બીજું કશું વધારે કર્યું નથી. અને બીજું એ કે આપણે કશું સામું નહીં કરીએ તેથી પાકિસ્તાનના લોકો ભલા બની જવાના નથી. અમારાં મકાનો ગયાં, અમારી મિલકતો જતી રહી, એ બધું થોડું જ પાછું આવનાર છે?

પણ હું એ વાત માનતો નથી. નાનાં શું કે મોટાં શું, જેનાં જેનાં મકાન જાય છે તે સૌને દુઃખ થાય છે. કરોડપતિને જેવો પોતાનો મહેલ પ્યારો હોય છે તેવી ગરીબને તેની ઝૂંપડી વહાલી હોય છે. જ્યાં સુધી એકેએક શીખ અને એકેએક હિંદુ સલામતીથી ને આબરૂભેર પોતાને ઘેર પાછો નહીં પહોંચે ત્યાં સુધી મને ચેન પડનાર નથી ને હું જંપીને બેસવાનો નથી. જે મરી ગયા તે તો ગયા. જે ઘર બળી ગયાં તે પણ ગયાં. કોઈ હકૂમત એવાં ઘરોને જેવાં ને તેવાં અસલ બનાવી પાછાં નહીં આપી શકે. પરંતુ જે કંઈ બચ્યું છે તે પાછું સોંપાય તોપણ ઓછું નથી. લાહોરમાં, લાયલપુરમાં અને પાકિસ્તાનમાં બીજાં સ્થળો

પર હિંદુઓ તેમ જ શીખોની જમીન અને તેમનાં મકાનોનો કબજો લઈને મુસલમાનો બેસી ગયા છે. પણ એ બધાને ખાલી કરાવ્યા વિના છૂટકો નથી. તેથી યુનિયનમાં આપણે પ્રામાણિક બનીએ તો પાકિસ્તાનનો તે રસ્તે ચાલ્યા વિના છૂટકો નહીં થાય. ત્યાંવાળા પોતાનું નાક કપાવી નકટા બને તેથી શું આપણે પણ નકટા બનીશું? માણસ ભૂલોની મૂર્તિ છે તો ધર્મની પણ મૂર્તિ છે. તેથી તે પોતાની ભૂલો સુધારી લે તો માત્ર ધર્મની મૂર્તિ બની રહે છે.

કાઠિયાવાડમાં મુસલમાનોને જે નુકસાન થયું છે તેની ફરિયાદ ત્યાંની સરકારને અથવા મધ્યવર્તી વડી સરકારને પહોંચાડવામાં આવે એ તો બરાબર છે. પણ એમાં અમેરિકાને કહેવાને દોડી જવાની જરૂર ક્યાંથી ઊભી થઈ? હિંદુઓ ને શીખોને એવું તો કોઈએ કદી કહ્યું નહોતું કે પાકિસ્તાનનું રાજ્ય સ્થપાતાંની સાથે તમારું જે કંઈ હશે તે બધું પડાવી લેવામાં આવશે ને બાળી મૂકવામાં આવશે. એટલે હવે પાકિસ્તાનની અને હિંદની વધુમતીની વસ્તી પોતપોતાનાં ખોટાં કામોનો પસ્તાવો કરે અને લઘુમતીવાળાઓની માફી માગે. એમ કરવાથી બન્ને એકબીજાના દુશ્મન મટીને સારા પડોશી બનશે. આજે તો આપણું મોં કાળું થઈ રહ્યું છે. આપણે આપણી આઝાદી પ્રામાણિકપણે આબરૂભેર લીધી છે. તેથી આપણે તેને તે જ રીતે પ્રામાણિકતાથી અને આબરૂભેર ટકાવવી જોઈએ. ગુંડાગીરીથી આપણે એને ખોઈ બેસવાના છીએ. આપણે અહીં હિંદી રાજ્યસંઘની હકૂમતમાં એવું કામ કરી બતાવીએ કે આખી દુનિયાને કહેવું પડે કે આ લાયક લોકો છે. પછી પાકિસ્તાનનો પણ લાયક બન્યા વિના છૂટકો નહીં થાય. લોકો મને સંભળાવે છે કે અખિલ હિંદ મહાસભા સમિતિમાં દુઃખી લોકોને પોતપોતાને મુકામે પાછા લઈ જઈને વસાવવાનો ઠરાવ તો મોટે ઉપાડે મંજૂર કરાવ્યો પણ એ તો ખાલી ઢોંગ હતો. હિંદુ ને શીખ ઇજ્જતભેર ને આબરૂભેર પોતપોતાને ઘેર પાછા ફરી શકે એ વાત કોઈ માનતું નથી. ત્યાંથી એ બધા ગરીબ બનીને અહીં આવ્યા, પણ ગરીબ રહીને લાચારીથી એમણે ત્યાં પાછા ફરવાનું નથી. ત્યાંના લોકોએ એમને એવું કહીને બોલાવવાના છે કે "મહેરબાની કરીને તમે લોકો

પાછા આવી જાઓ. હવે અમે તમારી સાથે લાયકીથી રહેવા માગીએ છીએ." એમ થાય તો આજે બધું ઠેકાણે આવી જાય. એ. આઈ. સી. સી.નો એ ઠરાવ કેવળ ઢોંગ છે એ વાત હું માનતો નથી. હિંદુઓને ને શીખોને પોતપોતાનાં ઘરબાર અને જમીન પર પાછા મોકલવાના જ છે. લાયલપુરમાં શીખ ભાઈઓ પોતાની ખેતી ફરી સંભાળી લેવાના જ છે. મારું એ સ્વપ્નું છે. ઈશ્વર મને આ દુનિયામાંથી ઉઠાવી લે તો વાત જુદી, બાકી મારે એ મનોરથ પાર પાડવો છે. પણ અહીં દિલ્હીમાં મારો મનોરથ પૂરો થતો નથી તો બીજી જગ્યાની વાત હું કયે મોંએ કરું ? અહીં સફળ ન થઈ શકું તો બીજી જગા પર સફળ થવાની આશા કેમ રાખું ? અહીં આપણે સજ્જન થઈએ, ત્યાં પાકિસ્તાનવાળા થાય. સૌ પોતપોતાની ભૂલો સ્વીકારે ને સુધારે. એ રીતે જ આપણે સૌએ પડોશીધર્મનું પાલન કર્યું કહેવાય. આપણે બન્ને એકબીજાની પાસે પાસે પડ્યા છીએ. આપણી સરહદો પણ ભળી ગયેલી છે. પછી બન્ને વચ્ચે દુશ્મનાવટ કેવી ?

## ૮૭

૭–૧૨–'૪૭

### અપહૃત સ્ત્રીઓ

આજે મારે એક નાજુક વિષયની વાત છેડવી છે. ગઈ કાલે થોડી બહેનો હિંદી રાજ્યસંઘમાંથી એક કૉન્ફરન્સના કામમાં ભાગ લેવાને લાહોર ગઈ હતી. એ કૉન્ફરન્સમાં થોડી મુસલમાન બહેનો પણ આવી હતી. મુસલમાનો જે હિંદુ તેમ જ શીખ સ્ત્રીઓને પાકિસ્તાનમાં અને શીખો ને હિંદુઓ જે મુસલમાન સ્ત્રીઓને હિંદમાં ઉઠાવી ગયા છે તેમને તેમનાં ઘર ભેગી કરવાને શું કરવું એ મુદ્દાની કૉન્ફરન્સમાં ચર્ચા થઈ. આ મોટા સવાલનો ઉકેલ કેમ આવે ? કહેવામાં આવે છે કે પાકિસ્તાનમાં પચીસ હજાર શીખ તેમ જ હિંદુ ઓરતોને અને પૂર્વ પંજાબમાં

બાર હજાર મુસલમાન સ્ત્રીઓને ઉઠાવી લઈ જવામાં આવી છે. કેટલાક લોકોનું કહેવું છે કે એ સંખ્યા આટલી બધી નથી. સંખ્યા ભલે એથી ઓછી હોય પણ મારી નજરે તો એક પણ સ્ત્રીનું અપહરણ થાય એ બહુ બૂરી વાત છે. એવું બને જ કેમ? કોઈ પણ સ્ત્રી હિંદુ છે, અથવા શીખ છે અથવા મુસલમાન છે તેટલા જ કારણસર તેને ઉઠાવી લઈ જવી, તેને બગાડવી એ અધર્મની હદ આવી ગઈ કહેવાય. એ સ્ત્રીઓને પોતપોતાને અસલ મુકામે પાછી મોકલવાના અટપટા સવાલનો ઉકેલ કેમ કરવો તે વિચારવાને જ લાહોરમાં આ કૉન્ફરન્સ ભરવામાં આવી હતી. રાજા ગઝનફરઅલી અને બીજા લોકો પણ એમાં હાજર હતા. પહેલાં એવી સ્ત્રીઓને લોકોના ઘરમાંથી બહાર કઢાવવી એવો ઠરાવ કૉન્ફરન્સમાં થયો એમ શ્રીમતી રામેશ્વરી નેહરુ અને શ્રી મૃદુલાબહેને મને ખબર આપી. એવો પણ વિચાર રાખવામાં આવ્યો છે કે એ કામને માટે થોડી બહેનો લશ્કર અને પોલીસની સાથે પાકિસ્તાન તેમ જ પૂર્વ પંજાબમાં જાય અને ગોંધી રાખવામાં આવેલી ઓરતોને છોડાવવામાં મદદનું કામ કરે. મને લાગે છે કે એ રીતે આ કામ નહીં થાય. વળી એવું પણ જણાવવામાં આવે છે કે ઉઠાવી જવામાં આવેલી કેટલીક સ્ત્રીઓ પોતપોતાને ઘેર પાછી ફરવા માગતી નથી. એ પોતાનો ધર્મ બદલી મુસલમાનો સાથે પરણી ગઈ છે. પણ હું એ વાત પર ભરોસો નથી રાખતો. એવા ધર્માંતરને સાચું ન ગણવું જોઈએ ને એવા લગ્નને કાયદેસર ન લેખવું જોઈએ. સ્ત્રીઓની સાથે જે વર્તન રાખવામાં આવ્યું છે તે વેશ્યાઓની સાથે રાખવામાં આવે તેવું છે. રાજા ગઝનફરઅલીએ પરિષદમાં કહ્યું કે બન્ને સંસ્થાનોમાં કાળાં કામ થયાં છે. કોણે એવાં કામ વધારે કર્યાં ને કોણે ઓછાં કર્યાં અથવા પહેલાં કોણે કર્યાં ને પછી કોણે કર્યાં એ સવાલોમાં ઊતરવાની જરૂર નથી. જરૂર આજે એક જ વાતની છે કે જે સ્ત્રીઓને જબરજસ્તીથી ઉઠાવી લઈ જવામાં આવી છે તે બધીયને પારકા માણસોનાં ઘરોમાં પૂરી રાખવામાં આવી હોય તેમાંથી બહાર કઢાવવી જોઈએ અને તેમને પોતપોતાને અસલ મુકામે પાછી પહોંચતી કરવી જોઈએ.

મારા ખ્યાલ મુજબ આ કામ લશ્કર અને પોલીસની મદદથી બને તેવું નથી. એ કામ બન્ને સરકારોનું છે. મારા કહેવાની મતલબ એવી ન સમજશો કે સરકારોએ એ કામ કરાવ્યાં છે. પાકિસ્તાનમાં મુસલમાનોએ અને હિંદમાં હિંદુઓ અને શીખોએ એ કામો કર્યાં. એ જ લોકો આવી બહેનોને પાછી મોકલી આપે. એમનાં ઘરનાં માણસોએ એમને ઉદારતાથી પાછી સંઘરવી જોઈએ. એ બહેનોએ જાતે તો કોઈ બૂરું કામ કર્યું નથી. લાચાર થઈને એ બધી બૂરા લોકોને હાથે ચડી. એમને વિષે કહેવું કે એ બધી સમાજમાં રહેવાને પાત્ર નથી એ તદ્દન ખોટી વાત છે. એ ભારેમાં ભારે નિર્દયતા છે.

પચીસ અથવા બાર હજાર સ્ત્રીઓને એક તરફથી કઢાવવી અને બીજી તરફથી તેમને સૌ સૌને મુકામે મોકલી આપવી એ કામ પોલીસ કે લશ્કરથી બને એવું નથી, તેમના ગજા બહારનું છે. એને માટે જાહેર પ્રજામત કેળવવાની જરૂર છે. આટલી સંખ્યાની ઓરતોને ઉઠાવી જનારા આદમીઓની સંખ્યા પણ ઓછામાં ઓછી એટલી તો હશે જ ને? શું એ બધાયે ગુંડા હતા? હું માનું છું કે મગજનું સમતોલપણું ગુમાવી તેના પરનો કાબૂ ખોઈ પાગલ બની ગયેલા શરીફ માણસોએ ગુંડાનાં કામો કર્યાં છે. આજે તો બન્ને હકૂમતો પાંગળી છે. એમણે પોતપોતાની પ્રજા પર એવો અધિકાર હજી નથી જમાવ્યો કે સ્ત્રીઓને તાબડતોબ પાછી મેળવી શકે. એવી સ્થિતિ ન હોત તો પૂર્વ પંજાબમાં તો આવું બધું બન્યું જ ન હોત. આપણી ત્રણ મહિનાની સ્વતંત્રતા એવી મજબૂત ક્યાંથી હોય? ઝેર પાકિસ્તાને ફેલાવ્યું એટલું કહીને હું મારી બહેનોને બચાવી નથી શકતો. એટલે મારી સલાહ છે કે સરકારે જાતે બન્ને ઠેકાણે આ કામ માથે લેવું. બન્નેએ પોતપોતાની બધી શક્તિ એ કામમાં રોકવી અને જરૂર પડે તો મરવાનેયે તૈયાર રહેવું. એ રીતે જ એ કામ બને એવું છે, બીજી રીતે નહીં બને. બન્ને સંસ્થાનોની સરકારો બીજા લોકોની અથવા બીજી સંસ્થાઓની મદદ આ કામમાં જરૂર લે. પણ એ કામ એવું મોટું છે કે બીજા લોકોના ગજા બહારનું હોઈ સરકાર સિવાય કોઈથી પાર પડે તેવું નથી.

# ૮૮

૮-૧૨-'૪૭

## એક મુસ્લિમ સંસ્થાની ચેતવણી

એક મુસ્લિમ સોસાયટી મને સાવધ કરવાને લખે છે કે હિંદુ અગર મુસલમાનોની વાતો માની લઈને તમારે દલીલોમાં ન ઊતરવું. તમારે માટે વધારે સારો રસ્તો એ છે કે પહેલાં પૂરી ચોકસી કરી લઈ પછી જે કરવું હોય તે કરવું. વળી, અમારી તમને સલાહ છે કે તમે ખુદ કાઠિયાવાડ જાઓ અને ત્યાંનું બધું જોઈ આવો. આજ પહેલાં મેં સ્પષ્ટ કર્યું છે કે મારાથી કાઠિયાવાડ જવાનું હમણાં બને તેવું નથી એ તમે સૌ જાણો છો. દિલ્હીમાં અને તેની આસપાસ મારે મારો ધર્મ બજાવવાનો છે. મને આવી સલાહ આપનારા આ ભાઈઓ ભૂલી જાય છે કે મીઠાશથી કામ લઈ જેટલા પ્રમાણમાં જરૂરી હતું તેટલા પ્રમાણમાં ફરિયાદ કરવાવાળાઓ પાસે તેમની ફરિયાદ પાછી ખેંચી લેવડાવવામાં હું ફાવ્યો છું. આ પરથી એ બોધ લેવાનો છે કે કેવળ સાચને ખાતર કેટલું સાચું છે તે શોધી કાઢવાની કોશિશ થાય છે ત્યાં આખરે સારું પરિણામ આવ્યા વિના રહેતું નથી. મેં આ પદ્ધતિ કેટલીયે વાર અજમાવી છે. પરંતુ ખાસ યાદ રાખવાની વાત એવી છે કે આવી રીતે કામ કરવામાં અખૂટ ધીરજની અને ચીવટથી કામમાં મંડ્યા રહેવાની જરૂર હોય છે.

## સિંધથી આવેલો દુઃખભર્યો પત્ર

સિંધથી મારા પર દુઃખથી ભરેલા કાગળો આવ્યા જ કરે છે. તેમાંનો છેલ્લો કરાંચીથી આવ્યો છે તેમાં લખ્યું છે કે "અહીં ખૂન તો નથી થતાં પણ હિંદુઓ ઇજ્જતઆબરૂભેર રહી શકતા નથી. યુનિયન (હિંદી રાજ્યસંઘ)માંથી અહીં આવીને રહેલા મુસલમાન પોતાની મરજી ફાવે ત્યારે હિંદુઓનાં ઘરોમાં ઘૂસી જાય છે અને પછી ઠંડે પેટે રહેનારાઓને કહે છે કે અમે અહીં રહેવાને આવ્યા છીએ. આવા લોકોના

હાથમાં અલબત્ત સત્તા તો કોઈ જાતની નથી પણ મને ના પાડવાનીએ અમારી હિંમત ચાલતી નથી. આવા કિસ્સા અહીં કેટલાયે જોવાના મળે છે. થોડા મહિના પહેલાંનું કરાંચી આજે તો કોઈ જૂના જમાનાના સ્વપ્ના જેવું યાદ રહી ગયું છે." આટલો તો એક લાંબા કાગળમાંથી મેં તમને સાર સંભળાવ્યો. આ કાગળ ભરોસાલાયક છે એવી મારી ખાતરી છે. એ પરથી સાફ દેખાય છે કે ત્યાં અંધેર ચાલે છે. આ તો માણસને રિબાવી રિબાવીને મારવાની વાત થઈ. પરંતુ વધારામાં આ રીતે તેનો આત્મા પણ હણાય છે. પાકિસ્તાનવાળા સત્તાધીશોને મારો આગ્રહ છે કે આ અંધાધૂંધીને રોકો, એ એક એવી બદી અથવા બીમારી છે જેમાંથી જેટલું વહેલું છુટાય તેટલું સારું.

## ફરી કંટ્રોલો વિષે

ખાંડ પરનો અંકુશ ઉઠાવી લેવામાં આવ્યો છે. આ અંકુશો ઉઠાવી લેવાનો આશય એવો નથી અને એવો કોઈ ન માની લે કે ભાવો એકદમ નીચા ઊતરી જાય. આજે તો એ પગલાં લેવાનો મુખ્ય આશય આપણા જીવનને ફરી સ્વાભાવિક ધોરણ પર લાવવાનો છે. ઉપરથી ઠોકી બેસાડવામાં આવનારો કોઈ પણ પ્રકારનો અંકુશ હમેશ બૂરો હોય છે. આપણા દેશમાં તો એ વધારે બૂરો હોઈ તેનાં ઘણાં માઠાં પરિણામો આવવાનો સંભવ રહે છે કેમ કે આપણી વસ્તી કરોડોની હોઈ તે ૧૯૦૦ માઈલ લંબાઈવાળા અને ૧૫૦૦ માઈલની પહોળાઈના વિશાળ મુલક પર વેરાયેલી પડી છે. આ વિશાળતાની વાતનો વિચાર કરતાં દેશના મુલકના ભાગલાને આગળ કરવાની જરાયે જરૂર નથી. આપણે લશ્કરી પ્રજા અથવા રાષ્ટ્ર નથી. આપણે આપણા ખોરાકની ચીજો જાતે પેદા કરી લઈએ છીએ અથવા જોઈએ તો કહો કે કરી લેવાની ગુંજાશવાળા છીએ. વળી, આપણી કાપડની જરૂરિયાતને માટે પૂરતો કપાસ તો આપણે આજેયે પેદા કરીએ છીએ. અંકુશો પૂરેપૂરા ઊઠી જશે પછી લોકોને આઝાદીનો અનુભવ થશે. પછી ભૂલો કરવાનો પ્રજાને અધિકાર મળશે. પણ ભૂલ કરવાની સ્વતંત્રતા અને તેને સુધારી લેવાની સંધિ એ જ પ્રગતિનો રસ્તો નથી? આગળ વધવું, ભૂલો કરવી અને ભૂલો સુધારતા જવું એ જ પ્રગતિનો પુરાણો ધોરી રસ્તો છે

બલ્કે એનું જ નામ પ્રગતિ છે. બાળકને રૂમાં લપેટીને રાખી મૂકશો તો કાં તો તે મરી જશે અથવા જરાયે વધશે નહીં. તમારે તેને ખડતલ બનાવવું હોય તો તેને દરેક પ્રકારની હવાનો સામનો કરી સહન કરતાં શીખવવું જોઈએ. એ જ રીતે હકૂમત પોતાના નામને લાયક હોય તો તેણે લોકોને તંગીનો મુકાબલો કેવી રીતે કરવો તે શીખવવું જોઈએ. તેણે પ્રજાને ખરાબ મોસમનો તેમ જ જીવનની બીજી મુસીબતોનો પોતાની ભેગા મળીને કરેલી કોશિશ વડે સામનો કરતાં શીખવવું જોઈએ. પ્રજાને તેની પોતાની મહેનતમજૂરી વિના જેમ તેમ જિવાડીએ એ કંઈ તેને મદદ યા તેની સેવા કરેલી ન કહેવાય.

## કંટ્રોલ ઉઠાવી લેવાનો મર્મ

એ રીતે વિચારીએ તો અંકુશો ઉઠાવી લેવાનો અર્થ એવો કરવો જોઈએ કે સરકારમાં બેઠેલાં થોડાં માણસોને બદલે કરોડો દુરંદેશીની શક્તિ કેળવે. સરકારે તો પ્રજા તરફની પોતાની ફરજ પૂરેપૂરી અદા કરવાને ખાતર હજી કેટલીયે નવી નવી જવાબદારી ઉપાડવાની છે. તેણે રેલવે ગાડીઓ વગેરેની વ્યવસ્થા સુધારવાની છે. પેદાશ વધારવાના ઇલાજો પ્રજાને હજી તેણે શીખવવાના છે. એટલા માટે ખેતીવાડી તેમ જ ખોરાકના ખાતાએ મોટા મોટા જમીનદારોને બદલે નાના નાના ખેડૂતો તરફ વધારે ધ્યાન આપવાનું છે. સરકારે એક તરફથી જોકે આખીયે પ્રજાનો વિશ્વાસ રાખવો જોઈએ ને મેળવવો જોઈએ છતાં બીજી તરફથી તેના વહેવાર પર નજર રાખવાની છે અને કાયમને માટે નાના નાના ખેડૂતોના કલ્યાણ પર ધ્યાન દેવાનું છે. આજ સુધી એમના તરફ કોઈએ ધ્યાન આપ્યું નથી. પરંતુ કરોડોની વસ્તીમાં વધુમતી, ઘણી વધુમતી એ જ લોકોની છે. પોતાની પેદાશનો ઉપયોગ ખેડૂત પોતે જ કરે છે. પોતાની પેદાશનો થોડો ભાગ તે વેચે છે તેના જે પૈસા મળે છે તેમાંથી પોતાના વપરાશની બીજી જરૂરી ચીજો ખરીદે છે. અંકુશો લાદવાથી પરિણામ એવું આવ્યું કે ખેડૂતને ખુલ્લા બજારમાં ઓછા ભાવ ઊપજે છે. તેથી અંકુશો ઉઠાવી લેવાથી જેટલા પ્રમાણમાં ખેડૂતને પોતાની પેદાશના વધારે ભાવ મળશે તેટલા પ્રમાણમાં

અનાજ વગેરેની કિંમત ઊંચી જશે. ખરીદદારોએ એ વિષે ફરિયાદ કરવાની ન હોય. સરકારે એટલું ધ્યાન રાખવાનું છે કે માલના ભાવ વધવાથી જે નફો રહે તે આખો ને આખો ખેડૂતના ઘરમાં જાય. જનતાની આગળ રોજ રોજ અગર અઠવાડિયે અઠવાડિયે આ વાત સ્પષ્ટ થતી રહેવી જોઈએ. મોટા મોટા મિલોવાળાઓએ અને વચગાળાના દલાલોએ સરકાર સાથે સહકાર કરી તેના કાબૂમાં રહી કામ કરવું રહેશે. મને ખ્યાલ છે કે એ કામ આજે ચાલે છે. એ થોડા લોકો અને તેમના મંડળોમાં પૂરેપૂરો મેળ તેમ જ સહકાર હોવો જોઈએ. આજ સુધી એમણે ગરીબોને ચૂસ્યા છે અને તેમનામાં અંદર અંદર પણ હરીફાઈ ચાલતી આવી છે. આ બધું દૂર કરવું જોઈશે. ખાસ કરીને કાપડ તેમ જ અનાજની બાબતમાં તો એ બધી બાબતો જવી જ જોઈએ. એ બે ચીજોમાંથી નફો કરવાની બૂરી દાનત કોઈએ ન રાખવી જોઈએ. અંકુશો ઉઠાવી લેવાથી નફો કરવામાં લોકો ફાવશે તો અંકુશો રદ કરવાનો આશય માર્યો જશે. આપણે આશા રાખીએ કે મૂડીદારો આ તકે સરકારને અને જનતાને પૂરો સહકાર આપશે.

## ૮૯

૯–૧૨–'૪૭

આજે હું કસ્તૂરબા સંઘના ટ્રસ્ટીઓની સભામાં ગયો હતો. ત્યાં અર્ધો કલાક કસ્તૂરબા સંઘની બહેનો સાથે વાતો થઈ. પણ એ વિષય પર વખત રહેશે તો પાછળથી કહીશ.

### હવાફેર

છાપાંઓમાં ખબર છે કે સરદાર પટેલ અને હું હવા ખાવા પિલાણી જઈએ છીએ. સરદારની પાસે આજે હવા ખાવા જવાનો વખત ક્યાં છે? રાતના ઊંઘવાનું મળે છે તે જ તેમની હવાફેર. મારા પણ એ જ હાલ છે; જોકે એમના જેટલા ખરાબ નથી કારણ કે એમના હાથમાં હકૂમતની જવાબદારી છે, અને તેમાંયે આજે દિલ્હીની હવા કેવી સુંદર છે! પછી બીજે હવા ખાવા ક્યાં જવાનું રહે છે?

તમે જાણો છો કે મારે અહીં કરવાનું કે મરવાનું છે. છાપાવાળા આવા તુક્કા શું કામ ઉડાવતા હશે?

એક બીજી અફવા એવી ચાલે છે કે અમે પિલાણી જવાના છીએ એટલે ત્યાં લોટ, ચોખા, દાળ, ખાંડ વગેરે મોકલવાનો બંદોબસ્ત શરૂ થયો છે. આથી બજારોમાં સનસનાટી ફેલાઈ છે. શું બે માણસ માટે આટલા ખોરાકની જરૂર હોય? આવી જાતની ગપ ફેલાવવાથી શો ફાયદો? શું એવું બતાવવાનો આશય છે કે અમે ખાવા માટે જ જીવીએ છીએ? શું અમારી સાથે અમે ભારે રસાલો લઈને ફરીએ છીએ? સરદાર પટેલ અને આપણા બીજા પ્રધાનો આલેશાન મકાનોમાં હમણાં રહે છે છતાં સરખામણીમાં ગરીબ માણસો છે. પણ એમ તો મારા જેવો તદ્દન ગરીબ માણસ પણ આ આવડા મોટા મકાનમાં ક્યાં નથી રહેતો? પણ બીજું મકાન ક્યાં શોધવા જાઉં? સારું તો એ થાય કે અમે બધા માટીના ઝૂંપડામાં રહેવા જઈએ. પણ એવાં ઝૂંપડાં ઊભાં કરવાંયે આજે સહેલાં નથી. આવી ગપો ફેલાવતા પહેલાં છાપાવાળા મને કે સરદારને પૂછી લેત તો કશું બગડી જવાનું નહોતું.

### ખૂનથીયે બદતર

એક સિંધી ભાઈ લખે છે કે "જે સિંધી દાક્તર ભાઈએ થોડા દહાડા પહેલાં હરિજનોની તકલીફો વિષે તમને લખેલું અને જેની વાત તમે પ્રાર્થનાસભામાં કરી હતી તેને પકડી લીધા છે. બીજા ઘણા હરિજનસેવકોને પણ પકડી લીધા છે." ત્યાં ખુનામરકી ભલે ન ચાલતી હોય પણ આ તો ખૂન કરતાયે બદતર ગણાય. આવી રીતે લોકોને પકડી હેરાન કરીને મારવા એ બહુ ખરાબ કહેવાય. પાકિસ્તાન સરકારને હું ચેતવવા માગું છું કે આવું બન્યા કરશે તો તમારે ત્યાં કાર્યકર્તાઓ ક્યાં સુધી રહી શકશે? વળી, એવું પણ સાંભળું છું કે હરિજનોને મદદ કરી શકે એવા લોકો પાકિસ્તાનમાં રહે એમ ત્યાંની સરકાર ઇચ્છતી નથી.

### કસ્તૂરબા ટ્રસ્ટની બહેનો સાથે

હવે આજે બહેનોની સાથે મારે જે વાતો થઈ તેનો સાર કહી જાઉં. કસ્તૂરબા ટ્રસ્ટ ફંડનો હેતુ હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની

બહેનો અને બાળકોની સેવા કરવાનો છે. હજારો બહેનોને ભગાડી લઈ જવામાં આવી છે; એક તરફથી હિંદુ ને શીખ અને બીજી તરફથી મુસલમાન, કઈ જાતની બહેનો વધારે સંખ્યામાં કોણ ઉપાડી ગયું છે એ વાત ચલાવ્યા કરવામાં હવે સાર નથી. ઓછામાં ઓછી બાર બાર હજાર સ્ત્રીઓ બંને તરફથી ઉપાડી લઈ જવામાં આવી છે. કસ્તૂરબા સંઘ આમાં શું કરી શકે? સંઘે નામને માટે નહીં, કામને માટે કામ કરવાનું છે. ઘણુંખરું સંઘની સેવિકાઓ શહેરોમાંથી આવી છે. ઈશ્વરકૃપાથી કોઈ કોઈ ગામડામાંથી પણ મળી છે છતાં તેને પણ શહેરનો સ્પર્શ થયો છે. એવું વાતાવરણ બની ગયું છે કે ગામડાંઓમાંથી કાચો માલ લાવવો અને શહેરોમાં તેમાંથી કરોડો રૂપિયાની ઊપજ કરવી. એથી બિચારા ગામડિયાઓના ખિસ્સામાં બહુ જ ઓછા પૈસા જાય છે. બાકી બધા શહેરના ધનાઢ્ય લોકોના ખિસ્સામાં જાય છે. જાણે કે શહેર તો ગામડાને ચૂસવા માટે જ છે. એ કેમ ટળે? જે બહેનો ગામડાંઓની સેવા કરવા ઇચ્છે છે તેમણે ગામડામાં શહેરની હવા કે સભ્યતા લઈને ન જવું જોઈએ. મોટર, રંગરાગ, રૂપાળાં કપડાં, દાંત સાફ કરવાનાં દેશી અથવા પરદેશી ટૂથબ્રશ અથવા મંજન, સુંદર બૂટ વગેરે લઈને ગામડામાં બહેનો જાય તો તેમનાથી ગામડાની સેવા કદી નહીં થાય. એમ કરવા માંડીએ તો ગામડાંને આપણે બચાવી નહીં શકીએ. શહેરોએ ગામડાંના કાબૂમાં રહેવાનું છે. ગામડાંને સમૃદ્ધ બનાવવા માટે અને ગામડાંમાં પૈસા મોકલવા માટે શહેરોનો ઉપયોગ છે. સેવિકાઓએ ગામડાંઓનું શોષણ રોકવા ગામડાંની રીતે કામ કરવું પડશે. અને એ જ રીતે ગામડાંની સુધારણા થઈ શકશે. ગામડાંના જીવનમાં ઘણી સુંદરતા અને કળા ભરી છે, કેટલીયે જાતના ઉદ્યોગો છે. પશ્ચિમે ઘણી કળા આપણાં ગામડાંમાંથી લીધી છે. આપણે શહેરોની સારી નીતિવર્ધક વસ્તુઓ ગામડાંઓમાં લઈ જઈ બાકીની છોડી દેવી જોઈએ. ગામડાના બની ગામડામાં જઈ ત્યાંના જીવનમાં ઓતપ્રોત થઈએ તો જ ગામડાની બહેનો અને બાળકોને ઉપર લાવવામાં આપણે મદદ કરી શકીશું.

## ૯૦

૧૦-૧૨-'૪૭

## રેંટિયાનો અર્થ

ગઈ કાલે સાંજે મેં તમને કહેલું કે હું ચરખા સંઘની સભામાં ગયો હતો. ત્યાં બહેનો સાથે પણ મારે વાતો થયેલી. આજે પણ હું 'હરિજન નિવાસ'માં તાલીમી સંઘની સભામાં જઈ આવ્યો પરંતુ એની વાત અત્યારે બાજુએ રહેવા દઈ ચરખા સંઘની વાતો મારે આજે તમારી આગળ કરવી છે. ચરખા સંઘ ઠેઠ કપાસથી શરૂ કરી લુનાઈ, પીંજણ, કાંતણ, વણાટ વગેરે બધી ક્રિયાઓની કેળવણી આપે છે. આ બધાં કામો સૌ કોઈ કરી શકે એવાં છે. બધા આ કામો કરતા થઈ જાય તો કરોડો લોકોને કામ મળી જાય અને ગામડાંઓમાં કાપડ મફત મળી રહે. મફત મળી રહે એટલે કે પોતાની મહેનત-મજૂરીથી મળે. અને લોકો પોતાનો કપાસ પોતે જ ઉગાડે તો તેમને લગભગ કશો જ ખર્ચ ન આવે અથવા નામનો આવે. પણ એના મોટા ફાયદા તો બીજા બે છે; એક બાજુથી કાપડનો ખરચ બચી જાય છે અને બીજી તરફથી ધંધો મળી રહે છે ને ઉદ્યમ થાય છે. વળી આ ઉદ્યમ પણ નરી વેઠ જેવી મજૂરી નહીં, કળામય હોય છે. મેં પહેલાં કહ્યું છે કે આપણે ગાંડપણ ન વહોર્યું હોત તો કાપડની તંગી આપણા દેશમાં કદી હોત જ નહીં. પછી એક પણ મિલનું કારખાનું ન રહે તોયે આપણે આપણી જરૂરિયાત પૂરતું બધું કાપડ તૈયાર કરી શકીએ. ચરખા સંઘે રેંટિયા મારફતે કરોડો રૂપિયા ગામડાંઓમાં વહેંચ્યા છે. પરંતુ રેંટિયાનું જે મૂળ કામ તે હજી થયું નથી, તેનો અસલ હેતુ પાર પડ્યો નથી. રેંટિયાને મેં અહિંસાનું પ્રતીક કહીને ઓળખાવ્યો છે. બધાં ગામડાં રેંટિયામય બની ગયાં હોત, રેંટિયા વડે એ બધાં આબાદ બન્યાં હોત તો દેશમાં આજે જે બધું બની રહ્યું છે તે કદી બનનાર નહોતું.

મને જણાવવામાં આવ્યું છે કે રેંટિયાની મદદથી પોતાનું કાપડ પેદા કરી ગામડાં કાપડનો દુકાળ ટાળી શકે છે. એ રીતે દેશ કરોડો રૂપિયાની બચત કરી શકે છે. માત્ર કપાસની કિંમત આપવી પડે તોયે ખાદી જાપાની મિલના કાપડ કરતાં મોંઘી પડે છે. પણ આ હિસાબ સાચો નથી. મિલોને સામ્રાજ્યની મદદ મળે છે. એમને હરેક પ્રકારની સગવડ કરી આપવામાં આવે છે. હરેક સ્થળે ધનપતિનું ચાલે છે ને તેની જ વાત સંભળાય છે; હળપતિનું કશું ચાલતું નથી ને તેની વાત કાને ધરવામાં આવતી નથી. મને પૈસાવાળાઓની અદેખાઈ નથી. અરે, તેમનામાંના એકના ઘરમાં તો હું અહીં પડ્યો છું! પણ એમનો રાહ ને મારો રાહ જુદો છે. મને મિલોનાં કારખાનાંમાં જરાયે રસ નથી. મેં ધારેલું કે કદાચ એ પૈસાવાળાઓની મારફતે રેંટિયાનું કામ પાર પડી શકશે. પણ એ તો ન થયું. મિલોમાં ગરીબોનું કામ નથી થતું એમ આપણે નમ્રતાથી કબૂલ કરવું જોઈએ. બધા જ લોકો વાત તો કરે છે કે અમારે ગરીબોની સેવા કરવી છે, ગામડાંને ઉપર લેવાં છે. પરંતુ મારી નજરે એનો એકમાત્ર રસ્તો આજે રેંટિયાનો રસ્તો છે. સમાજવાદી ભાઈબહેનો ગરીબોને આગળ લેવાની વાતો કરે છે. મારી નજરે સાચો સમાજવાદ હળ પકડનારાને ઉપર લેવામાં છે, તેમની ઉન્નતિ કરવામાં છે. સમાજવાદી ક્રાંતિ તો થવાની હશે ત્યારે થશે, પણ સમાજવાદી ભાઈબહેનો આજે એટલું તો જરૂર કરી શકે ને કરે કે ગામડાંઓમાં જાય ને લોકોને સમજાવે કે તમારી જરૂરિયાતની ચીજો જાતે પેદા કરો, કપડાં જાતે બનાવી લો ને પહેરો.

## રેંટિયો અને કોમી એખલાસ

હિંદુસ્તાનમાં પાછો આવ્યો ત્યારનો હું આની આ જ વાત કર્યા કરું છું. પરંતુ હિંદના એકેએક ગામડામાં રેંટિયાનો મીઠો ગુંજારવ પેદા કરવામાં હું ન ફાવ્યો. એટલું બની શક્યું હોત તો કોમી ઝઘડો ઊભો થવા જ ન પામત. આજે તો ચારે તરફથી બસ એક જ બૂમ સંભળાય છે કે મુસલમાનોને યુનિયનમાંથી કાઢો. ઘણાખરા મુસલમાનો દિલ્હી છોડીને ચાલી નીકળ્યા છે. જે થોડા રહ્યા છે તેમને ભગાડી મૂકવાની વાતો ચાલે છે. તો શું દિલ્હીને હિંદુમય કરી દેવું છે? બધા

મુસલમાનો અહીંથી ચાલી જશે પછી હિંદુઓ શું મસીદોમાં જઈને રહેવાના છે? હું માનું છું કે આપણે એટલા બધા પાગલ નહીં બનીએ. પણ ધારો કે બન્યા તો હિંદુઓનો નાશ થઈ જશે એમ ખચીત જાણજો.

## જીવો ને જીવવા દો

અજમેરમાં મુસલમાનોની એક મોટી દરગા છે. ત્યાં જઈ હિંદુ ને મુસલમાન બન્ને ભેટ ધરતા. હિંદુ ને મુસલમાન વચ્ચે કોઈ તકરાર નહોતી. કોઈ વાર ટંટો થતો તો તરત જ બેસી જતો. આજે સાંભળું છું કે ત્યાં રીતસરનો ઝઘડો મંડાયો છે. કેટલાયે મુસલમાનોને ડરાવીને નસાડી મૂકવામાં આવ્યા છે. જે રહી ગયા તેમાંથી કેટલાયે માર્યા ગયા છે. અજમેરની આજુબાજુનાં ગામડાંમાં પણ આ ઝઘડાનું ઝેર ફેલાયું છે. આ સાચું હોય તો બહુ બૂરી વાત થઈ. ઈશ્વર આપણને એટલી સન્મતિ આપો કે હિંદુ ધર્મનો નાશ કરવાનું પાતક આપણે હાથે ન થાય. આ દુનિયામાં આપણે જીવતા રહેવું હોય તો આપણે સૌને જીવતા રહેવા દેવા જોઈશે. મુસલમાનમાત્રને ભગાડી મૂકવા, મારી નાખવા અથવા ગુલામ બનાવીને રાખવાનો અર્થ હિંદુ ધર્મની ખાનાખરાબી વિના બીજો કશો નથી. એવી જ રીતે પાકિસ્તાનમાંથી બધા હિંદુ ને શીખોને ભગાડી દેવા, મારી નાખવા અગર ગુલામ બનાવીને રાખવાનો અર્થ ઇસ્લામનો નાશ કરવો એ જ છે, બીજો નથી. કહ્યું છે કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ઈશ્વર આપણ સૌની બુદ્ધિને વિપરીત, અવળી બનતી બચાવો.

## ૯૧

૧૧-૧૨-'૪૭

### કુરાનની આયત

આજે પ્રાર્થના શરૂ થઈ તે પહેલાં એક ભાઈએ નમ્રતાપૂર્વક ગાંધીજીને વિનંતિ કરી કે કુરાન શરીફની પુરાણી અથવા કહો કે નવી આયતનો અર્થ કરી બતાવો તો સારું. પ્રાર્થના પૂરી થયા બાદ એ વિનંતિના જવાબમાં ગાંધીજી બોલ્યા કે કુરાનની આયતનો નવો અર્થ તો થઈ શકે એવો નથી. કુરાન શરીફનો અવતાર મહમદ સાહેબના જમાનામાં થયો. એમાંના જે ભાગનો અહીં પ્રાર્થનામાં પાઠ થાય છે તેને બહુ દુર્લભ માનવામાં આવે છે. એક રીતે જુઓ તો એ એક મંત્ર છે. આપણે એનો અર્થ સમજીએ કે ન સમજીએ પણ એનો શુદ્ધ હ્રદયના ભાવથી ને શુદ્ધ ઉચ્ચાર વડે પાઠ થાય છે ત્યારે કાનને એ બહુ મીઠો લાગે છે. એનો ભાવાર્થ એવો છે કે શેતાનથી બચવાને આપણે અલ્લાનું શરણ લઈએ છીએ. અલ્લા રહીમ એટલે રહેમ કરવાવાળો છે. તે અકબર એટલે મોટો છે. શેતાનથી તે આપણને બચાવવાને સમર્થ છે ને બચાવનારો છે. તે કોઈનો બેટો નથી એટલે કે તેને પેદા કરનારો કોઈ નથી ને તેનો પણ બેટો નથી. આખરે આયતનો દ્રષ્ટા બંદગી ગુજારે છે કે અલ્લા આપણને તેના હુકમને રસ્તે ચાલનારાઓના રાહ પર કાયમ રાખે અને ભૂલા પડેલા ગુમરાહ (જેનો રાહ ગુમ થયો છે તે) લોકોના રસ્તા પર ન લઈ જાય. આ પછી તમે મને પૂછી શકો કે તો પછી આવી બંદગી ગુજારનારા મુસલમાનો કેમ આજે આટલા બગડ્યા છે? એ લોકો અત્યાચાર કેમ કરે છે? આ સવાલના જવાબમાં હું એટલું જ કહીશ કે બાઇબલમાં જે બધો ઉપદેશ છે તે મુજબ ખ્રિસ્તીઓ ચાલે છે? પશ્ચિમના લોકો તો મોટા વિદ્વાન અને જાણકાર છે તોયે તેઓ બાઇબલના ઉપદેશ પ્રમાણે ચાલતા નથી. અને હિંદુઓ ઉપનિષદો મુજબ આચાર રાખે છે? ईशावास्यमिदं सर्वं એ શ્લોકનો આપણે

વિચાર કરીએ. તેમાં કહ્યું છે કે જે કંઈ છે તે બધું ઈશ્વરને અર્પણ કરી ભોગવીએ. કોઈનાયે ધનની ઇચ્છા સરખી ન કરીએ. આખી દુનિયા આ ઉપદેશ અનુસાર ચાલે, બધા નહીં ને એકલા હિંદુ ને શીખ ચાલે તો દુનિયાની સૂરત પલટાઈ જાય. પણ એવું ક્યાં બને છે? છૂટી છૂટી વ્યક્તિઓ જ એ વાતનો અમલ કરે છે. એવી વ્યક્તિઓમાં મુસલમાનો પણ છે. બધા મુસલમાનો બૂરા નથી ને બધા હિંદુ દેવ નથી. અમારી પ્રાર્થનામાં પહેલું બુદ્ધદેવનું સ્તવન છે, ત્યાર પછી કુરાનની આયત અને તે પછી ઝંદ અવસ્તાની ગાથાનો પાઠ થાય છે. તે પછી આપણે શ્લોક શ્રવણ કરીએ છીએ ને પછી ભજન સાંભળીએ છીએ. અને તે છતાં આપણું હૃદય સાફ કેમ નથી થતું?

## મુસ્લિમ શાન્તિ મિશનની બાંયધરી

આજે મારી પાસે કેટલાક મુસલમાન ભાઈઓ આવી ગયા. એ લોકો યુક્ત પ્રાંતના હતા અને પશ્ચિમ પંજાબમાં પ્રચારને માટે ફરીને અહીં આવ્યા હતા. તેમણે મને જે વાતો કરી તે બધી લખીને આપવાને મેં તેમને કહ્યું. તેમણે મને લખીને આપેલો મજકૂર નીચે પ્રમાણે છે:

"યુક્ત પ્રાંતનું શાંતિદળ બે વખત પશ્ચિમ પંજાબમાં ફરી આવ્યું. પહેલી વખત તેમણે એક મહિના સુધી અને બીજી વખત એક અઠવાડિયા સુધી પ્રવાસ ખેડ્યો. હવે ત્યાંની પરિસ્થિતિ પહેલાંના કરતાં સુધરી છે. પહેલાંને મુકાબલે પ્રજા અને સરકાર બન્ને આજે ત્યાં શાન્તિને માટે કોશિશ કરે છે. બલકે, પશ્ચિમ પંજાબની સરકાર ચાહે છે કે જે ગેરમુસ્લિમો આજે ત્યાં રહ્યા છે તે ત્યાં જ રહે અને જેઓ ચાલી નીકળ્યા છે તે પાછા ફરે. સરકારે એવાં ફરમાન કાઢ્યાં છે કે જે બિનમુસ્લિમો પશ્ચિમ પંજાબમાં પાછા ફરશે તેમને તેમની માલમિલકત અને જાયદાદનો કબજો પાછો સોંપવામાં આવશે અને જે બિનમુસ્લિમ ભાઈઓ ત્યાં આવીને ઠરીઠામ થઈને રહેશે તેમનું પૂરેપૂરું રક્ષણ કરવામાં આવશે અને તેમને વહેવારને માટે હરેક પ્રકારની સવડ કરી આપવામાં આવશે. કોઈ બિનમુસ્લિમ પૂરેપૂરી સમજાવટ છતાં પાછા ફરવાને ખુશી ન હોય તો તેને તેની મિલકતની બીજા

કોઈની સાથે અદલાબદલી કરવાનો અથવા વેચી નાખવાનો પૂરેપૂરો હક છે. બળવો અને ટંટોફિસાદ કરનારા લોકોને સરકારે સખત સજા કરવાનું શરૂ કર્યું છે અને પાછા ફરનારાઓનું પૂરું રક્ષણ થાય એ રીતે કામ લેવામાં આવે છે. શાન્તિદળે ત્યાંની જનતા તેમ જ સરકારને બિનમુસલમાનોની આબરૂ તેમ જ ઇજ્જત તથા જાનમાલના બચાવની જવાબદારી અદા કરવાને તૈયાર કરી છે. હવે સરકાર તેમ જ પ્રજા બન્ને એ માટે તૈયાર થયાં છે. અમે યુક્ત પ્રાન્તના શાન્તિ મિશનના સભાસદો ગેરમુસ્લિમ ભાઈઓને જણાવવા માગીએ છીએ કે તમારામાંથી જે ભાઈઓ પશ્ચિમ પંજાબમાં જઈ ત્યાં વસવા ચહાતા હોય તેમની સાથે જઈ અમે તેમને ત્યાં ઠરીઠામ કરવાને તત્પર છીએ. અમે અમારા જાનની સલામતી કરતાંયે તેમની સલામતીની જવાબદારી વધારે સમજીને ત્યાં તેમને પૂરો વિશ્વાસ પેદા થાય પછી જ પાછા ફરીશું.”

આ બધી વાત સાચી હોય તો હું એને બહુ સારા સમાચાર માનુ છું. મેં શાંતિદળના એ ભાઈઓને કહ્યું કે હું આ વાત સૌની આગળ મૂકીશ. પણ પાછળથી તમારી વાત સાચી ન નીકળી તો ભારે ભૂંડી થશે. મેં વધારામાં તેમને પૂછ્યું કે મૉડેલ ટાઉનમાં હિંદુઓનાં કેવાં કેવાં મોટાં મોટાં મકાનો છે, લાહોર અને બીજી જગાઓ પર હિંદુઓની કેટલીયે નિશાળો, કૉલેજો અને શીખોના ગુરુદ્વારા વગેરે આવેલાં છે, તો શું તે બધાં હિંદુઓને તેમ જ શીખોને પાછાં આપી દેવામાં આવશે? તેમણે મને જણાવ્યું કે બધા લોકો આ વાતમાં રાજી નથી પણ સરકાર સંમત થઈ છે કે તે હિંદુઓની કતલ નહીં થવા દે.

આ બધી વાતો સાચી હોય તો મારે કહેવું જોઈએ કે મેં આશા રાખી હતી તેનાથી વધારે કામ થયું છે. મને આશા નહોતી કે આટલું જલદીથી આવું બધું બની શકશે. છતાં મારે એ બાબતમાં ચોકસી કરવી પડશે. એ વાત ભરોસો રાખવા જેવી જણાશે તો જ હિંદુઓના પાછા જવાનો સવાલ વિચારવાનો થશે.

## ૯૨

૧૧-૧૨-'૪૭

### શરણાર્થીઓની તકલીફો

એક ભાઈ લખે છે કે "કાલે તમે પ્રાર્થનાસભામાં જણાવ્યું કે હવે હિંદુ તેમ જ શીખ ભાઈઓ પાછા જવાનું શરૂ કરી શકે છે. હું તો કાલે જવાતું હોય તો આજે નીકળવા ધારું છું. અહીં શરણાર્થીઓની કશી તજવીજ થતી નથી, કેવળ હેરાનગતિ થાય છે." આ ભાઈ લખે છે તે સાચું છે કે શરણાર્થીઓને અહીં અનેક તકલીફો છે. પરંતુ આ સવાલ એવો મોટો છે કે પૂરી કોશિશ કરવા છતાં સરકાર સૌ કોઈને સંતોષ આપી નથી શકતી. છતાં આજ ને આજ પાકિસ્તાનમાં પાછા ફરવાની સલાહ હું કોઈને આપી શકતો નથી. મેં તો કાલે એવું કહેલું કે પહેલાં હું પૂરી તપાસ કરીશ અને મુસલમાન ભાઈઓએ મને જે કહ્યું તે સાચું જણાશે તો જે ભાઈબહેનોને પાછા જવું હશે તેમને મોકલવાનો તાકીદે બંદોબસ્ત કરવામાં આવશે.

### બીજી બાજુ

કાઠિયાવાડના મુસલમાનોએ પોતાની ફરિયાદોમાંથી ઘણીખરી પાછી ખેંચી લીધી તે કેટલાક લોકોને ખૂંચે છે. એક બ્રહ્મદેશથી અને એક મુંબઈથી એમ બે ગુસ્સાથી ભરેલા કાગળો મારા પર આવ્યા છે. એમાં લખનારાઓએ પોતાનાં નામ આપ્યાં નથી પણ લખનાર ભાઈઓ મુસલમાન છે. એ ભાઈઓ લખે છે કે કાઠિયાવાડની બાબતમાં બધી ફરિયાદો સાચી હતી. પણ નનામા કાગળોને મારે કેટલું વજન આપવું? કાઠિયાવાડની બાબતમાં આ લખનાર ભાઈઓને લાગતું હોય કે ત્યાં મુસલમાનો પર અનેક જાતના જુલમ ગુજર્યા છે તો નામ સરનામાં વગેરે એ લોકો મને આપે. પછી કાઠિયાવાડના લોકોને તપાસ કરવાને હું જણાવી શકીશ.

અજમેરથી કેટલાક હિંદુ ભાઈઓનો કાગળ મારા પર આવ્યો છે. તેમાં જણાવ્યું છે કે અજમેરની બાબતમાં જેવા સમાચાર છપાયા છે તેવું ત્યાં કંઈ બન્યું નથી. જે ઝઘડો થયો તે પણ હિંદુઓએ શરૂ કર્યો નહોતો. મુસલમાનોએ જ શરૂ કર્યો હતો.

બીજા એક ભાઈ લખે છે કે પ્રાર્થનાસભામાં તમે જણાવેલું કે સરદાર પટેલ કહે છે કે સોમનાથના મંદિરના જીર્ણોદ્ધાર માટે સરકારી તિજોરીમાંથી નાણાં ખરચવામાં નહીં આવે. પરંતુ એવું શા માટે? સરકારી તિજોરીમાંથી આમાં ખર્ચ કરવાને શી હરકત છે? આમાં જોકે મને લાગે છે કે એક કોમને માટે સરકારી ખજાનામાંથી નાણાં ખરચાય તો બીજી કોમને માટે પણ ખરચવાં જોઈએ. પરંતુ સરકારી તિજોરી એટલો બધો બોજો નહીં ખેંચી શકે. આ બધું મેં તમને એટલા માટે જણાવ્યું કે ઊલટો અભિપ્રાય ધરાવનારા લોકો પણ છે એ વાતની તમને સૌને જાણ થાય.

## કલકત્તાનું હુલ્લડ

કલકત્તામાં થયેલા હુલ્લડની ખબરો તમે સૌએ છાપાંઓમાં જોઈ હશે. આજે એવી હવા ફેલાઈ છે કે હુલ્લડ મચાવવાથી જે કંઈ જોઈએ તે બધું હાંસલ કરી શકાય છે એવું લોકો માનતા થયા છે. અંગ્રેજ સરકાર સામે આપણે ત્રીસ વરસ લડત કરી. પરંતુ એ લડાઈનો રસ્તો હુલ્લડબાજીનો નહોતો, ઠંડી તાકાતનો હતો. આપણી સમજ પ્રમાણે કોઈ કે ભૂલ કરી હોય તોયે તેની સામે તે માટે જબરજસ્તી કરવાનો શો અર્થ? છાપાંઓમાં જણાવવામાં આવ્યું છે કે હુલ્લડ કરવાવાળા-ઓમાં વિદ્યાર્થીઓ પણ હતા. એમનો તો આવો રસ્તો ન જ હોય. કોઈનેયે ધારાસભામાં જતા રોકવા એ બરાબર નથી. ધારાસભાના સભ્યો જે કાયદાકાનૂનની દરખાસ્ત કરે તે આપણને પસંદ ન હોય તો તેનો વિરોધ કાયદેસર કરવો જોઈએ. હુલ્લડને રસ્તે આપણે રાજવહીવટ નહીં ચલાવી શકીએ. અંગ્રેજોના જમાનામાં આપણા લોકો હુલ્લડ કરતા તો તેમની સામે હું ઉપવાસ કરતો. આજે તો રાજ આપણું પોતાનું છે. એના રસ્તામાં અટકાયત કરવી એ બરાબર નથી. પછી સરકાર ટિયર ગૅસ છોડે છે તો આપણે ફરિયાદ કરીએ છીએ. લાઠી ચલાવવામાં

આવે છે તેની સામે ફરિયાદ થાય છે. આઝાદીનો અર્થ એવો છે કે આપણે તોફાન કરીએ તે છતાં તેની સજા ન થાય? કાયદેસર જે થઈ શકતું હોય ને કરવા જેવું હોય તે જરૂર કરીએ. જોઈએ તો છાપાંઓમાં લખો, લોકમત કેળવો. એ ઇલાજ નકામો છે એવું કોઈ સાબિત નહીં કરી શકે. હુલ્લડ કરવાવાળાઓએ હજી એ રસ્તાની અજમાયશ જ ક્યાં કરી છે? આપણી આઝાદી હજી ત્રણ માસનું બાળક છે. હું નમ્રતાપૂર્વક પણ ભાર દઈને જણાવવા માગું છું કે ભણેલાગણેલા લોકો આવું કરવા માંડશે તો હિંદુસ્તાનનો રાજકારભાર અટકી પડશે. પછી પ્રજાને ખોરાક પહોંચાડવાનું, કપડાં પહોંચાડવાનું, બીજી સગવડો આપવાનું વગેરે કોઈ કામ નહીં થઈ શકે. શું આપણે હિંદીઓ ભાંગફોડ કરી જેનો તેનો નાશ કરવાનું જ શીખ્યા છીએ? નવું રચવાનું શીખ્યા જ નથી? ઈશ્વરની રહેમ છે કે હુલ્લડમાં બધા સામેલ નથી થયા. અને બધા થાત તેથી જે તકરારી બાબત છે તે સાચી થોડી જ બની જશે? લોકોએ હવે સમજી જવું જોઈએ કે રાજ આપણું છે, સરકાર પણ આપણી છે. એના તરફથી કશી મદદ ન થતી હોય તોયે લોકોએ હુલ્લડ કરવાનું ન હોય.

## રેંટિયાનો સંદેશો

હમણાં મારે રોજ 'હરિજન નિવાસ'માં જવાનું થાય છે એટલે મને એવી ઉમેદ રહેતી હતી કે ત્યાં જે વાતો થાય છે તે વિષે રોજ તમને થોડું થોડું કહેતો રહીશ. પણ મારી ઉમેદ પૂરી નથી કરી શકયો. આજે ફરીથી મારે તમને સૌને રેંટિયા વિષે વાતો કરવી છે. ત્યાં એવી ચર્ચા ચાલી કે રેંટિયાનું મહત્ત્વ શું છે? એની વાત પર હું કેમ આટલો ભાર દઉં છું?

પહેલવહેલી મેં રેંટિયાની વાત શરૂ કરી ત્યારે મને ખબર નહોતી કે પંજાબમાં રેંટિયાનો વપરાશ પૂરતા પ્રમાણમાં જારી હતો. પણ હું પંજાબમાં ગયો ત્યારે ત્યાંની બહેનોએ મારી આગળ સૂતરના ઢગલા કરી દીધા હતા. પછી ખબર મળી કે ગુજરાતકાઠિયાવાડમાં પણ એકાદ બે જગા પર રેંટિયા ચાલે છે. ગાયકવાડી રાજમાં વિજાપુર કરીને એક ગામ છે. ગંગાબહેન ફરતાં ફરતાં ત્યાં પહોંચી ગયાં. તેમને ખબર હતી કે મને રેંટિયાનું ગાંડપણ વળગ્યું છે. વિજાપુરમાં થોડી પડદો રાખનારી રાજપૂત બહેનો રેંટિયો ચલાવતી હતી. ગંગાબહેને એમને પૂણી પહોંચાડી તેમની પાસેથી સૂતર ખરીદવાનું શરૂ કર્યું. તે વખતે કાંતવાની મજૂરી બહુ ઓછી ચૂકવવામાં આવતી હતી. ત્યાર પછી તો એ બાબતમાં આપણે ઘણી પ્રગતિ કરી. તે વખતે તો આપણને એટલો જ ખ્યાલ હતો કે ખાદીને રસ્તે આપણે બહેનોને પેટ પૂરતી મજૂરી આપી શકીએ. અને એ બહેનોને બિચારીને પેટ ભરવાને જોઈએ કેટલું? બે પૈસાને બદલે ત્રણ પૈસા મળવા લાગ્યા એટલે એ તો રાજી થઈ જતી.

પછી હું સમજી ગયો કે આ ડોશીમાના રેંટિયામાં મોટી શક્તિ ભરી પડી છે. એક તરફ લશ્કરની હિંસા કરવાની શક્તિ હતી તો તેવી જ બીજી તરફ બહેનોના પવિત્ર હાથે ફરતા રેંટિયામાંથી પેદા થતી

અહિંસાની જબરજસ્ત શક્તિ હતી. એટલા જ માટે રેંટિયાને મેં અહિંસાનું પ્રતીક કહીને ઓળખાવ્યો છે. સૌ લોકોને મારી માફક આ સમજ પડી હોત તો તેમણે પોતાના રેંટિયા બાળી મૂક્યા ન હોત.

એક જમાનામાં આખી દુનિયામાં રેંટિયા ચાલતા. કપાસનું જેટલું કાપડ બનતું તે બધુંયે હાથનું બનતું. હિંદુસ્તાનમાં ઢાકાની મલમલ અને શબનમ બધી જગાએ મશહૂર થઈ હતી. સૌ કોઈની નજર એના પર ચોંટી જતી. કપાસમાંથી આવું રૂપાળું કાપડ બને છે એ જોઈને સૌ તાજુબ થઈ જતા. પરંતુ આ રસિક ઇતિહાસને આપણે છોડી દઈએ. એક વાત આપણે યાદ રાખીએ કે એ જમાનામાં રેંટિયો ગુલામીનું પ્રતીક હતો. બહેનોને જબરજસ્તીથી કહેવામાં આવતું કે આટલું સૂતર તો તમારે આપવું જ પડશે અને તે બિચારીની એટલું કહેવાની હિંમત નહોતી કે આટલી ઓછી મજૂરીથી અમે સૂતર કાંતવાનાં નથી. ખેંચીને પેટ ભરાય એટલી મજૂરી પણ તેમને મળતી નહોતી. એ બહેનોને ખરેખર લૂંટવામાં આવતી હતી. એ કરુણ ઇતિહાસને પણ હું છોડી દઉં. એટલું આપણે યાદ રાખીએ કે મૂળ જે ગુલામીનો પ્રતીક હતો તે જ રેંટિયો આઝાદીનું પ્રતીક બન્યો. અને તે હિંસાના જોરથી નહીં, અહિંસાની તાકાતથી બન્યો. અલી ભાઈઓ સૂતરનાં કોકડાંને અહિંસક બોમ્બ કહેતા. પોતાને હાથે સૂતર કાંતવું, કપડું વણી લેવું, નાણાં બચાવવાં અને રેંટિયાના એકંદર કામમાંથી શક્તિ પ્રગટાવવી એ રેંટિયાનું રહસ્ય છે.

૧૯૧૭ની સાલમાં રેંટિયાની પ્રવૃત્તિની શરૂઆત થઈ તે જ સાલમાં મેં પંજાબનો પ્રવાસ કર્યો. સ્વતંત્રતા તો આપણે મેળવી પણ દેશમાં આજે જે આંધી અગર તોફાન ઊઠ્યું છે તેનું શું? આપણે રેંટિયો ફેરવ્યો ખરો પણ તેને અપનાવ્યો નહીં, પોતાનો કર્યો નહીં. બહેનોએ મારા પર મહેરબાનીની ખાતર રેંટિયા ચલાવ્યા. પણ મારે એવી મહેરબાની નથી જોઈતી. રેંટિયામાં કેવી શક્તિ ભરી છે એનું તેમને ભાન થયું હોત તો આજે આપણી જે દશા થઈ તે કદી ન થાત. હજી અહિંસાની શક્તિ આપણે વધારવી હોય તો રેંટિયાને અપનાવ્યા વિના અને તેનો પૂરો મર્મ સમજી લીધા વિના છૂટકો નથી. એ

પછી જ તિરંગા ઝંડાનું ગીત આપણે ગાઈશું તે શોભશે. આજે તો આપણા તિરંગા ધ્વજ પર રેંટિયાનું ખાલી પૈડું રહી ગયું છે. તેમાં બીજો જ અર્થ ભરી દેવામાં આવ્યો છે. એ અર્થ પણ સારો છે, ખોટો નથી. પરંતુ પહેલવહેલો ત્રિરંગી ઝંડો રચાયો ત્યારે તેનો અર્થ એ હતો કે હિંદની સર્વ કોમો મળી સમજીને સંપથી કામ કરે અને રેંટિયાને રસ્તે અહિંસક શક્તિ કેળવે ને તેનું સંગઠન કરે. આજે પણ એ રેંટિયામાં અપાર શક્તિ ભરી છે. અંગ્રેજો તો અહીંથી ગયા પણ આપણો લશ્કરી ખર્ચ ઘટવાને બદલે વધ્યો છે. આ કંઈ ઓછી શરમની વાત છે? આટલાં વરસો સુધી અહિંસાને રસ્તે કામ લીધું ને હવે આપણી નજર લશ્કર પર બેઠી છે! આપણે રેંટિયાને ભૂલ્યા એટલે અંદર અંદર લડવા લાગ્યા. પરંતુ હજી સૌ ભાઈબહેનો ફરીને રેંટિયાની સાચી શક્તિ પિછાની તેનો અંગીકાર કરે તો ઘણું કામ થઈ જાય. પંજાબમાં જવાનું થયેલું ત્યારે ત્યાંના શીખ તેમ જ મુસલમાન ભાઈઓએ મને કહેલું કે 'રેંટિયા ચલાવવાનું તો ઓરતોનું કામ છે. મરદોના હાથમાં તો તરવાર હોય ને શોભે.' ત્યાર પછી થોડા પુરુષોએ રેંટિયો ફેરવ્યો પણ તેને પૂરો અપનાવ્યો નહીં. આજ સૌ ભાઈબહેનો રેંટિયાને બાળી મૂકે, ખાદીને ફગાવી દે તો મને તેની પરવા નથી. પરંતુ મારી માગણી એવી છે કે એને રાખવો હોય તો પૂરી સમજથી રાખો. અહિંસા બહાદુરીની પરાકાષ્ઠા છે, શૂરાતનની છેવટની હદ છે. આપણે એ બહાદુરી બતાવવી હોય તો સમજીને બુદ્ધિપૂર્વક રેંટિયાને અંગીકારવો જોઈશે. ચાલીસ કરોડની વસ્તીમાંથી નાનાં બાળકોને છોડી દો. છતાં ૫ થી ૭ વરસની ઉપરની ઉંમરનાં બાળકો અને પુખ્ત ઉંમરનાં સૌ તંદુરસ્ત સ્ત્રીપુરુષો કાંતે તો હિંદુસ્તાનમાં કપડાંની અછત કદી ન રહે અને વધારામાં કરોડો રૂપિયાની બચત થાય તે જુદી. પણ એ બધું ભૂલી જઈ સૌથી મોટી એક જ વાત યાદ રાખો કે કરોડો માણસો એક સાથે મળીને એક જાતનું કામ કરે છે ત્યારે તેમાંથી જે શક્તિ પેદા થાય છે તેની સામે કોઈ શસ્ત્રબળ ટકી શકતું નથી. આ વાત મારાથી સાબિત ન થઈ શકે તો ખામી મારી છે, અહિંસાની નથી. મારી તપશ્ચર્યા અધૂરી છે. અહિંસાની શક્તિમાં

કોઈ પ્રકારની ઊણપ નથી આવતી. એ શક્તિનું પ્રત્યક્ષ પારખું રેંટિયાને રસ્તે મળી શકે તેવું છે કેમ કે રેંટિયો સૌ કોઈના હાથમાં આપી શકાય એવું ઓજાર છે. અને એનાથી નુકસાન તો કોઈનેયે નથી થતું. કરોડો માણસો મિલો નહીં ચલાવી શકે, બીજો કોઈ ધંધો નહીં કરી શકે. આમ રેંટિયામાં નીતિશાસ્ત્ર સમાયેલું છે, અર્થશાસ્ત્ર સમાયેલું છે અને અહિંસા પણ ભરી પડી છે.

## ૯૪

૧૪-૧૨-’૪૭

### એક દોસ્તીનું કામ

આજે મને એક કાગળ મળ્યો છે. તેમાં એક ભાઈ લખે છે કે “એક મુસલમાન ભાઈને લાચારીથી પાકિસ્તાન ચાલી જવું પડ્યું છે. પોતાની મજૂરીની કમાણીનું થોડું સોનું અને થોડી ચાંદી તે મારી પાસે મૂકી ગયા છે. એ સોનુંચાંદી તેના મૂળ માલિકને કેમ પહોંચાડવું તેનો કોઈ રસ્તો તમે મને ન બતાવો?” એ ભાઈ જો મને બધી વિગત લખી જણાવે તો સરકારને હું જણાવું કે મૂળ માલિકને એમની મિલકત મોકલી આપવાનો બંદોબસ્ત કરે. આ વાત તમને સૌને મેં એટલા માટે જણાવી કે આપણને સૌને ખબર પડે કે આપણામાં આવા શરીફ માણસો પણ છે. આ ભાઈને એવો બદખ્યાલ સરખો ન આવ્યો કે ચાલો દોસ્ત તો ગયો, હવે આપણે એની મિલકત હજમ કરી જઈએ. એમને પોતાની પાસે રાખવામાં આવેલી અનામત પાછી મોકલવાની ચિંતા છે. આપણે સૌ ભલા બનીએ તો આખરે સૌ રૂડાં વાનાં થઈ રહેશે.

### નઈ તાલીમ

મેં તમને વચન આપ્યું હતું કે ‘હરિજન નિવાસ’માં મારું જવાનું થાય છે ત્યાં જે ચર્ચાવિચારણા ચાલે છે તેમાંનું થોડું હું તમારી આગળ કહી જઈશ. આજે નઈ તાલીમને વિષે મારે તમને થોડું કહેવું છે. નવી તાલીમની વાત પહેલી નીકળી તેને આજે આઠ

વરસ થયાં. એ સંસ્થાનો ઉદ્દેશ રાષ્ટ્રને નવા પાયા પર કેળવણી આપવાનો છે. એ કામ પાર પાડવાની દૃષ્ટિથી આઠ વરસનો ગાળો કંઈ બહુ લાંબો ન કહેવાય. બુનિયાદી કેળવણીનો સામાન્યપણે એવો અર્થ કરવામાં આવે છે કે હાથકામના કોઈક હુન્નર મારફતે કેળવણી આપવી. પણ એ તો એનો અમુક અંશ પૂરતો જ અર્થ થયો. નઈ તાલીમનાં મૂળ એથીયે વધારે ઊંડાં જાય છે. એનો પાયો છે સત્ય અને અહિંસા. વ્યક્તિગત તેમ જ સામાજિક બન્ને જીવનનો પણ એ જ પાયો છે. મુક્તિ આપે તે જ ખરી વિદ્યા — सा विद्या या विमुक्तये. જૂઠ અને હિંસા માણસને બંધનમાં જકડે છે. એ બન્નેને કેળવણીમાં કોઈ સ્થાન ન હોય. કોઈ ધર્મ એવું નથી શીખવતો કે બચ્ચાંને જૂઠાણાની અને હિંસાની કેળવણી આપો. વળી, સાચી કેળવણી હરેકને સુલભ હોય. થોડા લાખ શહેરીઓને માટે નહીં, ગામડાંના કરોડો રહેવાસીઓ માટે તે ઉપયોગી હોવી જોઈએ. એવી કેળવણી ચોપડીઓનાં ખાલી થોથાંમાંથી થોડી જ મળે છે? વળી, વાડાબંધી કરનારા સંપ્રદાયો સાથે પણ એને કોઈ સંબંધ નથી. નવી તાલીમ ધર્મના તે વિશ્વવ્યાપી અને વિશ્વમાન્ય સિદ્ધાંતોની કેળવણી આપે છે જેમાંથી બધાયે સાંપ્રદાયિક ધર્મો નીકળ્યા છે. આવી કેળવણી જીવનના ગ્રંથમાંથી જ મળે. એને સારુ કોઈ ખર્ચ કરવાનો નથી હોતો અને કોઈ શક્તિ એને છીનવી લઈ શકતી નથી. એવો સવાલ તમે જરૂર પૂછી શકો કે બુનિયાદી તાલીમનું કામ કરનારા ભાઈઓ એવા સત્યમય ને અહિંસામય બન્યા છે? હું કબૂલ કરું છું કે એવું હું નથી કહી શકતો. કોના દિલમાં શું ભરેલું છે તે હું થોડો જ જોઈ કે બતાવી શકું છું? હિંદુસ્તાની તાલીમી સંઘના વડા ડૉ. ઝાકીર હુસેન છે. શ્રી આર્યનાયકમ અને શ્રી આશાદેવી તેનાં બે મંત્રી છે. એમણે એવું તો કદી નથી કહ્યું કે સત્ય ને અહિંસા પર અમારો વિશ્વાસ નથી. અને એમને સત્ય ને અહિંસા પર વિશ્વાસ ન હોય તો તાલીમી સંઘથી એ અળગાં થઈ જાય એ જ બહેતર છે. નવી તાલીમના શિક્ષકો સત્ય ને અહિંસાને પૂરી રીતે માનવાવાળા હશે તો જ પોતાના કામમાં સફળતા મેળવશે. પછી તેઓ કઠોરમાં કઠોર વ્યક્તિઓને લોહચુંબક લોઢાને

પોતાના તરફ ખેંચી લે છે તેમ આકર્ષી લેશે. પ્રાર્થનાના જે સંસ્કૃત શ્લોકો તમે રોજ સાંભળો છો તેમાં વર્ણવવામાં આવેલાં સ્થિતપ્રજ્ઞનાં બધાં લક્ષણો તેમનામાં હોવાં જોઈએ. તાલીમી સંઘને કૉંગ્રેસે જન્મ આપ્યો પણ તે હજી કૉંગ્રેસ જેવો કયાં બન્યો છે? કૉંગ્રેસમાંથી હું નીકળી ગયો, અને ધારો કે સરદાર, જવાહરલાલ ને બીજા બધા એમાંથી નીકળી જાય અને આજે તેનું કામ કરનારા બધાયે માર્યા જાય તોયે કૉંગ્રેસ થોડી જ મરનાર છે? એ તો ચિરંજીવ રહેશે. પરંતુ તાલીમી સંઘને વિષે આજે એવું કહી શકાય તેવું નથી. એને એ દરજ્જે પહોંચાડવાનો છે. હરેક સંસ્થાએ એવી બનવું જોઈએ કે વ્યક્તિઓ તેમાંથી છૂટી પડી જાય તોયે તેનું કામ ન અટકે એટલું જ નહીં, બરાબર આગળ વધતું રહે ને ફેલાયા કરે.

## ૯૫

૧૫-૧૨-'૪૭

### કાયદાનો શરમજનક ભંગ

શરણાર્થીઓએ મ્યુનિસિપાલિટીની નિશાળોનાં છ મકાનોનો કબજો લઈ લીધો છે અને દિલ્હી મ્યુનિસિપલ કમિટીએ પૂરી કોશિશ કર્યા છતાં તેમણે તે ખાલી નથી કર્યાં. હવે કમિટી એ મકાનો ખાલી કરાવવાને પોલીસની મદદ માગનાર છે. છાપાંઓમાં આ બધા સમાચાર વાંચીને મને દુ:ખ થયું.

છાપાંઓમાં આવેલો આ હેવાલ ભરોસો કરવા જેવો લાગે છે. શરમ ઉપજાવે એવી અંધાધૂંધીનો આ કિસ્સો એક નમૂનો છે. ખુદ યુનિયનની રાજધાનીમાં આવું બની શકે છે તેથી સૌને શરમાવાનું છે. હું આશા રાખું છું કે એ મકાનોનો કબજો લેનારા પોતાને હાથે થયેલી બેવકૂફીને માટે પસ્તાવો કરી જાતે સમજી જઈને નિશાળોનાં મકાન ખાલી કરી આપશે. એવું ન બને તો આશા છે કે એમના મિત્રો એમને સમજાવી શકશે અને સરકારને પોતાની ધમકીનો અમલ કરવાનો વારો નહીં આવે. શરણાર્થીઓને વિષે સામાન્યપણે ફરિયાદ

છે કે આટલું આટલું દુઃખ વેઠ્યા પછી પણ તેમનામાં સ઼ંજ, ગંભીર-પણું અને મહેનતમજૂરી કરવાની બુદ્ધિ નથી આવી. આપણે સા આશા રાખીએ કે સામાન્ય રીતે સૌ શરણાર્થીઓ અને ખાસ કરીને નિશાળોનાં મકાનોનો કબજો કરી લેનારા આ ભાઈઓ પ્રાયશ્ચિત્ત કરી એ ફરિયાદ ખોટી ઠરાવશે.

## ગેરકાયદે બખેડા અને લાંચરુશવતની બદી

શનિવારે સાંજે મેં કલકત્તામાં થયેલા બખેડાની વાત કરી હતી. ત્યાં જોકે દંગો કરનારા શરણાર્થીઓ નહોતા. એ બખેડાની ભૂમિકા પણ જુદી છે. ગમે તે વિચારોવાળા અથવા ગમે તે પક્ષના હોય તોયે હિંદમાં કાર્ય કરનારા બધાયે આગેવાનોની ફરજ છે કે હિંદુસ્તાનની ઇજ્જત દિલોજાનીથી સાચવે. હિંદુસ્તાનમાં અંધેર મચી જાય અને રુશવતખોરીની બદી સામાન્ય થઈ જાય તો તેની ઇજ્જત રહેવાની નથી. અહીં મેં અંધાધૂંધીની સાથે જ લાંચરુશવતની બદીનો ઉલ્લેખ કર્યો છે કેમ કે એ બન્ને એક જ કુટુંબની બે બહેનો છે. કેટલાંક ભરોસો કરવા જેવાં સાધનોથી મને ખબર મળી છે કે લાંચરુશવતની બદી વધી રહી છે. તો શું હિંદનો એકેએક માણસ માત્ર પોતાનો જ વિચાર કરશે અને આખાયે હિંદના કલ્યાણની ચિંતા કોઈ જ નહીં કરે?

## ચાલાકીની ચાલ

મારા પર લખેલા કાગળમાં એક ભાઈ જણાવે છે કે

"હમણાં જ ગઈ કાલની પ્રાર્થનાસભા આગળનું તમારું પ્રવચન મેં રેડિયો પર સાંભળ્યું. તેમાં તમે કહો છો કે લાહોર જઈ આવનારા થોડા મુસલમાન ભાઈઓ મને એવી ખાતરી આપે છે કે ગેરમુસલમાનો અને તેમાંયે ખાસ કરીને હિંદુઓ ત્યાં જઈ પોતાનો વેપારરોજગાર પાછો શરૂ કરી શકે છે. આમાં પહેલી વાત એવી છે કે હિંદુઓને બોલાવવા ને શીખોને ન બોલાવવા એ એક ચાલાકી છે. શીખો ને હિંદુઓ વચ્ચે ફૂટ પડાવવાની આ એક ચાલ છે. આવી જાતની ખાતરી આપવી એ દગો છે અને એક જાતની આપણી હાંસી ઉડાવવા બરાબર છે. મને તો લાગે છે કે તમારા જેવા કોક ભલા માણસો જ આવા મુસલમાનોની વાતોથી ભોળવાતા હશે. હું આ કાગળની સાથે ૧૧મી ડિસેમ્બરના 'હિંદુસ્તાન ટાઈમ્સ' અખબારની એક કાપલી મોકલું છું. એ પરથી પાકિસ્તાન

સરકારની સચ્ચાઈ અને ચોખ્ખી દાનતનો પરચો મળી રહેશે એ વાંચીને પણ શું તમે માનશો કે તમારી પાસે આવીને વાતો કરી જનારા મુસલમાનો ઈમાનદાર છે? એમને તો ફક્ત એટલું જ બતાવવું છે કે પાકિસ્તાન સરકાર લઘુમતી કોમો તરફ ન્યાયી વર્તન રાખે છે અને પાકિસ્તાનમાં બધુંયે બરાબર ચાલે છે. પણ સાચી વાત એથી ઊલટી જ છે. હવે એ મુસલમાનો પાછા તમારી પાસે આવે તો મારી મોકલેલી કાપલી તેમને બતાવજો.પોતાની કીમતી ચીજો બેંકોમાંથી કાઢી લાવવાને જે હિંદુઓ ને શીખો નવેમ્બર માસની વીસમી તારીખે લાહોર ગયા હતા તેમની કેવી દશા થઈ હતી તે તમે ભૂલી નહીં ગયા હો એવી મને ખાતરી છે. એ લોકો હિંદુસ્તાનના લશ્કરનો વળાવો લઈને ગયા હતા. મુસલમાનોએ વળાવાઓ ઉપર હલ્લો કર્યો. ખુદ પાકિસ્તાની અમલદારોની નજર આગળ આ બધું બન્યું છતાં દંગો કરનારાં માણસોને રોકવાની અગર અટકાવવાની તેમણે કોઈ કોશિશ ન કરી."

પેલી કાપલીમાં લખ્યું છે કે

"લાહોરના 'સિવિલ ઍન્ડ મિલિટરી ગૅઝેટ' નામના છાપામાં તાજેતરમાં એવો હેવાલ છપાયો હતો કે તોફાનોના દિવસોમાં જે ગેરમુસ્લિમ વેપારી અને દુકાનદારો નાસી છૂટ્યા હતા તે બધા મહિનાઓથી અટકી પડેલો પોતાનો વેપારધંધો ફરી ચલાવવાની આશાએ પાછા ફરવા લાગ્યા છે પણ એ લોકોની દુકાનો વગેરે એમને પાછી હવાલે કરતા પહેલાં એમના પાસે એવી બેહૂદી તેમ જ અશક્ય શરતો પર સહી લેવામાં આવે છે કે તેમનામાંના કેટલાયે નિરાશ થઈને પાછા ચાલી ગયા છે. પાછા ફરનારા ઇસમોને ફરી ઠરીઠામ પાડવાનું કામ કરનારો અમલદાર નીચે આપેલી શરતોએ દુકાનો પાછી ખોલી આપે છે :

૧. વેચાણનો પૂરો હિસાબ રાખવો.

૨. પરવાનગી વગર માલિકે કોઈ પણ માલ યા નાણાંની રકમ બીજી જગાએ લઈ ન જવાં.

૩. પોતાની દુકાનનો ધંધો ચાલુ રાખવાને વચનથી બંધાવું.

૪. વેચાણથી જેટલો વકરો થાય તે પાઈએ પાઈ રોજેરોજ બેંકમાં જમા કરાવવો અને વગર પરવાનગીએ તેમાંથી કોઈ પણ રકમ ન ઉઠાવવી.

૫. દુકાનદારે કાયમને માટે લાહોરમાં જ રહેવું.

"મુસલમાનો પર આવી કોઈ શરત મૂકવામાં નથી આવતી તો હિંદુઓ પર શા માટે? હિંદુઓ કહે છે કે અમારાથી આ શરતોનું પાલન થઈ શકે તેવું નથી અને તેથી તેઓ નિરાશ થઈને પાછા ફરે છે."

### વિશ્વાસથી વિશ્વાસ પેદા થાય

નિરાશાની વાત તો મેં પહેલેથી જ કરી છે. આ ખબર સાચી હોય તોયે તે પરથી એવું અનુમાન નથી નીકળતું કે પેલા મુસલમાન ભાઈઓએ મને જે કહેલું તે સાવ રદ પડે છે. એ લોકોએ કેવળ પોતાની જ નહીં, યુનિયનમાં તેઓ જેમના પ્રતિનિધિ છે તેમની અને તેમણે કહેલી બધી ખાતરી આપનાર પાકિસ્તાન સરકારની આબરૂ સાચવવાની છે. આજે હું એટલુંયે જણાવી લઉં કે એ મુસલમાન ભાઈઓ મને મળતા રહે છે. આજે પણ આવ્યા હતા. પણ આજે મારો મૌનવાર હતો ને હું પ્રાર્થનાસભામાં વાંચવાને માટે મારું પ્રવચન લખતો હતો તેથી તેમને મળી ન શક્યો. એમણે મને કહેવડાવ્યું છે કે અમે નવરા બેસી રહ્યા છીએ એવું ન માનશો. અમે અમારા મિશનનું કામ ચાલુ રાખ્યું છે. મારા પર કાગળો લખનાર ભાઈબહેનોને મારી સલાહ છે કે વધારે પડતાં વહેમીલાં ન બનો અને લાગણીનાં વધારે પડતાં આળાં પણ ન થાઓ. વિશ્વાસ રાખીને ચાલવાથી એમને કશું ગુમાવવાપણું નથી. ઊલટું અણભરોસાની ને વહેમની લાગણી માણસને કોતરી ખાય છે તેથી એમણે સાવધ રહીને ચાલવું. મારા પૂરતું તો મારે એટલું જ કહેવાનું છે કે મેં જે કંઈ કર્યું છે તેનો મને અફસોસ નથી. હું આખી જિંદગી આંખો ખુલ્લી રાખી સામાનો ભરોસો રાખતો આવ્યો છું. હું એ મુસલમાન ભાઈઓ જૂઠા સાબિત ન થાય ત્યાં સુધી તેમનોયે ભરોસો કરીશ. વિશ્વાસમાંથી વિશ્વાસ પેદા થાય છે. અને વિશ્વાસ રાખીને ચાલવાથી જ દગાબાજીની સામે થવાની તાકાત મળે છે. લોકોને પોતપોતાને અસલ મુકામે પહોંચાડવા હોય ને ત્યાં જઈ તેમણે ઠરીઠામ થવું હોય તો મેં જે રસ્તો લીધો છે અને જે રસ્તે હું ચાલું છું તે અખત્યાર કર્યા વિના બીજો ઇલાજ નથી.

### અણછાજતો ડર

કાગળ લખનાર ભાઈએ જે એવી શંકા ઉઠાવી છે કે હિંદુઓને પાકિસ્તાનમાં જવાને આપવામાં આવેલું નિમંત્રણ હિંદુ ને શીખો વચ્ચે

ફૂટ પડાવવાની એક ચાલ છે તે બરાબર નથી. મેં એ મુસલમાન ભાઈઓને કહેલું પણ ખરું કે તેમની વાતનો આવો ભયાનક તેમ જ જોખમકારક અર્થ નીકળશે. તેમણે જોરથી ઇન્કાર કરતાં મને કહેલું કે એવી જાતની કોઈ મતલબ અમારી દરખાસ્તની પાછળ નથી. પાછા ફરનારાઓનો રસ્તો સાફ કરવાને માટે કરવામાં આવતી કોશિશમાં હું કશું ખોટું જોતો નથી. બેશક, પાકિસ્તાનમાં શીખોની સામે ઝેર વધારે છે એ વાતની ના પાડી શકાય તેવી નથી, પણ સાથે સાથે એ વાત પણ એટલી જ સાફ છે કે હિંદુ ને શીખ બન્નેએ તરવાનું કે ડૂબવાનું સાથે છે. એમના મનમાં કોઈ પણ બૂરી દાનત ન હોવી જોઈએ. કાવતરાંબાજોમાં અંદર અંદર ઈમાનદારીનો વહેવાર ક્યાંથી હોય ?

## અખંડ હિંદનો શહેરી

પૂર્વ પાકિસ્તાનથી મને એક ભાઈ લખે છે કે "હિંદુસ્તાનના બે ભાગલા પડયા પછીયે તમે તમારી જાતને એક ને અખંડ હિંદના વતની કહીને કેવી રીતે ઓળખાવી શકો ? આજે તો જે એક ભાગનો વતની છે તે બીજા ભાગનો ન રહી શકે એવી સ્થિતિ છે." કાયદા-બાજ પંડિતો ગમે તે કહે પરંતુ માણસોના દિલ પર અમલ ચલાવ-વાની તેમનામાં શક્તિ નથી. પોતે આખીયે દુનિયાનો વતની છે એમ કહેતાં પણ એ ભાઈને કોણ રોકી શકે ? કાયદાની નજરે એ સ્થિતિ નથી અને સંભવ છે કે કાયદાથી કેટલાયે મુલકોમાં તેમને પેસવા દેવામાં નહીં આવે. આપણામાંના ઘણાની જેમ જે માણસો સાવ બીજાનાં ચલાવ્યાં ચાલે એવાં જડ યંત્રો નથી બન્યાં તેમને કાયદાની દૃષ્ટિથી પોતાની કેવી જાતની હસ્તી છે તેની પરવા શી ? નીતિની દૃષ્ટિથી જ્યાં લગી સીધા રાહ પર હોઈએ ત્યાં સુધી આપણે કોઈ વાતની ફિકર કરવાની રહેતી નથી. પરંતુ એ વાતોની ચર્ચા બાજુએ રહેવા દઈ આપણે સૌએ શીખી લેવાનું એ છે કે આપણે કોઈ પણ દેશ અથવા કોઈ પણ દેશમાં વસતા લોકો તરફ વેરભાવ ન રાખીએ. જેમ કે મુસલમાનો તરફ અથવા પાકિસ્તાન તરફ વેરભાવ મનમાં રાખનાર કોઈ પણ પોતે પાકિસ્તાનનો અગર યુનિયનનો વતની છે

એવો દાવો નહીં કરી શકે. અને એ જાતનો વેરભાવ સર્વસામાન્ય બની ફેલાઈ જાય તો બન્ને વચ્ચે લડાઈ થયા વિના પણ ન રહે. પોતાના દેશ સાથે દુશ્મનાવટ રાખનારા અને દુશ્મનના મુલકને મદદ કરનારા સૌને દેશ દગાબાજ તેમ જ બેવફા ગણ્યા વિના ન રહે. વફાદારીના કકડા કે ભાગ થોડા જ પડી શકે છે?

## ૯૬

૧૧-૧૨-'૪૭

## અંકુશો રદ કરવાનાં પરિણામો

એમ જણાવવામાં આવે છે કે ખાવાની ને પહેરવાની ચીજો પર જે અંકુશો રાખવામાં આવ્યા છે તે એક પછી એક રદ થતા જાય છે. તેનું જે પરિણામ આવ્યું છે તે બ્રજકિશનજીએ મારી આગળ રજૂ કર્યું છે. મને થયું કે એ તમને પણ સંભળાવું. પહેલાં ગોળ એક રૂપિયે શેર આવતો હતો તે હવે આઠ આને શેર મળવા લાગ્યો છે. આ મોટી વાત થઈ. એથીયે ભાવ નીચો ન જવાને કશું કારણ નથી. હું નાનો હતો ત્યારે ગોળ એક આને શેર મળતો હતો. એવી રીતે ખાંડ પહેલાં બત્રીસ રૂપિયે મણ હતી તે હવે વીસ રૂપિયે થઈ છે. મગની દાળ, અડદની દાળ વગેરે કઠોળ એક રૂપિયાનું ચૌદ છટાંક મળતું હતું તે હવે રૂપિયાનું દોઢ શેર થઈ ગયું છે. એ જ રીતે ચણા ચોવીસ રૂપિયે મણ મળતા હતા તે અઢાર રૂપિયે મળતા થયા છે. ઘઉં કાળા બજારમાં આડત્રીસ રૂપિયે મણ હતા તે હવે અઠ્ઠાવીસ રૂપિયે મણ મળવા લાગ્યા છે. આ બધું મને સારું લાગે છે. લોકો મને કહે છે કે 'તમે અર્થશાસ્ત્રનો કક્કો જાણતા નથી ને ભાવ કેમ ચડે છે ને ઊતરે છે તેની તમને કશી જ ગમ નથી. તમે તો મહાત્મા રહ્યા. તમે કહો છો કે અંકુશો ઉઠાવી લો. પણ એનું ફળ ભોગવવું પડશે ગરીબ લોકોને. માર ખાવો પડશે અગર મરવું પડશે તો તેમને.' પરંતુ આજે તો લાગે છે કે ગરીબોને મરવું નહીં

પડે, તેમનો ઉગારો થશે. બાજરી ને મકાઈ પરથી પણ અંકુશ દૂર થવો જોઈએ. ઘણાખરા લોકો એ જ ખાય છે. ડૉ. રાજેન્દ્રપ્રસાદે કહ્યું છે કે આસ્તે આસ્તે બધા અંકુશો ઊઠી જશે. ઉપરના આંકડા પરથી લાગે છે કે ઊઠી જ જવા જોઈએ. દીવાસળીના ભાવ આજે બહુ ઊંચા છે. કંટ્રોલ ઉઠાવી લેવાથી તે તરત ઊતરી જવા જોઈએ. આજે દીવાસળીની એક પેટીનો એક આનો પડે છે. પહેલાં એક આનાની બાર મળતી હતી. અને ભાવ વધવાના જ હોય તો તે મજૂરી કરનારા લોકોને મળવા જોઈએ. પણ એ કારણથી ભાવ બહુ વધતા નથી. ભાવ વધવાનું કારણ હોય છે વેપાર કરનારની નીચતા. આજ સુધી આપણે બહુ વેઠયું. હવે સ્વતંત્રતા આવી છે એટલે હવે આપણે કંઈ ને કંઈ ચોખ્ખું કામ કરતા થઈએ. પ્રામાણિકપણે ચોખ્ખા પૈસા કમાઈએ. ભાવો વધી જશે એવો ડર શા સારુ રહે છે? કેમ કે આપણે નીચ છીએ, દગો કરીએ છીએ અને વેપારી લોકો ચોખ્ખી કમાણી કેમ કરવી તે જાણતા નથી. આ બધું કહેવાનું કંઈ મને ગમે છે? ઊલટી શરમ આવે છે. આવી દશામાં પંચાયત રાજ કેવી રીતે સ્થપાય ને કાયમ થાય? આપણે સૌએ સિવિલ સર્વિસના સિપાઈ બનવાનું છે. આપણે પ્રજાના કલ્યાણની ઝંખના રાખી તેને ખાતર જ જીવીએ તો આપણા લોકોમાં જે એક પ્રકારનું નીચપણું આવી ગયું છે, આપણામાં જે દગાખોરી ઘૂસી ગઈ છે તે નીકળી જશે. આપણે સૌ સીધા બનીશું. મારા પર તાર છૂટયા છે કે મુંબઈ તરફ અંકુશો ઉઠાવી લેવાથી કંઈક ગોટાળો શરૂ થયો છે. બીજી તરફથી તાર આવે છે કે જે થયું તે સારું કામ થયું છે, એમ જ થવું જોઈતું હતું.

## સિવિલ સર્વિસના નોકરોના પગાર

મારી પાસે ફરિયાદ આવે છે કે સિવિલ સર્વિસને માટે આટલો બધો ખર્ચ કેવો? પણ સિવિલ સર્વિસવાળાને એકદમ દૂર કરવાનુંયે બને તેવું નથી. દૂર કરો તો રાજવહીવટનું ગાડું કેમ ગબડે? તેમાંના થોડા તો ગયા. એથી જે રહ્યા તેમની પાસે વધારે કામ લેવું પડે છે. સરદાર પટેલે તો એ રહી ગયા તેમને ધન્યવાદ પણ આપ્યો. જે

ધન્યવાદને લાયક છે તેમને ધન્યવાદ મળે તેમાં મારે કશી ફરિયાદ કરવાની ન હોય. પણ સાચી સિવિલ સર્વિસ આપણે લોકો જ છીએ. જેટલો ભરોસો અથવા ઇતબાર આપણે સિવિલ સર્વિસવાળાઓ પર રાખીએ છીએ તેટલો આપણી જાત પર રાખીએ તો આપણે ઘણા આગળ વધી શકીએ. પણ આપણે દગો રમીએ તો જેવી સિવિલ સર્વિસવાળાને નશિયત થાય છે તેવી જ આપણને પણ થાય. આપણને અમુક કામ બતાવવામાં આવે ને કહેવામાં આવે કે આટલું પાર પાડવાની જવાબદારી હવે તમારી છે, એ કામ હવે તમારે જ કરવાનું છે. એ રીતે આખીયે પ્રજાને આપણે કામને માટે જવાબદાર માનીએ છીએ. જેમને પાર્લમેન્ટરી સેક્રેટરી બનાવવામાં આવે છે તેમને પણ દર મહિને પગાર આપવો પડે છે ને સિવિલ સર્વિસવાળાને પણ આપવો પડે છે. પણ કૉંગ્રેસના હાથમાં કરોડો રૂપિયાનો વહીવટ નહોતો ત્યારે તો આપણે કોઈને દર મહિને પગાર નહોતા ચૂકવતા. દર મહિને પગાર આપવો, રહેવાનું મઝાનું મકાન આપવું અને પાર્લમેન્ટરી સેક્રેટરીઓ બનાવવા એ મને ખૂંચે છે. કૉંગ્રેસનું કામ હમેશ સેવા કરવાનું રહ્યું છે. પહેલાં આપણે સ્વતંત્રતા મેળવવા ચહાતા હતા. હવે હિંદુસ્તાનને ઉપર લાવવાનું કામ આપણે કરવાનું છે. આપણે એવી રચના કરવી છે કે હિંદુ, શીખ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી સૌ અહીં શાંતિથી રહે. આ કામને માટે શું આપણે પગારો આપીશું? પૈસા આપીશું? આજ સુધી નહોતા આપતા તો હવે કેમ આપીશું? ચૌદમી ઑગસ્ટ પછી આપણે દેશને કેટલો આગળ વધાર્યો? કેટલું પાણી જમીનને આપ્યું? ને તેથી કેટલી ઊપજ વધી? કેટલા નવા ઉદ્યોગધંધા શરૂ થયા? આનો હિસાબ કાઢો. પૈસા આપ્યાથી શું વળે? પૈસા આપ્યે શું થાય? પૈસા શું કરી શકે? હિંદનું કામ આગળ વધે, તેનું નામ વધે ને તેની કિંમત વધે તો તો વાત ખરી. પછી ગામડાંમાં રહેનારાઓને પણ થશે કે ના, હવે કંઈક હાલ્યું ખરું! એવું કંઈ બને નહીં ને આપણે ખરચ પર ખરચ વધાર્યા જઈએ એ કેમ બને? એ કેમ ચાલશે? હરેક પેઢીને પોતાની આવક ને પોતાના ખર્ચનો હિસાબ રાખવો પડે છે. ખરચ કરતાં આવક વધારે

થાય તો પેઢી ચલાવવાની સારી લાગે. પણ એથી ઊલટું બને તો ફિકર કરવાની જ રહે ને? હિંદુસ્તાન એક બડી મોટી પેઢી છે. આજે આપણા હાથમાં પૈસો આવ્યો છે એટલે આપણે નાચીએ ભીએ. પણ આપણે સંભાળીને નહીં ચાલીએ તો એ પૈસો ટકવાનો નથી એ ભૂલશો મા.

## ૯૭

૧૭–૧૨–'૪૭

### જબરજસ્તીથી મકાનોનો કબજો

એક ભાઈ જે પહેલાં સિયાલકોટમાં રહેતા હતા તે લખે છે કે પહેલાં પંજાબ પ્રાંત એક હતો એટલે મારું રહેવાનું ઘર પૂર્વ પંજાબમાં હતું અને મારો વેપાર પશ્ચિમ પંજાબમાં હતો. પશ્ચિમ પંજાબમાંથી મારે ભાગવું પડ્યું. પૂર્વ પંજાબમાં આવીને જોઉં છું તો મારા મકાનમાં સરકારી અમલદાર રહે છે. મારું મકાન ખાલી કરાવવાને મેં ઘણી કોશિશ કરી પણ એ કંઈ બન્યું નહીં. મને મારા ઘરમાં માત્ર બે ઓરડા મળ્યા. તો શું મારું મકાન ખાલી કરાવી આપવામાં સરકારે મને મદદ ન કરવી જોઈએ? એને માટે મારે અદાલતમાં જવું પડે તે સારું કહેવાશે?

મને લાગે છે કે આ ભાઈને અદાલતમાં જવું ન પડે તેટલા ખાતર સરકારે એમને મકાન ખાલી કરાવવામાં મદદ કરવી જોઈએ. મકાનમાં રહેનારા ભાઈ સરકારી અમલદાર હોવાથી તે ખાલી કરાવી આપવાનું કામ સરકારને માટે સહેલું હોવું જોઈએ.

અહીં પણ દુ:ખી લોકો મકાનોનો કબજો લઈને બેઠા છે. તાળાં તોડીને પણ ઘૂસી જાય છે. મકાનમાલિક જાતે પોતાના મકાનમાં રહેવા ધારે તો સરકારી અમલદાર તેમાં કેવી રીતે રહી શકે? ને શરણાર્થીઓ તો મનમાં આવ્યું ને ફાવ્યું તે કરતાકને બેસી જાય છે. અને મકાન મુસલમાનનું હોય તો તો પૂછવું જ શું? પરંતુ એવી રીતે વર્તી તે

નથી પોતાનું ભલું કરતા કે નથી હિંદુસ્તાનનું કરતા. ચોરી, મારફાડ, લૂંટ વગેરે કરવાથી કોઈનુંયે ભલું થયેલું જાણ્યું છે?

## મીઠી વાતો

લોકો રોજ આવી આવીને મને સંભળાવી જાય છે કે પાકિસ્તાન-વાળા મીઠી મીઠી વાતો ભલે કરે પણ ત્યાં કોઈ હિંદુ યા શીખ આબરૂભેર ઇજ્જતથી રહી શકતો નથી. એવું ને એવું ચાલુ રહેશે તો પાકિસ્તાનમાં કોઈ હિંદુ કે શીખ રહેવાનો નથી. પછી આખરે મુસલમાનો અંદર અંદર લડવાનું શરૂ કરશે. એવી જ રીતે આપણે ત્યાંથી બધા મુસલમાનોને હાંકી કાઢવામાં આવે તે પણ કંઈ સારી વાત નથી, બૂરી વાત છે. આપણે તો કોઈ વાર કહ્યું નથી કે હિંદુસ્તાન એકલા હિંદુનું જ છે. મુસલમાનોને માટે અલગ જગા, અલગ વતન જોઈએ એવો સૂર ઊઠ્યો. પણ એવું કોઈએ કહ્યાનું સાંભળ્યું નથી કે તેમાં મુસલમાન સિવાય બીજા કોઈને રહેવા દેવામાં નહીં આવે. પંદરમી ઑગસ્ટ આવી ને વળી સૂર સંભળાયો કે પાકિસ્તાનમાં તો સૌને રાખવાના છે. હું એ સાંભળી રાજી થયો. પણ એ રૂડી વાતનો અમલ ન થયો, ન થઈ શક્યો. પણ બન્ને તરફ એવું ચાલશે તો આખરે બન્નેનો વિનાશ છે.

## પાછા ફરવાની શરત

બીજા એક ભાઈ લખે છે કે "મારે લાહોરથી ભાગી આવવું પડ્યું. હવે તમે કહો છો કે બધાએ પોતપોતાને મુકામે પાછા ફરવાનું છે એટલે હું પશ્ચિમ પંજાબમાં પાછો ગયો. ત્યાં મારી જમીન અને મકાન બીજાને મળી ગયાં હતાં. મેં ઘણી માથાફોડ કરી પણ મને એ પાછાં ન મળ્યાં. એવી હાલતમાં લોકો પાછા કેવી રીતે જાય?"

મેં તો આજે ને આજે પાછા જવાનું છે એવું કોઈ નેયે કહ્યું નથી. જ્યારે જવાનો વખત આવશે ત્યારે પાછા ફરનારાઓની સાથે મુસલમાન ભાઈઓ પણ જશે. અને જરૂર હશે તો હું પણ જઈશ. આજે તો આ બધી ખાલી વાતો છે. પણ એવું હમેશ રહેવાનું નથી. કહેવું એક ને કરવું બીજું એ ક્યાં લગી ચાલશે? આજે માત્ર

શરણાર્થીઓએ જવાની તૈયારી રાખવાની છે. જ્યાં સુધી મારા તરફથી કહેણુ ન મળે કે અમુક તારીખે નીકળવાનું છે ત્યાં સુધી એમાંથી કોઈ ન જાય. આટલી જલદી પાછા જવાની વાત નીકળશે, નીકળી શકશે એવું મેં ધાર્યું નહોતું. હવે વાત નીકળી છે તે સારું લાગે છે પણ વૃત્તિ બદલાતાં કંઈક વાર તો લાગશે જ ને? હમણાં માત્ર પાછા કેમ જવું તેની તજવીજ શરૂ થઈ છે. મને એવી ઉમેદ છે કે પૂરી તૈયારી થઈ રહેશે ત્યારે પાકિસ્તાનવાળા ગાડી મોકલાવશે ને કહેવડાવશે કે આમાં આટલા હજાર લોકો આવો.

## પૂર્વ આફ્રિકાના હિંદી

હવે આજે પૂર્વ આફ્રિકા વિષે થોડી વાત કરી લઉં. ત્યાં નૈરોબી નામનું શહેર છે. એના ઘડતરમાં શીખોએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. આ શીખો જેવા તેવા નથી, એક ભારે કાબેલ કોમ છે. એ લોકો મહેનત કરવામાં શૂરા છે. ખૂબ મહેનતમજૂરી કરી એમણે ત્યાં રેલવે નાખી પણ હવે ત્યાં જઈ નથી શકતા. મજૂરી કરી શકે છે ને કરવાને તૈયાર છે પણ હવે ત્યાં રહી નથી શકતા. એ બાબતમાં ત્યાં કાયદો કરવામાં આવ્યો છે. બેશક, હજી ધારાસભામાં તે છેવટનો મંજૂર નથી થયો. એ કાયદામાં હિંદુસ્તાનીઓના હક ખૂબ ઘટાડી નાખવામાં આવ્યા છે. પંડિત જવાહરલાલજી આપણા પરદેશ ખાતાના પ્રધાન છે અને વડા પ્રધાન પણ છે. ત્યાંના હિંદુસ્તાનીઓએ એમના પર તાર કર્યો છે અને તેની એક નકલ મને મોકલી છે. તારમાં એ લોકો સવાલ પૂછે છે કે શું હિંદ સ્વતંત્ર થયા બાદ પણ હિંદીઓના આવા હાલ થઈ શકે? મોમ્બાસામાં બ્રિટિશ હકૂમતનો અમલ ચાલે છે. ત્યાં હિંદીઓની આવી દશા કેમ થાય? પૂર્વ આફ્રિકામાં આપણા કેટલાયે વેપારીઓ છે. હરેક જગાએથી હિંદુ ને મુસલમાન બન્ને ત્યાં જઈને વસ્યા છે. એ લોકો પૈસો પણ ઠીક ઠીક કમાયા છે. એ કમાણી તેમણે લૂંટથી નથી કરી, હબસી લોકો સાથે વેપાર કરીને કરી છે. અંગ્રેજો તેમ જ યુરોપના બીજા લોકોનીયે આગળ આપણા લોકો ત્યાં ગયા હતા. એમણે ત્યાં મોટાં મકાનો બંધાવ્યાં, મિલકત વસાવી ને વેપાર ઊભો કર્યો. સૌની સાથે મળીને એ બધા ત્યાં રહ્યા. એમણે

ત્યાં હમેશાં પ્રામાણિકપણે ચોખ્ખી કમાણી જ કરી છે એમ તો કેમ કહેવાય? પણ એ લોકોએ કોઈના પર જબરજસ્તી નથી કરી એટલી વાત સાચી. તેઓ લખે છે કે ધારાસભામાં રજૂ થયેલો એ કાયદાનો ખરડો અટકવો જોઈએ. હું પણ માનું છું કે એને છેવટનો મંજૂર થતો રોકવો જોઈએ. પરંતુ એને અટકાવવાની આજે આપણી તાકાત નથી. અંદર અંદર વેર બાંધીને આજે આપણે આપણી તાકાતને હણી રહ્યા છીએ. આપણી પાસે એક જ બળ છે અને તે છે આપણું નૈતિક બળ. એને ગુમાવી આપણે ક્યાં જઈશું? રાક્ષસી બળની સામે એકલું દૈવી બળ જ ટકી શકે. હું આશા રાખું છું કે પૂર્વ આફ્રિકાની સરકાર સમજી જશે કે હિંદુસ્તાનને દુશ્મન બનાવવામાં લાભ નથી. જવાહરલાલજી તો બેશક તેમનાથી જે કંઈ બનશે તે બધું કરશે.

## ૯૮

૧૮-૧૧-'૪૭

### મગજનો ગોટાળો

આજે મારા પર એક કાગળ આવ્યો છે તે વિષે મારે તમને વાત કરવી છે. કાગળ લખનાર ભાઈ મને પૂછે છે કે "તમે કહ્યું છે કે હિંદ સૌ કોઈનું મિત્ર છે. તો પછી તમે અંગ્રેજો અને મુસલમાનો વચ્ચે ભેદ કેમ કરો છો? અંગ્રેજીનો તમે વિરોધ કરો છો ને ઉર્દૂનો પક્ષપાત શા સારુ? પ્રાર્થનાસભાની આગળ તમે એક વાર બોલેલા કે હજી લોકો મારા પર અંગ્રેજીમાં લખે છે તે મને ખૂંચે છે. હવે, મને પોતાને તમારી આ વાતથી દુઃખ થાય છે. તમે પૂછ્યું છે કે શું સર તેજ બહાદુર સપ્રુએ ઉર્દૂ ભૂલી જવું? પણ હું તમને જણાવવા ઇચ્છું છું કે મદ્રાસ તરફ લગભગ બધા લોકો અંગ્રેજી જાણે છે. તો શું તેમણે પોતાનું અંગ્રેજી ભૂલી જવું?"

દુઃખનું કારણ સામાન્યપણે માણસનું અણજાણપણું અથવા અજ્ઞાન હોય છે. આ ભાઈએ પૂછેલા સવાલોથી મને નવાઈ થઈ. મેં કહ્યું છે

કે આપણે આખી દુનિયાના મિત્ર છીએ અને આખી દુનિયા આપણી મિત્ર છે. પણ એ વાતની સાથે ભાષાને શો સંબંધ? એ ભાઈ પૂછે છે કે મને ઉર્દૂ પર છતરાજી નથી તો અંગ્રેજી પર કેમ? આ સવાલ ભારોભાર અજ્ઞાન બતાવે છે. ઉર્દૂનો હું વિરોધ નથી કરતો એ વાત સાચી છે. પણ અંગ્રેજીની માફક ઉર્દૂ પરદેશી ભાષા નથી. એ અહીં, આ ભૂમિમાં જ પેદા થઈ અને અહીં જ ફાલીફૂલી. એ વાતનું મને અભિમાન છે. મુગલોના જમાનામાં ઉર્દૂ લશ્કરની બોલી હતી. લશ્કરમાં જે હિંદુમુસલમાનો હતા તે સૌ હિંદુસ્તાની હતા. મુગલ બાદશાહો બહારથી આવ્યા હતા પણ અહીંના, આ ભૂમિના બનીને અહીં વસ્યા હતા. આપણે પ્રાંતિક બોલીઓને મિટાવી દેવી નથી, તેમનો નાશ કરવો નથી, તેમને સમર્થ બનાવવી છે. પરંતુ તેની સાથે આપણી રાષ્ટ્રીય ભાષા કઈ અને કેવી હશે તેનો વિચાર પણ આપણે કરવાનો છે. હિંદુસ્તાનમાં ચૌદ મોટી ભાષાઓનો વહેવાર ચાલે છે. એ સિવાય બીજી અનેક બોલીઓ બોલાય છે પણ તે એટલી આગળ વધેલી નથી. જુદા જુદા પ્રાંતોનો એકબીજાની સાથે વહેવાર ચલાવવાને આપણે કઈ ભાષાનો આધાર લઈશું? હું વિલાયતથી બૅરિસ્ટર બનીને અહીં આવ્યો ત્યારે નાદાન બચ્ચા જેવો હતો. પછી બે વરસ હિંદુસ્તાનમાં રહી દક્ષિણ આફ્રિકા ચાલ્યો ગયો. ત્યાં વીસ વરસ રહ્યો. દક્ષિણ આફ્રિકાથી જ્યારનો હિંદમાં પાછો આવ્યો ત્યારનો હું કહેતો આવ્યો છું કે આપણી રાષ્ટ્રભાષા તે જ હોય ને થઈ શકે જે હિંદુ ને મુસલમાન બંને બોલે છે અને ઉર્દૂ તેમ જ નાગરી લિપિમાં લખે છે. અંગ્રેજી હરગિજ આપણી રાષ્ટ્રભાષા નહીં થઈ શકે. એ એની લાયકાત નથી, ગુંજાશ નથી. હું ઉર્દૂ લિપિનું સમર્થન કરું છું ને અંગ્રેજી ભાષાનું નથી કરતો તેમાં કોઈનેયે નવાઈ શાને થાય છે? તુલસીદાસજીની ભાષાને તમે મૂળ ઉર્દૂ બોલી કહી શકો. પછી તેમાં અરબી ને ફારસી શબ્દો ભરવામાં આવ્યા. તુલસીદાસના આપણે સૌ ભક્તો છીએ. તેમણે જે કંઈ લખ્યું તે આપણે માટે લખ્યું. એમણે અરબી ફારસી શબ્દો પણ વાપર્યા. પણ તે શબ્દો આપણે ત્યાં સામાન્યપણે પ્રચલિત હતા.

## કેવળ અજ્ઞાન

લાલા લાજપતરાય પંજાબના સિંહ હતા. એ તો ચાલી ગયા. હું એમનો મિત્ર હતો. હું વારંવાર એમની સાથે વિનોદ કરતો કે લાલાજી, તમે હિંદી ક્યારે બોલશો અને નાગરી લિપિમાં ક્યારે લખશો? એઓ આર્યસમાજી હતા. એમના ઘરમાં હમેશ હોમ થતો હતો. ઉર્દૂના એ જબરા વિદ્વાન હતા. ઉર્દૂ ઝપાટાબંધ લખી શકતા. કલાકોના કલાક એમની ઉર્દૂ ને અંગ્રેજી વાણીનો ધોધ વહેતો. પણ હિંદી જાણતા નહીં. એમની સાથે વાત કરતી વખતે મારે ચૂંટી ચૂંટીને અરબી તેમ જ ફારસી બોલ વાપરવા પડતા. એવું તો થોડું જ છે કે મુસલમાનો મારા વધારે દોસ્ત છે ને હિંદુઓ ઓછા છે? મારી નજરમાં તો સૌ સરખા છે. જે મારાં દીકરાદીકરી મનાય છે તેમનાં જેટલાં જ દેશનાં બીજાં દીકરાદીકરી મને વહાલાં છે. ધર્મ પણ આપણને એ જ શીખવે છે. આ તદ્દન સીધી સાદી વાત છે.

હિંદી સાહિત્ય સંમેલનનો હું બે વાર પ્રમુખ થયો હતો. ત્યાં પણ મેં અંગ્રેજીનો વિરોધ કર્યો હતો. તે સાંભળીને લોકોએ હોંશથી તાળીઓ વગાડી હતી. આજે હવે હું જ્યારે ઉર્દૂનો પક્ષ કરું છું ત્યારે તેથી મારા હિંદુપણામાં કમીપણું થોડું જ આવ્યું? અરે, જે ઉર્દૂનો દ્વેષ કરે છે ને અંગ્રેજીનો પક્ષપાત કરે છે તેમના હિંદુપણામાં જ ઊણપ છે!

અજમેરમાં જે કંઈ બન્યું તેને તમે સૌ યાદ કરો. અહીં મુસલમાનોને મારીને તમે હિંદુ ધર્મની રક્ષા નહીં કરી શકો. હું તો હવે બેચાર દહાડાનો પરોણો છું. પણ હું જઈશ પછી તમે મારી વાત યાદ કરશો. મુસલમાનો જો કહેતા હશે કે પાકિસ્તાનમાં મુસલમાનો સિવાય બીજા કોઈ નહીં રહી શકે તો તેમને હાથે ઇસ્લામનો નાશ થનારો છે. એવી જ રીતે બાઇબલને માનનારા ખ્રિસ્તી અને કુરાનને માનનારા મુસલમાન કહે છે કે અમારા ધર્મગ્રંથો જ સાચા ને બીજા જૂઠા તો એ વાત પણ ખોટી છે. ધર્મ માત્ર ભલાઈ શીખવે છે, બૂરાઈ અથવા વેરઝેર નથી શીખવતા. અંગ્રેજોના જમાનામાં પણ હું એની એ જ વાતો કહેતો હતો. હું નથી અંગ્રેજોનો દુશ્મન, નથી અંગ્રેજીનો વેરી. પરંતુ બધી ચીજો પોતપોતાની જગા પર સારી લાગે

ને શોભે. અંગ્રેજી દુનિયાની વેપારની ભાષા છે, આપણી રાષ્ટ્રભાષા નથી. અંગ્રેજોનો અમલ અહીંથી ગયો પણ અંગ્રેજી ભાષાની અને અંગ્રેજી સંસ્કારની અસર હજી અહીંથી નથી ગઈ. એ ભારે દુઃખની વાત છે. પત્ર લખવાવાળા ભાઈ મદ્રાસને પિછાનતા નથી. અહીંના કરતાં ત્યાં પ્રમાણમાં વધારે લોકો અંગ્રેજી જાણતા હશે એ સાચું. પણ ઘણાં વરસો પૂર્વે હું મદ્રાસ ગયેલો ત્યારે મહાત્મા નહોતો બન્યો. ટાંગાવાળો મારું અંગ્રેજી ન સમજ્યો પણ મારી તૂટીફૂટી હિંદુસ્તાની સમજીને મને નટેસનજીને ઘેર લઈ ગયેલો. દક્ષિણમાં મુખ્યપણે ચાર ભાષા ચાલે છે — તામિલ, તેલુગુ, મલયાળી ને કાનડી. પરંતુ ત્યાં બધી જગાએ તૂટીફૂટી હિંદુસ્તાનીથી કામ નભે છે. એટલે મારા પર કાગળો મોકલનારાં મને પ્રાંતિક ભાષામાં લખે અથવા રાષ્ટ્રીય ભાષામાં લખે. પણ અંગ્રેજીમાં શું લખવું? ગંગાજમનાના પ્રવાહો એકત્ર થવાથી ત્રિવેણી બને છે તેમ હિંદી ને ઉર્દૂના સંગમથી હિંદુસ્તાની બને છે. ઉર્દૂ એટલે ફારસી ને અરબી શબ્દોથી પ્રચુર ભાષા. તેવી જ રીતે હિંદી એટલે સંસ્કૃતપ્રચુર ભાષા. હિંદુસ્તાનીમાં બધા સામાન્ય પ્રચલિત શબ્દો હોય છે. અલબત્ત, હિંદુસ્તાની ને હિંદીનું વ્યાકરણ તો એક જ હશે. હિંદુસ્તાનીમાં અરબી, ફારસી ને સંસ્કૃતના પ્રચલિત શબ્દો આવશે. એમાં રેલગાડી ને કોર્ટ જેવા અંગ્રેજી શબ્દોયે આવશે. એવા શબ્દો પર આપણને તિરસ્કાર થોડો જ છે? પણ હિંદુસ્તાની જાણવાવાળો મને અંગ્રેજીમાં લખે તો તેનો કાગળ હું ફેંકી દઉં. મારો દીકરો ઊઠીને મને અંગ્રેજીમાં લખે તો તેનો કાગળ હું ફેંકી ન દઉં? અલબત્ત, અંગ્રેજો તો અંગ્રેજીમાં જ લખશે. આટલી સીધી સાદી વાત આપણે કેમ નહીં સમજતા હોઈએ? એનું કારણ ઉઘાડું છે. આપણો ધર્મ, આપણું કર્મ બધું આપણે વિસારી મૂક્યું છે. આ જે વિકૃતિ પેદા થઈ છે તેમાંથી ઈશ્વર આપણને બચાવો!

## ૯૯

૧૯-૧૨-'૪૭

### ગુરગાંવ જિલ્લાના એક ગામની મુલાકાત

આજે ગુરગાંવ તરફ મારું જવાનું થયું હતું. ત્યાં મેયો લોકો રહે છે. છાવણીઓમાં પડયા છે. તેમાંના થોડાને અલવર રાજ્યમાંથી ને બીજાને ભરતપુર રાજ્યમાંથી ભગાડી મૂકવામાં આવ્યા છે. એમની મસીદો વગેરે પાડી નાખવામાં આવી છે. ડૉ. ગોપીચંદ ભાર્ગવ પણ મારી સાથે આવ્યા હતા. એ લોકોએ મારી આગળ પોતાનાં વીતકો કહી સંભળાવ્યાં. ભેગા થયેલાઓમાં હિંદુ પણ ઘણા હતા. ત્યાં તો એવું દેખાતું હતું કે બે વચ્ચે કોઈ જાતનો અંટસ નથી. છતાં અંટસ છે. મેયો લોકો લડાયક લોકો છે પણ હમણાં ડરી ગયા છે. થોડા પાકિસ્તાનમાં ચાલી નીકળ્યા છે. બીજા વિમાસણમાં પડયા છે કે જઈએ કે રહીએ? ડૉ. ગોપીચંદે એમને કહ્યું કે જેમને રહેવું હોય તે ખુશીથી રહો. જ્યાં લગી જીવતો છું અને મને સમજ છે ત્યાં સુધી લોકો પોતપોતાનાં ઘરબાર છોડી ઘરબાર વગરના બને એ વાત હું ચલાવી લેનાર નથી. લાખોને બન્ને બાજુ પરથી પોતપોતાનાં ઘરબાર મૂકી નાસવું પડયું. એ અનાડીપણાની વાત હતી. આમાં પહેલ કોણે કરી ને વધારે જુલમ કોનો થયો એ વાતો હવે છોડી દઈએ. એ વાતો નહીં છોડીએ તો વેરઝેર મટવાનાં નથી. જબરજસ્તીને કારણે કોઈનેયે નાસવું ન પડે એટલું જ તમારે સૌએ જોવાનું છે. જે ડરી ગયા છે ને જવા માગે છે તે બેશક ભલે જાય.

સભામાં થોડી બહેનો પણ હતી. તેમાંથી કોઈની પાસે તંબૂનું સાધન છે તો બીજાં પાસે નથી. પણ પોતપોતાને અસલ મુકામે એ બધાં પાછાં ત્યારે જ જાય ને જઈ શકે જ્યારે અલવર ને ભરતપુરના લોકો એમને બોલાવે. કેટલાક લોકો કહે છે કે મેયો તો ગુના કરનારી ગુનેગાર જાત છે. માનો કે એ વાત સાચી છે; તો તેથી શું ગુના

કરનારા સૌની કતલ કરીશું? સાચો ને સીધો રસ્તો એમને સુધારવાનો અને શરાફત શીખવવાનો છે.

### અંકુશો ઊઠી ગયા પછીના ભાવ

કેટલાક ભાઈઓ તાર કરીને મને જણાવે છે કે તમે કહો છો કે ખાંડના ભાવ ઊતરી ગયા છે પણ અમારે ત્યાં તો વધ્યા છે. એમને મારો જવાબ એ છે કે કોઈ કોઈ જગાએ ખાસ કારણથી ભલે વધ્યા હશે પણ બીજી ઘણી જગાઓ પર ઊતરી ગયા છે. સાકર ખાંડ કરતાં સારી વસ્તુ છે. હમણાં માલ એક જગાએથી બીજી જગાએ લઈ જવાની મુશ્કેલી છે. પ્રો. મથાઈ કહે છે કે મારી પાસે હમણાં ભારખાનાના ડબ્બા અને કોલસાની તાણ છે. છતાં ફરિયાદો ને મુશ્કેલીઓ દૂર કરવાની કોશિશ ચાલુ છે.

### પેટ્રોલ પરનો અંકુશ

નવાઈ જેવી વાત છે કે રેલગાડીઓ નહોતી ત્યારે આપણું કામ બરાબર ચાલ્યા કરતું હતું પણ આજે રેલગાડીઓ છે, મોટરો છે, અરે, હવાઈ જહાજો છે ત્યારે આપણા હાથપગ ખોટા થઈ ગયા છે ને આપણને કશું સૂઝતું નથી. રેલવે સિવાય માણસો અને માલની હેરફેરનું બીજું સાધન મોટર છે. પણ મોટરો ચલાવવી હોય તો પેટ્રોલ જોઈએ. અને પેટ્રોલ પર તો અંકુશ છે. પેટ્રોલ પરનો એ અંકુશ ઉઠાવી લેવામાં આવે તો લારીઓવાળા લારીઓ દોડાવી શકે. મીઠા પરનો કંટ્રોલ ઊઠી ગયો છતાં મીઠાના ભાવ વધ્યા. આજે મીઠું મળવું મુશ્કેલ બન્યું છે. એવું જ પેટ્રોલનું બને એવો સંભવ છે. પણ મને એમાં કશી વાસ્તવિકતા લાગતી નથી. પેટ્રોલ એવી ચીજ નથી, જેની સૌને જરૂર હોય. અને લારીવાળા લારીઓ ચલાવવા માંડે તો મીઠાની ખેંચ પડે છે તે જતી રહે. તેથી એક ચીજ પર કંટ્રોલ રાખવો ને બીજી પરથી ઉઠાવી લેવો એ ઢબે કામ નહીં ચાલે. આપણે એક જ પ્રકારની નીતિનો અમલ શરૂ કરી લોકો શું કરે છે તેના પર નજર રાખવી જોઈએ. કાળાં બજારમાં તો પેટ્રોલ સૌ કોઈને મળે જ છે. કેટલાક તો એને કાળું બજાર કહેતા

જ નથી કેમ કે એ ધોળે દહાડે ચાલે છે! પેટ્રોલના વહેવારમાં, તેના સોદાઓમાં છડેચોક લાંચ અપાય છે. પેટ્રોલ મેળવવાને સેંકડો રૂપિયા અમલદારોને ખવડાવવા પડે છે. આમ એક બદીમાંથી બીજી અનેક ફૂટી નીકળે છે. પેટ્રોલ કંઈ ખાવાની ચીજ નથી. હરેકના વપરાશની વસ્તુ પણ નથી. સરકારને જેટલાની જરૂર હોય તેટલું પેટ્રોલ રાખી લઈ બાકીના પરથી તે કંટ્રોલ ઉઠાવી લે. પરિણામે બજારમાં પેટ્રોલ વેચાતું બંધ થઈ જાય તો તેનો મને જરાયે અફસોસ નહીં થાય. હિંદુસ્તાનનો કારભાર એથી અટકી પડવાનો નથી. એથી હિંદુસ્તાન મરી નહીં જાય, જીવતું જ રહેશે.

## જીવતું મિશ્ર ખાતર

આપણે ત્યાં પૂરતું અનાજ પેદા નથી થતું કેમ કે આપણી જમીનને પૂરું ખાતર નથી મળતું. આપણે ખાતર પણ બહારથી આયાત કરીએ છીએ! એથી કેટલોયે પૈસો નાહક બરબાદ થાય છે. વધારામાં જમીન પણ બગડે છે. આને અંગે મીરાબહેને હમણાં એક પરિષદ બોલાવી હતી. મીરાબહેન પોતે કિસાન બની ગઈ છે. તેને ગાય વહાલી છે. તેને માણસો પર જેવો પ્રેમ છે તેવો જ જાનવરો પર પણ છે. ગાયને તો તે પોતાની સખી જેવી માને છે. તેથી પોતાનું ખાવાનું કાઢી તેને આપશે ને તેની પૂરેપૂરી ખાતરબરદાસ્ત કરશે. એ મીરાબહેને ખાતરનો વિષય ચર્ચવાને એક કૉન્ફરન્સ બોલાવવાની વાત કાઢી. પછી તો એ વાતમાં સર દાતારસિંહ અને રાજેન્દ્રબાબુ પણ સામેલ થયા. એ બધાંએ ભેગાં મળી કેટલાક ઠરાવો કરી ખાતર કેમ બનાવવું તે બતાવ્યું છે. જાનવરોના છાણ અથવા વિષ્ટાની સાથે કચરો વગેરે ભેળીને લોકો ખાતર બનાવે છે તો ખબર સરખી નથી પડતી કે આ ખાતર છે. હાથમાં લો તો વાસ પણ નથી આવતી. આમ કચરામાંથી કરોડો રૂપિયા પેદા થાય.

પણ આ પરિષદવાળા પૈસો કમાવાને લોભે એકઠા નહોતા થયા. પ્રજાની સેવા કરવાની લાગણીથી ભેગા મળ્યા હતા. એ ત્રણ દિવસ સુધી એમની પરિષદનું કામ ચાલ્યું. રાજેન્દ્રબાબુ પ્રમુખ હતા. એમણે મંજૂર કરેલા ઠરાવોનો સાર એ છે કે કચરામાંથી આપણે કરોડો

રૂપિયા કઈ રીતે બનાવીએ ? એક શેરને બદલે ચાર શેર અનાજ કેવી રીતે પકવીએ ? પરિષદનું કામ પૂરું થયે મીરાબહેન ચાલી ગયાં. તે હરદ્વાર પાસે બેસીને આ જ કામ કરશે. મને થયું કે લાવ જીવ આ જરૂરી વાત પણ પ્રાર્થના માટે એકઠા થતા લોકોને જણાવું. એ જરૂરી હતું.

## ૧૦૦

૨૦-૧૨-'૪૭

### નામરદાઈ છોડો

દિલગીરીની વાત છે કે દિલ્હીમાં નાના પ્રમાણમાં પાછી ગડબડ શરૂ થઈ છે. અહીંના હિંદુ ને શીખ અથવા પાકિસ્તાનથી આવેલા દુ:ખી લોકો મુસલમાનો અહીં રહે એવું ઇચ્છતા ન હોય તો એમણે સાફ સાફ ખુલ્લંખુલ્લા એ વાત કહી દેવી જોઈએ. સરકારે પણ સાફ જાહેર કરવું જોઈએ કે અમારાથી મુસલમાનોનો બચાવ નહીં થાય. બેશક, આપણે માટે એ મોટી શરમની વાત થશે. એમાં મને હિંદુ ને શીખ ધર્મનો અસ્ત થતો દેખાય છે. એવી જ રીતે પાકિસ્તાનમાં શીખો તેમ જ હિંદુઓને સુખચેનથી રહેવા દેવામાં નહીં આવે તો તેમાં મને ઇસ્લામનો અસ્ત થતો ભાસે છે. હિંદુ ધર્મ તો એકલા હિંદુસ્તાનમાં છે. દિલ્હીમાંથી ઘણાખરા મુસલમાનોને તો ભગાડી મૂકવામાં આવ્યા છે ને બાકી રહ્યા છે તેમને અનેક રીતે હેરાન કરવામાં આવે છે. આ બહુ બૂરી વાત છે. આપણે બહાદુર બનીએ, શરીફ બનીએ તો મુસલમાનો શું કે બીજા શું, કોઈનેયે ડરવાનું કારણ ન રહે. તમે સૌએ હમણાં જ ભજનમાં સાંભળ્યું કે મીરાં ભગવાનના ભક્તોને જોઈ રાજી થતી, જગતને જોઈ રોતી હતી. ભક્તોના દર્શનથી તેના મનમાં પણ ભક્તિ પેદા થતી. એટલે આપણે ભલા થઈએ તો બીજાઓનો ભલા બન્યા વિના છૂટકો ન થાય. મુસલમાનો કહે કે હિંદુઓ ભૂંડા છે, પાપી છે માટે એમને મારો કે કાપી નાખો તો એ ખોટી વાત થાય. એવી જ રીતે હિંદુઓ મુસલમાનોને ભૂંડા, પાપી

માની તેમને મારહાણ કરે તો તેયે ખોટી વાત થાય. બૂરો માણસ, પાપી માણસ પોતાની બૂરાઈ અગર પાપના ભારથી જ મરશે. અહીં હિંદમાં મુસલમાન હિંદુથી ડરે ને ત્યાં પાકિસ્તાનમાં હિંદુ મુસલમાનથી ડરે એ વાત અસહ્ય છે. આપણે વાતો તો મોટી મોટી કરી ને કહ્યું કે અમારે ત્યાં સૌ કોઈ સુખચેનથી રહી શકે છે પણ એવું હજી બનતું નથી. આપણું રાજ્ય સાચું રાજ્ય બનાવવું હોય તો સરકારી અમલદારો ને પોલીસનાં માણસો વગેરે સૌએ રીતસર ચાલવું પડશે. આજે રાજવહીવટની લગામ આપણા હાથમાં આવી છે તે જાણે હાથમાંથી સરકી જતી હોય એવું દેખાય છે.

## ગ્રામ ઉદ્યોગો

પરંતુ આજે મારે આ બધી વાતોને બદલે તમને ગ્રામોદ્યોગોને વિષે ચાર વાત કહેવી હતી. ગયે અઠવાડિયે 'હરિજન કૉલોની'માં મારું જવાનું થતું તે દરમિયાન ગ્રામોદ્યોગ સંઘની સભા પણ ત્યાં થઈ હતી. એ વિષે મારાથી કશી વાત તમને થઈ શકી નહોતી. મેં ઘણી વાર સરખામણી કરતાં કહેલું કે રેંટિયો એ સૂર્યરૂપ હોઈ કેન્દ્રમાં છે અને બીજા ગામડાંના ઉદ્યોગો તેની આસપાસ ફરનારા ગ્રહો જેવા છે. હવે જો સૂર્ય નથી ચાલતો તો ગ્રહો પણ બિચારા થંભી જાય. તમારા રાજ્યના ધ્વજ પર ચક્ર અંકિત કરેલું છે. એને જોઈએ તો સુદર્શન ચક્ર કહો, જોઈએ તો અશોકનું ધર્મચક્ર કહો; હકીકતમાં એ રેંટિયાનું પ્રતીક છે. જેમ સૂર્ય ન હોય તો ગ્રહો ચાલી નથી શકતા તેવી જ રીતથી હું માનું છું કે ગ્રહો ન રહે તો સૂર્યને કંઈ ને કંઈ બાધા થયા વિના ન રહે. પણ વિજ્ઞાનની દૃષ્ટિથી મારી આ વાત હું સાબિત નથી કરી શકતો.

ગ્રામ ઉદ્યોગ સંઘ શરૂ તો થયો કૉંગ્રેસને આશરે પણ તે સ્વાવલંબી છે. ઘંટી દળવાનો ઉદ્યમ જતો રહ્યો છે એટલે આજે સારો લોટ મળતો નથી. તો શું દરેકે દરેક જગા પર લોટ દળવાની સંચાની ઘંટી પહોંચી જશે? પણ શું કામ પહોંચી જાય? આ દિલ્હીની જ વાત લો. એની આજુબાજુ ઘણાં ગામડાં છે. દિલ્હીએ એમનો આધાર લેવાનો

છે અને એમને આધાર આપવાનો છે. એ રીતે જ દિલ્હી અને એ બધાં ગામો મળીને એક રૂડી ચીજ બને છે અને બન્ને એકબીજાને સમૃદ્ધ બનાવે છે. હું સાંભળું છું કે દિલ્હીમાં ઘણાખરા કારીગરો મુસલમાન હતા. એમના ચાલી જવાથી લોકોને અનેક મુશ્કેલી પડે છે. પાણીપતમાં ઘણા મુસલમાનો કામળા બનાવવાનું કામ કરતા હતા. તેમના ચાલી જવાથી એ ઉદ્યોગ પણ ભૂંસાઈ જવા જેવો થઈ ગયો છે. નવા હિંદુ કારીગરો એ ધંધો શરૂ કરીને શીખે તે વખતની વાત આજે શી કરવી? સામાન્યપણે અમુક ધંધા મુસલમાનો કરતા, અમુક હિંદુ કરતા. પણ બન્ને બાજુથી કારીગરો નાસી છૂટયા છે એટલે હિંદુસ્તાન ને પાકિસ્તાન બન્ને ડૂબવા લાગ્યાં છે.

## રચનાનું કામ

ગઈ કાલે મેં તમારી આગળ ખાતરની વાત કરી હતી. છાણ, કચરો, માણસોનો મળ વગેરેના મિશ્રણમાંથી રૂપાળું સુગંધી ખાતર બને છે. એને જોઈએ તો તમે પેટીમાં રાખો, અને જેમ ધૂળથી પેટી બગડતી નથી તેમ આ ખાતરથી પણ નથી બગડતી. એ ખાતર સોના જેવી કીમતી ચીજ છે. આ ધૂળમાંથી ધાન્ય પેદા કરવાની વાત છે. આ એક દિલ્હી શહેરમાંથી જ કેટલો કચરો એકઠો થાય છે? હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંઓમાં માણસોનું અને જાનવરોનું મળીને કેટલુંયે મળમૂત્ર એકઠું થાય છે. એની પોતાની જગા પર એ સોનાના જેવી કીમતી ચીજ છે. ખાતર બનાવવાનો પણ એક ગ્રામ ઉદ્યોગ છે. ગ્રામ ઉદ્યોગ એ જ રેંટિયો છે. પણ કરોડો એમાં હાથ દે, મદદ કરે તો જ એ ચાલે. તો જ એમાંથી મોટું પરિણામ આવે. હરિજન સેવક સંઘ, ગ્રામ ઉદ્યોગ સંઘ, ગોસેવા સંઘ, તાલીમી સંઘ, ચરખા સંઘ એ બધાયે ગરીબોની સેવાને અર્થે નીકળ્યા હતા ને ચાલે છે. પંચાયતરાજ કંઇ હિમાલય પરથી ઊતરી આવવાનું નથી. સમગ્ર જનતા એ જ એની ધરી છે. એ ધરી મજબૂત હોય તો જ તેની આસપાસ મોટી રચના થઈ શકે. એ પાંચે સંઘોનું કામ કરીને તમારે સૌએ રાજ્યની ધરી મજબૂત કરવાની છે. નહીં તો

આજે યાદવાસ્થળી ચાલી જ રહી છે. યાદવો આપસઆપસમાં લડી મર્યા હતા. એટલે યાદવાસ્થળીને રોકવી હોય તો તમારે સૌએ રચનાત્મક કામ પર જોર દેવું જોઈએ.

## ૧૦૧

૨૨-૧૨-'૪૭

### ધાર્મિક સ્થળોને અપવિત્ર ન કરાય

અહીંથી આઠથી દશ માઈલના અંતર પર મહરૌલી (મરોલી)માં કુતુબુદ્દીન બખ્તિયાર કાકી ચિશ્તીની દરગા આવેલી છે. પવિત્રતામાં આનું સ્થાન અજમેરમાં આવેલી દરગાથી બીજું મનાય છે. એ દરગાએ એકલા મુસલમાનો જ નહીં, હજારો હિંદુ તેમ જ બીજા બિનમુસ્લિમો ભક્તિભાવથી યાત્રાએ જતા હતા. ગયા સપ્ટેમ્બર માસમાં એ દરગા હિંદુઓના રોષનો શિકાર બની. દરગાની આજુબાજુમાં રહેનારા મુસલમાનોને લાચારીથી આઠસો વરસનાં પોતાનાં જૂનાં ઘરબાર છોડવાં પડ્યાં. આ બનાવનો મેં આજે એટલા માટે ઉલ્લેખ કર્યો છે કે દરગાને માટે વફાદારી તેમ જ પ્રેમની લાગણી રાખતા હોવા છતાં ત્યાં આજે કોઈ મુસલમાન રહ્યા નથી. તેથી હિંદુઓ, શીખો, ત્યાંના અમલદારો અને આપણી સરકારની ફરજ છે કે એ બધાયે મળીને વહેલામાં વહેલી તકે એ દરગાને ખુલ્લી કરી આ કલંકનો ડાઘ ધોઈ કાઢે. આ જ વાત દિલ્હીમાં અને દિલ્હીની આસપાસ આવેલી મુસલમાનોની બધીયે પવિત્ર જગાઓને લાગુ પડે છે. બંને રાજ્યોની સરકારોએ પોતપોતાની હકૂમત નીચેની વધુમતી કોમોની વસ્તીને સાફ તેમ જ સખત શબ્દોમાં એવું જણાવી દેવાનો વખત આવી ગયો છે કે નાના કે મોટા કોઈ પણ પ્રકારના ધાર્મિક સ્થળનું અપમાન થશે તે હવે સાંખી લેવામાં નહીં આવે. એવાં સ્થાનોને જે નુકસાન પહોંચાડવામાં આવ્યું છે તેની મરામત પણ હવે થઈ જવી જોઈએ.

## હિંદી રાજ્યસંઘના મુસ્લિમોનો ધર્મ

મુસ્લિમ લીગની કાઉન્સિલે કરાંચીમાં જે ઠરાવ મંજૂર કર્યો છે તેને નજરમાં રાખી મુસલમાન ભાઈઓ મને પુછાવે છે કે અમારામાંથી જે લોકો લીગના સભ્યો છે તેમણે મૌલાના અબુલ કલામ આઝાદે લખનૌમાં બોલાવેલી સભામાં જવું કે ન જવું? કે પછી મુસ્લિમ લીગના સભ્યોની જે સભા મદ્રાસ મુકામે બોલાવવામાં આવી છે તેમાં જવું? આ બધી સ્થિતિમાં મુસ્લિમ લીગના સભ્યોએ કેવું વલણ રાખવું? મારા મનમાં જરાયે શંકા નથી કે એ લોકોને અંગત અથવા જાહેર રીતે નિમંત્રણ મળે તો તેમણે લખનૌની સભામાં જવું જોઈએ અને મદ્રાસની સભામાં પણ જવું જોઈએ. બન્ને જગાએ તેમણે પોતાના વિચાર ખુલ્લી રીતે નિખાલસપણે નીડર રહીને જાહેર કરવા જોઈએ. એ ભાઈઓએ પાછલાં ત્રીસ વરસની હિંદુસ્તાનની અહિંસાની લડતનો બરાબર અભ્યાસ કર્યો હોય તો અમે અહીં યુનિયનમાં લઘુમતીમાં છીએ અને પાકિસ્તાનની અમારી વધુમતી અમને કોઈ જાતની મદદ કરવાને અસમર્થ છે એવો ગભરાટ એમને ન થવો જોઈએ. વળી, લઘુમતી કોમ ગમે તેટલી નાની કેમ ન હોય પણ પોતાની ઇજ્જતઆબરૂ તેમ જ માણસમાત્રને જે કંઈ વહાલું ને નજીકનું લાગે છે તે બધું બચાવવાને ખાતર ડર રાખવાનું તેને કદી કોઈ કારણ નથી. એટલું સમજવાને ખાતર તેણે અહિંસા વિષે શ્રદ્ધા રાખવાની જરૂર પણ ઊભી થતી નથી. માણસનું ઘડતર જ એવા પ્રકારનું છે કે તે પોતાના સરજનહારને બરાબર ઓળખી લે અને એટલું પણ સાથે સમજી લે કે પોતે એ જ સરજનહાર ભગવાનનું પ્રતિબિંબ છે તો દુનિયાની કોઈ સત્તાનું તેના સ્વમાનને છીનવી લેવાનું ગજું નથી. માણસના સ્વમાનને હણવાની યા ડુબાડવાની શક્તિ કોઈનીયે હોય તો તેની પોતાની જ છે, તે પોતે જ પોતાનું સ્વમાન ડુબાડી શકે. ટ્રાન્સવાલની જબરજસ્ત સરકારની સામે મેં લડત ઉપાડી હતી તે વખતે મારા એક પ્રિય અંગ્રેજ મિત્રે મને કહેલું કે "હું હમેશ લઘુમતીઓને સાથ આપવાનું પસંદ કરું છું કેમ કે લઘુમતી કોમો સામાન્યપણે ભૂલ કરતી નથી અને કોઈ વાર કરે છે તો તેમને

સમજાવીને તે સુધારવાનું સહેલું હોય છે. પરંતુ બહુમતીની વસ્તીઓને પોતાની સત્તાનો ઘમંડ હોય છે અને તેથી તેની ભૂલ તેને બતાવી સુધારવાનું કામ કઠણ હોય છે."

હવે, વધુમતી કોમનો અર્થ એક તરફથી હથિયારોની તાકાતથી સજ્જ કોમ એવો કરીએ તોયે એ મિત્રની વાત સાચી ઠરે છે. મુઠ્ઠીભર અંગ્રેજો પોતાની શસ્ત્રાસ્ત્રોની તાકાતના જોર પર અહીં કેવા વધુમતી જેવા બનીને બેઠા હતા અને આખાયે હિંદને કેવું દબાવતા હતા તે ભૂતકાળમાં થયેલા કડવા અનુભવો પરથી આપણે બરાબર જાણીએ છીએ. હિન્દુસ્તાન પાસે એવાં શસ્ત્રાસ્ત્રો નહોતાં અને કદાચ તેને મળત તોયે તેનો ઉપયોગ તેને આવડતો નહોતો. હિંદુઓ ને શીખો આપણા મુલક પર ચાલેલા અંગ્રેજી હકૂમતના અમલ પરથી કશો પાઠ શીખ્યા નથી એ ખરેખર દુ:ખની વાત છે. હિંદી રાજ્યસંઘના મુસલમાનોને પૂર્વમાંની અને પશ્ચિમમાંની પોતાની કોમની વધુમતીનું જૂઠું અભિમાન હતું. આજે હવે એ લોકોના મગજ પરથી એ નશો ઊતરી ગયો છે. હવે લઘુમતી કોમ તરીકે રહેવાને અંગે કેવા ગુણો કેળવવાની જરૂર છે તે જો એ લોકો સમજી જશે તો પોતાની રીતરસમોથી ઇસ્લામની ખૂબીઓ દુનિયાને બતાવી શકશે. એમણે ભૂલવું ન જોઈએ કે ઇસ્લામનો વધારેમાં વધારે કીર્તિવંત જમાનો હજરત મહમદ મક્કામાં રહેતા હતા તે દિવસોમાં હતો. કૉન્સ્ટંટાઈન બાદશાહના જમાનાથી ખ્રિસ્તી ધર્મના તેજનો પણ લોપ થવા લાગ્યો. પરંતુ મારે આ દલીલને અહીં આગળ લંબાવવી નથી. મારી સલાહનો આધાર મારી આ વાત પરની પાકી શ્રદ્ધા છે. એટલે છેવટે મારે એટલું જ કહેવું છે કે મુસલમાન મિત્રોને મારી સલાહ રુચતી ન હોય તો બહેતર છે કે તેઓ તેને ન સ્વીકારે.

## કૉંગ્રેસના સેવક બનો

મારી સમજ પ્રમાણે એમણે કૉંગ્રેસમાં આવી જવાની તૈયારી રાખવી જોઈએ. પરંતુ તેની સાથે મારી તે બધાને સૂચના છે કે જ્યાં સુધી કૉંગ્રેસમાં એમને હાર્દિક સ્વાગત અને સમાનતાનું વર્તન ન મળે

ત્યાં સુધી એમણે કોંગ્રેસમાં જોડાવાને અરજી ન કરવી. સિદ્ધાંતની દૃષ્ટિથી કોંગ્રેસમાં લઘુમતી ને વધુમતીનો સવાલ ઊભો થતો જ નથી. કોંગ્રેસનો કોઈ જુદો ધર્મ નથી, એકમાત્ર માનવતાનો ધર્મ છે અને તેમાં સૌ સ્ત્રીપુરુષ સરખાં છે. કોંગ્રેસ એક ચોખ્ખી રાજદ્વારી સંસ્થા છે અને તેમાં શીખ, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી વગેરે સૌ સરખા છે. કોંગ્રેસ હમેશ પોતાના આ દાવાનો પૂરો અમલ નથી કરી શકી તેથી ઘણા મુસલમાનોને એવી લાગણી થઈ છે કે એ ઘણે ભાગે સવર્ણ હિંદુઓની સંસ્થા છે. એ ગમે તે હો, જ્યાં સુધી આજની ખેંચતાણ જારી છે ત્યાં લગી મુસલમાનો મોભાભેર બાજુએ અળગા ઊભા રહે. કોંગ્રેસને એમની સેવાની જરૂર પડે ત્યારે તેઓ કોંગ્રેસમાં આવી જાય. ત્યાં સુધી હું જે રીતે કોંગ્રેસનો છું તેવી રીતે તેઓ પણ કોંગ્રેસના બનીને રહે. કોંગ્રેસનો ચાર આનાનો સભ્ય સરખો ન હોવા છતાં કોંગ્રેસમાં મારું ચાલે છે તેનું કારણ એવું છે કે જ્યારનો ૧૯૧૫ની સાલમાં હું દક્ષિણ આફ્રિકાથી પાછો આવ્યો ત્યારનો વફાદારીથી તેની સેવા કરતો આવ્યો છું. દરેક મુસલમાન આજથી જ એ રસ્તો અખત્યાર કરી શકે. પછી તેમને સમજાશે કે મારી સેવાની જેટલી કદર આજે થતી દેખાય છે તેટલી જ તેમની સેવાની પણ થશે.

આજે એકેએક મુસલમાન લીગવાળો અને તેથી કોંગ્રેસનો દુશ્મન છે એમ મનાય છે. કમનસીબે લીગની કેળવણી એવી જ ચાલી આવી છે. પરંતુ આજે તો બન્ને વચ્ચે દુશ્મનાવટનું જરા સરખું કારણ રહ્યું નથી. કોમવાદના ઝેરના ઉતારને માટે ચાર મહિનાનો ગાળો બહુ નાનો ગણાય. પણ આ દુઃખી દેશનું દુર્ભાગ્ય તો જુઓ કે હિંદુઓ ને શીખોએ પણ એ ઝેરને અમૃત માની લીધું અને તે બન્ને મુસલમાનોના વેરી બન્યા, ઈંટનો જવાબ પથ્થરથી વાળી એમણે કપાળે કલંક વહોરી લીધું અને મુસલમાનોની નકલમાં તેમના જેવા બન્યા. મુસલમાન લઘુમતીને મારો આગ્રહ છે કે તમે આ ઝેરી વાતાવરણથી પર થઈ જાઓ, આદર્શ વર્તનથી તમારી બાબતમાં જે વહેમ બીજા લોકોના મનમાં ઘર કરી ગયો છે તેને ખોટો પાડો અને દુનિયાને બતાવી

આપો કે મનમાં કોઈ પણ જાતની ચોરી રાખ્યા વિના હિંદુસ્તાનના વફાદાર નાગરિક બનવું એ જ હિંદી રાજ્યસંઘમાં ઇજ્જત તેમ જ આબરૂથી રહેવાનો સાચો રસ્તો છે.

આ બધી વાત પરથી એવું સ્પષ્ટ અનુમાન નીકળે છે કે હિંદમાં લીગ હવે રાજદ્વારી સંસ્થા તરીકે કાર્ય નહીં કરી શકે. એ જ રીતે હિંદુ મહાસભા, શીખ સભા ને પારસી સભા વગેરે પણ રાજદ્વારી સંસ્થા નહીં રહી શકે. ધાર્મિક સંસ્થાઓના સ્વરૂપમાં એ બધી ભલે રહે. પછી તેમનું કાર્ય અંદરની સુધારણાનું રહેશે, પોતપોતાના ધર્મની સારી સારી વસ્તુઓ શોધી કાઢી તેમનો અમલ કરવાનું રહેશે. એ રીતે એ બધી સંસ્થાઓ ચાલશે તો હવામાંથી ઝેર નીકળી જશે. એ બધી ભલાઈનાં કામો કરવામાં એકબીજીની હરીફાઈ કરશે, પરસ્પર દોસ્તીથી રહેશે અને રાજ્યતંત્રને સારો વહીવટ ચલાવવામાં મદદ કરી તેને મજબૂત બનાવશે. એ લોકો કૉંગ્રેસમાં હોય કે ન હોય તોયે તેમની રાજદ્વારી આકાંક્ષાઓ તો કૉંગ્રેસ મારફતે જ પૂરી પડી શકશે. પોતાનાં સંગઠનમાં જેઓ છે તેમનો જ કૉંગ્રેસ વિચાર કરવા માંડશે તો તેનું ક્ષેત્ર બહુ સંકુચિત બની જશે. આમ તો આજેયે કૉંગ્રેસમાં ક્યાં ઝાઝા લોકો છે? છતાં કૉંગ્રેસની આજે કોઈ બરાબરી નથી કરી શકતું તેનું કારણ શું છે? એ જ કે આખાયે હિંદની પ્રતિનિધિ બનવાની તેની કોશિશ છે; દલિતમાં દલિત, ગરીબમાં ગરીબની સેવાનું તેણે પોતાનું ધ્યેય માન્યું છે.

## ૧૦૨

૨૩-૧૨-'૪૭

### પ્રાર્થનાનો વખત

એક ભાઈ સૂચના કરતાં જણાવે છે કે હવે ટાઢ વધી ગઈ છે તેથી પ્રાર્થનાનો સમય સાડા પાંચ પરથી બદલી પાંચનો રાખવામાં આવે તો સારું. ટાઢ વધી છે એ વાત સાચી છે પણ હવે એકવીસમી ડિસેમ્બરથી દિવસ એક એક મિનિટ લાંબો થવા માંડશે. તે છતાં તમારા સૌની મરજી હશે તો પ્રાર્થના કાલથી પાંચ વાગ્યેથી થશે.

### ભાવલપુરના ગેરમુસ્લિમો

આજે મારે તમારી આગળ ત્રણ વાતો કરવી છે. ભાવલપુરથી મારી પાસે થોડા લોકો આવી ગયા. એ બધા હેરાનગતિમાં સપડાયા છે. તેઓ મને જણાવે છે કે ત્યાં જેટલા હિંદુ ને શીખ રહી ગયા છે તેમને બોલાવી લો નહીં તો તે બધા ત્યાં કપાઈ મરશે. બીજા બે માણસો પણ આજે મારી પાસે આવ્યા હતા. તેમણે મને કહ્યું કે "અમારે માટે કશું નહીં થાય તો અમે ગવર્નર-જનરલના મકાનની સામે બેસીને ઉપવાસ પર ઊતરીશું." આવું કરવાથી ભાવલપુરના હિંદુ ને શીખો જીવતા રહેતા હોય તો વાત જુદી છે. પણ એ લોકોએ ને આપણે સૌએ સમજવું જોઈએ કે ગવર્નર-જનરલની પાસે આજે કંઈ બળ કે સત્તા નથી. તેમને આજે બ્રિટિશ સલ્તનતની તાકાતનો આધાર નથી. આજે એ આપણા જોરે જોરાવર છે. તેથી ચળવળ ભલે કરો પણ એવા ઉપવાસ કરવાથી કોઈ વાતે લાભ નથી. ભાવલપુરના નવાબસાહેબને હું કહીશ કે તમારે ત્યાંના હિંદુ ને શીખને તેમની મરજી હોય ત્યાં મોકલી આપો નહીં તો તમારો ધર્મ તમે ચૂકશો ને એ લોકોનો ધર્મ પણ જોખમમાં છે. નવાબસાહેબની હાજરી છતાં ત્યાં શું શું બની ગયું તેની વાતમાં મારે ઊતરવું નથી. આજના ભાવલપુરને બનાવનારા શીખો છે. એ લોકો આળસુ નથી. પરંતુ ભાવલપુરમાં ઘણા લોકો માર્યા ગયા, ઘણા કપાઈ

મૂઆ અને બાકી રહ્યા છે તે પણ નિરાંતે રહી નથી શકતા. તેમણે ત્યાં રહેવું શી રીતે? નવાબસાહેબે જાહેરાત કરવી જોઈએ કે જે રાજમાં રહ્યા છે એમને બહાર મોકલવાનો બંદોબસ્ત નહીં થાય ત્યાં સુધી હું તેમનો પૂરેપૂરો બચાવ કરીશ અને તેમનો વાળ સરખો વાંકો નહીં થવા દઉં. વળી, એ રહી ગયેલા લોકોના ખોરાકનો ને કપડાંનો બંદોબસ્ત પણ થવો જોઈએ. જે થયું તે થયું. એ પાગલપણું હતું. પણ હવે નવાબસાહેબે ભવિષ્ય સુધારી લેવું જોઈએ.

## પાકિસ્તાનના શરણાર્થી

'સ્ટેટ્સમૅન' નામના અખબારમાં સમાચાર છપાયા છે કે જે દુઃખી લોકો લાહોરની શરણાર્થીઓની છાવણીમાં પડ્યા છે તેમની દશા અત્યારે બહુ ભૂંડી છે. ગંદકીને લીધે ત્યાં કૉલેરા ને શીતળાના રોગ ફાટી નીકળ્યા છે. શરણાર્થીઓ ટાઢમાં ખુલ્લા આકાશ નીચે પડ્યા છે. એ લોકો ખુલ્લામાં રહે તેનો વાંધો નથી પણ તેમની પાસે વરસાદથી બચવાનું, ઓઢવાનું અને ખાવાપીવાનું સાધન હોવું જોઈએ. એટલું સાધન ન હોય તો એ લોકોને મરવું જ પડે. છાવણીમાં સફાઈને માટે ઠેઠ સિયાલકોટથી ભંગીઓને બોલાવે છે. પરંતુ ત્યાંનો સફાઈ તેમ જ તંદુરસ્તી ખાતાનો અમલદાર કહે છે કે "હું લાચાર થઈ ગયો છું. એમની પાસેથી હું પૂરું કામ લઈ શકતો નથી." અહીંથી શું કે પાકિસ્તાનથી શું, ગમે તે ઠેકાણેથી જાન બચાવવાને લોકો નાઠા પણ જ્યાં જઈને પડ્યા ત્યાં તો તેમને કંઈક સુખ મળવું જોઈએ ને ચેન પડવું જોઈએ ખરું કે નહીં? પાકિસ્તાન સરકારના અમલદારોને દુઃખી લોકો કહે કે અમને ઝાડુવાળા ને રસોઈ કરવાવાળા લાવી આપો તો તેમણે તેમની વાત કાને ધરવી ન જોઈએ. આમ બધાં જ કામોને માટે નોકર માગીશું તો પછી આપણે જાતે કંઈક તો કરીશું કે નહીં? એ રીતે નોકરો પાસે બધી જાતનું કામ કરાવવામાં આપણું પતન છે. શરણાર્થીઓને અમલદારોએ દૃઢતાથી કહેવું જોઈએ કે તમારું કામ તમે કરો. છાવણીની સફાઈ કરી તેને સાફ રાખવાનું કામ શરણાર્થીઓનું છે. શરણાર્થીઓએ મહેનત મજૂરી કરવી જ જોઈએ, ઉદ્યમ કરવો જ જોઈએ. તેમણે પ્રામાણિકતાથી રહેવું જોઈએ. પાકિસ્તાનમાં રહેતા

મુસ્લિમ શરણાર્થીઓ સારુ હું આ બધી ફિકર બતાવું છું તે માટે તમે સૌ મને માફ કરશો. પરંતુ હું એ લોકોની અને યુનિયનના હિંદુ તેમ જ શીખ શરણાર્થીઓની વચ્ચે ભેદ કરી શકતો નથી.

## નોઆખાલીના સમાચાર

પ્યારેલાલજી હમણાં મારી પાસે આવી પહોંચ્યા છે. તે મારા મંત્રી છે. મારા કહેવાથી નોઆખાલીમાં રહ્યા છે અને ભારે કામગીરી બજાવે છે. ત્યાં જે લોકો કામ કરી રહ્યા છે તે પોતાના જીવ હાથમાં લઈને ફરે છે. ત્યાં એમના રહેવાથી હિંદુઓને મોટી ઓથ મળી છે અને મુસલમાનો પણ સમજવા લાગ્યા છે કે આ ભલા લોકો છે, જે બન્ને કોમ વચ્ચે મેળ કરાવવાને આવ્યા છે. એક જગા પર મંદિર તોડી પાડવામાં આવેલું. આ લડાઈનું મૂળ. એ પછી કહેવું કે હિંદુઓ અહીં રહે એ નકામી વાત, પોલી વાત કહેવાય. એટલે મુસલમાનો સમજ્યા ને મંદિર ફરી બાંધવાનું નક્કી થયું. પણ સવાલ ઊઠ્યો કે કોણ બંધાવે? પ્યારેલાલજીએ મુસલમાનોને સમજ પાડી કે અસલ ગુનો તમારે હાથે થયો છે એટલે પ્રાયશ્ચિત્ત પણ તમારે જ કરવું જોઈએ. મુસલમાનોએ એ વાત કબૂલ રાખી. પછી એ લોકોએ મંદિર બાંધી આપીને કહ્યું કે હવે આમાં નિરાંતે પૂજાઅર્ચા કરો. મંદિરમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા પણ થઈ. સરકારી અમલદારોએ આ કામમાં ભારે ભાગ લીધો હતો. બધે આવી રૂડી રીતે કામ થાય તો હિંદની સૂરત પલટાઈ જાય. રસ્તો તો એ જ પુરાણો એકનો એક જ છે. આપણે સૌ આપણા પોતપોતાના ધર્મને વળગી રહી પોતપોતાના ધર્મનું બરાબર પાલન કરીએ.

## ૧૦૩

૨૪–૧૨–'૪૭

## એ અહિંસા હતી?

શીખ ભાઈઓ મારી પાસે હંમેશ આવતા રહે છે. છાપાંઓમાંથી પણ તેમની વાતો હું થોડી વાંચી લઉં છું. મળવાને આવનારા ભાઈઓ પણ થોડીઘણી વાતો સંભળાવે છે. એ લોકો મને કહે છે કે તમે શીખોના દુશ્મન બની ગયા છો. વધારામાં તેઓ મને કહે છે કે હિંદની બહાર તમારી વાતોનું થોડુંઘણું વજન ન પડતું હોત તો અમને તમારી વાતોની ઝાઝી પરવા નહોતી. દુનિયા માને છે કે હિંદે અહિંસાથી, શાન્તિને રસ્તે પોતાની સ્વતંત્રતા મેળવી છે. એ વાત સાચી હોત તો મને ઘણું સારું લાગત. પણ પાંગળા ને નામરદ લોકોથી અહિંસાનું પાલન નથી થતું. આ પાંગળાપણું ને કમજોરી કેવળ શરીરની નથી. શરીરથી પાંગળા થઈ ગયેલા લોકો તો ઇશ્વરની મદદથી અહિંસાનું પાલન કરવાને સમર્થ થાય છે. પ્રહ્‌લાદની જેમ એક બાળક પણ અહિંસાથી જાલિમની સામે ખડો રહી શકે. એ બન્યું હતું કે નહીં તે હું નથી જાણતો પણ કથા કહેવાય છે કે પ્રહ્‌લાદે પોતાના પિતાને સાફ જણાવી દીધું કે મારી લેખણીમાંથી રામ સિવાય બીજું નામ ઊતરવાનું નથી. મારી સામે અહિંસાથી પોતાના પિતાની શક્તિનો સામનો કરનારો બાર વરસનો નાનકડો પ્રહ્‌લાદ આજે પણ પ્રત્યક્ષ ખડો છે. પણ જે આદમી આત્માનો લૂલો છે, પાંગળો છે, આંધળો છે તે અહિંસાને શું સમજશે? અહિંસાનું પાલન તે શું કરશે? મેં ભૂલમાં માની લીધું હતું કે હિંદુસ્તાનની આઝાદીની લડત અહિંસક હતી. પરંતુ પાછળથી બનેલા બનાવોએ મારી આંખોનાં પડળ દૂર કર્યાં ને મને સમજાયું કે આપણી અહિંસા અસલમાં કમજોરોનો માંદો વિરોધ હતો. ખરેખર હિંદના લોકોએ અહિંસાનું પાલન કર્યું હોત તો તેમણે આટલી હિંસા કદી ન કરી હોત.

## ગુસ્સો સારો નહીં

શીખ ભાઈઓ મારા પર ગુસ્સો કરે છે તેથી મને હસવું આવે છે. શીખો ને હિંદુઓ વચ્ચે હું ફરક સમજતો નથી. ગુરુ ગ્રંથ સાહેબનું વાચન મેં કર્યું છે. શીખો મને કહે છે કે ગુરુ ગોવિંદસિંહની બાબતમાં તમે શું સમજો? પરંતુ એ દિશામાં હું અજ્ઞાન હોત તો એમને વિષે મેં જે લખ્યું છે તે કેવી રીતે લખી શકત? હું કોઈનો દુશ્મન નથી. એમણે સમજવું જોઈએ કે શીખોની શરાબખોરી એટલે કે દારૂની લત અને જુગારની લતની વાતો હું કરું છું તો તે બધાય શીખોને, શીખમાત્રને લાગુ નથી પડતી. હિંદુઓમાં પણ એવા લોકો નથી? પણ શીખોની તરવાર જ્યાં ન ચાલવી જોઈએ ત્યાં ચાલે છે એ બહુ બૂરી વાત છે. બૂરું વર્તન રાખનારો ગમે તે કેમ ન હોય, તે ઈશ્વરનો ગુનેગાર છે.

## નાતાલની વધાઈ

આજે ડિસેમ્બર માસની ચોવીસમી તારીખ છે. આવતી કાલે પચીસમી થશે. આપણે માટે જેવો દિવાળીનો તહેવાર છે તેવો જ ખ્રિસ્તીઓને માટે નાતાલનો છે. નાતાલને માટેનો બીજો શબ્દ ક્રિસ્ટમસ ઈશુ ખ્રિસ્તના નામ પરથી બન્યો છે. આ પ્રસંગે સર્વ ખ્રિસ્તી ભાઈબહેનોને હું વધાઈ આપું છું ને આશા રાખું છું કે તે સૌ પોતાના જીવનમાં ઈશુના ઉપદેશનો અમલ કરશે. હું એવું નથી માગતો કે કોઈ પણ હિન્દુ, મુસલમાન અગર શીખ હિન્દુસ્તાનના થોડા ખ્રિસ્તીઓ બરબાદ થઈ જાય અથવા પોતાનો ધર્મ બદલી નાખે એવી ઇચ્છા રાખે. 'ધર્મપલટો' શબ્દ મારા શબ્દકોશમાં નથી. હું એટલું જ ઇચ્છું છું કે દરેક ખ્રિસ્તી સારો ખ્રિસ્તી બને. વળી, દરેક હિન્દુ સારો હિન્દુ બને, હિન્દુ ધર્મની મર્યાદા તેમ જ સંયમનું પાલન કરે અને હિન્દુ ધર્મમાં તપશ્ચર્યાનો જે ઉપદેશ કરવામાં આવેલો છે. તે યાદ રાખી તેનો અમલ કરે. એવી જ રીતે હું ઇચ્છું છું કે હરેક મુસલમાન સારો મુસલમાન બને અને શીખ સારો શીખ બને. હલકો અથવા નીચ હિંદુ મુસલમાન બને તોયે સારો મુસલમાન નહીં બની

શકે. પરંતુ હું સારો હિંદુ બની ખ્રિસ્તીને સારો ખ્રિસ્તી બનવાની પ્રેરણા આપું તો હું મારા ધર્મનો જ પ્રચાર કરું છું.

ખ્રિસ્તી લોકો ઈશુના ધર્મને જ વળગી રહો. દુનિયામાં ધર્મની વૃદ્ધિ થાઓ. છાપાંઓમાં મારા વાંચવામાં આવ્યું છે કે હવે રાજ્ય તરફથી ખ્રિસ્તી અથવા બીજા કોઈ પણ ધર્મને નાણાંની મદદ મળનાર નથી અને પરદેશોમાંથી પણ ઝાઝા પૈસા આવનાર નથી તેથી હિંદુસ્તાનનાં પોણોસો ટકા ગિરજાઘરો એટલે કે ખ્રિસ્તી દેવળો બંધ થઈ જશે. આપણે ત્યાંના ઘણાખરા ખ્રિસ્તીઓ ગરીબ છે. એમની પાસે પૈસા નથી. પણ ધર્મ પૈસાથી થોડો જ ચાલે છે? ખ્રિસ્તીઓએ તો હવે રાજી થવાનું છે કે પૈસાની આ બલા ટળી. હજરત ઉમરને ઘેર એક વખતે ઘણું રાચરચીલું આવી પડ્યું. એટલે ગંભીર થઈને તેમણે પોતાની બીબીને કહ્યું કે આ એક બલા આપણે ત્યાં આવી પડી અને હવે હું મારા ધર્મનું પાલન કરી શકીશ કે નહીં તેની મને સમજ પડતી નથી! ભગવાન તો આપણી પાસે જ આપણા અંતરમાં વસે છે. તેને આપણે બરાબર ઓળખી લઈએ. સૌથી મોટું ગિરજાઘર ઉપર આકાશ અને નીચે ધરતીમાતાનુ બનેલું છે. ખુલ્લામાં શું હું ભગવાનનું નામ નથી લઈ શકતો? ભગવાનની ભક્તિ અથવા પૂજાને માટે શું સોનાની કે ચાંદીની જરૂર પડે છે? આપણા ધર્મનું પાલન કરનારા ખુદ આપણે જ છીએ અને તેને હણનારા કોઈ હોય તો તે પણ આપણે જ છીએ.

## ૧૦૪

૨૫-૧૨-'૪૭

### કાશ્મીરનો સવાલ

કાશ્મીરમાં જે કંઈ ચાલે છે તે વિષે થોડીઘણી મને અને તમને સૌને ખબર છે. એમાંની એક બાબત તરફ હું તમારું સૌનું ધ્યાન ખેંચવા માગું છું. છાપાંઓમાં સૂચના આવી છે કે હિંદી રાજ્યસંઘ અને પાકિસ્તાન બન્ને મળીને કાશ્મીરની બાબતમાં ફેંસલો મેળવવાને કોઈકને બોલાવી લાવે. આ પંચ અથવા લવાદ નીમવાની વાત થઈ. પરંતુ યુનિયન અને પાકિસ્તાન અંદર અંદર સમજીને ફેંસલો ન કરી શકે એવી સ્થિતિ ક્યાં લગી ચાલ્યા કરશે? આપણે આપસઆપસમાં ક્યાં લગી લડ્યા કરીશું? કાશ્મીર અને જમ્મુનો મળીને એક પ્રદેશ બને છે. તેમાં મુસલમાનોની વસ્તીનું પ્રમાણ વધારે છે. હવે કાશ્મીરના ભાગલા પાડવાની વાત આવી છે. તો આમ જેના તેના ભાગલા પાડવાની વાતો ક્યાં જઈને અટકશે? હિંદુસ્તાનના બે ભાગ થયા એટલું બસ નથી? અરે, એ પણ કંઈ ઓછું નથી. હિંદને ઈશ્વરે એક બનાવ્યું છે. તેના માણસે કકડા શા સારુ પાડવા જોઈએ? કેવી રીતે પડી શકે? પણ એવા ભાગલા તો પડી ચૂક્યા. લીગ અને કૉંગ્રેસ પોતપોતાનાં જુદાં જુદાં કારણોસર એથી રાજી થયાં છે. વળી, આજે કાશ્મીરના ભાગલા પાડીશું તો બીજાં રજવાડાંઓના શા સારુ ન પડે?

વિચાર કરો કે કાશ્મીરમાં ઝઘડો શાથી થયો? એવું જણાવવામાં આવતું હતું કે કાશ્મીરના પ્રદેશ પર હુમલો કરનારા લોકો ડાકુઓ છે, લુટારા છે. તે બધા બહારથી આવે છે. તેમને રેડર્સ નામ આપવામાં આવ્યું છે પણ જેમ જેમ વખત જાય છે તેમ તેમ સમજાય છે કે સ્થિતિ એવી નથી. ઉર્દૂનાં કેટલાંક છાપાં અહીં આવે છે. હું જાતે થોડુંઘણું વાંચી શકું છું. બીજું, મને મારી આજુબાજુનાં માણસોમાંથી કોઈ ને કોઈ વાંચી સંભળાવે છે. આજે 'જમીનદાર' નામના છાપામાંથી મને થોડું વાંચી સંભળાવવામાં આવ્યું. 'જમીનદાર'ના

તંત્રીને હું ઓળખું છું. એમની જબાન કે કલમ કદી લગામમાં રહેતી નથી. હવે તો એમણે ખુલ્લેખુલ્લું નોતરું આપ્યું છે કે સૌ મુસલમાનો કાશ્મીર પર હલ્લો કરવાને ભરતી થઈ જાઓ. ડોગરાઓને, શીખોને, સૌને તેમણે ગાળો કાઢી છે. કાશ્મીરની લડાઈને તેમણે જેહાદ અથવા ધર્મયુદ્ધ કહીને ઓળખાવ્યું છે. પરંતુ જેહાદ અથવા ધર્મયુદ્ધમાં તો કંઈ ને કંઈ મર્યાદા હોય છે, કંઈ કેય સંયમ હોય છે. અહીં તો એનું નામનિશાન નથી. જે બધું ચાલી રહ્યું છે તે થવું જ ન જોઈએ. તો શું 'જમીનદાર'ના તંત્રી એવું ઇચ્છે છે કે હિંદુ, શીખ અને મુસલમાન હમેશ એકબીજાથી અળગા રહે? મુસલમાનો હિંદુઓને અને શીખોને મારે, તેમની કતલ કરે તોયે એને અંગે આપણો ધર્મ શો છે? એ હું રોજ તમને બતાવું છું. હિંદુ ને શીખ બદલો લેવાનો કદી વિચાર ન કરે.

સીધી વાત એ છે કે કાશ્મીર પર પાકિસ્તાને ચડાઈ કરી છે. હિંદુસ્તાનનું લશ્કર ત્યાં પહોંચ્યું છે પણ તે ચડાઈ કરવાને નથી ગયું. કાશ્મીરના મહારાજા અને શેખ અબદુલ્લા બંનેના બોલાવવાથી ગયું છે. કાશ્મીરના સાચા મહારાજા શેખ અબદુલ્લા છે. હજારો મુસલમાનો એમના પર ફિદા છે.

## જમ્મુનો બનાવ

દરેક માણસનો પોતાના ગુનાનો એકરાર કરવાનો ધર્મ છે. જમ્મુના શીખો ને હિંદુઓએ અથવા ત્યાં બહારથી પહોંચેલા હિંદુ ને શીખોએ મળીને ત્યાં મુસલમાનોની કતલ કરી. કાશ્મીરના મહારાજા ઇંગ્લંડના રાજાના જેવા નથી. એમના રાજ્યમાં જે કંઈ સારું યા નરસું બને છે તેની જવાબદારી તેમને શિરે છે. ત્યાં મોટા પ્રમાણમાં મુસલમાનોની કતલ થઈ. ઠીક ઠીક પ્રમાણમાં છોકરીઓને ઉપાડી જવામાં આવી. શેખ અબદુલ્લા સાહેબે એમાં બચાવની કોશિશ કરી. જમ્મુમાં પહોંચી જઈ એમણે ચર્ચા કરી લોકોને સમજાવ્યા. કાશ્મીરના મહારાજાએ ગુનો કર્યો હોય તો તેમને અથવા જેણે કર્યો હોય તેને દૂર કરવાની વાત હું સમજી શકું પણ કાશ્મીરના મુસલમાનોએ શો ગુનો કર્યો છે કે તેમના પર હુમલો થાય છે?

## પાકિસ્તાનનું અભિમાન

પાકિસ્તાનની સરકારને હું અદબથી કહેવા ઇચ્છું છું કે તમે લોકો કહો છો કે ઇસ્લામની સૌથી મોટી રાજસત્તા પાકિસ્તાનનું રાજ્ય છે, પરંતુ તમારે ત્યાં એકેએક હિંદુ ને શીખને ન્યાય મળતો હોય તો જ તમે એ વાતનું ગૌરવ લઈ શકો. હિંદુસ્તાને અને પાકિસ્તાને એકસાથે બેસીને પોતાના મતભેદ અગર તકરારનો ફેંસલો કરવો જોઈએ. એમાં ત્રીજી સત્તા પાસે જવાની જરૂર શી? બંને તરફના પ્રધાનો એકઠા મળી ચર્ચા કરે. મહારાજા સમજી જાય ને અળગા થઈ જાય. લોકોને જે તકરાર હોય તેનો નિકાલ કરી લેવા દે. શેખ અબ્દુલ્લા તો બેશક એમાં હશે જ. પરંતુ મહારાજાએ સમજી જઈને કહી દેવું જોઈએ કે આ રાજ મારું નથી, લોકોનું છે; એટલે અહીંના લોકોને જે કરવું હોય તે કરે. તેમણે કહેવું જોઈએ કે કાશ્મીર અહીંના મુસલમાનો, હિંદુઓ અને શીખોનું છે, મારું નથી. મહારાજા અને તેમના પ્રધાન રાજવહીવટથી ફારગ થતાંની સાથે શેખસાહેબ અને તેમની આરઝી હકૂમત બાકી રહે છે. પછી બધા મળીને બેસીને અંદર અંદર તકરારનો ફેંસલો કરે. એમાં જ સૌનું કલ્યાણ છે. યુનિયનની સરકારે કાશ્મીરને મદદ કરી હશે તો ત્યાંની પ્રજાને ખાતર કરી છે, મહારાજાને ખાતર નથી કરી. પ્રજાની વિરુદ્ધ જઈને કૉંગ્રેસ કોઈ રાજાનો પક્ષ નથી લઈ શકતી. રાજાઓ પ્રજાના ટ્રસ્ટી બનીને રહે તો જ હવે રહી શકે.

## ગઝનવીને ફરી બોલાવો!

એક ઉર્દૂ માસિકમાં આજે એક કવિતા મારા જોવામાં આવી જે મને ખૂંચી. તેમાં કહ્યું છે કે "આજે તો સૌને મોઢે સોમનાથની વાત સંભળાય છે. જૂનાગઢ વગેરેનો બદલો લેવાને માટે હવે ગઝનીથી બીજા ગઝનવીને આવવું પડશે." આ બહુ બૂરી વાત છે. યુનિયનના કોઈ પણ મુસલમાનની કલમમાંથી આવી ચીજ ન નીકળે. એક તરફથી દોસ્તી ને વફાદારીની વાતો અને બીજી બાજુથી આવું? હું અહીં યુનિયનના મુસલમાનોની રક્ષા અને કલ્યાણને માટે મારા જીવનને હોડમાં મૂકીને બેઠો છું. હું તો એ જ વાત કરતો રહીશ કેમ કે મારે

બૂરાઈનો બદલો ભલાઈથી આપવો છે. આ વાત મેં તમને સંભળાવી કેમ કે એવી વાતોથી તમે ઉશ્કેરાઈ ન જાઓ એમ હું ઇચ્છું છું. ગઝનવીએ જે કરેલું તે બહુ ખોટું કરેલું. ઇસ્લામમાં ને ઇસ્લામને નામે જે બૂરી વાતો થઈ છે તે મુસલમાનોએ સમજી લઈને કબૂલ કરવી જોઈએ. કાશ્મીર, પતિયાલા વગેરે રજવાડાંના રાજાઓએ પોતાને ત્યાં જે બૂરી વાતો બની હોય તે કબૂલ કરી લેવી જોઈએ. એમાં કોઈ જાતની શરમ નથી. ગુનાનો એકરાર કરવાથી તે હલકો બની જાય છે. યુનિયનમાં બેઠા બેઠા મુસલમાનો પોતાનાં બચ્ચાંને શીખવે કે હવે ગઝનવીએ આવવું જોઈએ તો તેનો અર્થ એવો થયો કે હિંદુઓને અને હિંદુસ્તાનને ખાઈ જાઓ. આવું કોઈ ચલાવી નહીં લે, સાંખી નહીં લે. બંને અંદર અંદર મળીને ફાવે તેમ કરે. આ તોફાની ભૂંડી કવિતા એક મહત્ત્વના માસિકમાં ન છપાઈ હોત તો મેં એનો ઉલ્લેખ પણ ન કર્યો હોત.

## ૧૦૫

૨૧–૧૨–'૪૭

### તિબ્બિયા કૉલેજ

આજે મારે તમને સૌને અહીંની તિબ્બિયા કૉલેજની બાબતમાં વાત કહેવી છે. એના જન્મદાતા હકીમ અજમલખાન હતા. આજે કમનસીબે આપણે મુસલમાનોને દુશ્મન માનવા લાગ્યા છીએ. પરંતુ તિબ્બિયા કૉલેજની સ્થાપના થઈ ત્યારે એવી સ્થિતિ નહોતી. હિન્દુ રાજાઓ ને મુસલમાન નવાબો તેમ જ હિંદુમુસલમાન આમ જનતાએ એને નાણાં આપ્યાં હતાં. હકીમ સાહેબ મોટા તબીબ હતા. તેઓ આ કૉલેજ ચલાવતા હતા. એનું એક ટ્રસ્ટ પણ કરવામાં આવ્યું હતું. ટ્રસ્ટમાં મુસલમાન હતા ને હિંદુ પણ હતા. ડૉ. અનસારી ટ્રસ્ટીઓમાંના એક હતા. આજે થોડા હિંદુ સજ્જનો મારી પાસે આવ્યા હતા. તેમણે મને પૂછ્યું કે આ તિબ્બિયા કૉલેજનું શું થશે? તિબ્બિયા કૉલેજ

બંધ થશે તો હું માનું છું કે આપણે માટે ભારે દુઃખની ને શરમની વાત ગણાશે. આજે એ બંધ છે. કૉલેજ કારોલ બાગમાં આવી છે. આપણી નીચતાથી આપણે ઘણા મુસલમાનોને અહીંથી ભગાડ્યા. આજે તો દિલ્હીમાં મુસલમાનો ક્યાં રહી શકે ને ક્યાં નહીં એ જ સવાલ થઈ પડ્યો છે. પરંતુ બીજાનો નાશ કરવાની દાનત રાખવાવાળાનો પોતાનો જ નાશ થાય છે. ખાડો ખોદે છે તે પડે છે. જીવનનો એ કાનૂન છે. એટલે આ આપણી જાતનો અને ખુદ આપણા પોતાના ધર્મનો નાશ કરવાની વાત થઈ.

### ભગાડી લઈ જવામાં આવેલી સ્ત્રીઓ

બીજી વાત જે મારે તમને કહેવી છે તે પહેલાંયે મેં કહી છે. પણ એ એવી વાત છે કે વારંવાર કહેવામાં કશું નુકસાન નથી. હજારો હિંદુ તેમ જ શીખ કન્યાઓને મુસલમાનો ભગાડી લઈ ગયા છે. અને મુસલમાન બહેનોને હિંદુ ને શીખ ઉઠાવી ગયા છે. એ બધી બહેનો આજે ક્યાં છે? એમનો આજે કશો પત્તો મળતો નથી. લાહોરમાં બધાએ ભેગા મળી નિર્ણય કર્યો હતો કે નસાડી લઈ જવામાં આવેલી બધીયે હિંદુ, શીખ તેમ જ મુસલમાન સ્ત્રીઓને પાછી મેળવવી. કાશ્મીર અને પતિયાલાનાં રાજ્યોમાંથી ઉઠાવી લઈ જવામાં આવેલી મુસલમાન બહેનોની એક લાંબી યાદી મારી પાસે આવી છે. એમાંની ઘણી મશહૂર કુટુંબની સારા ઘરની બહેનો છે. એ સ્ત્રીઓ પાછી મળે તો તેમને સ્વીકારી લેવામાં કોઈ મુશ્કેલી ન હોવી જોઈએ. પરંતુ આપણા હિંદુ તેમ જ શીખ ભાઈઓ આમ ખોવાયેલી હિંદુ તેમ જ શીખ કન્યાઓને આદરપૂર્વક પાછી સ્વીકારશે કે નહીં એ મોટો સવાલ છે. એમની સાથે કોઈએ લગ્ન કર્યું હશે, એમણે ઇસ્લામનો સ્વીકાર કર્યો હશે તોયે મારી સમજ પ્રમાણે તે મુસલમાન બની ન ગણાય. એવી બહેનોને આદરથી હું મારી પાસે રાખું. એમનાં જે બાળકો થાય તેમને પણ હું આદરથી મારી પાસે રાખું. દિલથી તો બહેનો બગડી નથી. પણ દુષ્ટોના પંજામાં એ ફસાઈ હોય તો મારા મનમાં એમને માટે ઘૃણા નહીં હોય, કરુણા જ હશે. સમાજે એમને ફરી સ્વીકારવી જ જોઈએ. અને એમનો સ્વીકાર જો કરવો નથી તો એમને મેળવવાની

આ બધી ખટપટ શા સારુ કરવી? કોઈ લંપટે એમના પર બળાત્કાર ગુજાર્યો હોય ને તેમને ગર્ભ રહ્યો હોય તેથી શું મારે તેમનો તિરસ્કાર કરવો? ના, હું એમને મારા ખોળામાં મારી પોતાની દીકરી કરીને બેસાડું.

એવી જે કન્યાઓ હિંદુ હતી તે હિંદુ જ રહેશે ને શીખ હતી તે શીખ જ રહેશે. માનો ધર્મ તે જ બાળકોનો ધર્મ રહેશે. મોટા થયા પછી તે જે ધર્મમાં જવું હોય તેમાં જાય. હું સાંભળું છું કે એમાંની કેટલીક કન્યાઓ કહે છે કે અમારે પાછાં નથી જવું. તેમને ડર છે કે તેમનાં માબાપ અથવા તેમના પતિ તેમને તરછોડી કાઢશે. જે આ કન્યાઓના વાલી છે તેમણે એમને આદરથી પાછી સ્વીકારવી જોઈએ. જેમનું કોઈ રહ્યું નથી તેવી બહેનો પોતાના પગ પર ઊભી રહી પોતાનો ગુજરો કરી શકે તેટલા ખાતર આપણે તેમને એકાદ ધંધો શીખવીએ. મારી પાસે એવી કોઈ કન્યા આવશે તો હું તેને અહીં લાવી મારી સામે બેસાડીશ. જેવો આ બધી અહીં બેઠેલી કન્યાઓને આદર મળે છે તેવો જ તેને પણ મળશે. તે મારા ખોળામાં મારી દીકરી થઈને બેસશે. મારા દિલમાંથી દયા જતી રહે તો હું હિંદુ શેનો રહ્યો? જે ગુંડો છે તે મુસલમાન હોય કે હિંદુ હોય તોયે બૂરો છે. મુસલમાન કન્યાઓને પાછી સોંપી દઈ આપણે આપણા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. મારી પાસે આવેલી યાદી જોઈને હું ધ્રૂજી ઊઠ્યો છું. જમ્મુમાં પણ એવું જ થયું. મરદો ને ઘરડી ઓરતોને મારી નાખ્યાં ને જુવાન છોકરીઓને ઉઠાવી ગયા. એ બધી ક્યાં હશે તેની મને ખબર નથી. પરંતુ એ જ્યાં હોય ત્યાં મારો અવાજ પહોંચતો હોય તો ઉઠાવી લઈ જનારા ને એમને સંતાડી રાખનારા સૌ કોઈ ને મારો આગ્રહ છે કે એ બધી કન્યાઓને પાછી સોંપી દો.

### સોદો ન જોઈએ

એવું જણાવવામાં આવે છે કે મોટી સંખ્યામાં હિંદુ તેમ જ શીખ કન્યાઓ કોઈક પીરને મુકામે પડી છે. પીર કહે છે કે એમને કશી ઈજા પહોંચાડવામાં નહીં આવે. પણ અમારી મુસલમાન કન્યાઓ પાછી સોંપવામાં નહીં આવે ત્યાં લગી આમને પણ હું પાછી નહીં

સોંપું. પણ આવી બાબતોમાં સોદો કેવો? બન્ને તરફથી આપણે જાતે સમજીને એ છોકરીઓને મૂળ ઠેકાણે પહોંચાડવી જોઈએ. એ જ નિરાંતથી ને પ્રામાણિકતાથી રહેવાનો રસ્તો છે. નહીં તો આપણો દેશ ચાળીસ કરોડ ગુંડાનો દેશ બની ગયા વિના રહેવાનો નથી.

## ૧૦૬

૨૭–૧૨–'૪૭

### વિચાર, વાણી ને કર્મનો મેળ

આ ગામમાં આજે મારાથી આવી શકાયું તેથી મને ઘણો આનંદ થયો છે. અહીં તમે તમારું પંચાયતઘર બાંધ્યું એ પણ ખુશી થવા જેવું છે. પણ પ્રાર્થનામાં માનપત્ર આપવાનું શું? ને આ બધા હાર પહેરાવવાના શા? પ્રાર્થના કરવાનો જીવનનો નિયમ હોય અને સવારે ને સાંજે બન્ને વખત કરવાની હોય. સૂતી વખતે આપણે ઈશ્વરનો વિચાર કરીએ ને સ્વાર્થનો ન કરીએ. પ્રાર્થનામાં બીજું શું શું સમાયેલું છે તેની બધી વાતો કરવાનો આજે વખત નથી. પ્રાર્થના માટેની સભામાં માનપત્ર આપવાનું ન હોય છતાં તમે આપ્યું તો તે સારુ હું તમારો સૌનો આભાર માનું છું. તમારા માનપત્રમાં અહિંસા અને સત્યનો ઉલ્લેખ છે. પણ એનો આચાર ન કરીએ તો ખાલી એમનું નામ લેવાથી આપણે હાથે હિંસા થાય. દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યા બાદ હું હજારો ગામડાંમાં જઈ આવ્યો છું. હું માનું છું કે ઘણા લોકો બોલવા પૂરતી ઘણી વાતો કરે છે પણ તેનો અમલ કરતા નથી. કોઈ માનપત્ર લખી દે ને બીજો કોઈ પોપટની માફક તે વાંચી જાય. બોલવું એક ને કરવું બીજું એવું ઘણું ચાલે છે. આજે તો એક તરફથી હિંદુ ને શીખ અને બીજી તરફથી મુસલમાન એકબીજાને મારવામાં, કાપવામાં ને નસાડી મૂકવામાં મચ્યા છે. અહીં મુસલમાનોની વસ્તી ઝાઝી નહીં હોય. અને થોડાઘણા હશે તો શું નુકસાન કરવાના હતા? એમને સતાવવાના હો ને ડરાવવાના હો તો અહિંસાનું નામ તમારે

છોડી દેવું જોઈએ. આપણે સ્વતંત્ર થયા એનો અર્થ એવો નથી કે હવે આપણે ફાવે તેમ કરીએ. હે ઈશ્વર, મને જૂઠું બોલવાની અગર કોઈને મારવાની સ્વતંત્રતા આપ એવી માગણી તે થતી હશે? એ ઈશ્વરની નહીં, સેતાનની બંદગી થઈ.

### પંચાયતની ફરજ

તમે પંચાયતઘર બાંધ્યું તે માટે હું તમને મુબારકબાદી આપું છું. પણ પછી અહીં તમે પંચાયતનું કામ ન કરો તો એ બાંધ્યું તો શું ને ન બાંધ્યું તો શું? પ્રાચીન જમાનામાં યુનાનથી, ચીનથી અને બીજા દૂર દૂરના મુલકોમાંથી નામાંકિત મુસાફરો અહીં આવતા હતા. ઘણી મુશ્કેલીઓ વેઠી અહીંથી જ્ઞાન મેળવવાને તે આપણા મુલકમાં આવતા. તેમણે લખ્યું છે કે હિંદ એક એવો મુલક છે જ્યાં કોઈ ચોરી કરતું નથી, કોઈ પોતાની ચીજોને તાળામાં રાખતું નથી ને સૌ પ્રામાણિકપણે રહે છે. આ વાતો લગભગ બે હજાર વર્ષ જેટલી પુરાણી છે. તે જમાનામાં ફક્ત ચાર વર્ગો હતા. આજે તો એટલા બધા થઈ ગયા છે કે ન પૂછો વાત. પંચાયતઘર બાંધીને તમે તમારે માથે મોટી જવાબદારી લીધી છે. તમે તમારી એ પંચાયતને શોભાવજો. અહીં તમારી અંદર અંદર તકરાર કે ટંટો તો હોય જ નહીં. અને ધારો કે થયો તો પંચ મારફતે તેનો નિકાલ કરાવજો. એક વરસ પછી હું તમને પૂછીશ કે તમારે ત્યાંથી કોઈ કોર્ટમાં ગયા હતા? અને ધારો કે એવા કોઈ ગયા હશે તો માની લેવું પડશે કે પંચાયતે પોતાનું કામ બરાબર બજાવ્યું નથી. પંચ ત્યાં પરમેશ્વર એવી એક ગુજરાતી કહેતી છે. એટલે કે પંચ પરમેશ્વરનું કામ કરે છે. તમારે માટે તો એક જ અદાલત હોય ને તે તમારી પંચાયત. એમાં ન્યાય મેળવવામાં કોડીનું ખર્ચ નહીં ને કામનો નિકાલ ઝટ. એવું થાય તો પછી ન પોલીસની જરૂર ન લશ્કરની. ને પછી તમે લોકો એવાં કામોને માટે રંધાવાસાહેબને પણ તકલીફ નહીં આપો.

### જાનવરોની સુધારણા

વળી, તમારાં જાનવરોને પૂરું ખાવાનું મળે છે કે નહીં એ પણ તમારે જોતું રહેશે. આપણી ગાયો આજે પૂરું દૂધ નથી આપતી

કારણ તેમને પૂરું ખાવાનું મળતું નથી. અસલમાં વિચાર કરો તો ખાટકીનું કામ હિંદુઓ કરે છે, મુસલમાનો કે બીજા કોઈ નથી કરતા. હિંદુઓ ગાયને સારી રીતે રાખતા નથી, તેની જોઈએ તેવી ચાકરી કરતા નથી અને એ રીતે તેને રિબાવી રિબાવીને મારે છે. આ તો એકે ઝાટકે કાપી નાખવા કરતાંયે બૂરી વાત થઈ. ગાયને હિંદુસ્તાનમાં જેવી વિટંબણા વેઠવી પડે છે તેવી બીજા કોઈ મુલકમાં વેઠવી પડતી નથી. આજે એક ગાય દિવસના બે ટંક મળીને માંડ ત્રણ શેર દૂધ આપતી હશે. પણ એક વરસ પછી તમારે ત્યાંની ગાયો રોજનું ૭ શેર આપતી થાય તો મારે કહેવું પડે કે ના, તમે લોકોએ તમારું કામ બજાવ્યું ખરું.

## જમીનની પેદાશ વધારો

એવી જ રીતે જમીનમાં આજે જેટલું અનાજ પેદા થાય છે તેથી બમણું આવતી સાલ કાઢો. એ કેમ થાય તે મીરાબહેને બતાવ્યું છે. દિલ્હીમાં મળેલી એક કૉન્ફરન્સમાં માણસ ને જાનવરનાં મળમૂત્ર અને કચરાના મિશ્રણમાંથી સોના જેવું કીમતી ખાતર કેમ બનાવી શકાય તે બતાવવામાં આવ્યું હતું. એવા ખાતરથી જમીનની ઊપજ કેવી રીતે વધે છે તે પણ કૉન્ફરન્સમાં દર્શાવવામાં આવ્યું હતું.

## આદર્શ નાગરિક બનો

ત્રીજો વિચાર તમારે એ કરવાનો છે કે આપણે ત્યાંના બધાયે લોકોની તંદુરસ્તી સારી રહે છે કે નહીં? તેઓ બહારથી સ્વસ્થ દેખાય પણ અંતરથીયે સ્વસ્થ રહે છે કે નહીં? વળી અહીંના રસ્તાઓ પર ધૂળ, છાણ કે કચરો કશું રહેવું ન જોઈએ. આ બધા કામમાં ઝાઝો ખર્ચ નથી થતો. ઉપરાંત, હું આશા રાખું છું કે અહીં સિનેમાઘર નહીં નીકળે. સિનેમામાંથી આપણે અનેક બૂરી બાબતો શીખીએ છીએ. મને કહેવામાં આવે છે કે સિનેમા કેળવણીનું મોટું સાધન બની શકે. એ તો જ્યારે બનવાનું હશે ત્યારે બનશે પણ આજે તો તેમાંથી એકલી બૂરાઈ લોકો શીખે છે. હું આશા રાખું છું કે તમારે ત્યાં દારૂ, ગાંજો વગેરે અમલની કેફી ચીજો પણ નહીં હોય. તમારું

ગામ એવું નમૂનેદાર બનાવો કે તેને જોવાને દિલ્હીથી લોકો દોડ્યા આવે ને એવું કહેતા થાય કે ચાલો આવું સાદું સરળ જીવન જીવવાનું મળે છે તો અહીં આપણે પણ આવીને રહીએ. આ ગામમાંથી સ્પર્શાસ્પર્શનું ભૂત તો તમે હાંકી જ કાઢશો એની મને ખાતરી છે. વળી, અહીં હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી સૌ ભાઈ ભાઈની જેમ રહેશે. આ બધું તમે કરી શકશો તો સાચી સ્વતંત્રતાનો સાચો અર્થ કરી તેનો અમલ તમે કર્યો ગણાશે. પછી હિંદભરમાંથી લોકો તમારું ગામ જોવાને આવશે. ઈશ્વરને મારી પ્રાર્થના છે કે આ આશા પૂરી કરે.

## ૧૦૭

૨૮-૧૨-'૪૭

### ખુલ્લા મેદાનમાં સભા

વેપારીઓની સભામાં હું ગયો હતો તે તમને સૌને ખબર હશે. એ લોકો માને છે કે કાપડ પરથી કંટ્રોલ ઊઠી જવો જોઈએ. મને પોતાને તો એ વિષે જરાયે શંકા નથી.

એ સભા હાર્ડિંજ લાયબ્રેરીના મકાનમાં થઈ હતી. ત્યાં ભારે ગરદી થઈ હતી. પ્રાર્થનામાં લોકોને ભડક રહે છે કે અહીં તો કુરાન શરીફની આયતનો પાઠ થશે ને તે કાને પડશે તો આપણે અભડાઈ જઈશું. પણ આ સભામાં એવું કશું નહોતું. એટલે ઝાઝા લોકો એકઠા થયા હતા. સભા એક નાના ખંડમાં રાખવામાં આવી હતી એટલે ગરદી બધી બહાર જમા થઈ હતી. મારા જેવાને માટે આસમાનના છત્ર નીચે સભા રાખવામાં આવે તે જ બરાબર થાય. પછી લોકો શોરબકોર કરે ને સભા ન ચાલવા દે તો હું ચાલીયે જાઉં. પણ શાન્ત રહીને સાંભળે તો મારી વાત સંભળાવું. પણ બિચારા વેપારી! એમનાથી એવું ન બને. વળી, તેમને પોતાનું થોડું કામ પણ ઉકેલવું હતું. મારી પાસેથી એ લોકો પાઠ લે તો પોતાનું કામ જાહેરમાં જ કરે. છૂપું શું રાખવું? ભલેને આખી દુનિયા આપણાં કામો જુએ! આટલું

આપણે શીખીએ તો મકાનોની જંજાળમાંથી કંઈક છૂટીએ. આપણા લોકોને ખુલ્લામાં રહેવાનો મહાવરો પડી જાય તો જે લાખો શરણાર્થીઓ અહીં આવ્યા છે તેમને પણ સાચી વાત સમજાઈ જાય. પછી તંબૂમાં નહીં તો એ લોકો ઘાસ વગેરેનાં બનાવેલાં છાપરાંમાં રહેતાં શીખે.

## કંટ્રોલ ઊઠી જવાનાં રૂડાં ફળ

રોજ મારા પર એવી મતલબના અનેક તારો ને કાગળો આવે છે કે અંકુશો દૂર થયા તેની ચમત્કારિક અસર થઈ છે. કાપડ પરનો કંટ્રોલ હજી દૂર થયો નથી છતાં ટુવાલ વગેરે બહુ સસ્તા વેચાવા લાગ્યા છે. કાળાં બજારવાળા પણ સમજી ગયા લાગે છે કે હજી કંટ્રોલ બધા ઊઠી ગયા નથી પણ આ ગાંધી લોકોનો અવાજ સૌ કોઈ ને સંભળાવે છે અને કંટ્રોલો ઉઠાવી લેવાની વાતો કરે છે એટલે એ ઊઠી જ જવાના. ને પછી કાળાં બજારોમાં ભરી રાખેલી ચીજો ત્યાં ને ત્યાં પડી રહેશે. એટલે એ લોકો સોંઘે ભાવે માલ કાઢવા લાગ્યા છે. હું સાંભળું છું કે ખાંડના ઢગલેઢગલા ખડકાયા છે. એક રૂપિયાની એક શેર મળે છે એમ કહેવાય છે પણ સોદો એક રૂપિયે શેરનો થાય છે ને રૂપિયાના પંદર ને ક્યાંક ક્યાંક તો ચૌદ આના ચૂકવાય છે. જગા જગાથી મને તારો મળે છે કે અંકુશો ઊઠી જવાથી હવે અમને નિરાંત થઈ. સાચી દુવા તો કરોડોની જ મળવી જોઈએ, કેમ કે હું તો કરોડોનો અવાજ ઉઠાવું છું. અને એ સંભળાય છે તેનું કારણ પણ એ જ છે. આજે હું કહ્યા કરું છું કે મુસલમાનોને ન મારો; એમને દુશ્મન ન ગણો. મારી એ વાત કોઈ કાને ધરતું નથી. તેથી હું માનું છું કે એ કરોડોનો અવાજ નથી. પરંતુ તમે લોકો મારી વાત નથી સાંભળતા તે મોટી ગફલત કરો છો. જરા વિચાર તો કરો કે ગાંધીએ આટલી આટલી વાતો સાચી કહી તો શું આમાં જ ગફલત કરતો હશે? ના. પણ ગાંધીની ગફલત નથી થતી. તુલસીદાસે કહ્યું છે કે ધર્મનું મૂળ દયા છે. એ જ વાત હું પણ તમને કહું છું. તુલસીદાસ તો પાગલ નહોતા. એમનું નામ આજે હિંદુસ્તાનભરમાં ચાલે છે.

બાળવાનાં લાકડાં પર અંકુશ શા સારુ? એ કંઈ ખાવાની વસ્તુ નથી. લોકો અમસ્તા અમસ્તા વધારે લાકડાં થોડાં જ બાળશે? જેટલાં જોઈશે તેટલાં જ બાળશે અને અંકુશ ઉઠાવી લેશો તેથી હોળી કરવા નહીં માંડે. પણ સૌ કોઈને જરૂરી બળતણ નિરાંતે મળતું રહેશે. એવી રીતે મને જણાવવામાં આવે છે કે પેટ્રોલ પરનો કંટ્રોલ ઊઠી જાય તો બહુ સારું થાય. હું પણ એવું જ માનું છું. મારું ચાલે તો પેટ્રોલ પરનો અંકુશ તરત નીકળી જાય. એમાં ગરીબ લોકોને તો કશું નુકસાન જ નથી. ઊલટું, એ અંકુશ છે તેથી ગરીબોને નુકસાન છે. આપણી પાસે જેટલી જોઈએ તેટલી રેલવે નથી. નવી બનાવવા જઈએ તો કરોડોનો ખર્ચ થાય. અને જેટલી છે તેટલી આપણે હજી બરોબર ક્યાં વાપરીએ છીએ? આમતેમથી માલની હેરફેર કરવાને માટે સડકો બનાવી લેવાનો બંદોબસ્ત થઈ શકે. પેટ્રોલ પરથી કંટ્રોલ ઊઠી જાય તો મોટર લારીઓ વગેરેમાં અનાજ, કાપડ ને મીઠું એક જગાએથી બીજી જગાએ લઈ જવાનું સહેલું થઈ જાય. મીઠા પરનો વેરો ગયો પણ મીઠું મોંઘું થયું. તેનું કારણ એ છે કે જ્યાં મીઠું પાકે છે ત્યાંથી એને બીજે લઈ જવાનો બંદોબસ્ત નથી. વળી જ્યાં જ્યાં બની શકે ત્યાં મીઠું બનાવી લેવાનું લોકો હજી શીખ્યા નથી; નહીં તો દરિયામાંથી મીઠું બનાવવાનું મુશ્કેલ થોડું જ છે? મીઠાનો ભાવ ચઢી જવાનું બીજું કારણ એવું છે કે કેટલાક લોકોને મીઠું લાવવા લઈ જવાનો ઇજારો આપવામાં આવ્યો છે. એ એક ભૂલ છે. ઇજારાવાળા પૈસા પેદા કરે છે ને મીઠું મોંઘું થાય છે. આ રિવાજમાં સુધારો કરવો રહેશે ને સડકો પરથી માલસામાન લઈ જવા લાવવાની સગવડ ઊભી કરવાની રહેશે. અને પેટ્રોલ પરનો અંકુશ તો જવો જ જોઈએ.

૨૯-૧૨-'૪૭

## હકીમસાહેબનું સ્મારક

ગઈ કાલે હકીમ અજમલખાનસાહેબની જયંતી હતી. તેઓ હિંદુસ્તાનના હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી, પારસી, યહૂદી વગેરે સૌને વહાલા હતા. તેઓ ચુસ્ત મુસલમાન હતા પરંતુ આ રળિયામણી ભૂમિના સૌ રહેનારાની સરખી રીતે સેવા કરતા હતા. એમની મહેનતનું સૌથી મોટું સ્મારક દિલ્હીની તિબ્બિયા કૉલેજ અને ઇસ્પિતાલ હતી. ત્યાં દરેક શ્રેણીના વિદ્યાર્થીઓ ભણતા હતા અને તેમાં યુનાની, આયુર્વેદિક તેમ જ પશ્ચિમની પદ્ધતિની દાક્તરી વિદ્યા ભણાવવામાં આવતી હતી. એ સંસ્થામાં કોઈ જાતના કોમી વલણને સ્થાન નહોતું છતાં આજે પ્રસરેલા કોમવાદના ઝેરને કારણે તે બંધ થઈ ગઈ છે. એ સંસ્થા બંધ પડવાનું કારણ મારી સમજ પ્રમાણે એટલું જ છે અથવા હોઈ શકે કે એ સંસ્થાના સ્થાપક ગમે તેટલા મહાન અને સજ્જન હોવા છતાં અને તેમણે સૌનો ગમે તેટલો આદર મેળવ્યો હતો છતાં મુસલમાન હતા. એ મરહૂમ દેશભક્તની સ્મૃતિ આ હિંદુ-મુસલમાન ઝઘડાને દફનાવી ન શકે તોયે એ કૉલેજને પાછી નવી જિંદગી આપી શકે તો કેવું સારું!

## ખુલ્લામાં સભાઓ

ગઈ કાલે મેં કહેલું કે આપણી સભાઓ વગેરે ખુલ્લામાં આસમાનની છત નીચે થવી જોઈએ. એવું થઈ શકે તો એ બહુ કરવા જેવું છે. એવો સામાન્ય રિવાજ થઈ જાય તો એને માટે મોટી જગ્યાઓ વગેરેનો વિચારપૂર્વક આગળથી બંદોબસ્ત કરવો જોઈએ. નાનાંમોટાં શહેરોમાં એ કામને માટે મોટાં મેદાન રાખવાં જોઈશે. સાથે આપણી કેટલીક આદતો પણ આપણે બદલવાની રહેશે. આપણે શોરબકોર કરવાને બદલે શાંતિ રાખતાં અને ગેરવ્યવસ્થાને

બદલે બવસ્થાથી બેસતાં શીખવું પડશે. આપણી ટેવો સુધારી આપણે બોલવાની જરૂર હશે ત્યારે જ બોલતાં શીખીશું અને બોલતી વખતે પ્રસંગે જરૂર હોય તેનાથી જરાયે વધારે ઊંચો નહીં એટલો જરૂર પૂરતો જ અવાજ કાઢીશું. પછી આપણે આપણા પડોશીના હકનું ભાન રાખતા થઈ જઈશું અને વ્યક્તિગત રીતે અથવા સમૂહમાં બીજા લોકોના રસ્તામાં આડા નહીં આવીએ, બીજાઓના કામમાં દખલ નહીં કરીએ. આ બધું કરવાને માટે કેટલીયે વાર આપણે આપણી જાત પર કાબૂ રાખવો પડશે. આવા પ્રકારના સામાજિક બંદોબસ્તમાં દિલ્હીના આજે સૌથી વધારે વહેવારવાળા લત્તાઓમાં જે શોરબકોર તેમ જ ગંદકી જોવામાં આવે છે તે જોવાની નહીં મળે. પછી આપણાં ગમે તેવાં મોટાં ટોળાં એકત્ર થયાં હશે તોયે ધક્કાધક્કી અથવા ટંટાતકરાર નહીં થાય. આટલી હદ સુધી કેમ પહોંચી શકાય એવો વિચાર આપણે ન કરીએ. કોઈ ને કોઈ તબક્કે આ સુધારાને માટે આપણે ઊલટથી ને અંતરથી કોશિશ કરવી પડશે. તમે સૌ જરા વિચાર કરો કે આવી જીવનવ્યવસ્થા ગોઠવવાથી આપણા કેટલા સમયની, આપણી કેટલી શક્તિની, અને આપણા કેટલા ખરચની બચત થશે!

## વળી કાશ્મીર

કાશ્મીર અને ત્યાંના મહારાજાની બાબતમાં મેં જે કંઈ કહ્યું હતું તેથી મારે ઘણો ઠપકો સાંભળવો પડ્યો. જેમને મારા બોલ ખૂંચ્યા છે તેમણે મારું નિવેદન ધ્યાનથી જોયું હોય એમ લાગતું નથી. મારી સમજ પ્રમાણે એક અદનામાં અદના દરજ્જાનો માણસ પણ આપી શકે તેવી જ સલાહ મેં આપી હતી. વળી, કોઈ કોઈ વાર એવી સલાહ આપવાનો માણસને ધર્મ પ્રાપ્ત થાય છે. મેં એવો ધર્મ બજાવવા ઉપરાંત વધારે કશું કર્યું નથી. એવી ફરજ મારે માથે ક્યાંથી આવી પડી? મેં એ સલાહ એટલા માટે આપેલી કે તે માનવાથી મહારાજાસાહેબ ઊંચા ચડ્યા હોત. તેમની અગર તેમની રિયાસતની દશાની આજે કોઈનેયે અદેખાઈ થાય તેવું નથી. કાશ્મીર એક હિંદુ રાજ હોઈને તેની વસ્તીની ઘણી મોટી બહુમતી

મુસલમાનોની છે. હુમલાખોરો પોતાના હુમલાને જેહાદ કહીને ઓળખાવે છે. તેઓ કહે છે કે કાશ્મીરના મુસલમાન હિંદુ રાજના જુલમ નીચે કચડાતા હતા તેથી તેમની રક્ષા કરવાને અમે કાશ્મીરમાં આવ્યા છીએ.

શેખ અબ્દુલ્લાસાહેબને મહારાજાએ રાજવહીવટ સોંપવાને વખતસર જ બોલાવ્યા છે. શેખસાહેબને માટે એ કામ નવું છે. મહારાજા એમને એ માટે લાયક માનતા હોય તો એમને તેમણે બધી રીતે પ્રોત્સાહન આપવું જોઈએ. શેખસાહેબ વધુમતીની અને લઘુમતીની બન્ને વસ્તીને પોતાના સાથમાં નહીં રાખી શકે તો કેવળ લશ્કરના જોર પર હુમલાખોરોની સામે કાશ્મીરનો બચાવ થઈ શકે તેવો નથી એવું મને સ્પષ્ટ દેખાય છે અને સૌ કોઈને દેખાવું જોઈએ. વળી, મહારાજાસાહેબ અને શેખસાહેબ બન્નેએ મળીને યુનિયન પાસેથી હુમલાખોરોનો સામનો કરવાને મદદ માગી હતી.

મેં મહારાજાસાહેબને સલાહ આપી કે તમે ઇંગ્લંડના રાજાની માફક કેવળ બંધારણી રાજા બનીને રહો અને તમારું રાજ તેમ જ તમારા ડોગરા લશ્કરને શેખસાહેબ અને આફતના વખતને માટે રચવામાં આવેલું તેમનું હંગામી પ્રધાનમંડળ કહે તે રીતે ચલાવો તેથી કોઈનેય આશ્ચર્ય શા સારુ થવું જોઈએ? એમાં નવાઈ પામવાનું છે શું? રાજ્યોનું યુનિયનમાં સામેલ થવાને લગતું કરારનામું તો જેવું પહેલાં હતું તેવું જ આજેય છે. તેનાથી રાજાને અમુક હક મળે છે. એક સામાન્ય વ્યક્તિ તરીકે મહારાજાને મેં એવી સલાહ આપવાની હિંમત કરી છે કે તમે રાજી ખુશીથી તમારા હક અને અધિકાર છોડી દો અને એક હિંદુ રાજા તરીકે તમારી બંધારણી ફરજો અદા કરો.

મને જે ખબર મળી છે તેમાં કંઈ ભૂલ હોય તો તે સુધારવામાં આવે. હિંદુ ધર્મની બાબતમાં અથવા હિંદુ રાજાના ધર્મની બાબતમાં મારા વિચાર ભૂલભરેલા લાગે તો મારી સલાહને વર્જન આપવાની વાત રહેતી નથી. શેખસાહેબ પોતે સરકારના વડા પ્રધાન તરીકેની અને એક સાચા મુસલમાન તરીકેની પોતાની ફરજમાં ચૂકતા હોય તો તેમણે પોતાનું સ્થાન છોડી અલગ થઈ જવું જોઈએ અને રાજવહીવટની લગામ

પોતાના કરતાં કોઈ વધારે લાયક માણસના હાથમાં તેમણે સોંપી દેવી જોઈએ.

આજે કાશ્મીરની રળિયામણી ભૂમિ પર હિંદુ ધર્મ અને ઇસ્લામ બન્નેની કસોટી થઈ રહી છે. બન્ને જો સાચી રીતે અને એક જ દિશામાં કાર્ય કરે તો મુખ્ય કાર્ય કરનારાઓને યશ મળશે અને કોઈ તેમની કીર્તિ, નામ કે આબરૂને છીનવી નહીં લઈ શકે. મારી એટલી જ પ્રાર્થના છે કે આ અંધકારથી ભરેલી ભૂમિમાં કાશ્મીર પ્રકાશ બતાવનારો ઉજ્જવળ તારક બનો.

આટલી વાતો તો મહારાજાસાહેબ અને શેખસાહેબને વિષે થઈ. હવે રહી પાકિસ્તાનની અને યુનિયનની બન્નેની સરકારોની વાત. શું એ બન્ને સાથે બેસીને તટસ્થ હિંદુસ્તાનીઓની મદદથી મૈત્રીને રસ્તે પોતાની વચ્ચેના સવાલનો ફેંસલો નહીં કરે? શું હિંદુસ્તાનમાં નિષ્પક્ષ લોકો રહ્યા જ નથી? મારી ખાતરી છે કે આપણી બુદ્ધિનું અને આપણા ડહાપણનું એવું દેવાળું હજી નથી ફૂંકાયું.

## આભાર સ્વીકાર

મથુરાથી એક બહેને શરણાર્થીઓને માટે કામળા ખરીદવાને રૂપિયા પચાસનો મની ઑર્ડર મને મોકલ્યો છે. તે બહેન પોતાનું નામ મને પણ જણાવવા માગતાં નથી. તેઓ મને લખે છે કે તમારી પ્રાર્થના-સભાના ભાષણમાં આની પહોંચ સ્વીકારજો. તો આભાર સાથે હું તેમના મોકલેલા પચાસ રૂપિયા સ્વીકારું છું.

## નવાઈ પમાડે તેવો વિરોધ

નવાઈ જેવી વાત મારે તમને સૌને જણાવવાની કે જે રજવાડાંના રાજાઓએ યુનિયનના વહીવટમાં પોતાના પ્રદેશો ભેળી દેવાનો ઇરાદો જાહેર કર્યો છે ત્યાંની પ્રજા તરફથી મારા પર ફરિયાદના તાર મોકલવામાં આવે છે. કોઈ રાજાને અથવા જાગીરદારને થાય કે એકલે હાથે અળગો રહીને હું જાતે મારો રાજવહીવટ સારી રીતે નહીં ચલાવી શકું તો તેને હિંદી સંઘમાં ભળી જવાને બદલે અળગા રહેવાની ફરજ કોણ પાડી શકશે? એથી જે લોકો તારો કરવામાં નાહક પૈસા બગાડે છે તેમને મારી સલાહ છે કે એવું ન કરો. એવા તાર મોકલનારાઓની બાબતમાં

મને દાળમાં કંઈક કાળું હોય એમ લાગે છે. હિંદી સરકારના કાયદા અને વ્યવસ્થા ખાતાના પ્રધાનની તેમણે સલાહ લેવી જોઈએ.

## યુનિયનના મુસલમાનોને સલાહ

કેટલાક મુસલમાનો અને તેમાંયે ખાસ કરીને તાર, ટપાલ અને રેલવે ખાતાના મુસલમાનો કહે છે કે અમે તો માત્ર પ્રચારને ખાતર યુનિયનમાં રહેવાની વાત કરી હતી. હવે એ લોકો પોતાનો વિચાર બદલવા માગે છે. વળી, એવા મુસલમાનો પણ છે જેમને નોકરીમાંથી રજા આપવામાં આવી છે. એ લોકો પર એવો વહેમ રખાય છે કે એઓ હિંદુવિરોધી છે એ જ મારી સમજ પ્રમાણે એમને રુખસદ આપવાનું કારણ છે. એવા લોકોના તરફ મારી પૂરી સહાનુભૂતિ છે. પરંતુ મારી ભલામણ છે કે વ્યક્તિગત દાખલાઓમાં એવો વહેમ ગમે તેટલો ખોટો હોય તોયે તેને ક્ષમ્ય ગણવો જોઈએ અને તેને માટે ગુસ્સો ન કરવો જોઈએ. એવા લોકોને હું માત્ર મારો જૂનો અજમાવેલો રસ્તો બતાવી શકું. સરકારી નોકરી બહુ થોડા લોકોને મળી શકે છે. જીવનનું ધ્યેય સરકારી નોકરી મેળવવી એટલું જ તો ન હોય? જીવનના આ વિશાળ ક્ષેત્રમાં ઈમાનદારીથી જીવન વિતાવવું એ જ માણસનું એકમાત્ર ધ્યેય હોય. અને માણસ મહેનતમજૂરી કરવાને તૈયાર હોય તો પ્રામાણિકતાથી રોજી કમાવાનો કોઈ ને કોઈ રસ્તો તેને જડ્યા વિના રહેતો નથી. તેથી, એવા બધા ભાઈઓને મારી સલાહ છે કે આજે જે કોમી ઝેર આપણા મગજમાં ઘૂસી ગયું છે તે ઊતરી ન જાય ત્યાં સુધી કોઈનો છુટકારો થનાર નથી. આથી હું માનું છું કે મુસલમાનોએ પોતાનું સ્વમાન જાળવવું હોય તો તેઓ હમણાં સરકારી નોકરીઓમાં પોતાનો હિસ્સો લેવાની વાતની પાછળ ન પડે. સાચી સેવા કરવાથી માણસને સત્તા આવી મળે છે. સત્તા મેળવી માણસ ઘણુંખરું ભ્રષ્ટ થાય છે. સત્તા મેળવવાને માટેની તકરાર કોઈને શોભા નથી આપતી. એની સાથે જ બીજી તરફથી સરકારની ફરજ છે કે જે સ્ત્રીપુરુષોને કામ ન મળતું હોય તેમની સંખ્યા ગમે તેવડી હોય તોયે તે સૌને રોજી કમાવાનું સાધન મેળવી આપે. બરાબર સમજપૂર્વક આ કામ કરવામાં આવે તો એથી સરકાર પર બોજો

ન પડતાં ઊલટો તેને ફાયદો થશે. અલબત્ત, હું એટલું માનીને આ વાત કરું છું કે જેમને માટે કામ મેળવવાનું છે તે બધાં શરીરે તંદુરસ્ત હશે અને કામમાં ચોરી કરવાને બદલે રાજીખુશીથી ને ઊલટથી કામ કરવાવાળાં હશે.

## ૧૦૯

૩૦–૧૨–'૪૭

### સામુદાયિક શિસ્ત

ગઈ કાલે આપણે સંસ્કારિતા અથવા વિવેક કેટલી હદ સુધી કેળવવાં જોઈએ તે વિષે મેં વાત કરી હતી. ક્યારે બોલવું, કેમ બોલવું, કેમ હાલવુંચાલવું, કરોડો માણસો એકઠાં મળ્યાં હોય તોયે કેવી શાંતિ જાળવવી એ બધી વાતો મેં કરી હતી. એવી જાતની લશ્કરી તાલીમ આપણને મળી નથી. હું અહીંથી ઊઠીને ફરવા નીકળું છું ત્યારે લોકો મારું દર્શન કરવાને ચારે બાજુથી ધસારો કરે છે. એમણે એમ ન કરવું જોઈએ. પ્રાર્થનામાં મને જોઈ લીધો તેથી એમણે સંતોષ માનવો જોઈએ. પ્રાર્થનામાં હિતની જે ચાર વાત કાને પડી તેનું તેમણે મનન કરવું જોઈએ અને શાન્તિથી પોતપોતાને ઘેર જવું જોઈએ.

### ભાવલપુરના હિંદુ ને શીખ

ભાવલપુરની બાબતમાં એક ભાઈ મને લખી જણાવે છે કે તે વિષે ફરી એક વાર તમે કંઈક કહો તો સારું. ત્યાંના નવાબસાહેબે જાહેર કર્યું છે કે મારી નજરમાં મારી બધી રૈયત સરખી છે ને એક છે. તો પછી એ વાત સાચી નથી એવું મારાથી કેમ કહેવાય? એમની નજરમાં એમની બધી પ્રજા એક હોય અને છતાં એમનાથી હિંદુ ને શીખોની સંભાળ ન રાખી શકાતી હોય તો એમને પોતાની રેલવે ગાડીમાં બેસાડી એમણે અહીં મોકલી દેવા જોઈએ ને નિરાંતથી અહીં આવવા દેવા જોઈએ. વળી એ લોકોને ત્યાંથી અહીં મોકલવાનો બંદોબસ્ત ન થાય ત્યાં સુધી તેમની ખાવાપીવા અને પહેરવાઓઢવાને

લગતી વ્યવસ્થા તેમણે સારી રીતે કરી આપવી જોઈએ. હું આશા રાખું કે આટલું તેઓ કરશે.

## સિંધમાં બિનમુસલમાનો

કાયદે આઝમને હું જણાવવા ઇચ્છું છું કે સિંધમાં હિંદુઓને રહેવું મુશ્કેલ થઈ ગયું છે. ત્યાં હરિજનોને બેસુમાર હાડમારી છે. તેમને બધાને પણ ત્યાંથી અહીં આવવાની છૂટ હોવી જોઈએ. સિંધ પહેલાં હતું તેવું આજે નથી રહ્યું. અહીં યુનિયનમાંથી જે મુસલમાનો ત્યાં ગયા છે તે ત્યાંના હિંદુઓને જબરદસ્તીથી પોતાનાં ઘરબાર છોડવાની ફરજ પાડે છે ને તેમનાં ઘરોમાં ઘૂસી જાય છે. આવું થતું હોય તો કયો હિંદુ ત્યાં રહી શકે? તો શું પાકિસ્તાન ઇસ્લામિસ્તાન બની જશે? શું એટલા ખાતર પાકિસ્તાનની સ્થાપના ને રચના થઈ છે? કોઈ હિંદુ ત્યાં નિરાંતે વસી નથી શકતો એ ખરે જ દુ:ખની વાત છે.

## પંઢરપુરનું વિઠોબાનું મંદિર

પંઢરપુરમાં વિઠોબાનું મંદિર છે. મહારાષ્ટ્રમાં એનાથી મોટું મંદિર બીજું નથી. એ મંદિર તેના ટ્રસ્ટીઓએ રાજીખુશીથી હરિજનોને માટે ખુલ્લું કર્યું છે એવી મતલબનો તાર મને મળ્યો હતો. હવે એ લોકો મને લખી જણાવે છે કે મંદિરના મોટા મોટા બ્રાહ્મણ પૂજારીઓ એથી નારાજ થયા છે અને તેથી ઉપવાસ પર ઊતર્યા છે. આ જાણીને મને ઘણું દુ:ખ થયું. મારાથી ત્યાં જવાય તેવું નથી પણ અહીં બેઠો હું એ લોકોને ભારપૂર્વક દઢતાથી જણાવવા ઇચ્છું છું કે એ પૂજારી ભાઈઓ પોતાને ઈશ્વરના પૂજારી માનતા હશે પણ સાચી પૂજા નથી કરતા. આજે એ લોકો લોકોને લૂંટવાનું કામ કરે છે. વિષ્ણુ ભગવાન એવા નથી કે કોઈ તેની પાસે જાય ને તેઓ દર્શન ન આપે. ઈશ્વરની નજરમાં સૌ સરખા ને એક છે. તેથી એ પૂજારીઓએ પોતાના ઉપવાસ છોડી દઈ કહેવું જોઈએ કે અમે સૌ હરિજનોને માટે મંદિર ખોલવાને રાજી છીએ. અમારી ધર્મની દૃષ્ટિ ખૂલી ગઈ છે. એવું મનાય છે કે મંદિરમાં જવાથી પાપ ધોવાઈ જાય છે. સાચા દિલથી ભક્તિ થાય તો પાપનો નાશ થયા વિના ન જ રહે. એવું તો થોડું

જ છે કે પુણ્યવાળા તેટલા જ મંદિરમાં જઈ શકે ને પાપી ન જઈ શકે? તો પછી ત્યાં પાપ ધોવાનાં ક્યાં રહ્યાં? શું જેમને ખુદ આપણે અસ્પૃશ્ય બનાવ્યા તે બધા હરિજન પાપી છે? મને આશા છે કે ઉપવાસ પર ઊતરનારા આ વાત સમજી જશે અને તેમને પોતાની વાતમાં કેવી વિસંગતતા રહેલી છે તે સમજાશે.

### મુંબઈમાં માપબંધી

મુંબઈની માપબંધીમાં ચોખા બહુ ઓછા મળે છે. એક અઠવાડિયામાં એક શેરથી વધારે નથી મળતા. તેથી લોકો કાળા બજારમાંથી ચોખા લાવે છે. અંકુશ ઊઠી જવા છતાં એ શહેરમાં હજી રાહત નથી. શહેરના લોકો પ્રામાણિક બની જાય તો એ મુશ્કેલી દૂર થયા વિના રહેવાની નથી. લોકોને પેટપૂર ખાવાનું મળતું હોય તો તેઓ ચોરી શા સારુ કરે?

## ૧૧૦

૩૧-૧૨-'૪૭

### હૃદયપલટો ન થયો હોય તો પાછા ન ફરશો.

મારા પર કેટલાયે કાગળો આવ્યા છે તે બધાનો જવાબ અત્યારે નહીં આપી શકું. જેટલાનો આપી શકાય તેટલાનો આપી દઉં. એક ભાઈ લખે છે કે સિંધમાં હિંદુઓ પર જુલમ થાય છે, સિંધમાં હિંદુ ને શીખ નથી રહી શકતા તો પછી પંજાબમાં અથવા પાકિસ્તાનના બીજા ભાગોમાં જઈને કેવી રીતે રહી શકાય? કાગળ લખનાર ભાઈએ મેં આ બાબતમાં કહેલી બધી બાબતો પર પૂરું ધ્યાન આપ્યું હોય એવું નથી લાગતું. કેટલાક મુસલમાન ભાઈઓ પાકિસ્તાનમાં ફરીને મારી પાસે આવ્યા હતા. તેમણે એવી આશા આપી હતી કે જે હિંદુ તેમ જ શીખ પાકિસ્તાન છોડી આવ્યા છે તે હવે ત્યાં પાછા જઈ શકે એવી આશા રહે છે મેં એમની જ વાત તમારી આગળ કરી હતી. પરંતુ તેની સાથે મેં એમ પણ કહેલું કે હજી એ માટેનો સમય પાક્યો

નથી. હમણાં કોઈને પાછા જવાની સલાહ હું આપી શકતો નથી. વખત આવશે ત્યારે હું કહીશ. હવે મારા સાંભળવામાં આવ્યું છે કે સિંધમાં હિંદુઓ રહી શકતા નથી અને તે વાત સાચી લાગે છે. ચિત્રાલથી એક ભાઈ મારી પાસે આવ્યા હતા. તેમણે મને જણાવ્યું કે ત્યાંથી નીકળી આવવાની ઇચ્છા રાખનારા આશરે અઢીસો હિંદુ ને શીખ ત્યાં ઘેરાઈ પડ્યા છે. સિંધમાંથી તો હજી હજારો નીકળી આવવા ધારે છે. એ બધા ત્યાંથી આ તરફ નીકળી નહીં આવે ત્યાં સુધી હિંદી સરકાર જંપીને બેસવાની નથી. તે પોતાની કોશિશ કર્યા કરે છે.

**શરણાર્થી પાછા ન ફરે ત્યાં સુધી સાચી શાન્તિ નહીં થાય**

પરંતુ આખરે તો હું મારી મૂળ વાતને જ વળગી રહું છું. જે હિંદુ ને શીખ ભાઈઓ પાકિસ્તાનથી અહીં આવ્યા છે તે બધાયે પાકિસ્તાનમાં પાછા નહીં જાય અને જે મુસલમાન ભાઈઓ અહીંથી નીકળી ગયા છે તે અહીં પાછા ન આવે ત્યાં સુધી આપણે શાન્તિથી નિરાંતે બેસી નહીં શકીએ. બીજાની વાત જવા દઈએ પણ હું તો જંપીને બેસી નહીં શકું. સંભવ છે કે કોઈ શરણાર્થી ભાઈ અહીં આનંદથી રહેવા લાગ્યો હોય, પૈસો પણ કમાવા લાગ્યો હશે પણ તેના દિલમાંથી ખટકો કદી નહીં નીકળે. તેને પોતાનું ઘર યાદ આવ્યા જ કરશે. તેના દિલમાં રોષ અને વેરની લાગણી ધૂંધવાયા કરશે. આપણે બન્ને પક્ષોએ બૂરું કર્યું છે. બન્ને ભ્રષ્ટ થયા છીએ. તેથી જ આપણે બન્ને તેનાં ફળ પણ ભોગવીએ છીએ. આમાં પહેલ કોણે કરી ને જવાબમાં બૂરાઈ કોણે કરી, વધારે ખોટું કોણે કર્યું ને ઓછું કોણે કર્યું એ બધી વાતો ઉખેળવામાં હવે સાર નથી. એથી આપણું કામ નહીં ચાલે. આપણે સૌ આપણે હાથે બગડેલી બાજી જાતે નહીં સુધારી લઈએ તો આપણા બન્નેનો વિનાશ છે. જ્યાં લગી હિંદુસ્તાન ને પાકિસ્તાન વચ્ચે દિલથી સમજૂતી નહીં થાય ત્યાં સુધી આપણા બન્નેનું દુઃખ દૂર થનારું નથી. બન્ને પોતપોતાને ત્યાં થયેલો બગાડ સમારી લેશે તો આપણી હાથથી ગયેલી બાજી ફરી ઠેકાણે આવશે, બીજી રીતે નહીં આવે.

## શરણાર્થીઓ ને પ્રામાણિક મજૂરી

એ જ ભાઈ આગળ સૂચવે છે કે શરણાર્થીઓની છાવણીઓમાં થોડા ઘરગથ્થુ ધંધા શીખવવાની જોગવાઈ થાય તો સારું. એથી શરણાર્થીઓ થોડી કમાણી કરીને પોતાનો ગુજારો કરી શકશે. મને એમની વાત બહુ સારી લાગી. બધા ભાઈઓની ઇચ્છા હશે તો એ વાત હું સરકારને પહોંચાડીશ અને સરકાર પણ ઘણી ખુશીથી એવો બંદોબસ્ત કરી આપશે. સરકારને તો એથી કરોડો રૂપિયાની બચત થશે. હું ઇચ્છું છું કે જે ભાઈએ આ કાગળ લખ્યો છે તે એને માટે ચળવળ શરૂ કરે. બધા શરણાર્થીઓને સમજાવી તેમની રાજીખુશીથી તેમને આ વાતમાં સામેલ કરે. ખુદ શરણાર્થીઓ કહે કે મફતની ખીરને બદલે અમારી મહેનતનો સૂકો રોટલો અમને વધારે ભાવશે. એથી એમનું માન વધશે ને તેમની મરજાદા સૌ કોઈ રાખશે.

હમણાં જ એક બહેન મારી પાસે આવ્યાં હતાં. તેમણે મને કહ્યું કે મારા ઘરને તાળું વાસી હું આઘીપાછી થઈ હતી એટલામાં પાંચ છ શીખોએ આવી તાળું તોડી ઘરમાં રહેવા માંડયું. આવીને મેં આ જોયું એટલે પોલીસમાં ફરિયાદ નોંધાવી. આ પછી મારા સાંભળવામાં આવ્યું છે કે થોડાક શીખોને પકડવામાં આવ્યા છે. તેમાંનો એક નાસી ગયો છે. હિંદુઓ ને બીજા લોકોએ પણ આવાં હલકાં કામ કર્યાં છે. આથી આપણા ધર્મને કાળી ટીલી ચોંટે છે. આવી બધી વાતો બંધ થવી જોઈએ. પેલાં બહેને પૂછ્યું, શું હું ઘર છોડી દઉં? મેં તેમને કહ્યું, ના કદી ન છોડશો. શીખ ભાઈઓને મારી સલાહ છે કે તમારા માનમાં રહી તમારી મર્યાદા સાચવો. આપણે સૌ આપણી મર્યાદામાં રહી આપણું માન સાચવીએ તો આખો ઝઘડો ટળી જશે.

## રેડિયો

એક બીજો કાગળ આવ્યો છે. તેનો જવાબ પણ આપી દઉં. એથી મને ઘણો આનંદ થયો. એ ભાઈ મને લખે છે કે તમારું રોજનું ભાષણ સૌ રેડિયો પર સાંભળે છે પણ પ્રાર્થના અને ભજન સાંભળવાનાં નથી મળતાં. એ પણ સૌને સાંભળવાનાં મળે તો સારું

થાય. રેડિયોવાળા ભજન પણ ઉતારી લે તો મને જરૂર આનંદ થાય. કાગળ લખનાર ભાઈ પોતાનું નામ આપવા પણ માગતા નથી. પરંતુ મારે એક વાત કહી દેવી જોઈએ કે હું જે રોજ બોલું છું, જે પ્રવચન કરું છું, તે પણ પ્રાર્થનાનું જ અંગ છે, એક પ્રાર્થના જ છે. મારું બધું જે કંઈ છે તે ભગવાનને ખાતર છે. આ છોકરીઓ ભજન ગાય છે તે ભગવાનને ખાતર ગાય છે. એમાં સૂરની મીઠાશ હોય કે ન હોય તોયે ભક્તિ તો છે જ. જેમને સૂરની મીઠાશ જોઈતી હોય તેમને માટે રેડિયો પર બીજાં અનેક ગાયનો ગવાય છે. જેમને ભક્તિની મીઠાશ ચાખવી છે તેમને માટે આ ભજનો રેડિયો પર લઈ શકાતાં હોય તો તેમાં લાભ જ છે.

## અતિશયોક્તિથી આપણું જ કામ માર્યું જાય

કેટલાક ભાઈઓએ જૂનાગઢ અને અજમેરની બાબતમાં મને તાર કર્યો છે. કાઠિયાવાડમાં આવેલા જૂનાગઢમાં તો હું મોટો થયો છું. ત્યાંની પરિસ્થિતિ મેં પહેલાં જણાવી છે. અજમેરમાં ઘણી બૂરી વાતો બની છે એમાં શક નથી. ત્યાં આગો લગાડવામાં આવી, લૂંટફાટ કરવામાં આવી અને ખૂન પણ થયાં. પરંતુ એવી ખરાબ વાતોને પણ વધારીને કહેવાથી આપણી પોતાની વાત મારી જાય છે, આપણો દાવો નબળો પડે છે. એથી ઊલટું ઝેર વધે છે. મારા પર આવેલા તારોમાં વાત વધારીને કહેવામાં આવી છે. અજમેરમાં દરગાહ શરીફ સલામત છે અને સારી સ્થિતિમાં છે. તેથી મારી સૌને સલાહ છે કે જેવું હોય તેવું જ કહો. સરકાર શાન્તિ સ્થાપવાની કોશિશ કરે છે. આપણે તેના પર ભરોસો રાખીએ. ભગવાન પર ભરોસો રાખીએ. હિંદુસ્તાન ને પાકિસ્તાન પોતપોતાની ખામીઓ ને ભૂલો નહીં સુધારે તો બન્નેનો નાશ છે એમ ખચીત જાણજો.

# ૧૧૧

૧-૧-'૪૮

## આત્માનો ખોરાક

ખ્રિસ્તી સાલનો આજે પહેલો દિવસ છે. આજે અહીં આટલાં બધાં માણસોને એકઠાં થયેલાં જોઈ મને ખુશી થઈ છે. બહેનોને બેસવાની જગા આપતાં સાત મિનિટ બગડી તેથી મને દુઃખ થયું. સભામાં એક પણ મિનિટ નકામી જાય એટલે કરોડોની અનેક મિનિટ બગડી. એવું થાય તો આપણું આવી બન્યું જ ગણાય ને? ભાઈઓએ બહેનોને પહેલી જગા આપતાં શીખવું જોઈએ. જે દેશમાં સ્ત્રીઓને માનઆબરૂ મળતાં નથી તે સંસ્કારી ન ગણાય. બન્નેએ પોતપોતાની મરજાદા રાખતાં શીખવું ઘટે છે. મનુ મહારાજે પણ એ જ શીખવ્યું છે. આઝાદી મળી ગયા પછી હવે આપણે સૌએ વિશેષ મર્યાદા જાળવીને ચાલતાં શીખવું જોઈએ. હું આશા રાખું છું કે હવે પછી આથીયે વધારે લોકો પ્રાર્થનામાં આવશે. પરંતુ જે લોકો આવે તે સૌને મારી સલાહ છે કે પ્રાર્થના કરવાની ભાવનાથી આવે કેમ કે પ્રાર્થના એ આત્માનો ખોરાક છે. ભગવાનની પાસેથી આપણને જેવો મળે છે તેવો પોષણ આપનારો ખોરાક બીજે ક્યાંયથી મળતો નથી. મને ઉમેદ છે કે જે લોકો આજે આવ્યા છે તે સૌ અહીં પ્રાર્થનામાં શાન્તિ રાખશે અને જતી વખતે પોતપોતાને ઘેર પણ શાન્તિનું ભાથું બાંધી લઈ જશે.

## હરિજનો અને શરાબની બદી

યુક્ત પ્રાંતમાં હમણાં જ એક હરિજન પરિષદ થઈ ગઈ. તેમાં સરકારના એક પ્રધાને હરિજનોને ઉપદેશ આપતાં કહ્યું કે તમારે ગંદા રહેવાનું, મેલાં કપડાં પહેરવાનું અને શરાબ પીવાનું છોડી દેવું જોઈએ. એ પરથી કોઈ હરિજન ભાઈ બોલી ઊઠયો કે જે રીતે સરકાર તાડીને માટેનાં ખજૂરીનાં બધાં ઝાડ ઉખેડાવીને ફેંકાવી શકે અથવા દારૂની બધી દુકાનો બંધ કરાવી શકે છે તેવી જ રીતે અમે પણ ગંદાં કપડાં બાળી મૂકી શકીએ. અમે લોકો નાગા રહીશું પણ મેલા નહીં રહીએ.

હું આ હરિજન ભાઈની હિંમતનાં વખાણ કરું છું. હું તાડીનો ગોળ બનાવી લઉં છું. પરંતુ હરિજન ભાઈઓને હું કહીશ કે આનો મૂળ ઇલાજ તમારા પોતાના હાથમાં છે. દુકાનોમાં દારૂ વેચાતો હોય તોપણ એમણે ઝેરથી રહે તેમ એનાથી આઘા રહેવું જોઈએ. સાચી હકીકત એવી છે કે દારૂ ઝેરથીયે બૂરી ચીજ છે. મજૂરી કરનારા લોકો ઘરમાં આવીને જે દુઃખ દેખવું પડે તે ભૂલી જવાને ખાતર શરાબ પીએ છે. ઝેરથી એકલું શરીર મરી જાય છે પણ દારૂથી તો આત્મા ઊંઘી જાય છે, ખુદ જાત પર કાબૂ રાખવાના ગુણનો નાશ થાય છે. સરકારને મારી સલાહ છે કે દારૂની દુકાનો બંધ કરી તેમની જગાએ એવી દુકાનો ચલાવો જ્યાં લોકોને ચોખ્ખો હલકો ખોરાક મળે, જ્યાં એવી ચોપડીઓ મળે જેમાંથી લોકોને કંઈ શીખવાનું મળે અને જ્યાં દિલ બહેલાવવાનું બીજું સાધન હોય. સિનેમાને કોઈ સ્થાન ન હોય. આ રીતે લોકોની દારૂ પીવાની આદત છૂટી જશે. કેટલાયે દેશોનો મારો એ પ્રકારનો અનુભવ છે. હિંદુસ્તાનમાં મેં એવું જ જોયું છે અને દક્ષિણ આફ્રિકામાં પણ જોયું હતું. મને પાકી ખાતરી છે કે દારૂ છોડી દેવાથી કામ કરનારાઓનું શરીરનું અને નીતિનું એમ બન્ને બળ ખૂબ વધે છે અને તેમની કમાવાની શક્તિ પણ વધે છે. એટલા જ કારણસર ૧૯૨૦ની સાલથી દારૂબંધીને કૉંગ્રેસના કાર્યક્રમમાં દાખલ કરવામાં આવી છે. હવે જ્યારે આપણને સ્વતંત્રતા મળી છે ત્યારે સરકારોએ કૉંગ્રેસનો કોલ પૂરો કરવો જોઈએ અને નાપાક આબકારી આવક છોડી દેવાને તૈયાર થવું જોઈએ. સરવાળે જુઓ તો ખરેખર આવકનુંયે નુકસાન સરકારને નહીં થાય અને પ્રજાને પારાવાર ફાયદો થશે. આપણે માટે પ્રગતિનો અથવા ઉન્નતિનો એ એક જ રસ્તો છે અને ઉન્નતિ આપણે આપણા પોતાના પુરુષાર્થથી સાધવી છે.

## ૧૧૨

૨-૧-'૪૮

### નોઆખાલીની ટોપી

આજે શુક્રવારે સાંજે વરસાદ ટપકતો હતો. તેથી ગાંધીજી પોતાને નોઆખાલીથી ભેટ મોકલવામાં આવેલી ટોપી ઓઢીને પ્રાર્થનાની જગા પર આવ્યા હતા. એ ટોપી જોઈ લોકોને થોડું હસવાનું થયું. પ્રાર્થના પૂરી થયા પછી કંઈક હસીને ગાંધીજીએ કહ્યું કે

નોઆખાલીમાં ખેડૂતો તડકાથી બચવાને આવી ટોપી માથે ઓઢે છે. બે કારણોસર એ ટોપી મને ઘણી ગમે છે. એક તો એક મુસલમાન ખેડૂતે મને એ ભેટ મોકલી છે. બીજું એ છત્રીની અવેજીમાં કામ આપે છે છતાં છત્રીથી સોંઘી છે કેમ કે બધી ગામડાંમાં પેદા થતી ચીજોમાંથી જ બનાવવામાં આવી છે.

### ભજન

પ્રાર્થનામાં આજે જે ભજન ગવાયું તે કાનને કેટલું મીઠું લાગે છે તે તમે જોયું હશે. પણ એ ભજન મૂળમાં સવારમાં ગાવાનું છે. એમાં ભગવાનને પ્રાર્થના કરવામાં આવી છે કે ઊઠો અને આતુરતાથી તમારે બારણે ઊભા રહેલા ભક્તોને દર્શન આપો. સાચું છે કે ઈશ્વર કદી સૂતો કે ઊંઘી જતો નથી. પણ ભજનમાં ભક્તના હૃદયની લાગણી પ્રગટ થઈ છે.

### અવિશ્વાસ કાયરતાની નિશાની

હમણાં અલ્લાહાબાદથી મારા પર એક કાગળ આવ્યો છે. કાગળ મોકલનાર ભાઈ લખે છે કે થોડા સારા માણસોને છોડી કોઈ મુસલમાન પર એવો વિશ્વાસ નહીં થઈ શકે કે તે હિંદની સરકારને પૂરો વફાદાર રહેશે. અને તેમાંયે પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે લડાઈ થઈ તો તો જરાયે વફાદાર નહીં રહે. એટલા માટે થોડા રાષ્ટ્રવાદી મુસલમાનોને છોડી બાકીના બધાને અહીંથી હાંકી કાઢવા જોઈએ. આને અંગે

મારે એટલું જ જણાવવાનું કે કોઈ પણ માણસની સામે કોઈ વાત વિરુદ્ધમાં સાબિત થઈ ન હોય ત્યાં સુધી તેની વાત પર દરેક માણસે ભરોસો રાખીને ચાલવું જોઈએ. હમણાં જ ગયે અઠવાડિયે લગભગ એક લાખ મુસલમાન લખનૌમાં એકઠા મળ્યા હતા. તેમણે સ્પષ્ટ શબ્દોમાં પોતાની રાષ્ટ્રભક્તિની જાહેરાત કરી છે. છતાં કોઈની બેવફાઈ અથવા બેઈમાની સાબિત થાય તો તેને એ બાબતમાં મારો એ રસ્તો નથી છતાં ગોળીએ દઈ શકાય છે. નાહક કોઈના પર વહેમ અથવા અણભરોસો રાખવો એ બુજદિલી એટલે કે નામરદાઈની અને અણઘડપણાની નિશાની છે. એથી કોમી વેરઝેર આટલાં ફેલાયાં અને લાખોને ઘરબાર વગર રઝળવાનું આવ્યું. આ અણવિશ્વાસની લાગણી ચાલુ રહેશે તો દેશના બે અલગ અલગ ભાગલા હમેશને માટે કાયમ રહેશે અને આખરે બન્ને રાજ્યોનો નાશ થશે. ભગવાન એવું ન કરો પણ બન્ને વચ્ચે લડાઈ થશે તો મારી જીવવાની ઇચ્છા નથી. પરંતુ મારી માફક લોકોને પણ અહિંસા વિષે શ્રદ્ધા હશે તો લડાઈ નહીં થાય અને સૌ રૂડાં વાનાં થશે.

## ૧૧૩

૩–૧–'૪૮

### સાચી શાન્તિ અંતરની

શનિવારે સાંજે ગાંધીજીની પ્રાર્થના વેવેલ કેન્ટિનમાં થઈ. પ્રાર્થના પછીનું એમનું પ્રવચન સાંભળવાને બહુ લોકો ત્યાં એકઠા મળ્યા હતા. ગાંધીજીએ પોતાના પ્રવચનમાં કહ્યું કે

આજે ઘણે દહાડે હું મારો વાયદો પૂરો કરી શક્યો અને આ છાવણીઓના શરણાર્થીઓ સાથે વાતો કરવાને આવી શક્યો તેથી મને આનંદ થાય છે. વળી, અહીં જેટલા ભાઈઓ તેટલી જ બહેનો એકઠી મળી છે તેથી મને વધારે આનંદ થયો છે. દુનિયામાં અને અમારા મુલકમાં ફરીને શાન્તિની ને પ્રેમની સ્થાપના થાઓ એવી મારી પ્રાર્થનામાં તમે સૌ મારી સાથે જોડાઓ એવી મારી તમારી

પાસે માગણી છે. ધનદોલત અગર મહેલાતો જેવી બાહ્ય વસ્તુઓથી શાન્તિ નથી મળતી. શાન્તિ આપણા અંતરની વસ્તુ છે. સર્વ ધર્મોમાં એ જ સત્યની જાહેરાત કરવામાં આવી છે. માણસને એવી શાન્તિ મળી ગયા પછી તેની આંખો, તેની વાણી અને તેનાં કામોમાંથી તે નીતરે છે. એવી શાન્તિને મેળવનારો માણસ ઝૂંપડામાં રહેતો છતાં સંતોષ અનુભવે છે અને આવતી કાલની ફિકર રાખતો નથી. આવતી કાલે શું થશે તે જાણનારો એકલો પરમેશ્વર છે. શ્રી રામચંદ્ર જે આપણા જેવા જ માણસ હતા તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે પોતે ગાદીએ બેસવાની આશા રાખતા હતા તે જ અવસરે તેમને વનવાસ આપવામાં આવશે. પરંતુ રામચંદ્રજી જાણતા હતા કે સાચી શાન્તિ બહારની ચીજો પર આધાર નથી રાખતી. તેથી વનવાસના ખ્યાલથી તેમના પર કોઈ જાતની અસર ન થઈ. હિંદુઓ ને શીખો આ સત્ય જાણતા અથવા સમજતા હોત તો આજના પાગલપણાનો પવન એમની ઉપરથી વાઈ જાત અને મુસલમાન ગમે તે કરત તોયે તેઓ શાન્ત રહેત. આ વાત શીખો ને હિંદુઓના દિલમાં ઘર કરી લે તો હજી આપોઆપ મુસલમાનો પર તેની અસર થયા વિના ન રહે.

### છાવણીનું આદર્શ જીવન

મેં સાંભળ્યું છે કે આ છાવણી કંઈક સારી રીતે ચાલે છે. પરંતુ દિલ્હી શહેરમાં જોવાની મળે છે તેનાથી વધારે વ્યવસ્થા અને વધારે સફાઈ બધા શરણાર્થીઓ મળીને આ છાવણીમાં ન રાખે ત્યાં સુધી હું એ વાત તદ્દન સ્વીકારી નહીં લઉં. તમારે જે મુસીબતો વેઠવી પડે છે તેની મને ખબર છે. તમારામાંના કેટલાક સારા સારા ઊંચા ઘરના લોકો હતા. પણ પહેલાંના જેવી જ સુખની જિંદગીની અહીં છાવણીમાં અપેક્ષા રાખવી ફોકટ છે. નવી જરૂરિયાતને અથવા નવા સંજોગોને કેમ અનુકૂળ થઈ જવું અને બની શકે ત્યાં સુધી આજની હાલતને કેમ વધારે સારી બનાવવી એ તમારે સૌએ શીખી લેવું જોઈએ. મને યાદ આવે છે કે ૧૮૯૯ની સાલમાં બોઅર યુદ્ધ થયું તે પહેલાં અંગ્રેજો ટ્રાંસવાલનો પ્રદેશ છોડી નાતાલ ગયા હતા. આવી પડનારી મુસીબતમાં કેમ કામ લેવું એ તેઓ જાણતા હતા. તે બધાયે

સરખી રીતે સરખા દરજ્જાથી રહેતા. તેમાંનો એક ઇજનેર મારી સાથે સુથારી કામ કરતો હતો. આપણે સૈકાઓથી પરદેશીઓની ગુલામીમાં રહ્યા છીએ તેથી આપણે એવી વાતો શીખ્યા નથી. હવે આપણે આઝાદ થયા છીએ — અને આઝાદી કેવી મોંઘી ચીજ છે! — ત્યારે મને આશા છે કે શરણાર્થી ભાઈબહેનો પોતાની આજની મુસીબતોમાંથી પૂરો લાભ ઉઠાવશે. તેઓ પોતાની આ છાવણીને એવી આદર્શ છાવણી બનાવે કે આખી દુનિયામાંથી નહીં તો આખા હિંદમાંથી લોકો એને જોવાને આવે ને જોઈને અભિમાન લે. પ્રાર્થનામાં જે મંત્રનો પાઠ કરવામાં આવ્યો તેનો અર્થ એવો છે કે આપણી પાસે જે કંઈ છે તે બધું ભગવાનને અર્પણ કરીએ ને પછી આપણને જેટલી સાચી જરૂર હોય તેટલું જ તેમાંથી લઈએ. આપણે આ મંત્રને અનુસરીએ તો આ છાવણીમાં જ નહીં, આજે જે બદનામ થઈ રહ્યું છે તે દિલ્હી શહેરમાંયે ફરી નવું ચેતન આવશે અને આપણાં સૌનાં જીવન અંતરની શાંતિ ને અંતરના સુખથી ઊભરાઈ જશે.

## ૧૧૪

૪–૧–'૪૮

### યુદ્ધનો મર્મ

વરસાદ પડતો હતો તેથી મને આવતાં થોડી મિનિટ મોડું થયું. મને જણાવવામાં આવ્યું કે પ્રાર્થનાની જગ્યા પર ચાર પાંચ માણસો છે તો ત્યાં શું જવું? પણ મેં કહ્યું કે ચાર પાંચ હોય કે પચ્ચીસ હોય મારે જવું જ જોઈએ. અહીં તમે આટલા બધા આવ્યા છો તે માટે હું તમને મુબારકબાદી આપું છું. હું માનું છું કે તમે સૌ અહીં ખાલી કુતૂહલ સંતોષવાને નહીં, ઈશ્વરનું ભજન કરવાને આવ્યા છો.

આજકાલ જ્યાં ને ત્યાં એક વાત શરૂ થઈ છે કે હિંદુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે લડાઈ થવાનો સંભવ ઊભો થયો છે. એ

આપણું કમનસીબ છે. આપણે બન્ને રાજ્યો સુલેહસંપથી સાથે રહી શકીશું કે નહીં? પાકિસ્તાને એવી મતલબનું નિવેદન પ્રસિદ્ધ કર્યું છે કે યુનિયને લડાઈ ઉપાડવાને સારુ યુ. એન. ઓ. પાસે પોતાનો કેસ મોકલ્યો છે તે સાંભળીને હું અજબ થઈ ગયો. આ કંઈ સારી વાત ન કહેવાય. અલબત્ત, સામું તમે મને પૂછી શકો કે તો યુનિયન યુ. એન. ઓ.ની પાસે દોડી ગયું તે કંઈ સારી વાત છે? હું કહીશ કે એ સારી વાત છે ને ખોટી પણ છે. સારી એટલા માટે કે કાશ્મીરની સરહદ પર હલ્લા ચાલુ છે અને કહેવાય છે કે તેમાં પાકિસ્તાન કંઈક અંશે સામેલ છે. એ વાત ખરી નથી એટલું પાકિસ્તાન કહે તેથી આમાં કામ સરે એવું નથી. કાશ્મીર યુનિયન પાસે મદદ માગે તો યુનિયને તેને મદદ કરવી જ જોઈએ. આમાં ભૂલ થતી હોય તો તે જાણનારો એક ઈશ્વર છે. પણ પાકિસ્તાને જે નિવેદન કર્યું છે તેમાં તો ભૂલ છે જ. આવું નિવેદન કરતા પહેલાં અહીંની સરકાર સાથે મસલત કરવી એ તેનું કામ છે. જાહેરમાં એ લોકો કહે છે કે અમારે યુનિયન સાથે મળીને વાત કરવી છે પણ એને માટે કોઈ સંગીન પગલું ભરતા નથી. પાકિસ્તાનના આગેવાનોને મારું એટલું જ કહેવું છે કે દેશના ભાગલા થયા પછી હવે લડાઈ થવી ન જોઈએ. ધર્મને નામે પાકિસ્તાનની સ્થાપના થઈ હોવાથી હરેક રીતે તેણે પાક અને સાફ રહેવું જોઈએ. ભૂલો બન્ને પક્ષે પૂરતા પ્રમાણમાં થઈ છે. છતાં શું હજી ભૂલો કર્યા જ કરવી? અને આપણે બન્ને લડાઈ જ લઈ બેઠા તો કોઈ ત્રીજી સત્તાના તાબામાં જઈ પડીશું. એથી બૂરી વાત બીજી કઈ હોય? ઈશ્વરને વચ્ચે રાખી બંનેએ અંદર અંદર મળી લેવું જોઈએ. યુ. એન. ઓ. પાસે જે ગયો તેને તો કોણ રોકી શકશે? તેને રોકનારી હવે એક જ સત્તા છે. તે છે બન્નેની પરસ્પર સદ્ભાવની લાગણીની અને એકબીજા સાથે સંપ કરવાની વૃત્તિની શક્તિની. હજી આપણે અંદર અંદર સમજી લઈએ ને યુ. એન. ઓ. પાસેથી કેસ ખેંચી લઈએ તો તે લોકોયે રાજી થશે. પણ આપણે લાચાર બનીને તેની પાસે જઈએ છીએ. હું હજીયે ઈશ્વરને પ્રાર્થના કરું છું કે આપણને લડાઈથી

બચાવે પણ પછી સમજૂતી દિલથી થવી જોઈએ. મનમાં દુશ્મનાવટ સંઘરી રાખી ઉપરથી દોસ્તી કરવી એ તો ખુલ્લી લડાઈથીયે બદતર છે. તેના કરતાં તો બહેતર છે કે ઇશ્વર બંનેને પેટ ભરીને લડી લેવા દે. એમાંથી ચેખ્ખા થવાના હોઈશું તો થઈશું.

## નામરદાઈથીયે બૂરું

કાલે રાતે દિલ્હીમાં જે બન્યું તેથી આપણે સૌએ શરમાવું જોઈએ. કહેવાય છે કે દુ:ખી સ્ત્રીઓ અને બચ્ચાંઓને આગળ રાખી પુરુષો મુસલમાનોનાં ખાલી મકાનોમાં પેસી ગયા અને જ્યાં મુસલમાનો રહેતા હતા ત્યાં કબજો લેવાની તેમણે કોશિશ કરવા માંડી. પણ પોલીસે ટિયર ગૅસ છોડ્યો એટલે બધું શાન્ત થયું. શરણાર્થીઓ પોતાના દુ:ખમાંથી એટલું નહીં શીખે કે મર્યાદાથી રહેવું જોઈએ? આવી રીતે અંધેર મચાવી આપણે આપણી સરકારને નકામી બનાવીએ છીએ. દેશવિદેશથી જે એલચીઓ દિલ્હીમાં એકઠા મળ્યા છે તેમને શું આપણો ઝઘડો જ જોવાનો મળશે? એવું થશે તો એ લોકો કહેશે કે આમને રાજ કેમ ચલાવવું તે જ આવડતું નથી. આવી રીતે સ્ત્રીઓને અને બચ્ચાંને આગળ ધરવાં એમાં માણસાઈ નથી. પુરાણા વખતમાં મુસલમાનો ગાયો આગળ રાખી લડતા જેથી હિંદુ ઘા ન કરી શકે. પરંતુ એ અસભ્યતાની, જંગલીપણાની નિશાની હતી. આ રીતે આપણે આપણી બહેનોનો ખોટો ઉપયોગ કર્યો કહેવાય. આપણે હિંદને આઝાદ રાખવું હોય તો આવી વાતોમાંથી આપણે ઊગરી જવું જોઈએ.

## ૧૧૫

૫-૧-'૪૮

### અંકુશો ઉઠાવી લેવાનાં પરિણામ

મારા પર આવતા ઘણા કાગળો ને તારોમાં અંકુશો ઊઠી ગયા તેને માટે મને મુબારકબાદી આપવામાં આવે છે અને હજી જે ચીજો પર અંકુશો ચાલુ છે તેમના પરથી પણ ઉઠાવી લેવા જોઈએ એમ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં લખેલો એક કાગળ હું આજે અહીં આપું છું. એ કાગળ લખનાર ભાઈ એક સારા મોટા વેપારી છે. તેમણે મારા કહેવાથી પોતાના વિચારો લખી મોકલ્યા છે:

"તમારા જણાવ્યા પ્રમાણે હું ખાંડ, ગોળ, સાકર અને બીજી ખોરાકની ચીજોના આજના અને અંકુશો રદ થયા તે પહેલાંના ભાવ નીચે આપું છું:

| | ચાલુ ભાવ | ખાંડ પરનો કંટ્રોલ ઉઠાવી લેવાને તમે નવેમ્બરમાં પ્રવૃત્તિ શરૂ કરી તે પહેલાંના ભાવ |
|---|---|---|
| **ખાંડ વગેરે** | | |
| ખાંડ | મણના રૂ. ૩૭-૮-૦ | મણના રૂ. ૮૦ થી ૮૫ |
| ગોળ (પાનસેરા) | ,, રૂ. ૧૩ થી ૧૫ | ,, રૂ. ૩૦ થી ૩૨ |
| સાકર | ,, રૂ. ૧૪ થી ૧૮ | ,, રૂ. ૩૭ થી ૪૫ |
| ખાંડના ચોરસા | પડીકાના રૂ. ૦-૧૧-૦ | પડીકાના રૂ. ૧-૮ થી ૧-૧૨ |
| ખાંડ દેશી | મણના રૂ. ૩૦ થી ૩૫ | મણના રૂ. ૭૫ થી ૮૦ |

"ખાંડ અને તેના જેવી જ બીજી ચીજોના ભાવમાં ૫૦ ટકા ઘટાડો થયો છે.

**અનાજ**

| | | |
|---|---|---|
| ઘઉં | મણના રૂ. ૧૮ થી ૨૦ | મણના રૂ. ૪૦ થી ૫૦ |
| ચોખા બાસમતી | ,, રૂ ૨૫ | ,, રૂ. ૪૦ થી ૪૫ |
| મકાઈ | ,, રૂ. ૧૫ થી ૧૭ | ,, રૂ. ૩૦ થી ૩૨ |

**કઠોળ**

| | | | | |
|---|---|---|---|---|
| ચણા | મણના | રૂ. ૧૬ થી ૧૮ | મણના | રૂ. ૩૮ થી ૪૦ |
| મગ | ,, | રૂ. ૨૩ | ,, | રૂ. ૩૫ થી ૩૮ |
| અડદ | ,, | રૂ. ૨૩ | ,, | રૂ. ૩૪ થી ૩૭ |
| તુવેર | ,, | રૂ. ૧૮ થી ૧૯ | ,, | રૂ. ૩૦ થી ૩૨ |
| ચણાની દાળ | ,, | રૂ. ૨૦ | ,, | રૂ. ૩૦ થી ૩૨ |
| મગની દાળ | ,, | રૂ. ૨૬ | ,, | રૂ. ૩૯ |
| અડદની દાળ | ,, | રૂ. ૨૬ | ,, | રૂ. ૩૭ |
| તુવેરની દાળ | ,, | રૂ. ૨૨ | ,, | રૂ ૩૨ |

**તેલીબિયાં ને તેલ**

| | | |
|---|---|---|
| સરસવ | મણના રૂ. ૬૫ | મણના રૂ ૭૫ |

## ગરમ અને રેશમી કાપડ

"ગરમ અને રેશમી કાપડ પરથી કંટ્રોલ ઊઠી જવાથી બજારમાં એ જાતનું બેસુમાર કાપડ આવ્યું છે. ગરમ તેમ જ રેશમી કાપડની કિંમત ઓછામાં ઓછા પચાસ ટકા ઊતરી ગઈ છે. ઘણી જગાએ તો પાંસઠ ટકા સુધીની ઘટી છે.

## સુતરાઉ કાપડ અને સૂતર

"સુતરાઉ કાપડ અને સૂતરના ભાવો પરથી પણ નિયમન તરતમાં જ ઊઠી જનાર છે એવી આશાથી બલકે ડરથી સુતરાઉ કાપડ અને સૂતરની કિંમત પણ ધીરે ધીરે ઘટે છે. સુતરાઉ કાપડ પરનો અંકુશ પૂરેપૂરો ઉઠાવી લેવામાં આવે તો ભાવ લગભગ ૬૦ ટકા ઊતરી જશે અને વધારામાં કાપડની જાતમાં પણ ઘણો સુધારો થશે. કારણ કે મિલોવાળાને એકબીજા સાથે હરીફાઈ કરવી પડશે. રેશમી અને ગરમ કાપડ અંકુશ ઊઠી જતાં જેમ ઢગલાબંધ મળવા લાગ્યું તેવી જ રીતે સુતરાઉ કાપડ પણ મળતું થઈ જશે. સુતરાઉ કાપડ પરથી અંકુશ ઉઠાવી લીધા પછી તેને પૂરેપૂરો સફળ બનાવવાને ઓછામાં ઓછાં ત્રણ વરસ સુધી હિંદ બહાર કાપડની નિકાસની મનાઈ કરવી પડશે.

## પેટ્રોલની નાપબંધી

"પેટ્રોલ પર યુદ્ધની પરિસ્થિતિને કારણે કંટ્રોલ મૂકવામાં આવ્યો હતો. હવે એની કશી જરૂર રહી નથી. એને અંગે સાચી હકીકત

એવી છે કે એ કંટ્રોલને લીધે થોડીએક વાહનવહેવાર ચલાવનારી ટ્રાન્સપોર્ટ કંપનીઓને ખૂબ નફો થાય છે અને તે કંપનીઓ જ તેને નભાવવા માગે છે. કરોડોની આમ જનતાની વસ્તીને એની સાથે કશું સ્નાનસૂતક નથી. જણાવવાની જરૂર ન હોય કે જેની પાસે એક જ ટ્રક એટલે કે મોટર લારી અથવા બસ હોય છે ને જેને એક જ રસ્તા પર ફેરા કરવાનું લાયસન્સ હોય છે તે આજે મહિને દશથી પંદર હજાર રૂપિયા કમાય છે. પેટ્રોલ પર કંટ્રોલ ન રહે અને કોઈ એક વ્યક્તિને એકાદ રસ્તા પર ફેરા કરવાનો ઇજારો આપવાનો રિવાજ ન હોય તો એક જ ગાડીના માલિકને મહિને ૩૦૦ રૂપિયાથી વધારે કમાણી નહીં થાય. આજે પેટ્રોલની ચિઠ્ઠીનો ખૂબ વેપાર ચાલે છે. એક જ લારીને માટેની પેટ્રોલની ચિઠ્ઠી કોઈ પણ ટ્રાન્સપોર્ટનો વેપારી દશ હજાર રૂપિયા આપીને વેચાતી લેવાને તૈયાર હોય છે. પેટ્રોલ પરનો કંટ્રોલ રદ થાય તો દેશને મૂંઝવી રહેલા મકાનોના, અનાજના અને એવા જ બીજા સવાલો આપોઆપ ઊકલી જાય. પેટ્રોલના રૅશનિંગથી ટ્રાન્સપોર્ટ કંપનીઓ ખૂબ કમાણી કરી કરોડોનું જીવન ધૂળધાણી કરી રહી છે.

"અંકુશો ઉઠાવી લેવડાવી દુઃખમાં ડૂબેલી જનતાની તમે ભારે સેવા કરશો અને પછી આ મુલક ખોબા જેટલા સારા નસીબવાળાને માટે જ નહીં, કરોડો ભૂંડા નસીબવાળાને માટે પણ રહેવા લાયક બનશે. અંકુશો લડાઈની પરિસ્થિતિને કારણે યુદ્ધના વખતમાં મૂકવામાં આવ્યા હતા. આજે સ્વતંત્ર હિંદમાં તેમનું કશુંયે સ્થાન ન હોય."

મને લાગે છે કે આ આંકડાઓની સામે તકરાર ઉઠાવી શકાય તેમ નથી. સંભવ છે કે મારું અજ્ઞાન મારી પાસે આવું બોલાવે છે. એવું હોય તો જાણકાર લોકો બીજા આંકડા રજૂ કરી મારું અજ્ઞાન દૂર કરવાની મહેરબાની કરે. ઉપર લખેલી વાતો મેં માની લીધી તેનું કારણ એ છે કે જાણકાર લોકોના અભિપ્રાય પણ એની તરફેણમાં છે.

જનતા એકાદ વાત માને અને તેનો અમલ કરાવવા ઇચ્છે તો તેમાં ડરીને ચાલવાની કશી જરૂર રહેતી નથી. જનતાના પ્રતિનિધિઓએ જનતાની વાત બરાબર રજૂ કરવી જોઈએ જેથી તેનો બરાબર અમલ કરવાનું બની શકે. જનતાના માનસિક અથવા હૃદયના સહકારથી મોટી મોટી લડાઈઓમાં જીતવાનું આજ પહેલાં બની શક્યું છે.

એવું કહેવાય છે કે દુનિયામાં જેટલું પેટ્રોલ નીકળે છે તેનો માત્ર એક ટકો હિંદને ભાગે આવે છે. પણ એથી નિરુત્સાહ અથવા નિરાશ થવાનું કશું કારણ નથી. આપણી મોટરો તો દોડતી કદી અટકી નથી. શું આનો એવો અર્થ સમજવાનો છે કે આપણે લડાઈખોર લોકો નથી તેથી આપણને વધારે પેટ્રોલની જરૂર નથી? અને આપણને વધારે પેટ્રોલની જરૂર હોય અને દુનિયામાં આજે જેટલું નીકળે છે તેથી વધારે ન નીકળે તો દુનિયાને તેની તંગી વેઠવી પડે? ટીકા કરનારા મારા ઘોર અજ્ઞાનની ઠેકડી ન કરે. મારે તો પ્રકાશ જોઈએ છે, સાચી વાત જાણવી છે. અને તેથી હું જો મારું અજ્ઞાન છુપાવું તો મને પ્રકાશ ક્યાંથી મળે? સવાલ એ ઊભો થાય છે કે આપણે ભાગે આવતો પેટ્રોલનો હિસ્સો આટલો નજીવો હોય તો કાળા બજારમાં પેટ્રોલનો આવો અખૂટ ઝરો ક્યાંથી વહ્યા કરે છે? અને કોઈ પણ જાતની મુશ્કેલી વિના નાહક આટલી બધી મોટરોની દોડાદોડી શી રીતે થાય છે?

પત્ર લખનાર ભાઈએ જે હકીકત રજૂ કરી છે તે સાચી હોય તો તેથી ચોંકી ઊઠવા જેવું થયું. શું અંકુશો તવંગરોને માટે આશીર્વાદરૂપ અને ગરીબોને માટે શાપરૂપ બન્યા છે? અને કહે છે કે અંકુશો રાખવામાં આવે છે ગરીબોને ખાતર! ઇજારાની પદ્ધતિનું આવું પરિણામ આવતું હોય તો એક ક્ષણનોયે વિચાર કર્યા વિના તે તાબડતોબ રદ થવી જોઈએ.

## કાપડનો કંટ્રોલ

જેને 'આઝાદીનો પોશાક' કહીને ઓળખાવવામાં આવી છે તે ખાદીને આપણે ભૂલી ન ગયા હોઈએ તો કાપડ પર કંટ્રોલ રાખવાની તરફેણમાં એક પણ દલીલ રહેતી નથી. આપણી પાસે પૂરતું રૂ છે. આપણી પાસે કરોડો હાથ છે જે ગામડાંમાં રેંટિયા ને સાળ ચલાવી શકે છે. એ રીતે રમતમાં આપણે આપણને જરૂરી બધું કાપડ પેદા કરવાને સમર્થ છીએ ને એને માટે ભુમરાણની જરૂર નથી; ને નથી મોટરો કે લારીઓ દોડાવવાની જરૂર. પહેલાંના વખતમાં આપણી રેલવેનું પહેલું કામ લશ્કરની સેવા કરવાનું હતું. તેમનું બીજું કામ

બંદરો પર રૂ લઈ જવાનું અને બહારના મુલકોમાંથી આવતું તૈયાર કાપડ દેશની અંદર ખસેડવાનું હતું. પણ આપણી કેલિકો જેનું નામ ખાદી છે તે ગામડાંમાં બનતી હોય ને ત્યાં ને ત્યાં જ ખપતી હોય તો આવા એકકેન્દ્રી વહેવારની કશી જરૂર ન રહે. આપણું આળસ અથવા અજ્ઞાન બલકે બંનેને ઢાંકવાને આપણે આપણાં ગામડાંને ભૂંડાં કહીને ન વગોવીએ.

## ૧૧૯

૧–૧–'૪૮

### આ હખાણુ બંધ થવું જોઈએ

મેં સાંભળ્યું છે કે ઘણાખરા શરણાર્થી હજી મુસલમાનોનાં ખાલી ઘરોનો કબજો લેવાની કોશિશ કરે છે અને પોલીસને તેમનાં ટોળાં વિખેરવાને ટિયર ગૅસ વાપરવો પડે છે. શરણાર્થીઓને મોટી મોટી મુસીબતો વેઠવી પડે છે એ વાત બિલકુલ સાચી છે. દિલ્હીની સખત ઠંડીમાં ઉઘાડામાં સૂવું એ કંઈ નાનીસૂની વાત નથી. વરસાદનું પાણી પડે છે ત્યારે તંબૂઓમાં શરીરનું પૂરતું રક્ષણ થઈ શકતું નથી. શરણાર્થીઓ મુસલમાનોનાં ઘરોનો કબજો લેવાની નેમ ન રાખતા હોય તો મકાનોને માટેનું તેમનું ભુમરાણ સમજવામાં મને મુશ્કેલી લાગતી નથી. દાખલા તરીકે બિરલા હાઉસ પર હલ્લો કરી મને, એક બીમાર બહેનને અને મકાનના માલિકોને અહીંથી હાંકી કાઢી તેનો કબજો તે લોકો લઈ લે તો હું સમજી શકું. આ વાત ઇન્સાનને છાજે તેવી ભલે ન હોય તોયે સીધી ને ખુલ્લી હશે. પણ આજે જે રીતે મુસલમાનોને દબાવવામાં આવે છે અને તેમને તેમનાં ઘરોમાંથી બહાર કાઢવાની કોશિશ થાય છે તે અસંસ્કારીપણાનું અત્યંત અવિવેકભરેલું કામ છે. મૂળમાં ડરી ગયેલા મુસલમાનોને ધમકીઓ આપી ઘરમાંથી કાઢવા અને પછી તે ઘરોનો કબજો કરવો એ કોઈનેયે છાજે તેવી વાત નથી. એમાં કોઈનેયે કશો લાભ નથી. મેં સાંભળ્યું છે કે સરકારે શરણાર્થીઓને

બીજી જગા પર થોડાં મકાનો મેળવી આપવાની સગવડ કરી છે પણ શરણાર્થીઓ તો મુસલમાનોનાં ઘરોનો જ અમારે કબજો લેવો છે એવી જીદ લઈ બેઠા છે. આ પરથી સ્પષ્ટ થાય છે કે શરણાર્થીઓ મુસલમાનોનાં ઘરોનો કબજો પોતાની જરૂરિયાત પૂરી કરવાને નથી લેવા માગતા, તેમને દિલ્હીમાંથી મુસલમાનોનું કાસળ કાઢી નાખવું છે. સામાન્ય લોકોની એવી જ ઇચ્છા હોય તો મુસલમાનોને આડા રસ્તા લઈ અહીંથી હાંકી કાઢવાને બદલે તેમને સાફ જણાવી દેવામાં આવે તે બહેતર થાય. પણ ખુદ યુનિયનના રાજધાનીમાં એવું કામ કરવાનું શું ફળ આવે તે પ્રજાએ બરાબર સમજી લેવું જોઈએ.

### હડતાળોની બદી

મુંબઈથી સમાચાર છે કે ત્યાં બંદર પર વહાણોમાંથી માલ ઉતારી ગોદામોમાં ભરનારા મજૂરો હડતાળ પાડવાનો વિચાર કરે છે. કૉંગ્રેસીઓ, સમાજવાદીઓને કૉંગ્રેસથી જુદા ગણો તો તે સમાજવાદીઓ અને સામ્યવાદી સૌને મારી અપીલ છે કે હડતાળો ન પડાવશો. આજે હડતાળો પાડવાનો વખત નથી. એવી હડતાળોથી હડતાળ પાડનારાને અને આખાયે દેશને નુકસાન થાય છે.

### સાચી લોકશાહી

ઔંધના રાજાસાહેબે કેટલાંયે વરસો પહેલાં પોતાની પ્રજાને જવાબદાર રાજતંત્ર આપ્યું હતું. તેમના દીકરા આપ્પાસાહેબે પણ પોતાનું જીવન પ્રજાની સેવાને અર્થે સમર્પણ કર્યું છે. રાજાસાહેબ તેમ જ બીજા કેટલાક લોકોએ પોતાનું રાજ યુનિયનમાં ભેળી દેવાની વાત લગભગ મંજૂર કરી છે. સરદાર પટેલે કહ્યું છે કે જે રાજાઓનાં રાજ્યો યુનિયનમાં ભેળવી દેવામાં આવશે તેમને સાલિયાણું બાંધી આપવામાં આવશે. પરંતુ મને ભરોસો છે કે ઔંધના રાજાસાહેબ પોતાની પ્રજાને માથે એ રીતે ભારરૂપ નહીં બને. પ્રજાની સેવા કરીને જે કંઈ મળશે તે મેળવવાને તેઓ ઇચ્છશે. રાજાસાહેબ મને લખીને પુછાવે છે કે મારા રાજ્યમાં પંચાયતની જે પદ્ધતિ મેં દાખલ કરી છે તે રાજ્યને યુનિયનમાં ભેળવી દીધા પછી ચાલુ રાખી શકાશે કે નહીં? રાજાસાહેબને જણાવવામાં આવ્યું છે

કે તમારું રાજ્ય યુનિયનમાં ભળી જશે પછી તેનો રાજવહીવટ બાકીના હિંદુસ્તાનના ધોરણે જ ચાલશે. મારા અભિપ્રાય મુજબ જ્યાં લોકોને પંચાયતની પદ્ધતિ રાખવી હોય ત્યાં તેમને તે રીતે વહીવટ ચલાવવામાંથી રોકવાનો કોઈ કાનૂન બંધારણમાં નથી. ઔંધ એક રિયાસત લેખે મટી જશે પણ ઔંધ નામથી ઓળખાતાં ગામોના સમૂહનું વિશિષ્ટ સ્વરૂપ કંઈ મટી જવાનું નથી. તે સ્વરૂપ કાયમ જ રહેશે. બાકીના હિંદુસ્તાનમાં પંચાયતો સ્થપાય કે ન સ્થપાય પણ એ સમૂહ અથવા તેના અંગરૂપ એક ગામ પંચાયતરાજની પદ્ધતિ કાયમ રાખી શકે છે. સાચા હક અથવા અધિકાર ધર્મ અથવા ફરજના પાલનમાંથી પ્રગટ થાય છે. એવા હક કે અધિકાર કોઈથી છીનવી લેવાતા નથી. ઔંધમાં પંચાયતપદ્ધતિ લોકોની સેવાને અર્થે દાખલ કરવામાં આવી છે. હિંદુસ્તાનની સાચી લોકશાહીમાં રાજવહીવટનો એકમ અથવા ઘટક ગામ હશે. એક ગામ પણ જેને અંગ્રેજીમાં રિપબ્લિક કહે છે તેવું પંચાયતરાજ ચલાવવા માગતું હશે તો તેને કોણ રોકી શકશે? સાચી લોકશાહી કેન્દ્રમાં બેઠે બેઠે રાજવહીવટ ચલાવનારા વીસ માણસો નથી ચલાવી શકતા, તે ઠેઠ નીચેથી હરેક ગામના લોકોએ ચલાવવી રહેશે.

## આયાતનિકાસ સમતોલ થવી જોઈએ

એક ભાઈ મારા પર કાગળ લખીને જણાવે છે કે કોઈ પણ સુખી તેમ જ સારી સ્થિતિવાળા દેશમાં આયાત અને નિકાસનું સમતોલપણું જળવાવું જરૂરી છે. તેથી એમણે એવી દરખાસ્ત કરી છે કે હિંદમાં માલની આયાત નિકાસથી કંઈક ઓછી રહે એટલી ઘટાડી નાખવી જોઈએ. આજે જેવું ચાલે છે તેવું કાયમ ચાલ્યા કરશે તો હિંદની સાધનસંપત્તિ થોડી વારમાં પૂરી થઈ જશે. તેથી તેમણે એવી દરખાસ્ત કરી છે કે રમકડાં અને એવી બીજી બિનજરૂરી ચીજો બહારથી મંગાવવાનું બંધ કરી દેવું જોઈએ. એ ઉપરાંત હિંદુસ્તાન આજ લગી પોતાનો કાચો માલ બહાર મોકલતું રહ્યું છે અને બહારથી તૈયાર માલ મંગાવતું રહ્યું છે એવું ચાલુ રહેતાં આયાતનિકાસની સમતુલા જાળવવાનું મુશ્કેલ થશે અને હિંદ અનેક રસ્તે કંગાળ બની

જશે. આ કાગળ લખનાર ભાઈની વાત મને મંજૂર છે કે હિંદુસ્તાને વધારેમાં વધારે સ્વાવલંબી બનવું જોઈએ અને હિંદુસ્તાન તેમ જ બીજા દેશો વચ્ચેનો વેપાર શોષણ પર નહીં પણ પરસ્પર મદદના સિદ્ધાન્ત પર હમેશ ચાલવો જોઈએ.

## ૧૧૭

૭–૧–'૪૮

આજે મારી પાસે ઘણી ચિઠ્ઠી આવી પડી છે. પણ મારે મારું પ્રવચન પંદર મિનિટમાં પૂરું કરવું જોઈએ. તેથી બનશે તેટલી ચિઠ્ઠીઓના જવાબ આપવાની હું કોશિશ કરીશ.

### ખોટો ઉપવાસ

એક ભાઈ પોતાની ચિઠ્ઠીમાં જણાવે છે કે પોતે ઉપવાસ પર ઊતર્યા છે અને તેમના ઉપવાસ જારી રહેશે. એવા ઉપવાસમાં અધર્મ રહ્યો છે. પણ જેને અધર્મ કરવો જ છે તેને કોણ રોકી શકશે? મેં ઘણા ઉપવાસ કર્યા છે. એ વિષયનું મને સારું સરખું જ્ઞાન છે. તેથી હું માનું છું કે જાહેર ઉપવાસ કરવો હોય તો મને પૂછીને કરવો જોઈએ.

### વિદ્યાર્થીઓની હડતાળ

છાપાંઓમાં સમાચાર આવ્યા છે કે નવમી તારીખે વિદ્યાર્થીઓ હડતાળ પાડવા ધારે છે. આ સાચે જ મોટી ભૂલ છે. હડતાળ પાડી પોતાનું ધાર્યું કરાવવાની વાત બરાબર નથી. મેં ઘણી હડતાળોનું સંચાલન કર્યું છે અને તેમાં મને ઠીક સફળતા પણ મળી છે. પરંતુ હું બરાબર જાણું છું કે હરેક હડતાળ સાચી નથી હોતી ને અહિંસક પણ નથી હોતી. વિદ્યાર્થીજીવનમાં આ રીતે હડતાળો પાડવી વાજબી નથી.

### પાકિસ્તાનના શરણાર્થીઓની ફરિયાદ

આજે મારી પાસે ઘણા દુ:ખી ભાઈઓ આવી ગયા. એ બધા પાકિસ્તાનમાં રહેતા શરણાર્થીઓના પ્રતિનિધિ હતા. તેમણે પોતાનાં દુ:ખનાં વીતકોની કહાણી મને સંભળાવી. તેમણે મને કહ્યું કે તમે

અમારા દુઃખમાં ધ્યાન રાખતા નથી ને રસ લેતા નથી. પરંતુ એ ભાઈઓને ક્યાં ખબર છે કે એટલા જ ખાતર આજે હું અહીં પડ્યો છું? પરંતુ આજે મારી દીન લાચાર દશા છે. આજે મારું કોણ સાંભળે છે? એક જમાનો એવો હતો, જ્યારે હું જે કાંઈ કહું તે લોકો કાને ધરતા ને તેનો અમલ કરતા. બધા જ મારું કહેલું કરતા એવો દાવો તો મારાથી કેમ થાય? પણ ઘણા લોકો મારી વાત માનતા એટલું સાચું. તે વખતે હું અહિંસક સેનાનો સેનાપતિ હતો; આજે તો હું જંગલમાં એકલો રોતો હોઉં એવી મારી દશા છે. પરંતુ ધર્મરાજાએ કહ્યું હતું કે એકલા હો તોયે તમને જે સાચું લાગે તે જ કરજો. એ રસ્તે આજે હું ચાલું છું. આજે રાજવહીવટ ચલાવનારા મારા મિત્રો છે. એનો અર્થ અલબત્ત એવો નથી કે હું કહું છું તેમ તે બધા ચાલે છે. અને એમ ચાલેયે શા સારુ? દોસ્તી દાવે મારી વાત માનવી એવું હું માગતો નથી. પોતાના દિલને સાચી લાગે તે જ વાત સૌ કોઈ માને. પરંતુ હું કહું છું તે રીતે બધા ચાલે તો આજે હિંદુસ્તાનમાં જે બન્યું ને હજી બને છે તે કદી ન બને. અલબત્ત, હું કંઈ પરમેશ્વર તો નથી જ.

## શરણાર્થીઓનો ધર્મ

છતાં દુઃખી ભાઈઓ આવીને મને પૂછે છે કે અમારા રહેવાનો, ખાવાપીવાનો અને એવો બીજો બંદોબસ્ત ન થવો જોઈએ? એમની વાત ખોટી નથી. શરણાર્થીઓએ શો ગુનો કર્યો છે? શાં પાપ કર્યાં છે? એ બધાયે નિર્દોષ છે. આપણા ભાઈઓ છે. મને જે મળે છે તે બધું એમને ન મળે એ ન્યાય નથી. એમને ફરિયાદ કરવાનો હક છે. હું એ લોકોને કહીશ કે મકાનોની માગણી ભલે કરો. પણ સાથે સાથે હું તેમને એમ પણ કહીશ કે તમને જે કામ આપવામાં આવે ને તમારાથી જે બની શકે તે તમારે હોંસથી કરવું જોઈએ. ઘાસથી છાજેલાં છાપરાં મળે તો તેમાં આનંદથી રહેવું જોઈએ. એવું ન કહેવું જોઈએ કે અમારે તો રહેવાને બસ મહેલ જ જોઈએ. જે ખાવાનું ને પહેરવાનું મળે તેમાં સંતોષ માનવો જોઈએ. ઘાસની પથારીથીયે રૂનાં ગાદલાંનું કામ સરે છે. આપણે આટલી સીધી રીતે

ચાલીએ તો ઊંચા ચડીએ. મજૂર માણસ લખવાવાંચવાનું કામ ન કરી શકે, પણ લખવાવાંચવાવાળો મજૂરી જરૂર કરી શકે.

### કરાંચીનો બનાવ

કરાંચીમાં શુંનું શું બની ગયું? એ બધું તમે જાણ્યું હશે. સિંધમાં હિંદુ ને શીખ આજે નથી રહી શકતા. સિંધથી અહીં આવવાને જે ગુરુદ્વારામાં એ બધા એકઠા મળ્યા હતા તેના પર હુમલો થયો. ત્યાંની સરકાર કહે છે કે અમે લાચાર થઈ ગયા છીએ. અમારું કંઈ ચાલતું નથી. જે બન્યું તે અમે અટકાવી ન શકયા. હા, તેને દબાવવાની કોશિશ અમે કરી ને કરીએ છીએ. પણ, રાજવહીવટ ચલાવનારા આ રીતે અસહાય બની જાય તો બહેતર છે કે તેઓ રાજવહીવટ ચલાવવાનું છોડી દે. એથી લોકો લૂંટારા બની જાય તો ભલે બની જતા. આ વાત હું બન્ને રાજ્યોની સરકારોને કહું છું. મારી નજરે બન્ને સરકારોમાં કોઈ ભેદ નથી. પાકિસ્તાની સરકાર લોકોને મરવા દે તે પહેલાં ખુદ તેમણે જાતે મરી જવું જોઈએ.

## ૧૧૮

૮–૧–'૪૮

એક ભાઈ લખે છે કે ગઈ કાલે સાડા ત્રણ વાગ્યે એક કાગળ તેમણે મને મોકલ્યો હતો છતાં અત્યાર સુધી તેમને જવાબ મળ્યો નથી. મારા પર એટલા બધા કાગળો આવે છે કે તે બધા હું વાંચી નથી શકતો. વળી, એ બધા જુદી જુદી ભાષાઓમાં હોય છે. બીજા લોકો એ બધા વાંચી તેમાંથી બતાવવા જેવું હોય તે મને બતાવે છે. કોઈક જરૂરી વાતનો જવાબ આપવાનો રહી જાય તો તે તે ભાઈએ તેમની વાત ફરી કહેવી જોઈએ.

### હરિજનો અને દારૂ પીવાની લત

એક ભાઈ મને પુછાવે છે કે ગયે અઠવાડિયે તમે કહેલું કે હરિજનોએ દારૂ પીવાની આદત છોડવી જોઈએ. તો શું એકલા હરિજનોએ જ દારૂ છોડવો ને બીજા જેવા કે પૈસાવાળા ને સોલ્જરો

(લશ્કરી સિપાઈઓ) વગેરેએ ન છોડવો? બધાયને સારુ એક જ નિયમ ન હોય? મને આ સવાલ પૂછવા જેવો ન લાગ્યો. બીજા પાપ કરે તેથી શું આપણે પણ પાપ કરવું? અને જે સમજણવાળા છે તેમને સારુ નિયમ કેવા? આપણે સમજી વિચારી આપમેળે દારૂ છોડવો જોઈએ. હરિજનો અભણ છે ને મજૂરી કરી જીવે છે. એમને આરામ અથવા દિલ બહેલાવવાનું કોઈ બીજું સાધન નથી મળતું. તેથી દારૂ પીને એ લોકો પોતાનું દુઃખ ભૂલી જવા ઇચ્છે છે. પરંતુ પૈસાવાળા અને સોલ્જરોને દારૂ પીવાને એટલુંયે કારણ નથી. લશ્કરી લોકો કહેશે કે દારૂ પીધા વિના અમારું કામ જ ન ચાલે. પણ હું તો લશ્કરની આખી વાતને જ વાજબી નથી માનતો તો દારૂની વાતને થોડો જ માનવાનો હતો? પણ લશ્કરમાંયે મારા ઘણા દોસ્તો છે. તેમાં હિંદુસ્તાનીયે છે અને ઘણા અંગ્રેજો પણ છે, જે દારૂને અડતા નથી. દારૂબંધીનો કાનૂન એવો તો નિયમ થોડો જ કરશે કે પૈસાવાળા દારૂ પીએ ને હરિજનો ન પીએ?

## વિદ્યાર્થીઓમાં પક્ષ કેવા?

એક ભાઈ લખી જણાવે છે કે વિદ્યાર્થીઓની જે હડતાળ પાડવાની વાત ચાલે છે તેમાં કૉંગ્રેસી વિદ્યાર્થીઓ ભળ્યા નથી. આ કૉમ્યુનિસ્ટ વિદ્યાર્થીઓની હડતાળ છે. વિદ્યાર્થીઓમાં પણ બધી પાર્ટીઓ હોય એમ લાગે છે. તેમાં પણ કૉંગ્રેસવાળા છે, સોશિયાલિસ્ટ છે, કૉમ્યુનિસ્ટ છે. પણ મારી સલાહ તો બધાયને સારુ છે. કૉંગ્રેસી વિદ્યાર્થી હડતાળમાં સામેલ થનાર નથી તે સારુ તેમને મુબારકબાદી ઘટે છે. પણ તેથી કૉમ્યુનિસ્ટ પાર્ટીવાળા વિદ્યાર્થી હડતાળ પાડી શકે એવું થોડું જ છે? કૉમ્યુનિસ્ટ ભાઈઓ ચાલાક છે ને દેશની સેવા કરવા ધારે છે. પણ આ રીતે દેશની સેવા ન થાય. અને વિદ્યાર્થીઓ એક યા બીજો પક્ષ શા સારુ લે? વિદ્યાર્થીઓનો એક જ પક્ષ હોય અને તે વિદ્યા મેળવનારનો. અને વિદ્યા પણ પોતાનું પેટ ભરવાને નહીં, દેશની સેવા કરવાને ખાતર મેળવવાની. તેથી હડતાળ તેમને અને દેશને બન્નેને નુકસાન કરશે. કામ પાર પાડવાને બીજા ઘણાયે રસ્તા છે. પહેલાં સ્વતંત્રતા નહોતી ત્યારે હડતાળો પડતી હતી. મેં જાતે કેટલીયે

હડતાળોમાં ભાગ લીધો છે ને તેમને સફળપણે પાર ઉતારી છે. પરંતુ બધી હડતાળ સાચને ખાતર હોય છે અથવા અહિંસક હોય છે એવું નથી. આજે રાજવહીવટ આપણા હાથમાં છે. એટલે આજે હડતાળો પાડવાનો વખત ન હોય. આજે દેશને વધારે ને વધારે તેમ જ વધારે સાચા વિદ્યાર્થીની જરૂર છે. તેથી મારી વિદ્યાર્થીઓને વિનંતિ છે કે હડતાળ ન પાડે.

## સત્યાગ્રહ કેમ નહીં?

મારા પર બીજો એક સંવાલ આવ્યો છે. સવાલ સારો છે. તેમાં પૂછનાર લખે છે કે તમે ખરાબ વસ્તુઓનો ત્યાગ કરાવવા માગો છો. તમે જાતે એવું કરો છો એ પણ બરાબર છે. પણ તો પછી પાકિસ્તાન પહોંચી જઈ ત્યાંવાળાની બૂરાઈ કેમ નથી છોડાવતા? ત્યાં જઈ તમે સત્યાગ્રહ શા સારુ નથી ઉપાડતા? અહીં તો તમે ઘણું કર્યું. હવે ત્યાં પણ જાઓ. મેં એ ભાઈને જવાબ આપી દીધો છે. કયે મોંએ આજે હું પાકિસ્તાન જાઉં? અહીં આપણે પાકિસ્તાની ચાલ ચાલીએ તો ત્યાંવાળાને જઈને હું કહું શું? હિંદુસ્તાનમાં બધું પાંસરું થઈ જાય ને અહીંના મુસલમાનોને કશી ફરિયાદ ન રહે તો જ મારાથી ત્યાં જવાય. મારે તો અહીં જ મારું કાર્ય કરવું છે યા મરવું છે. દિલ્હીમાં હિંદુ ને શીખ પાગલ બન્યા છે. તેમની એવી ઇચ્છા છે કે અહીંના બધાયે મુસલમાનોને અહીંથી હાંકી કાઢવા. ઘણા મુસલમાનો તો ચાલીયે ગયા. હવે બાકી રહ્યા છે તેમને પણ હાંકી કાઢીશું તો ભારે શરમની વાત થશે. અને પાકિસ્તાનમાંથી હિંદુ ને શીખો નાસી આવવા ધારે છે તો ત્યાં સત્યાગ્રહ કરે કોણ? અને આજે સત્યાગ્રહ રહ્યો છે ક્યાં? વળી, સત્યાગ્રહ નથી તો અહિંસા પણ નથી. ને અહિંસાનેયે આજે કોણ માને છે? આજે તો બસ સૌને મિલિટરી જોઈએ છે. આજે લશ્કરને આપણે ઈશ્વરને દરજ્જે ચડાવી દીધું છે. એનો અર્થ એવો થયો કે બધા હિંસાના ભક્ત બની તેને શરણે ગયા છે. પણ હિંસાના ભક્તો સત્યાગ્રહ કેમ ચલાવશે? મારું માને તો આજે છાપાંઓની સૂરત પણ બદલાઈ જાય. આજે અખબારોમાં કેટલી ગંદકી છપાય છે? આપણે સત્યાગ્રહને ભૂલી ગયા છીએ. સત્યાગ્રહ હમેશ, હરેક સંજોગોમાં કામ

આપે એવી ચીજ છે. પણ તેના ચલાવવાવાળા તો સત્યાગ્રહી હોવા જોઈએ ને?

## યુનિયનમાં કોમવાદ ન જોઈએ

પછી આગળ તે જ ભાઈ લખે છે કે જ્યાં સુધી અહીંથી મુસલમાનોને હાંકી કાઢવામાં નહીં આવે ત્યાં સુધી પાકિસ્તાનથી જે હિંદુ ને શીખ આવ્યા છે તેમને માટે જગ્યા ક્યાંથી મળશે? હું માનું છું કે જેટલા હિંદુ ને શીખ પાકિસ્તાનથી અહીં આવ્યા છે તેટલી સંખ્યાના મુસલમાનો ઘણુંખરું અહીંથી ત્યાં ચાલી ગયા છે. હવે જે બાકી રહ્યા છે તેમને કાઢવાના દાવ ચાલે છે. પણ એ આખીયે પાગલપણાની વાત છે. હિંદમાં મુસલમાનોની મોટી સંખ્યા છે. તે માટે જ મૌલાનાસાહેબે લખનૌમાં પરિષદ બોલાવી હતી. તેમાં સિત્તેર હજાર લોકો આવ્યા હતા. આજના વખતમાં મુસલમાનોની આવડી મોટી સભા કદી થઈ નથી. એ વિષે સારીનરસી બધી જાતની વાતો મારા સાંભળવામાં આવી છે. તે મારે અહીં છેડવી નથી. અહીં શહેરમાં જે મુસલમાનો છે તેમના પ્રતિનિધિ પણ ત્યાં પરિષદમાં ગયા હતા. તો શું આપણે બધાયે મુસલમાનોને મારી નાખવા અથવા તે એકેએકને પાકિસ્તાનમાં હાંકી કાઢવા? મારે મોઢે એવી વાત કદી નીકળનાર નથી. આપણે દુનિયાની બૂરાઈની નકલ કરવી છે?

## ભાવલપુરથી આવેલું પ્રતિનિધિમંડળ

આજે મારી પાસે ભાવલપુરના લોકો આવ્યા હતા. કાશ્મીરના મીરપુર ગામના લોકો પણ આવ્યા હતા. એ બધાયે હેરાન થાય છે. છતાં એ લોકો વિવેકથી વાતો કરતા હતા. એ બધા બેઠા હતા એટલામાં જ પંડિતજી આવ્યા. પંડિતજી સાથે પણ એ લોકોને વાતો થઈ. મને આશા છે કે એમને ખાતર કંઈ ને કંઈ કરવામાં આવશે. તેમની માગણી મુજબ બધું થશે એવું તો જોકે મને નથી લાગતું. આજે લડાઈ હજી શરૂ નથી થઈ છતાં એક જાતની લડાઈ ચાલે છે એ ઉઘાડું છે. એવી દશામાંથી રસ્તો કરી બધાને ત્યાંથી કાઢી લાવવાનું કામ ઘણું મુશ્કેલ છે. એટલે જેટલું બનશે તેટલું થશે. એટલું કર્યા પછી પણ કોઈ ન બચ્યો અથવા કોઈને લાવી ન શકાયો તો શું થાય? આપણી પાસે જોઈએ તેટલી

ગાડીઓ નથી. કાશ્મીરનો રસ્તો ખુલ્લો નથી. જે નાનો સરખો રસ્તો છે તે પરથી આવડી મોટી સંખ્યાને લાવવાનું કામ મહા કઠણ છે.

ભાવલપુરની વાત સાંભળવા જેવી છે. ત્યાંના લોકોને પણ હું એટલું જ કહીશ કે એક માણુસથી બની શકે તેટલું બધું હું કરું છું. એ લોકોની ફરિયાદ એવી છે કે જે લોકો બીજા પ્રાંતોમાંથી આવ્યા છે તે અહીં નોકરી વગેરે મેળવવાને અરજ કરી શકે છે, પણ રજવાડાંમાંથી આવનારા નથી કરી શકતા. સરદાર પટેલે કહ્યું છે કે એવો ભેદ રાખવામાં નહીં આવે છતાં હજી થાય છે. હું માનું છું આવું ન થાય, ન થવું જોઈએ. આની ખબર હું કઢાવીશ. એમાં જરૂર કંઈક ગેરસમજ હશે અને એવું હોય તો સરકારનાં માણસોએ એમાં તાબડતોબ સુધારો કરવો જોઈએ.

# ૧૧૯

૯-૧-'૪૮

## હિંમત ને ધીરજની જરૂર

ગઈ કાલે ભાવલપુરને વિષે મેં થોડી વાત કરેલી. ભાવલપુરમાં એક મંદિર હતું. આજેયે છે. પણ તે કોઈ હિંદુના કબજામાં નથી ને કોઈ હિંદુનું તેમાં કશું ચાલતું નથી. તે મંદિરના મુખિયાજી આજે મારી પાસે આવ્યા હતા. હિંદુઓ જાન બચાવવાને ત્યાં કેવા નાઠા હતા તે તેમણે જોયેલું. નાઠેલા લોકોએ મંદિરમાં આશ્રય લીધો પણ ત્યાંયે તે સલામત ન રહી શકયા. આખરે બધા પાછલે દરવાજેથી નાઠા. તેમની સાથે મુખિયાજી પણ નાઠા. કેટલાયે માર્યા ગયા. કેટલીક બહેનોને બચાવી લેવામાં આવી. પણ બધી ન બચી. હવે ત્યાં જે પડયા છે તેમને બચાવવાને તેઓ કહે છે. મેં તેમને કહ્યું કે માણુસથી જે કાંઈ થઈ શકે તે બધું થાય છે. પણ બે રાજ્યો સ્થપાયાં છે. મુલકના બે ભાગલા પડ્યા છે. એક રાજમાં દખલ કરવાનો બીજા રાજને હક નથી. છતાં થાય એવું બધું કરવામાં આવે છે. આજે એવો વખત આવ્યો

છે કે આપણે સૌએ ખૂબ ધીરજ કેળવવી જોઈએ અને હિંમત રાખવી જોઈએ. મોતથી કોઈએ ડરવું ન જોઈએ. જે માણસ પોતાની આબરૂ અને ધર્મ બચાવવાને મરવાને તૈયાર હોય તેનું અપમાન કરવાની કોઈની શક્તિ નથી. આજે કે કાલે મરવાનું સૌને છે. તો પછી મોતથી ડરવું શું ? છેવટે આપણે સૌએ ઈશ્વરનો ભરોસો રાખવાનો છે. તેની મરજી વિના કશું બનતું નથી.

## રહેવાનાં મકાનોનો સવાલ

કેટલાંક દુ:ખી ભાઈઓ ને બહેનો આજે મારી પાસે આવ્યાં હતાં. એ લોકો ગરીબ નહોતાં. તેમની પાસે કંઈક જીવ છે. અહીં પાસે જ કોઈક મુસલમાનની કોઠીમાં આજે ત્રણચાર મહિનાથી રહે છે. મુસલમાન ભાઈ ડરનો માર્યો અહીંથી નાસી ગયો. જ્યાં એ મુસલમાન ભાઈ ગયો ત્યાંથી આ હિંદુ ભાઈઓ અહીં આવ્યા. મુસલમાને એમને કહેલું કે મારી કોઠી દિલ્હીમાં છે ત્યાં જઈને રહેજો. એટલે તેમાં રહેવા લાગ્યા. હવે સરકારનો હુકમ નીકળ્યો છે કે કોઠી ખાલી કરો. બીજા કોઈક રાજ્યના એલચીને માટે તેની જરૂર પડી છે. મને લાગે છે કે પર-રાજ્યના એલચીને માટે સરકારને મકાન જોઈતું હોય તો તે ખાલી કરવું જોઈએ. પણ બદલામાં આ લોકોને રહેવાની જગા મળવી જોઈએ. રામાયણ વગેરેમાં વાંચીએ છીએ કે એ દિવસોમાં મંત્ર ભણતામાં શહેરનાં શહેર ખડાં થઈ જતાં. આજે એવું બની શકતું નથી. એવો મંત્ર આપણી પાસે નથી. પહેલાં હશે એવું પણ મને લાગતું નથી. એટલે પોતાના એ કામને માટે સરકારને મકાન જોઈતું હોય તો લે, પણ જેમની પાસેથી લે તેમને માટે બીજો બંદોબસ્ત થવો જોઈએ. જાઓ, સડક પર જઈને પડો એવું કોઈ સરકાર તેમને ન કહી શકે. પણ હું એમના મનનું પૂરું સમાધાન ન કરી શક્યો. મેં એમને કહ્યું કે રાજ હું ચલાવતો નથી. હું સરકારનો સિપાઈ નથી. મારી પાસે તો મારું પોતાનું એવું ઘર પણ નથી. મને લાગે છે કે એમની વાત સાચી નથી અને સાચી હોય તો ભારે દુ:ખની વાત છે. જે માણસ કાયદેસર કોઈ મકાનમાં રહેતો હોય ત્યાંથી તેને કાઢવાને એવી નોટિસ ન આપી

શકાય. પણ જે લૂંટારુ બની કોઈકના ઘરમાં ઘૂસી જાય છે તેને ત્યાંથી કાઢે નહીં તો શું કરે? પણ કાયદેસર રહેનારને એમ ન કઢાય.

## એક ગેરસમજ

એક ભાઈ મને લખીને મારી ભૂલ બતાવે છે કે પહેલાં તમે કહેલું કે મુંબઈમાં એક માણસદીઠ રોજ એક શેર ચોખા મળે છે. પણ મેં એક દિવસના નહીં, એક અઠવાડિયાના મળે છે એમ કહેલું. એક શેર રોજના તો કેટલા બધા થાય? કહે છે કે એક રોજના શેર નહીં, પાશેર મળે છે. મારી નજરે એ પણ ખોટું ન કહેવાય. પહેલાં એટલા જ મળતા હતા. એક અઠવાડિયાના શેર મળતા હતા. અને મેં એક દિવસના કહ્યા હોય તો ભૂલ થાય. વિચાર કરો કે આજે માણસદીઠ રોજના શેર ચોખા માપબંધીમાં કેવી રીતે આપી શકાય?

## બિરલા હાઉસમાં શા સારુ?

બીજા એક ભાઈ લખે છે કે તમે બિરલા ભવનમાં રહો છો ને ત્યાં પ્રાર્થના કરો છો પણ ગરીબ લોકો ત્યાં નથી આવી શકતા. પહેલાં તો તમે ભંગીવાસમાં રહેતા હતા. તો હવે ત્યાં કેમ નથી રહેતા? અહીં ગરીબ લોકો નથી આવી શકતા એ ખરું. પણ બન્યું એવું કે હું આ વખતે દિલ્હી આવ્યો ત્યારે દિલ્હીમાં મારામારી ચાલતી હતી. દિલ્હી મસાણ જેવું લાગતું હતું. શરણાર્થીઓથી ભંગીવાસ ભરાઈ ગયો હતો. એટલે સરદાર પટેલે મને કહ્યું કે આ વખતે તમને ત્યાં નહીં રાખી શકાય. તમારે બિરલા હાઉસમાં રહેવું પડશે. એટલે હું અહીં રહ્યો છું. મારે ખાતર શરણાર્થીઓને કાઢવા પડે એ મને ન ગમ્યું. ને મારાથી એક ખોલીમાં રહી શકાતું નથી. મારી ઑફિસને માટે, સાથીઓને માટે અને એવી જ બીજી અનેક ઓરડી જોઈએ. ભંગીવાસ હવે ખાલી થયો છે કે નથી તે હું નથી જાણતો. અને થયો હોય તોયે ત્યાં ચાલી જવાની મારી ફરજ નથી. તેને દુઃખી લોકોને માટે ખાલી જ રાખવો જોઈએ. અહીં આ મહેલમાં રહેવાનો મને શોખ નથી. ત્યાં ભંગીવાસમાં રહેવાનો જરૂર છે. એટલે જેટલા ગરીબોથી અહીં આવી શકાય તેમણે બેલાશક આવવું. આજે અહીં પડ્યો છું

તો મુસલમાનોને જેટલી ધીરજ આપી શકાય તેટલી આપું. એ માટે પણ અહીં રહેવું સારું છે. અહીં મુસલમાનો વધારે નિરાંતથી આવી શકે છે, જઈ શકે છે. શહેરમાં એટલી નચિંત નથી, ન રહી શકે એટલા આપણે પાગલ બન્યા છીએ. સરકારના પ્રધાનોને પણ અહીં આવવું જવું સહેલું પડે છે. ભંગી વસ્તીમાં આવતાં જતાં જરા વધારે વખત બગાડવો પડે.

### ઊજળા ઠગ

એક ભાઈ લખે છે કે અહીં દિલ્હીમાં ઊજળા ઠગ બહુ વધી પડ્યા છે. સાઇકલ વગેરે બહુ ઉઠાવી જાય છે. આવી ચોરીઓ રાજધાનીમાં થાય એ શરમની વાત કહેવાય.

## ૧૨૦

૧૭–૧–'૪૮

### વ્યવસ્થાની જરૂર

ગાંધીજીનું પ્રવચન શરૂ થાય તે પહેલાં સાધુનાં કપડાંવાળા એક માણસે મમત પકડી કે મારે મારો કાગળ ગાંધીજીને જાતે જ વાંચીને સંભળાવવો છે. એને રોકવાને ગાંધીજીને એની સાથે ઘણી દલીલ કરવી પડી. પ્રાર્થના પછી પોતાના પ્રવચનમાં સૌથી પહેલાં આ વિષે ગાંધીજી બોલ્યા કે આજે આપણે કેટલા નીચા પડચા છીએ તે પણ એક જોવા જેવી વાત છે. જે લોકો સાધુ હોવાનો, સંયમી હોવાનો અને ગીતા વગેરે વાંચવાનો તેમ જ જાણવાનો દાવો રાખે છે તે આટલો સંયમ કેમ ન રાખે? એ ભાઈને એક વાર કહેતાંની સાથે જ એમણે બેસી જવું જોઈતુ હતું. તે સારુ આટલી બધી દલીલ કરવી પડી એ કેવું? આજકાલ પ્રાર્થનાસભાઓમાં બધાં ભાઈબહેનો સામાન્યપણે આટલી શાન્તિ જાળવે છે તેથી મને બહુ સારું લાગે છે.

### ભાવલપુરના ભાઈઓને

ભાવલપુરના ભાઈઓની વાત પણ આવી જ છે બધા પોતાનાં દુઃખોની વાતો ભલે જણાવે પણ પ્રાર્થનામાં શાન્તિ જાળવે. કોઈ કે

મને કહેલું કે ભાવલપુરના ભાઈઓ આજે પ્રાર્થનાસભા વખતે સભા પર હુમલો કરવાનો ઇરાદો રાખે છે. તેમનો વિચાર પ્રાર્થના ચાલતી હોય તે દરમિયાન બૂમો પાડી ગડબડ કરવાનો છે. મેં કહ્યું કે એવું ન થાય. એમણે મારી વાત માની. એમના વર્તનનો આદર્શ હું બધાની આગળ મૂકું છું. એમને વેઠવાં પડેલાં દુઃખોનો હું સાક્ષી છું. એમણે ભરોસો રાખવો કે ભાવલપુરના બધાયે હિંદુ ને શીખો અહીં આવી જશે. નવાબસાહેબે એ વચન આપ્યું છે. જોકે રાજા લોકોનાં વચન પર કેટલો ભરોસો રાખવો એ હું જાણતો નથી. નવાબસાહેબ કહે છે કે જે બની ગયું તે તો બની ગયું. પણ હવે પછી અહીં ભાવલપુરમાં હિંદુઓને ને શીખોને કોઈ નહીં રંજાડે. જેમને ભાવલપુર છોડી જવું હશે તેમને બહાર મોકલી આપવાનો બંદોબસ્ત કરી આપવામાં આવશે. જેમને રહેવું હશે તે ખુશીથી રહી શકશે અને તેમને ઇસ્લામ ધર્મ અંગીકારવાને કોઈ દબાણ નહીં કરે. સંભવ છે કે ભાવલપુરમાં હવે બધું બરાબર હશે ને ત્યાં રહેતાં ભાઈબહેનો સલામત હશે. વળી, અહીંની સરકાર પણ બેદરકાર નથી. હું આશા રાખું છું કે હમણાં ત્યાં બધા લોકો આરામથી રહે છે. બેશક, તમે પૂછી શકો કે એ લોકોને આજ ને આજ અહીં કેમ લાવવામાં ન આવે? પરંતુ તમારે સૌએ સમજવું જોઈએ કે પહેલાં આપણો મુલક એક હતો, તેના ભાગલા પડ્યા નહોતા. આજે હવે આપણે એકના બે થયા છીએ. અને વધારામાં એ બન્ને ભાગ પરસ્પર દુશ્મન પણ બન્યા. એ લોકો ખુદ પોતાના વતનમાં પરદેશી બન્યા. એટલે જે કંઈ બની શકે એવી છે તે બધી તજવીજ ચાલે છે. ત્યાં ભાવલપુરમાં સિત્તેર હજાર હિંદુ ને શીખ ભરાઈ પડ્યા છે. સિંધમાં એથીયે વધારે છે. એ બધા ત્યાં સલામત નથી. કરાંચીથી એક તાર આવ્યો છે. અહીં આવ્યો તે પહેલાં જ મેં તે વાંચ્યો. તેમાં જણાવ્યું છે કે છાપાંઓમાં જે સમાચારો આવ્યા છે તેના કરતાં ઘણું વધારે નુકસાન ત્યાં થયું છે. એટલે એવો વખત આવ્યો છે કે આપણે સૌએ શાન્તિ રાખવી જોઈએ ને ખામોશ રાખવી જોઈએ. આપણે ખામોશ નહીં રહીએ, ધીરજ છોડીશું તો હારી જઈશું. પણ હારવાની વાત, હાર

એવો શબ્દ આપણા શબ્દકોશમાં હોય જ નહીં. એટલા ખાતર સૌથી પહેલી જરૂર એ છે કે આપણે ગુસ્સામાં ન આવી જઈએ ગુસ્સો કરવાથી કામ વણસી જાય છે. ત્યારે આવે પ્રસંગે શું કરવું એ હવે આપણે વિચારવાનું રહે છે. હું તો રોજેરોજ શું કરવું ને શું ન કરવું તે તમને સૌને જણાવું છું.

### ઈરાન અને હિંદુસ્તાન

આજે ઇરાનના એલચી મારી મુલાકાતે આવ્યા હતા. તેઓ અહીંની સરકારના મહેમાન છે. તેમણે મને કહ્યું કે "ઇરાન અને હિંદ વચ્ચે બહુ જૂની દોસ્તી છે. ઇરાનીઓ ને હિંદીઓ બન્ને આર્ય છે." એમની એ વાત સાચી છે. ઝંદ અવસ્તા જુઓ તો તેમાં કેટલા સંસ્કૃત શબ્દો જોવાના મળશે. વળી આપણી વચ્ચે પુરાણા કાળથી વહેવાર પણ ચાલતો આવ્યો છે. તેમણે વધારામાં મને જણાવ્યું કે "એશિયામાં તમે લોકો સૌથી મોટા છો. તમારા તેજથી અમે પણ ઊજળા થઈ શકીએ છીએ. અમારે હિંદ સાથે એકદિલી કરવી છે." તમે સૌ જાણતાં હશો કે ગુરુદેવ રવીન્દ્રનાથ ત્યાં ઇરાનમાં ગયા હતા. ઇરાનના અનુભવથી તેઓ બહુ રાજી થયેલા. તેમણે કહેલું કે "આપણા જ લોકો ત્યાં રહે છે."

ઇરાનના એલચીએ વધારામાં મને કહ્યું કે ઇરાન અને હિંદનો સંબંધ બગડવો ન જોઈએ. મેં તેમને પૂછ્યું કે એ સંબંધ શી રીતે બગડે? જવાબમાં તેમણે મુંબઈમાં બનેલા એક કિસ્સાની વાત મને કહી. મુંબઈમાં ઘણા ઇરાનીઓ રહે છે. ઘણાખરા ચાની દુકાનો ચલાવે છે. એ હોટેલોમાં ચા પીવાને કેટલાયે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે જાય છે. કહે છે કે મુંબઈમાં ઇરાનીઓની ચામાં કંઈક ખાસ ખૂબી છે. એવી એકાદ હોટેલમાં કંઈક ટંટો થઈ પડ્યો. મને પોતાને એની ખબર નથી. પણ સાંભળ્યું છે કે એમાં થોડા ઇરાની ભાઈઓ માર્યા ગયા. ઇરાનીઓ મુસલમાનો તો ખરા જ, પણ ઇરાની ટોપી પહેરે છે. આજે આપણે લોકો પાગલ બની ગયા છીએ. કોઈકને થયું હશે કે આ પણ મુસલમાનો છે તો બસ કાપી નાખો એ બધાને! આવું થયું હોય તો બહુ બૂરી વાત કહેવાય. પછી મેં એલચીસાહેબને પૂછ્યું કે તમારે

ત્યાંની સરકારને વિષે કંઈ કહેવું છે? તેમણે મને જણાવ્યું કે મુંબઈની સરકાર તો સજ્જન છે. એ સરકારે પેલા કિસ્સામાં જલદીથી બધું બરાબર કરી આપ્યું. અહીં દિલ્હીની સરકાર પણ એવી જ શરીફ છે એવું પણ એમણે મને કહ્યું. અહીં જે મુસલમાન ભાઈઓ રહે છે તેમની સલામતીને માટે ચોકિયાતો મૂકવામાં આવ્યા છે. એમને સરકાર માનભેર અહીં રાખે છે. એટલે સરકારની સામે મારે કશી ફરિયાદ નથી. વળી, વધારામાં તેમણે મને કહ્યું કે ઈરાનમાં પણ હિંદુ, શીખ અને મુસલમાન વેપારીઓ બધા હળીમળીને રહે છે. અહીં હિંદમાંથી વાતો વધારીને ત્યાં મોકલવામાં આવે છે એટલે આગળ ઉપર શું થશે તે હું ન કહી શકું, પણ એ બાબતમાં અમે પૂરેપૂરી ખબરદારી રાખીએ છીએ.

## જાતે જ નિર્ણય કરો

એક ભાઈ પોતાના કાગળમાં લખે છે કે "અનાજ વગેરે પરનો કંટ્રોલ ઉઠાવી લેવામાં આવ્યો છે અને બીજા કંટ્રોલ ઉઠાવી લેવાની કોશિશ જારી છે. કેટલાક લોકોનું કહેવું છે કે આ બહુ સારું થાય છે. પણ પાયામાં એ વાત બરાબર નથી એવું મારે તમને જણાવી દેવું જોઈએ." મેં એ ભાઈને જવાબમાં લખ્યું છે કે તમે તમારો અભિપ્રાય મને જણાવ્યો તે બહુ સારું કર્યું. પરંતુ મને એકલાને લખીને બેસી રહેશો તો હારી જશો. તમને સૌને મારે એટલું જ સૂચવવાનું છે કે મારા પર અંકુશો ઊઠી ગયા તે માટે મુબારકબાદીના અનેક તારો આવે છે. એ તારોની હું અવગણના ન કરી શકું. હું કંઈ ભવિષ્ય જાણનારો નથી. મને દિવ્ય ચક્ષુ પણ મળ્યાં નથી. ઈશ્વરે આપેલી આ આંખોએ જે દેખું છું ને તેના આપેલા કાનોથી જે સાંભળું છું તેટલું જ મારી પાસે છે અને તે જ હું તમને જણાવી શકું. મારાં હાથ, પગ, કાન, આંખ જે કહો તે જનતા છે. એટલે તમારે સૌએ તમારો પોતાનો જે વિચાર હોય તે જ બધાને જાહેર કરવો. મને ધન્યવાદ આપનારા ઘણા છે. પણ આ સવાલની બીજી બાજુ પણ મારે જાણવી જોઈએ. હું કહું છું તેટલા ખાતર કોઈએ મારી વાત માની ન લેવી. તમારી આંખે તમને જે

દેખાય, તમારી બુદ્ધિથી તમને જે સમજાય તે મુજબ તમારે કરવું ને ચાલવું. મારા કહેવાથી ન ચાલવું; અરે, મારા જેવા વીસ મહાત્મા ભેગા મળીને કહે તોપણ ન ચાલવું. જાતે અનુભવ કરવા જતાં જે ભૂલો થશે તેમાંથી જ તમે સાચી વાત શીખશો. એટલે હરેક માણસે પોતાને જે ઠીક લાગે, સાચું લાગે તે કરવું. એવી રીતે પોતાની જાત પર, પોતાની બુદ્ધિ પર ભરોસો રાખી ચાલશો તો જ તમે સૌ નવી મળેલી સ્વતંત્રતાને સાચવી શકશો અને સ્વતંત્રતા ભોગવવાને લાયક બનશો.

## ૧૨૧

૧૧-૧-'૪૮

### પ્રાર્થનાસભામાં શાન્તિ

પ્રાર્થનામાં તમે લોકો ગડબડાટ નથી કરતાં ને પૂરી શાંતિ રાખો છો તે માટે ગઈ કાલે જ મેં તમને સૌને મુબારકબાદી આપી હતી. અવાજ થાય છે એટલે તમે લોકો ઝઘડો કરો છો એવું કહેવાની મારી મતલબ નથી. પણ બહેનો અંદર અંદર વાતો કરે અને બચ્ચાં ચીસો પાડતાં હોય તો બહેનોએ પ્રાર્થનાસભામાં આવવાની લાલચ છોડવી જોઈએ. માતાઓ પોતાનાં બાળકોને શાન્તિ જાળવવા જેટલી તાલીમ ન આપી શકી હોય તો તેમણે દૂર એક બાજુ ઊભાં રહેવું સારું. તેમણે માનવું કે ઈશ્વર સર્વ સ્થળોમાં છે. તે બધું સાંભળે છે ને સર્વશક્તિમાન છે. તે જ આપણને પાળવાવાળો છે. એની દયાનો આપણે દુરુપયોગ ન કરીએ. બહેનોને હું કહીશ કે આ બુઢ્ઢાને જોવાથી તમને શો લાભ છે? એનો અવાજ સાંભળવાને ખાતર અહીં સુધી આવવું શા સારુ? પણ એ ડોસો જે કંઈ કહે છે તેમાં કંઈક તથ્ય છે એમ જો તમને લાગે તો તે મુજબ ચાલો. એથી જ જે કંઈ ફાયદો થાય તે થાય. કેવળ શ્રવણ અથવા દર્શનમાં થોડો જ ફાયદો છે?

## આંધ્રથી આવેલા કાગળ

આંધ્ર દેશથી આજે મારા પર કરુણ પત્ર આવ્યા છે. તેમાંનો એક એક જુવાનનો અને બીજો એક બુઢ્ઢાનો છે. બુઢ્ઢાને હું ઓળખું છું પણ જુવાન ભાઈને ઓળખતો નથી. એ જુવાન પોતાના કાગળમાં લખે છે કે ૧૫મી ઑગસ્ટના દિવસથી સ્વતંત્રતા આવી ત્યારથી લોકોને થયું કે હવે આપણે ફાવે તેમ કરી શકીએ. લોકોના મનમાં એમ છે કે પહેલાં અંગ્રેજનો ડર હતો પણ હવે થોડો જ કોઈનોયે ડર છે? આંધ્ર દેશના લોકો જાડા જબરા છે અને હવે સ્વતંત્ર થયા છે એટલે કાબૂ બહાર ગયા છે. સ્વતંત્રતા મેળવવામાં એ લોકોએ ઘણો ભોગ આપ્યો છે પણ એકંદરે કોંગ્રેસ આજે નીચી પડતી જાય છે. આજે સૌ કોઈને થઈ ગયું છે કે બસ હું નેતા બની જાઉં. સૌ કોઈ પૈસો જોડી લેવાની તજવીજમાં પડ્યા છે. પછી કાગળ લખનાર ભાઈ આગળ લખે છે કે તમે અહીં આવીને રહો ને આ બધું જુઓ. મને પોતાને ત્યાં જવાનું જરૂર ગમે પણ હું ત્યાં કેવી રીતે જાઉં? આંધ્રના લોકોને હું ઓળખું છું. મારે માટે તો અહીં ને ત્યાં બધે સરખું છે. આખું હિંદુસ્તાન મારું છે, હું આખાયે હિંદુસ્તાનનો છું. પણ આજે હું બીજા કામમાં રોકાયો છું. એટલે મારો અવાજ વહેલામાં વહેલો ત્યાં પહોંચે તેટલા ખાતર આ બધું હું કહું છું. પેલા ભાઈ લખે છે કે એમ. એલ. એ. (ધારાસભાના સભ્ય) અને એમ. એલ. સી. (ઉપલી ધારાસભાના સભ્ય) આજે ચારેકોર ગંદકી ફેલાવવાનું કામ કરે છે. એ ગંદકી ઘટાડવી હોય તો ધારાસભાના સભ્યોની સંખ્યા ઘટાડી નાખવી જોઈએ અને પછી ગંદકી ઓછી થશે એટલે એને સાફ કરવાનું સહેલું પડશે.

## બધા પક્ષોને અપીલ

એ પ્રાંતમાં સામ્યવાદી (કૉમ્યુનિસ્ટ) અને સમાજવાદી (સોશિયૅલિસ્ટ) ભાઈઓ પણ છે. એ લોકો કોંગ્રેસ પર હુમલા કરી હિંદુસ્તાનનો કબજો કરવાની મુરાદ રાખે છે. પણ બધા જ હિંદુસ્તાનનો કબજો કરવા ધારે તો તેના શા હાલ થાય? હિંદુસ્તાન

તેમાં વસતા સૌ કોઈનું છે. એટલે આપણે સૌ એવી રીતે કામ કરીએ કે હિંદ આપણું નહીં, આપણે હિંદના બનીએ. તેથી આપણે સૌ હિંદની સેવા કરીએ ને તે પણ નિઃસ્વાર્થ ભાવથી કરીએ. આ આપણું સૌથી પહેલું કામ છે. આપણે કેવળ પેટ ભરવાનો વિચાર ન કરીએ. દરેક જણ પોતપોતાનાં સગાંવહાલાંને સરકારી નોકરીઓમાં ગોઠવવાની ને તેમને ઠેકાણે પાડવાની વેતરણમાં પડી જશે તો આપણું કામ વણસી જશે.

## આત્મઘાતક વૃત્તિ

આજે મારી પાસે થોડા મુસલમાન ભાઈ આવ્યા હતા. એમણે મને કહ્યું કે પહેલાં કૉંગ્રેસ અમને લોકોને ઉપર રાખતી હતી પણ હવે અમે ક્યાં જઈએ અને આજે વેઠવી પડતી હાડમારી ક્યાં લગી સહન કરીએ? એના કરતાં અમે અહીંથી ચાલી જઈએ તે બહેતર નથી? પછી માર ખાવાનો ને અપમાનો સહેવાનાં તો નહીં રહે. મેં એમને જવાબ આપ્યો કે તમે લોકો થોડી ખામોશ પકડો. સરકાર બને તેટલી બધી કોશિશ કરે છે. તે પછી પણ કશું નહીં થાય તો આપણે જોઈ લઈશું. આજે તો આપણે સૌએ આપણે પોતે હિંદુ છીએ, મુસલમાન છીએ, શીખ છીએ કે પારસી છીએ એ ભૂલી જવાનું છે. આપણે સૌએ એટલું જ યાદ રાખવાનું છે કે આપણે સૌ હિંદુસ્તાનના વતની છીએ. ધર્મ તો સૌ સૌની અંગત વાત છે. એને આપણે રાજકારણના ક્ષેત્રમાં ન લાવીએ. હિંદુઓ બગડતા જ રહેશે, પોતાની જાતમાં સુધારો કરવાનો ઇન્કાર કરશે તો પોતાને પાપે આપોઆપ મરશે. પછી કોઈએ એમને મારવાની જરૂર નહીં રહે. એમને આપઘાત કરવો હોય તો ભલે કરતા. એ લોકો આજે મુસલમાનોને દબાવે છે, કાલે બીજા કોઈને દબાવવા નીકળશે, પણ એ રીતે એમનું કામ નહીં થાય, હિંદનું કામ નહીં થાય. જે બીજાને દબાવવાની કોશિશ કરે છે તે આખરે પોતે જ દબાય છે. જે ખાડો ખોદે છે તે જ તેમાં પડે છે. જીવનનો એ કાનૂન છે. આપણે સૌ હિંદીઓ છીએ. હિંદની અને હિંદીઓની રક્ષા કરતાં કરતાં ભલે મરી જઈએ.

## ૧૨૨

૧૨-૧-'૪૮

### અધૂરી શાન્તિનું અસમાધાન

ઇરાદાપૂર્વક પોતાની તબિયત સુધારવાને માટે તંદુરસ્તીના નિયમોને અનુસરીને લોકો ઉપવાસ કરે છે. માણસ દોષ કરી બેસે અને તેને પોતાની ભૂલ સમજાય ત્યારે પ્રાયશ્ચિત્તરૂપે પણ માણસો ઉપવાસ કરે છે. આ ઉપવાસોમાં ઉપવાસ કરવાવાળા લોકોની અહિંસા વિષે શ્રદ્ધા હોવી જ જોઈએ એવું કશું નથી. પરંતુ એવા પ્રસંગો પણ આવે છે જ્યારે અહિંસાના વ્રતધારીને સમાજના કોઈક અન્યાયની સામે પોતાનો વિરોધ પ્રગટ કરવાને ઉપવાસ પર ઊતરવાની ફરજ પડે છે. અહિંસાના ભક્ત તરીકે અહિંસાના વ્રતધારી સામે બીજા કોઈ ઇલાજનો રસ્તો મોકળો રહેતો નથી ત્યારે જ તે એવો ઉપવાસ કરે છે. મારે માટે આજે એવો પ્રસંગ આવી ખડો થયો છે.

તારીખ ૯મી સપ્ટેમ્બરને દિવસે હું અહીં દિલ્હી આવ્યો ત્યારે પશ્ચિમ પંજાબ જવાને કલકત્તાથી નીકળ્યો હતો. પરંતુ ત્યાં પહોંચવાનું મારા ભાગ્યમાં નહોતું. રળિયામણી રોનકદાર દિલ્હી નગરી તે દિવસે મરેલાંઓના શહેર જેવી લાગતી હતી. ગાડીમાંથી ઊતરતાંવેંત મેં જોયું કે સૌ કોઈના મોં પર ગમગીની હતી. ટોળ કરી મજાકો ઉડાવી હમેશ ખુશમિજાજ રહેનારા સરદાર પણ એ ગમગીનીમાંથી બચ્યા નહોતા. તે વખતે આ ઉદાસપણાનું કારણ મારી સમજમાં નહોતું આવ્યું. સરદાર સ્ટેશન પર મને લેવાને આવ્યા હતા. સૌથી પહેલી ખબર તેમણે મને એ આપી કે યુનિયનની રાજધાનીમાં બખેડો ફાટી નીકળ્યો છે. એ જાણી હું તરત ચેતી ગયો કે હવે દિલ્હીમાં જ મારે કરવાનું અગર મરવાનું છે. મિલિટરી એટલે કે લશ્કર અને પોલીસના બંદોબસ્તને કારણે આજે દિલ્હીમાં ઉપર ઉપરથી શાન્તિ દેખાય છે. પરંતુ પ્રજાના દિલમાં તોફાન ઉછાળા મારી રહ્યું છે. એ ગમે ત્યારે બહાર ફૂટી નીકળે. આથી મેં જે કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે હું પૂરી કરી શક્યો હોઉં

એવું મને લાગતું નથી. એ પ્રતિજ્ઞા પૂરી થાય તો જ હું મૃત્યુથી બચી શકું. મૃત્યુના જેવો બીજો મિત્ર નથી. તેમાંથી મને ઉગારવાને પોલીસ અગર લશ્કરના બંદોબસ્તથી જળવાયેલી શાન્તિ પૂરતી નથી. હિંદુ, મુસલમાન અને શીખો વચ્ચે હૃદયની મૈત્રી જોવાને હું તલસું છું. પેલા દિવસ સુધી એવી મૈત્રી હતી. પરંતુ આજે મોટામાં મોટી મુસલમાન વ્યક્તિની જિંદગી હિંદુ અથવા શીખની છરી, ગોળી અગર બૉમ્બથી સલામત હોય એવી સ્થિતિ નથી. પોતાના નામને લાયક એવો કોઈ પણ હિંદુસ્તાની દેશભક્ત આવી દશા સહન ન કરી શકે.

## ઉપવાસનો નિર્ણય

મારા અંતરમાંથી સાદ તો કેટલાયે દિવસથી ઊઠતો હતો. પણ મારા કાન મેં બંધ કરી દીધા હતા. મને થતું હતું કે આ અવાજ શેતાનનો એટલે કે મારી કમજોરીનો કયાંક ન હોય! મને પોતાનો લાચારીનો અનુભવ જરાયે પસંદ નથી. કોઈ સત્યાગ્રહીને અસહાયપણાનો, લાચારીનો અનુભવ કદી ન ગમે. ઉપવાસ સત્યાગ્રહીનો છેવટનો ઇલાજ છે. સત્યાગ્રહની પદ્ધતિમાં એ ઉપાય તેની પોતાની અગર બીજાની તરવારનું સ્થાન લે છે. મુસલમાન ભાઈઓ મને આવીને પૂછે છે કે હવે અમે શું કરીએ? મારી પાસે એ સવાલનો કોઈ જવાબ નથી. થોડા સમયથી મારી આ લાચારીની લાગણી મને કોરી ખાતી હતી. ઉપવાસ શરૂ થતાંની સાથે એ ઊડી જશે. પાછલા ત્રણ દિવસથી હું આનો વિચાર કરું છું. આખરનો નિર્ણય વીજળીની જેમ મારા અંતરમાં ચમકારો કરી ગયો ને હવે મને આનંદ છે. જે માણસ પવિત્ર છે તેની પાસે કુરબાન કરવાને માટે પોતાના જાનથી વધારે પવિત્ર વસ્તુ હોતી નથી. હું આશા રાખું છું અને પ્રાર્થના કરું છું કે મારામાં ઉપવાસ કરવાને લાયક પવિત્રતા હો. મીઠું, સોડા અને ખાટાં લીંબુની સાથે અથવા એ ચીજો વગર પાણી પીવાની છૂટ હું રાખીશ. આવતી કાલે દિવસનું પહેલું ખાણું થઈ જશે પછી ઉપવાસ શરૂ થશે. ઉપવાસની મુદત અનિશ્ચિત છે. બહારનાં કોઈ દબાણને કારણે નહીં, પોતાનો ધર્મ છે એવું સમજી બધી કોમોએ પોતાનાં દિલ એક કર્યાં છે એવી મને ખાતરી થશે ત્યારે મારો ઉપવાસ છૂટશે.

## હિંદનું હલકું પડેલું નામ

આજે હિંદુસ્તાનની આબરૂ હરેક સ્થળે ઘટતી જાય છે. એશિયાના હૃદય પરનું અને તેની મારફતે આખી દુનિયાના હૃદય પરનું હિંદનું સામ્રાજ્ય ઝપાટાબંધ નાબૂદ થવા લાગ્યું છે. આ ઉપવાસને પરિણામે આપણી આંખ પરનાં પડળ દૂર થાય તો એ પૂરેપૂરું પાછું આવશે. મને એવો વિશ્વાસ છે, કહો કે હું એવો વિશ્વાસ રાખવાનું સાહસ કરું છું કે હિંદુસ્તાન પોતાનો આત્મા ગુમાવી બેસશે તો તોફાનોમાં સપડાયેલી દુઃખી અને શાન્તિને ઝંખતી દુનિયાની આશાના કિરણનો લોપ થઈ જશે.

## ઈશ્વર જ એક સલાહકાર

કોઈ મિત્ર અથવા હોય તો કોઈ પણ દુશ્મન મારા પર ગુસ્સો ન કરે. મનુષ્યના દિલને સુધારવાને ઉપવાસનો ઇલાજ બરાબર નથી એવું માનનારા ઘણા મિત્રો છે. એવા લોકો મને નભાવી લે અને પોતાને માટે કાર્યની જેવી સ્વતંત્રતા ચાહે છે તેવી મને પણ આપે. મારો સલાહકાર એકમાત્ર ઇશ્વર છે. બીજા કોઈનીયે સલાહ વગર મારે આ સવાલનો નિર્ણય કરવો જોઈએ. આ નિર્ણય કરવામાં મારી ભૂલ થઈ હશે અને મને સમજાશે કે એવી ભૂલ થઈ છે તો સૌની આગળ હું મારી ભૂલનો એકરાર કરીશ અને મેં ભરેલા પગલામાંથી પાછો હઠી જઈશ. પણ એવો સંભવ નહીં જેવો છે. મારા અંતરાત્માનો અવાજ સ્પષ્ટ હોય અને મારો દાવો છે કે તે તદ્દન સ્પષ્ટ છે તો તેને રોકવાનું બને તેવું નથી. મારી સૌને પ્રાર્થના છે કે આ બાબતમાં મારી સાથે કોઈ દલીલમાં ન ઊતરે અને જે નિર્ણયમાં હવે કશો ફરક કરવાનો અવકાશ નથી તેનો પૂરો અમલ કરવામાં મને સૌ કોઈ સાથ દે.

મારી જિંદગીમાં ઉપવાસના ઘણા પ્રસંગો આવી ગયા. આજ પહેલાંના મારા એ ઉપવાસોની ટીકા કરવાવાળા લોકોએ કહ્યું છે કે તમારા ઉપવાસથી લોકો પર દબાણ પહોંચે છે અને તમે ઉપવાસ ન કર્યો હોત તો જે હેતુથી તમે ઉપવાસ કર્યો તેના ગુણદોષનો સ્વતંત્રપણે વિચાર થાત અને તેનો નિર્ણય તમારી વિરુદ્ધ આવત. પરંતુ મારો

હેતુ શુદ્ધ હોય તો તેની વિરુદ્ધ નિર્ણય આવે તેની કિંમત શી? શુદ્ધ ઉપવાસ શુદ્ધ ધર્મપાલનના જેવો હોય છે. તેનું પાલન એ જ તેનો આપોઆપ મળી રહેનારો બદલો છે. કોઈ વિશિષ્ટ પરિણામ લાવવાને ખાતર હું ઉપવાસ નથી કરતો, નથી કરવા ચહાતો. મારે કરવો જ જોઈએ, મારો ધર્મ છે માટે હું ઉપવાસ કરું છું.

### મૃત્યુ એ જ સુંદરમાં સુંદર મુક્તિ

મારી સૌને પ્રાર્થના છે કે સૌ શાન્ત ચિત્તે પૂરી તટસ્થ વૃત્તિથી આ ઉપવાસ વિષે વિચાર કરે અને મારે મરવું જ જોઈએ એમ લાગે તો મને શાંતિથી મરવા દે. હું આશા રાખું છું કે શાંતિ મને તો મળ્યા વિના રહેવાની જ નથી. હિંદુસ્તાનનો, હિંદુ ધર્મનો, શીખ ધર્મનો અને ઇસ્લામનો નાશ થઈ રહેલો લાચારીથી જોઈ રહેવો પડે તેના કરતાં મૃત્યુ આવીને મને છોડાવે એ જ બહેતર છે. પાકિસ્તાનના રાજ્યમાં દુનિયાના સર્વ ધર્મના લોકોને સરખા હક ન મળે, તેમના જાનમાલ સલામત ન રહે અને હિંદી રાજ્યસંઘ પણ પાકિસ્તાનની નકલ કરે તો બન્નેનો નાશ નિશ્ચિત છે. એ દશામાં ઇસ્લામનો તો હિંદુસ્તાન ને પાકિસ્તાન એ બે મુલકોમાં જ નાશ થશે, બાકીની દુનિયામાં નહીં થાય; પરંતુ શીખ ને હિંદુ ધર્મ તો બાકીની દુનિયામાં ક્યાંય ફેલાયેલો ન હોવાથી તેમનો સમૂળગો નાશ થઈ જશે.

જે લોકોના વિચાર મારાથી જુદા પડે છે તે મારો જેટલો સખત વિરોધ કરશે તેટલું હું તેમને માન આપીશ. મારો ઉપવાસ લોકોના આત્માને જગાડવા માટે છે, તેને હણી નાખવાને માટે નથી. જરા વિચાર કરો કે આપણા પ્યારા હિંદમાં કેટલી ગંદકી પેદા થઈ છે! એ જોયા પછી એ ગંદકી નાબૂદ કરવાને ઇલાજ કરનારો, પગલું ભરનારો, અને એ ઇલાજ લેવાની શક્તિવાળો અને સંભવ છે કે તેને માટે જરૂરી પવિત્રતાવાળો હિંદનો એક નમ્ર પુત્ર છે એવું જોઈ તમે સાચે જ રાજી થશો. અને જો એનામાં એટલી શક્તિ ને એટલી પવિત્રતા ન હોય તો તો આ પૃથ્વીને તે બોજારૂપ જ છે ને તેથી જેટલો વહેલો તે અહીંથી જાય અને હિંદુસ્તાનને એ ભારમાંથી મુક્ત કરે તેટલો તેને પોતાને માટે અને બાકી સૌને માટે ફાયદો જ છે.

મારા ઉપવાસની ખબર સાંભળી લોકો મારી પાસે દોડી ન આવે. સૌ પોતપોતાની આસપાસનું વાતાવરણ સુધારવાના કામમાં મંડી પડે એ જ પૂરતું છે.

## આંધ્રથી આવેલા બે કાગળો

આંધ્ર દેશથી મારા પર આવેલા બે કાગળોની વાત મેં ગઈ કાલે તમને સૌને કહી હતી. તેમાંનો બીજો કાગળ લખનારા મારા વૃદ્ધ મિત્ર દેશભક્ત કોંડા વેંકટપ્પૈયા ગારુ છે. તેમના કાગળમાંથી થોડોક ભાગ હું અહીં આપું છું.

"રાજદ્વારી તેમ જ આર્થિક સવાલો ઉપરાંત બીજો અટપટો સવાલ એ ઊભો થયો છે કે કોંગ્રેસવાળાઓનું નૈતિક અધઃપતન થયું છે. બીજા પ્રાંતોની બાબતમાં હું ઝાઝું કહી શકતો નથી પણ મારા પ્રાંતની દશા ખરે જ બહુ ખરાબ છે. રાજવહીવટની સત્તા મળી ગયા પછી હવે લોકોનાં મગજ ઠેકાણે રહ્યાં નથી. ઉપલી ધારાસભા એટલે કે લેજિસ્લેટિવ કાઉન્સિલ અને નીચલી ધારાસભા એટલે કે લેજિસ્લેટિવ એસેમ્બ્લી એ બન્નેના કેટલાયે સભ્યો આજે પોતપોતાનો અંગત સ્વાર્થ સાધવાને પોતાના દરજ્જાનો પૂરેપૂરો ઉપયોગ કરે છે.

"નવી થયેલી ઓળખાણપિછાણનો ઉપયોગ કરી લોકો પૈસાની કમાણી કરવામાં મંડયા છે અને મેજિસ્ટ્રેટોની કચેરીઓમાં પહોંચી જઈ ન્યાયના કામમાં પણ આડા પડે છે. સ્થિતિ એવી થઈ છે કે જિલ્લાના કલેકટર અને બીજા અમલદારો સ્વતંત્રપણે પોતપોતાની ફરજો બજાવી શકતા નથી. કાઉન્સિલના સભ્યો તેમના કામોમાં દખલ કરે છે. કોઈ પ્રામાણિક અમલદાર પોતાની જગ્યા પર લાંબા વખત સુધી ટકવા પામતો નથી. તેની સામે ઠેઠ પ્રધાનો સુધી રિપોર્ટ એટલે કે ચાડી કરવામાં આવે છે અને પ્રધાનો પણ એવી ચાડી ખાનારા કોઈ પણ પ્રકારના સિદ્ધાન્ત વગરના તેમ જ સ્વાર્થી લોકોની વાતો સાંભળે છે. સ્વરાજ મેળવવાની લગનીને કારણે તમારી આગેવાની સૌ સ્ત્રીપુરુષોએ સ્વીકારી હતી પણ સ્વરાજ મેળવવાનો હેતુ પાર પડયો એટલે હવે ઘણા ભાગના કોંગ્રેસી લડવૈયાઓએ નીતિનાં બંધનો નેવે મૂકયાં છે. આપણી પ્રવૃત્તિનો કટ્ટર વિરોધ કરનારા કેટલાયે જૂના યોદ્ધાઓ આજે આ લોકોના સાથમાં ભળ્યા છે. પોતાની મતલબ સાધી લેવાને ખાતર એ બધા કોંગ્રેસના દફતરમાં

પોતાનું નામ લખાવી દે છે. પરિસ્થિતિ દિવસે દિવસે વધારે ને વધારે ગૂંચવાતી જાય છે. પરિણામે કોંગ્રેસ અને કોંગ્રેસ સરકારનું નામ બદનામ થવા લાગ્યું છે. પ્રજાનો કોંગ્રેસ પરથી ભરોસો ડગતો જાય છે. હમણાં જ અહીં સુધરાઈની ચૂંટણીઓ થઈ. પ્રજા કોંગ્રેસના કાબૂમાંથી કેટલી બહાર જતી રહી છે તે એ ચૂંટણીઓ પરથી માલૂમ પડે છે. ગંતૂરમાં લોકલબોર્ડની ચૂંટણીની બધી તૈયારી થઈ ચૂકયા પછી સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાનનો તાકીદનો સંદેશો મળવાથી ચૂંટણીઓ અટકાવવામાં આવી!

"મને એવી ખબર મળી છે કે પાછલાં દશ વરસથી લોકલબોર્ડના વહીવટની કુલ સત્તા સરકારે નીમેલી એક સમિતિના હાથમાં છે. અને લગભગ એક વરસથી સુધરાઈઓનો વહીવટ કમિશનરના દરજ્જાના એક સરકારી અમલદારના હાથમાં છે. હવે એવી વાતો સંભળાય છે કે સરકાર શહેરની સુધરાઈના વહીવટને માટે એક કાઉન્સિલની નિમણૂક કરવા ધારે છે.

"હું હવે છેક ઘરડો થયો. મારો પગ ભાંગી ગયો છે. લાકડી લઈ તેને ટેકે ઘરમાં લંગડાતો લંગડાતો થોડુંઘણું ફરી શકું છું. મારે હવે કોઈ સ્વાર્થ સાધવો નથી. બેશક, જિલ્લાની અને પ્રાંતની કોંગ્રેસ સમિતિમાં જે બે પક્ષો પડયા છે તેમાંના મુખ્ય મુખ્ય કોંગ્રેસવાળાઓની સામે મારા ઘણા કડક અભિપ્રાય છે. અને મારા એ વિચારોની બધા લાગતાવળગતા લોકોને પૂરી ખબર છે. કોંગ્રેસમાં જામેલી વાડાબંધી, ધારાસભાના સભ્યોની પૈસા જોડવાની વૃત્તિ અને પ્રધાનોની નબળાઈને લીધે જનતામાં કોંગ્રેસની સામે બળવાની વૃત્તિ ફેલાતી જાય છે. લોકો કહે છે કે આના કરતાં તો અંગ્રેજનું રાજ સારું હતું! પ્રજા કોંગ્રેસવાળાને ગાળો પણ દે છે."

આંધ્રના તેમ જ બીજા પ્રાંતોના લોકો આ ત્યાગી સેવકની વાતની કિંમત કરી તે વિષે વિચાર કરે. એમણે કહ્યું છે તે સાચી વાત છે કે જે અપ્રામાણિકતાની એમણે આંધ્રને વિષે ફરિયાદ કરી છે તે કેવળ ત્યાં જ ફેલાઈ છે એવું નથી, બીજા પ્રાંતોમાં પણ ફેલાઈ છે. પરંતુ એમણે માત્ર આંધ્ર વિષે જ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો છે કેમ કે બીજા પ્રાંતોનો એમને અનુભવ નથી. આ પરથી આપણે સૌએ સાવધાન થવાનું છે.

## ભાવલપુરવાળા ધીરજ ધરે

આપણા ભાવલપુરના મિત્રોને મારે એટલું જણાવવું છે કે જરા ખામોશ રાખજો. સરદાર પટેલ આજે બપોરે મારી પાસે આવ્યા હતા. પણ તે વખતે મારું મૌન ચાલુ હતું ને હું બહુ કામમાં હતો તેથી મારે તેમની સાથે કશી વાત ન થઈ. એમની કચેરીવાળા શ્રી શંકર મારી પાસે આવવાના હતા. પણ કામમાં રોકાયા હોવાથી ન આવી શક્યા. એથી ભાવલપુરના ભાઈઓનો કેસ હું સરદારની આગળ રજૂ કરી શક્યો નથી.

# ૧૨૩

૧૩-૧-'૪૮

મને આશા છે કે મારે જે કંઈ કહેવું છે તે હું પંદર મિનિટમાં પતાવી શકીશ પણ કહેવાનું ઘણું છે એટલે વખતે થોડો વધારે સમય પણ થઈ જાય.

આજે તો હું અહીં આવી શક્યો. ઉપવાસનો પહેલો જ દિવસ છે અને આજે મેં ખાધું છેયે ખરું. સવારે સાડા નવ વાગ્યે ખાવાનું શરૂ કરેલું. પણ વચ્ચે ઘણા લોકો આવ્યા એટલે છેક અગિયાર વાગ્યે પૂરું કરી શક્યો. પણ આવતી કાલથી કદાચ મારાથી પ્રાર્થનાસભા સુધી નહીં આવી શકાય. તમારા સૌની મરજી હોય કે પ્રાર્થના થવી જોઈએ તો તમે બધા અહીં આવજો. અમારી મંડળીમાંથી થોડી અથવા ઓછામાં ઓછી એક કન્યા અહીં આવશે અને પ્રાર્થના કરાવશે.

## ભાવલપુરના શરણાર્થી

ગઈ કાલે મેં અહીં કહેલું કે સરદારને ત્યાંથી શ્રી શંકર કામના અસાધારણ રોકાણને લીધે મારી પાસે નહોતા આવી શક્યા. પણ આજે મને સમજાયું કે એ વાતમાં મારી થોડી ગેરસમજ થયેલી. એ ભાઈ ભાવલપુરની બાબતમાં મારી પાસે આવનાર હતા. પણ મણિબહેને મને કહેલું કે નહીં આવી શકે. આજે મણિબહેને ખુલાસો કર્યો કે

એમની કહેવાની મતલબ એટલી જ હતી કે શ્રી શંકર બે વાગ્યે નહીં આવી શકે, બીજે કોઈક વખતે આવશે. મને એવી સમજ નહોતી પડી. આમાં કાંઈ મોટી વાત નથી. સરકારી નોકરો ખાનગી વ્યક્તિઓ પાસે આંટા ખાય એવી આશા હું નથી રાખતો. પણ એ લોકોને મારી વાત ખટકી તેથી તેમણે આટલો ખુલાસો કર્યો છે.

### ગુનેગાર કોણ?

આખા દિવસ દરમિયાન મારી મુલાકાતે આજે ઘણા લોકો આવી ગયા. બધા એક જ સવાલ પૂછે છે: ગુનો કોણે કર્યો છે? આ ઉપવાસ તમે કરો છો તે કોની સામે? આરોપ કોના પર છે? પણ આક્ષેપ મૂકનારો હું કોણ? આ ઉપવાસમાંથી હું જીવતો ન ઊઠું તો આક્ષેપ મારા પર જ છે. હું નાલાયક સાબિત થાઉં ને ઈશ્વર મને અહીંથી ઉપાડી લે તો એમાં એવું મોટું શું થઈ જવાનું છે? પરંતુ આજે હિંદુઓ પોતાના ધર્મનું પાલન નથી કરતા તેનું મને મોટું દુ:ખ છે. એકેએક મુસલમાનને અહીંથી હાંકી કાઢવા એવી જાતનું વાતાવરણ એ બધા મળીને પેદા કરે તો તેથી હિંદુઓ ને શીખો પોતપોતાના ધર્મને અને હિંદને દગો કરશે એમ સમજી લે. આ ખરેખર એક સમજી લેવા જેવી બાબત છે. લોકો મને પૂછે છે કે શું મુસલમાનોને ખાતર તમે આ ઉપવાસ શરૂ કર્યો છે? એમની વાત સાચી છે. હું હમેશ લઘુમતીની વસ્તીનો, દબાયેલા લોકોનો પક્ષ લેતો આવ્યો છું. આજે અહીંના મુસલમાનોને મુસ્લિમ લીગનો આધાર રહ્યો નથી. હિંદુસ્તાનના બે ભાગલા પડ્યા. જ્યાં જ્યાં આધાર વિનાના થોડા લોકો રહી જાય ત્યાં સર્વ સ્થળે તેમને મદદ કરવાનો માણસનો ધર્મ છે. અસલમાં આ ઉપવાસ આત્મશુદ્ધિને ખાતર છે. આપણે સૌએ શુદ્ધ થવાનું છે. સૌ શુદ્ધ નથી થતા તો પરિસ્થિતિ વીફરી જાય છે. મુસલમાનોએ પણ શુદ્ધ થવાનું છે. એવું તો કેમ હોય કે હિંદુ ને શીખ શુદ્ધ થાય ને મુસલમાન ન થાય? મુસલમાનો પણ શુદ્ધ ને સાચા નહીં બને તો પરિસ્થિતિ વણસી જશે. અહીંના મુસલમાનો પણ બિનગુનેગાર નથી. સૌએ પોતપોતાનો ગુનો કબૂલ કરવો જોઈએ. મુસલમાનોની ખુશામત કરવાને ખાતર મેં ઉપવાસ નથી શરૂ કર્યો. હું એક ઈશ્વરની

જ ખુશામત કરનારો છું. જ્યારે મુલકના ટુકડા નહોતા થયા તે વખતેયે હિંદુ, મુસલમાન અને શીખોનાં દિલ એકબીજાથી અળગાં થઈ ગયાં હતાં, દિલના પણ ભાગલા થયા હતા. મુસ્લિમ લીગ આ બાબતમાં ગુનેગાર છે જ; પણ બીજા મુસલમાનોએ, હિંદુઓએ અને શીખોએ પણ ભૂલો કરી છે. એ ત્રણે હવે દિલની દોસ્તી કરવી હોય તો સૌએ પોતપોતાનાં દિલ સાફ કરવાં જોઈશે. એમની વચ્ચે એમણે કેવળ ઈશ્વરને સાક્ષી રાખવો જોઈશે. આજે ધર્મને નામે આપણે સૌ અધર્મને રસ્તે ચડ્યા છીએ. આપણે ત્રણે ધર્મના લોકો ધર્મનો માર્ગ ચૂકયા છીએ.

ઉપવાસ મુસલમાનોને નામે શરૂ થયો છે. તેથી એમને માથે વિશેષ જવાબદારીનો ભાર આવે છે. એમણે નિશ્ચય કરવો જોઈએ કે અમારે હિંદુ ને શીખો સાથે દોસ્ત બનીને રહેવું છે, ભાઈ બનીને રહેવું છે; હિંદી રાજ્યસંઘ તરફ વફાદાર રહેવું છે. અમે વફાદાર છીએ એમ પોપટની જેમ બોલ્યા કરવાથી વાતનો નિકાલ આવે તેવો નથી. હું એમનાં કામો પરથી એમની ભાવના જોઉં છું ને જોતો રહીશ.

મારી પાસે સરદાર વિષે વાતો આવે છે. મુસલમાનો મને આવીને કહે છે કે તમે ને જવાહરલાલજી તો સારા છો પણ સરદાર નથી. આ તે કેવી વાત? આવી વાતો મુસલમાનો કરશે તો કામ કેમ ચાલશે? સરદાર અને જવાહરલાલ તેમ જ બીજા બધા મળીને હકૂમત ચલાવે છે. એ બધાયે તમારા નોકરો છે. એ સૌની ભેગી જવાબદારી છે. એવું હોય તો જ કૅબિનેટ એટલે કે હકૂમત ચલાવનારું એકરાગવાળું પ્રધાનમંડળ બની શકે. સરદાર કાંઈ ભૂલ કરતા હોય તો મને આવીને કહો. હું એમને બધી જાતની વાત કહી શકું છું. સરદારે આમ કહ્યું ને તેમ કહ્યું, તે આમ બોલ્યા ને તેમ બોલ્યા એવી વાતો ચલાવ્યા કરવાનો કશો અર્થ નથી. સરદારે પ્રત્યક્ષ ગુનો શો કર્યો તે બતાવો. આખી કૅબિનેટની જેટલી જવાબદારી છે તેટલી જ આપણા સૌની છે કેમ કે પ્રધાનમંડળ આપણા સૌના પ્રતિનિધિઓનું બનેલું છે.

મુસલમાનોને હું કહીશ કે તમારે નિર્ભય તેમ જ બહાદુર બનવું જોઈએ ને ગાંધી, જવાહરલાલ, સરદાર, કૉંગ્રેસ કે લીગ કોઈનેયે

ભરોસે ન રહેતાં કેવળ એક ખુદાને ભરોસે રહેવું જોઈએ. ખુદાને નામે તમે લોકો અહીં રહો ને મરવું પડે તો તેને નામે મરો. હિંદુ ને શીખ ગમે તેવાં ખોટાં કામ કરે પણ તમે કશું ખોટું કામ ન કરો, કોઈ જાતની બૂરાઈ ન કરો. હું તો તમારી સાથે જ છું, તમારી સાથે જ મરીશ. આજેયે મરવા તો પડયો છું.

તમારામાંથી ભાઈઓ આવીને મને કહે છે કે સરદાર ખૂબ કડવી વાતો સંભળાવે છે. મેં પોતે સરદારને ઘણી વાર કહ્યું છે કે તમારી જીભમાં કાંટો છે. પરંતુ હું બરાબર જાણું છું કે એમના દિલમાં કાંટો નથી. એમનું દિલ સાફ છે. અલબત, એઓ સાચી વાત સંભળાવવામાં પાછા પડતા નથી. કલકત્તામાં તેમ જ લખનૌમાં એમણે કહ્યું છે કે મુસલમાનો ખુશીથી હિંદમાં રહી શકે છે પણ લીગી મુસલમાનોનો મને ભરોસો નથી. એમનું કહેવું છે કે કાલ સુધી જે દુશ્મન હતા તે આજે એકદમ દોસ્ત બની ગયા છે એવી વાત હું કદી નહીં માનું. વહેમ રાખવાનો એમને પૂરેપૂરો અધિકાર છે. એ વહેમનો તમારે મુસલમાનોએ સીધો અર્થ કરવો જોઈએ. મેં આજ પહેલાં ઘણી વાર કહ્યું છે કે વહેમ સાચો પડે, સાચો સાબિત થાય તે પછી જેના પર વહેમ હોય તેને જે કરવું હોય તે કરો પણ આગળથી એવા લોકોને બૂરા માની લઈ કશું ન કરીએ.

### હિંદુ ને શીખોની ફરજ

તો હિંદુ ને શીખ શું કરે? કૅબિનેટ શું કરે? હું તો એકલો રહી જઈશ તોયે એકની એક જ વાત કહેતો રહીશ. આજે અહીં ગુરુદેવ રવીન્દ્રનાથનું 'એકલા ચલો રે' ભજન ગવાયું. મને એ ભજન ઘણું પ્રિય છે. નોઆખાલીની મારી પગપાળા યાત્રા દરમિયાન એ લગભગ રોજ ગવાતું. એનો અર્થ આ પ્રમાણે છે: "તારી સાથે કોઈ ન આવે તોયે તું એકલો ચાલ્યો જજે. ઇશ્વર તો તારી સાથે છે જ." હિંદુઓ ને શીખો સાચા ન બને, તેમનામાં એટલી બહાદુરી ન હોય કે આટલા થોડા મુસલમાનોને અહીં સલામત રાખી શકે તો મારે જીવીને શું કરવું છે? હું એટલું જ કહીશ કે પાકિસ્તાનમાં ચાહે તો બધાયે શીખો ને હિંદુઓને કાપી નાખવામાં આવે તોયે અહીં

આપણે એક પણ મુસલમાન પર હાથ ન ઉપાડીએ. જે નબળા છે તેને મારવા નીકળવું એ બુજદિલી એટલે કે નામરદાઈ છે.

### દિલ્હીની કસોટી

ત્યારે હવે ઉપવાસ છોડવાની મારી શરત શી છે? મારી શરત એટલી જ છે કે હિંદના બીજા ભાગોમાં ગમે તે થાય તોયે દિલ્હી પોતાની ફરજ પર કાયમ રહે, શાન્ત રહે; દિલ્હીની શાન્તિમાં જરાયે ખલેલ ન થાય, તેની જાહોજલાલી જેવી ને તેવી રહે. મુસલમાનો જરાયે દગદગો રાખ્યા વિના દિલ્હી શહેરમાં હરીફરી શકે. અરે, સુહરાવર્દીસાહેબ, જેમને ગુંડાઓના સરદાર કહીને ઓળખાવવામાં આવે છે તે પણ જરાયે ડર વિના દિલ્હીમાં છૂટથી હરીફરી શકે. રાતના એકલા ફરતાંયે તેમને કશી બીક રાખવાપણું ન હોય. આવી સ્થિતિ થાય તો મારો ઉપવાસ છૂટી જશે. આજે તો સુહરાવર્દી-સાહેબને હું અહીં પ્રાર્થનામાં પણ લાવી નથી શકતો. કોઈ એમનું અપમાન કરે તો તે મારું અપમાન થાય. એ મારાથી કેમ સહ્યું જાય? એથી હું એમને અહીં નથી લાવતો. સુહરાવર્દી ગમે તેવા હશે પણ એમને વિષે હું એટલું કહી શકીશ કે કલકત્તામાં એમણે મને પૂરેપૂરો સાથ આપ્યો હતો. ત્યાં જે મુસલમાનો હિંદુઓનાં ઘરો દબાવીને બેઠા હતા તેમાંથી તેમને તેમણે હાથ પકડી પકડીને ખેંચી કાઢ્યા હતા.

હિંદુસ્તાનને, હિંદુઓને, મુસલમાનોને, પારસીઓને, ખ્રિસ્તીઓને, કોઈનેયે નીચું જોવું પડે, કોઈ હલકા પડે એવું હું માગતો નથી. આપણે સૌ સાચા બનીએ તો હિંદ ઊંચું આવશે.

## ૧૨૪

૧૪-૧-'૪૮

### તારોનો ઢગલો

હિંદુસ્તાનમાંથી અને બીજા દેશોમાંથી મારા પર તાર પર તાર આવવા લાગ્યા છે. મારી સમજ પ્રમાણે એમાંના કેટલાક વજન આપવા જેવા છે, મારા ઉપવાસ કરવાના નિશ્ચયને માટે મને મુબારકબાદી આપે છે અને મને ઈશ્વરના હાથમાં સોંપે છે. બીજા કેટલાક લોકો બહુ જ મીઠી ભાષામાં મને આગ્રહ કરે છે કે તમારો ઉપવાસ છોડી દો. એ લોકો મને ખાતરી આપે છે કે ગમે તે ધર્મના હશે તોયે અમે અમારા બધા પાડોશીઓની સાથે મિત્ર ભાવે રહીશું અને ઉપવાસ શરૂ કરતી વખતે તમે જે સંદેશો આપ્યો છે તેનો પૂરેપૂરો અમલ કરવાની કોશિશ કરીશું. આ તારોનો ઢગલો દર કલાકે વધતો જ જાય છે. પ્યારેલાલજીને મેં કહ્યું છે કે એ બધા તારોમાંથી થોડાક પસંદ કરીને છાપાંવાળાઓને પ્રસિદ્ધ કરવાને આપજો. તારો મોકલવાવાળા હિંદુ, મુસલમાન, શીખ અને બીજા જેમાંના કેટલાક તો મંડળો, ઍસોસિયેશનો અને પક્ષોના પ્રતિનિધિઓ છે તે સૌ જો પોતાનું વચન બરાબર પાળશે તો મારા ઉપવાસની મુદત ઘટાડવામાં ઘણી મદદ કરી શકશે. મૃદુલાબહેન જે લાહોરમાં પાકિસ્તાનના સત્તાવાળા અને બીજા મુસલમાનોના સંપર્કમાં છે તે મને પુછાવે છે કે "અહીં લોકો મને પૂછે છે કે આ બાબતમાં અમે અમારે પક્ષે શું કરી શકીએ? ગાંધીજી પાકિસ્તાનમાંના મુસલમાન મિત્રો પાસેથી શી અપેક્ષા રાખે છે? આમ પુછાવવામાં રાજદ્વારી પક્ષોના સભ્યો અને સરકારી નોકરો પણ સામેલ છે." મારી તબિયતની ફિકર કરનારા અને મૃદુલાબહેનને જે પુછાવ્યું છે તેવી જિજ્ઞાસા રાખનારા મુસલમાન મિત્રો છે એ જાણીને હું ઘણો રાજી થયો છું. સંદેશાઓ મોકલનારા સૌ ભાઈઓને

અને પાકિસ્તાનમાંથી પુછાવનારા ભાઈઓને હું જણાવવા માગું છું કે મારો ઉપવાસ આત્મશુદ્ધિને અર્થે છે. જે લોકો ઉપવાસના ઇરાદા સાથે હમદર્દી રાખતા હોય તે પાકિસ્તાનના સરકારી નોકરો હોય, કોઈ રાજદ્વારી પક્ષના સભ્યો હોય અગર બીજા ગમે તે હોય, સૌ આત્મશુદ્ધિ કરે.

## પાકિસ્તાનને બે બોલ

પાકિસ્તાનમાં મુસલમાનોએ ગુનો કર્યો છે. કરાંચીમાં જે બન્યું તેની વાત તમે સૌએ સાંભળી છે. મુસલમાનોએ શીખો પર હુમલો કર્યો ને તેમાં ઘણા નિર્દોષ શીખ ભાઈઓ માર્યા ગયા. કેટલાયે લૂંટાયા અને બીજા કેટલાયને પોતપોતાનાં ઘરબાર છોડી નાસવું પડ્યું. હવે સમાચાર આવ્યા છે કે ગુજરાત રેલવે સ્ટેશન પર બિનમુસલમાન શરણાર્થીઓની ગાડી પર હુમલો થયો છે. એ બધાં બિચારાં પોતાનો જાન બચાવવાને સરહદ પ્રાંતમાંથી આ તરફ આવતાં હતાં. તેમાંનાં ઘણાં માર્યાં ગયાં. એમાંની કેટલીયે છોકરીઓને ઉઠાવી લઈ જવામાં આવી. આ બધા દુઃખ આપનારા સમાચાર છે. પાકિસ્તાનમાં આવું ને આવું ચાલ્યા કરે તો યુનિયન ક્યાં સુધી તે સહન કરશે? મારા જેવો એક માણસ ઉપવાસ કરે બલકે એક સો મહાત્મા ભેગા મળી ઉપવાસ કરે તોયે યુનિયનની વસ્તીના દિલમાં રોષ ઊભરાશે. એટલે પાકિસ્તાનમાં મુસલમાનોએ પરિસ્થિતિમાં સુધારો કરવો જોઈએ. એમણે હિંમતભેર કહી દેવું જોઈએ કે, હિંદુઓ ને શીખો ફરી પાછા અમારી વચ્ચે નિરાંતે રહી નહીં શકે ત્યાં સુધી અમે જંપીને બેસવાના નથી. આ પાકિસ્તાનના ગુનાનું પ્રાયશ્ચિત્ત થાય.

આપણે માની લઈએ કે પાકિસ્તાનમાં ચારે કોર આત્મશુદ્ધિનું વાતાવરણ ફેલાઈ જાય તો તેમાંથી પાકિસ્તાનનું નામ સાર્થક થશે ને તે ખરેખર પાક, પવિત્ર બનશે. પછી તે એવું રાજ્ય બનશે જેમાં જૂનાં પાપ અને પુરાણી બૂરાઈ લોકો વિસારી દેશે. તેમાં જૂના ભેદભાવ નાબૂદ થયા હશે. પછી પાકિસ્તાનમાં અદનામાં અદના દરજ્જાના આદમીને

માનઆબરૂ મળશે અને આજે કાયદે આઝમ ઝીણાના જાનમાલ જેવા સલામત છે તેવા તે માણસના પણ રહેશે. આવું પાકિસ્તાન કદી મરશે નહીં. એવું બને તે પહેલાં નહીં, તે પછી જ પાકિસ્તાનને મેં એક 'પાપ' કહીને ઓળખાવેલું તે માટે હું દિલગીર થઈશ. આજે તો મને ધાસ્તી છે કે મારે જોરથી કહેવાનું રહે છે કે પાકિસ્તાન એક 'પાપ' છે. હું એવા પાકિસ્તાનનો દુશ્મન છું. પાપથી મુક્ત થયેલા પાક પાકિસ્તાનને હું કાગળ પરનાં ખાલી લખાણોમાં જોવા નથી માગતો, પાકિસ્તાનના ભાષણ કરવાવાળા લોકોના શબ્દોમાં જોવા નથી ચહાતો, હરેક મુસલમાનના રોજબરોજના જીવનમાં પ્રત્યક્ષ થયેલું જોવા ઇચ્છું છું ને તે જોવાને જીવતો રહેવા માગું છું. એવું થશે ત્યારે યુનિયનમાં રહેનારા લોકો પાકિસ્તાન અને યુનિયન વચ્ચે કદી વેર હતું એ વાત ભૂલી જશે. અને હું ભૂલ ન કરતો હોઉં તો કહીશ કે પછી યુનિયનના લોકો અભિમાન સાથે પાકિસ્તાનની નકલ કરવા માંડશે. એ વખતે હું જીવતો હોઈશ તો યુનિયનની પ્રજાને કહીશ કે ભલાઈ કરવાની હરીફાઈમાં પાકિસ્તાનના લોકોની આગળ રહેજો. આજે અમારે યુનિયનવાળાઓએ શરમ સાથે કબૂલ કરવું પડે છે કે અમે પાકિસ્તાનની બૂરાઈની સારી પેઠે નકલ કરી. આ ઉપવાસ તો એક બાજી છે. પણ એ પાકિસ્તાન તેમ જ હિંદુસ્તાન ભલાઈ કરવામાં એકબીજાની હરીફાઈ કરતાં થાય તે સારુ માંડવામાં આવી છે.

## મારું સ્વપ્નું

હું જુવાન હતો અને રાજકારણની બાબતોમાં કશું સમજતો નહોતો ત્યારનો હિંદુ, મુસલમાન વગેરે સૌની હૃદયની એકતાનું સ્વપ્નું જોતો આવ્યો છું. મારા જીવનની સંધ્યાએ મારું એ સ્વપ્નું સાચું પડેલું જોઈ હું આનંદથી નાના બચ્ચાની જેમ નાચી ઊઠીશ. આપણા વડાઓએ જે એકસો પચ્ચીસ વરસની અવધને માણસના આવરદાની પૂરી અવધ કહી છે તે પૂરી કરવાની મારી ઇચ્છા એ પછી ફરી જાગશે. આવા રૂડા સ્વપ્નાની સિદ્ધિને અર્થે પોતાની જિંદગી કુરબાન કરવાને કોણ તૈયાર નહીં થાય? મારું આ સ્વપ્નું સિદ્ધ થશે પછી જ આપણને

સાચું સ્વરાજ મળશે. તે પછી હિંદ અને પાકિસ્તાન કાયદાની અને ભૂગોળની દૃષ્ટિથી ભલે બે અલગ રાજ્યો ગણાતાં હશે પણ આપણા રોજિંદા જીવનવહેવારમાં આપણે બે જુદા નહીં હોઈએ. પછી આપણું દિલ એક થયું હશે. આ ધ્યેય તમારે સૌને માટે અને મારે માટે એટલું ભવ્ય છે કે તે પૂરેપૂરું સાચું નહીં પડે. છતાં એક મશહૂર ચિત્રકારના એક મશહૂર ચિત્રમાંના બાળકની પેઠે એ ધ્યેય મને મળશે નહીં ત્યાં સુધી મને સમાધાન થનારું નથી. એથી જરાયે ઓછી સિદ્ધિને માટે હું જીવતો નથી ને જીવતો રહેવા માગતો નથી. પાકિસ્તાનથી મને પુછાવનારા ભાઈઓ બની શકે તેટલા પ્રમાણમાં આ ધ્યેયની નજીક પહોંચવામાં મને મદદ કરે. કોઈક ધ્યેયને પહોંચી જઈએ છીએ પછી તે ધ્યેય નથી રહેતું. પરંતુ માણસો ધ્યેયની પાસે જરૂર જઈ શકે. દરેક માણસ આ ધ્યેયને પહોંચવાને લાયક બનવાને ખાતર આત્મશુદ્ધિ કરી શકે.

૧૮૯૬ની સાલમાં દિલ્હી ને આગ્રાના કિલ્લા જોવાને હું ગયેલો ત્યારે તે બેમાંના એકના દરવાજા પર મેં નીચેની કવિતા વાંચી હતી: "દુનિયામાં ક્યાંયે સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે." પોતાની અત્યંત જાહોજલાલી છતાં એ કિલ્લો મારી નજરે સ્વર્ગ જેવો નહોતો લાગ્યો. પરંતુ પાકિસ્તાન એવું લાયક બને કે તેને દરવાજે દરવાજે એ કવિતા મુકાય તો મને ઘણો આનંદ થશે. એ સ્વર્ગ જોઈએ તો યુનિયનમાં હોય કે પાકિસ્તાનમાં હોય પણ તેમાં કોઈ ગરીબ નહીં હોય, ભિખારી નહીં હોય; તેમાં કોઈ ઊંચો નહીં હોય ને કોઈ નીચો નહીં હોય; કોઈ તેમાં કારખાનાનો કરોડાધિપતિ માલિક નહીં હોય ને કોઈ અર્ધે પેટે કામ કરનારો મજૂર નહીં હોય; નહીં તેમાં દારૂ જોવાને મળે, નહીં બીજી કેફી ચીજો જોવાની જડે; તેમાં સૌ રાજીખુશીથી અને અભિમાનથી પોતાનો રોટલો કમાવાને અંગમહેનત કરતાં હશે; એ સ્વર્ગમાં જેવો પુરુષોનો દરજ્જો હશે ને તેમનાં માનઆબરૂ હશે તેવાં જ સ્ત્રીઓનાં હશે; એમાં સ્ત્રી ને પુરુષ બન્નેની પવિત્રતાની પૂરતી સંભાળ રાખવામાં આવતી

હશે. ઉંમર પ્રમાણે હરેક સ્ત્રીને એમાં વસતા હરેક ધર્મને અનુસરનારા પુરુષો પોતાની મા, બહેન અગર દીકરી ગણશે; એ દેશમાં અસ્પૃશ્યતા નહીં હોય ને સર્વ ધર્મોનો સરખો આદર રાખવામાં આવશે. જે કોઈ આ બધું સાંભળે અગર વાંચે તે સૌ સૂર્યના જીવનદાયી તડકામાં પડયો પડયો હું આ કાલ્પનિક ચિત્રના આનંદની લહેરમાં ધસડાયો તે માટે મને માફ કરે.

જે લોકો આવું થાય કે નહીં એ વિષે શંકા રાખવાવાળા છે તે સૌને હું ખાતરી આપવા માગું છું કે મારો ઉપવાસ જલદી છૂટે એવી મને રજભાર ઇચ્છા નથી. મારા જેવા બેવકૂફ તરંગી લોકોના તરંગોમાં દેખાતી લીલી વાડીઓ કદી ફળ આપનારી ન થાય અને ઉપવાસ કદી ન છૂટે તો તેમાં જરાયે ગભરાવા જેવું નથી, કશીયે હરકત નથી. જેટલી જરૂર હોય તેટલો વખત વાટ જોવાની મારામાં ધીરજ છે. પરંતુ મને કેવળ બચાવવાને ખાતર લોકો કંઈક કરશે તો મને દુ:ખ થશે. મારો દાવો છે કે ઉપવાસ ઈશ્વરની પ્રેરણાથી મંડાયો છે અને તેથી જ્યારે ઈશ્વરની ઇચ્છા થશે ત્યારે છૂટશે. એની ઇચ્છા ટાળવાને આજ સુધી કોઈ સમર્થ થયું નથી, ભવિષ્યમાં પણ કદી સમર્થ નહીં થાય.

# ૧૨૫

૧૫-૧-’૪૮

મારે માટે આ એક નવો અનુભવ છે. આજની રીતે મારું બોલેલું લોકોને સંભળાવવાનો પ્રસંગ મારે માટે કદી આવ્યો નથી. એવો પ્રસંગ આવે એવી મેં કદી ઇચ્છા રાખી નથી. અત્યારે પ્રાર્થના જ્યાં ચાલે છે ત્યાં જવાની મારામાં શક્તિ નથી. એથી પ્રાર્થનાસભામાં જે લોકો એકઠાં મળ્યાં છે ત્યાં સુધી અહીંથી મારો અવાજ પહોંચી નહીં શકે. છતાં મેં વિચાર્યું કે તમે સૌ જ્યાં બેઠાં છો ત્યાં મારો અવાજ પહોંચે તો તેથી તમને સૌને કંઈક સામાધાન થશે અને મને પોતાને ઘણો આનંદ થશે. પ્રાર્થનાસભાની આગળ મારે જે કહેવાનું હતું તે મેં લખાવી દીધું છે. આજના જેવી મારી બોલવાની સ્થિતિ કાલે રહેશે કે નહીં તે હું જાણતો નથી.

## દુઃખથી છોડાવનારો મિત્ર મૃત્યુ

તમને સૌને મારી એટલી જ અરજ છે કે બીજા શું કરે છે તેનો વિચાર ન કરતાં હરેક ભાઈબહેન પોતાનાથી થઈ શકે તેટલી આત્મશુદ્ધિ કરે. મને ખાતરી છે કે જનતા ઘણા મોટા પ્રમાણમાં આત્મશુદ્ધિ કરશે તો તેનું કલ્યાણ થશે, સાથે મારું થશે, હિંદુસ્તાનનું પણ થશે અને સંભવ છે કે મારા ચાલુ ઉપવાસને હું જલદીથી છોડી શકીશ. મારી ચિંતા કોઈએ ન કરવી. સૌ પોતપોતાની ફિકર કરે ને વિચારે કે આપણે કેટલી પ્રગતિ કરી અને દેશનું કલ્યાણ આપણે પોતાને હાથે કેટલું થઈ શકે. આખરે તો માણસમાત્રને મરવાનું છે. જે જન્મ્યું તેનો મરણમાંથી ઉગારો નથી. એવા મૃત્યુનો ભય શો? તેનો શોક કરવાનો શો હોય? હું માનું છું કે આપણ સૌને માટે મૃત્યુ એક આનંદ આપનારો મિત્ર છે. તે હમેશ આવકારવા જેવો ને

મુબારકબાદીને લાયક દોસ્ત છે. એનું કારણુ પણ ઉઘાડું છે. મૃત્યુથી એક વખત તો આપણે હરેક પ્રકારનાં દુઃખોમાંથી છૂટી જઈએ છીએ.

ગઈ કાલે સાંજે પ્રાર્થના પૂરી થયા પછી બે કલાક રહીને છાપાં-વાળાઓએ મને સંદેશો મોકલાવ્યો કે તમારા ભાષણને અંગે અમારે તમને થોડી વાતો પૂછવી છે. એ લોકો મને રૂબરૂ મળવા માગતા હતા પણ મારો આખો દિવસ કામમાં વીત્યો હતો. પ્રાર્થના પૂરી થયા પછી પણ કામ ચાલુ રહ્યું. તેના થાકથી અને નબળાઈને કારણે એ લોકોને રૂબરૂ મળવાની મને ઇચ્છા ન રહી. તેથી પ્યારેલાલને મેં કહ્યું કે એમને કહો કે મને માફ કરે અને જે સવાલો પૂછવા હોય તે સવારે નવ વાગ્યા પછી મને મોકલાવી દે. એ લોકોએ તે મુજબ પોતાના સવાલો લખી મોકલ્યા છે.

## યુનિયનમાં શાન્તિ ક્યાં છે?

તેમનો પહેલો સવાલ આ પ્રમાણે છે:

"જ્યારે યુનિયનના કોઈ પણ ભાગમાં તકરાર ટંટો નથી એવે વખતે તમે ઉપવાસ શરૂ કર્યો છે."

લોકો જબરજસ્તીથી મુસલમાનોનાં ઘરોનો કબજો ગેરકાયદે લેવાની નિશ્ચયપૂર્વક કોશિશ કરે એ શું તકરાર અથવા ટંટો કે બખેડો નથી? એ ઝઘડો અથવા બખેડો એટલી હદે પહોંચ્યો કે ટોળાંને વિખેરવાને લશ્કરને કમને ટિયર ગૅસ છોડવો પડ્યો અને લોકોના માથા પરથી હવામાં કેમ ન હોય, ગોળીઓ પણ છોડવી પડી; આટલું થયું ત્યારે લોક હઠયા. મુસલમાનોને આવી આડકતરી રીતરસમોથી અહીંથી કાઢવાની કોશિશ થાય તે જોતો હું હાથપગ જોડીને બેઠો રહું એ મારે માટે સરિયામ બેવકૂફી લેખાત. આને હું રિબાવી રિબાવીને મારવાનું કહીને ઓળખાવું.

## સરદાર પટેલનું દિલ સાફ છે

બીજો સવાલ આ મુજબ છે:

"તમે કહ્યું છે કે મુસલમાન ભાઈઓ પોતાને લાગતા ડરની અને બિનસલામતીની લાગણીની કહાણી લઈને મારી પાસે આવે છે તેમને

હું કોઈ જવાબ આપી શકતો નથી. તેમની ફરિયાદ એવી છે કે કાયદો અને વ્યવસ્થાનું ખાતું સંભાળનારા સરદાર પટેલ મુસલમાનોના વિરોધી છે. તમે એમ પણ કહ્યું છે કે સરદાર પટેલ મારી હામાં હા મેળવનારા ને મને હમેશ જી હજૂર કહેનારામાંના હતા પણ હવે એવી સ્થિતિ રહી નથી. આથી લોકોના દિલ પર એવી અસર થઈ છે કે સરદારના હૃદયપરિવર્તનને ખાતર તમે ઉપવાસ કર્યો છે. તમારો ઉપવાસ કાયદો અને વ્યવસ્થાના ખાતાની નીતિની ટીકારૂપ હોઈ તેની સામે છે. આ વાત તમે બરાબર સમજાવી ચોખ્ખી કરો તો સારું."

હું માનું છું કે આ વાતનો મેં તદ્દન ચોખ્ખો જવાબ આપી દીધો છે. મેં જે કંઈ કહેલું તેનો એક જ અર્થ થઈ શકે. મારા કહેવાનો જે અર્થ કરવામાં આવ્યો છે તે મારી કલ્પનામાં પણ નહોતો. મને ખ્યાલ હોત કે મારા કહેવાનો આવો અર્થ પણ થાય તેવો છે તો હું પહેલેથી આ બાબતનો સ્પષ્ટ ખુલાસો કર્યા વિના ન રહેત.

કેટલાયે મુસલમાનોએ મારી આગળ ફરિયાદ કરી હતી કે સરદારનું વલણ મુસલમાનોની વિરુદ્ધ છે. મેં દુઃખ સાથે આ ફરિયાદ સાંભળી લીધી પણ જવાબમાં કશો ખુલાસો રજૂ કર્યો નહોતો. ઉપવાસ શરૂ થયા પછી મારી જાત પર, મારી વાણી પર મેં જે કાબૂ રાખ્યો હતો તેની જરૂર ન રહી. તેથી ટીકાકારોને મેં જણાવ્યું કે મારાથી તેમ જ પંડિત નેહરુથી સરદારને અળગા તારવી મને અને પંડિત નેહરુને ખામૂખા આસમાનમાં ચડાવીને તમે મોટી ભૂલ કરો છો. એથી તમને ટીકા કરનારાઓને કશો લાભ નથી થતો. સરદારની વાત કરવાની રીતમાં એક જાતનું આખાપણું છે, તેઓ અમુક રીતે આખાબોલા છે તેથી કદી કદી લોકોનું દિલ દુખાય છે. પરંતુ સરદારનો ઇરાદો કોઈનેયે દુઃખ લગાડવાનો હોતો નથી. એમનું દિલ બહુ મોટું છે. તેમાં હરકોઈને માટે સ્થાન છે. તેથી મેં જે કહેલું તેમાં મારી મતલબ એવી હતી કે આ પ્રસંગે એક જીવનભરના સાથી પર મૂકવામાં આવતા ખોટા આરોપનો જવાબ આપી દઉં. મને એવો ડર હતો ખરો કે મારી વાત સાંભળનારા ક્યાંક એવું ન માની બેસે કે સરદારને હું

મને જી હજૂર કરનારામાંના એક માનું છું. સરદાર પ્રેમથી કહેતા કે હું તો ગાંધીજીને જી હજૂર કરવાવાળો છું. તેથી મેં સરદારની તારીફમાં કહેલું કે એ એવા શક્તિશાળી અને મનના એવા મજબૂત છે કે કોઈના જી હજૂર કરનારા બની ન શકે. તેઓ પોતાને વિષે કહેતા કે ભાઈ આપણે તો એ ગાંધીના જી હજૂર કરવાવાળા છીએ ત્યારે મારી વાત આપોઆપ એમને ગળે ઊતરી જતી તેથી તેઓ એવું જણાવતા. પોતાના ક્ષેત્રમાં એ બહુ સમર્થ ને મહાન હતા. અમદાવાદ શહેરની સુધરાઈના વહીવટમાં એમણે ભારે કાબેલપણું બતાવ્યું હતું. પણ એઓ એટલા નમ્ર હતા કે પોતાની રાજદ્વારી કેળવણી એમણે મારા હાથ નીચે શરૂ કરી હતી. એનું કારણ આપતાં એમણે મને ખુલાસો કરેલો કે તમે હિંદુસ્તાનમાં આવ્યા તે અરસામાં અહીં જે રાજકારણ ચાલતું હતું તેમાં ભાગ લેવાનું મને મન નહોતું થતું. પણ હવે સત્તાનો બોજો એમને માથે આવ્યો ત્યારે એમણે જોયું કે જે અહિંસાથી એઓ પોતાનું કામ સફળતાપૂર્વક ચલાવી શક્યા હતા તે હવે નહીં ચલાવી શકે. મેં આજ પહેલાં કહ્યું છે કે હું અને મારા સાથીઓ જેને અહિંસા કહીને ઓળખાવતા હતા તે સાચી અહિંસા નહોતી. એ એક નકલી વસ્તુ હતી અને એનું નામ છે નિષ્ક્રિય પ્રતિરોધ. એવો નિષ્ક્રિય પ્રતિરોધ કોઇનાયે હાથમાં કશુંયે કામ આપી શકે ખરો? વિચાર કરશો તો તરત સમજાશે કે એક કમજોર આદમી જનતાનો પ્રતિનિધિ બને તો તે પોતાના માલિકોની ઠેકડી અને બેઆબરૂનું કારણ બને. હું બરાબર જાણું છું કે સરદાર પોતાને સોંપવામાં આવેલી જવાબદારીને દગો ન કરે. એઓ પોતાની જવાબદારીનું પતન થતું કદી જોઈ ન રહે. હું આશા રાખું છું કે આટલો ખુલાસો સાંભળ્યા પછી કોઈ એવો ખ્યાલ નહીં રાખે કે મારો ઉપવાસ કાયદા ને વ્યવસ્થાના ખાતાની નીતિની સામે છે. છતાં એવો ખ્યાલ કરવાવાળું કોઈ હોય તો હું તેને કહેવા માગું છું કે એવો ખ્યાલ કરીને તે પોતાને ભ્રષ્ટ કરે છે, પોતાને નુકસાન કરે છે, મને કે સરદારને નુકસાન કરતો નથી. મેં ભારપૂર્વક જોરદાર શબ્દોમાં આજ પહેલાં કહ્યું છે કે બહારની કોઈ શક્તિ ઇન્સાનને નીચે પાડી શકતી નથી. માણસને

નીચે પાડનારો માણસ પોતે જ હોય છે. હું જાણું છું કે મારા આજના જવાબની સાથે આ વાતને કશો સંબંધ નથી. પણ આ એક એવું સત્ય છે જેને વારંવાર કહી બતાવવાથી સૌને લાભ છે.

### ઉપવાસ મુસલમાનો માટે

મેં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે મારો ઉપવાસ યુનિયનના મુસલમાનોને ખાતર છે. તેથી તે યુનિયનના હિંદુ ને શીખ તેમ જ પાકિસ્તાનના મુસલમાનોની સામે છે એમ કહેવાય. એ રીતે ઉપવાસ પાકિસ્તાની લઘુમતી વસ્તીને ખાતર પણ ગણાય. જે વિચાર મેં પહેલાં કહી બતાવ્યો છે તેને અહીં ટૂંકમાં ફરી રજૂ કરવાની આ મારી કોશિશ છે.

### આત્મશુદ્ધિને ખાતર ઉપવાસ

એવી આશા તો હું કેમ રાખું કે મારા જેવા અપૂર્ણ અને નબળા માણસના ઉપવાસમાં બન્ને રાજ્યોની લઘુમતી કોમોને બધી જાતનાં જોખમોમાંથી પૂરી રીતે બચાવી લેવાની શક્તિ હોય? તેથી આ ઉપવાસ સૌની આત્મશુદ્ધિને અર્થે છે એમ સમજવું. એની પવિત્રતાની બાબતમાં કોઈ પણ પ્રકારનો વહેમ રાખવામાં અથવા શંકા ઉઠાવવામાં ભૂલ થશે.

### ઉપવાસથી હિંદ વિરુદ્ધ અસર થવાનો ભય

છાપાંવાળા ભાઈઓનો ત્રીજો સવાલ આ પ્રમાણે છે:

"સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થાની સલામતી સમિતિની બેઠક થનાર છે તે પ્રસંગે તમારો ઉપવાસ શરૂ થયો છે. એની સાથે હમણાં જ કરાંચીમાં બખેડો થયો છે અને ગુજરાત (પંજાબ)માં કત્લેઆમ થઈ છે. પરદેશી છાપાંઓમાં આ બનાવો તરફ કેટલા પ્રમાણમાં ધ્યાન અપાયું છે તેની અમને માહિતી નથી. પણ તમારા ઉપવાસના સમાચારની સરખામણીમાં એ બનાવોના સમાચાર ઝાંખા પડયા હશે. પાકિસ્તાનની સલામતી સમિતિ સમક્ષ પોતાનો કેસ રજૂ કરવાને ગયેલા પ્રતિનિધિઓની ભૂતકાળની કરણી પરથી અમે માનીએ છીએ કે એ લોકો આ ઉપવાસની હકીકતનો ગેરલાભ લીધા વિના રહેવાના નથી અને હિંદુસ્તાનમાં મુસલમાનોની જિંદગીને આફતમાં ઉતારનારા

પોતાના હિંદુ અનુયાયીઓનું પાગલપણું અટકાવવાને ખાતર ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા છે એવું દુનિયાને જણાવ્યા વિના રહેવાના નથી. સાચી વસ્તુસ્થિતિના સમાચાર દુનિયાભરમાં પહોંચતાં વાર લાગશે એ દરમિયાન તમારા ઉપવાસની એવી અસર થવાનો સંભવ છે કે જેથી સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થા પર આપણી રજૂઆતની વિરુદ્ધ અસર થાય."

આ સવાલનો લાંબો જવાબ આપવાની જરૂર રહેતી નથી. દુનિયાનાં રાજ્યો અને પ્રજાઓને ઓળખું છું તે મુજબ હું એવું જણાવવાની હિંમત રાખું છું કે ઉપવાસની અસર સારી થઈ છે. બહારના જે લોકો હિંદના બનાવોને નિષ્પક્ષપણે જોઈ શકે છે તે મારા ઉપવાસનો અવળો અર્થ નહીં કરે. ઉપવાસ હિંદુસ્તાન તેમ જ પાકિસ્તાનમાં રહેનારા લોકોને તેમના ગાંડપણમાંથી ઉગારવાને ખાતર છે.

### પાકિસ્તાનના મુસલમાનોની આંખો ખૂલી

પાકિસ્તાનના મુસલમાનોની વધુમતીની વસ્તી સીધે રસ્તે ન ચાલે, ત્યાંનાં સ્ત્રીપુરુષ શરીફ ન બને તો યુનિયનના મુસલમાનોને બચાવવાનું કામ બહુ કપરું બની જશે. પરંતુ મૃદુલાબહેનના કાલના સવાલ પરથી લાગે છે અને તેથી હું રાજી થયો છું કે પાકિસ્તાનના મુસલમાનોની આંખો પણ ખૂલી ગઈ છે અને તેમને પણ પોતાની ફરજ સમજાવા લાગી છે.

સંયુક્ત રાષ્ટ્રોની સંસ્થા પણ જાણે છે કે મારા ઉપવાસ પાકિસ્તાન તેમ જ હિંદુસ્તાન બન્ને યોગ્ય રસ્તો લેવાને પ્રેરાય એવો સાચો નિર્ણય કરવામાં મદદરૂપ થશે.

## ૧૨૬

૧૬–૧–'૪૮

### ઈશ્વરની રહેમ

આજે પણ મારાથી બોલી શકાશે એવી આશા મને નહોતી. પરંતુ તમને સૌને જાણીને આનંદ થશે કે ગઈકાલે મારા અવાજમાં જેટલી શક્તિ હતી તેનાથી વધારે શક્તિનો આજે મને અનુભવ થાય છે. એનો અર્થ એટલો જ થાય કે માલિકની મોટી રહેમ છે. જ્યારે જ્યારે મેં ઉપવાસ કર્યો છે ત્યારે ચોથે દિવસે મારામાં આટલી શક્તિ જણાતી નહોતી. પણ આજે એટલી શક્તિ રહી છે. મારી ઉમેદ એવી છે કે તમે સૌ આત્મશુદ્ધિનો યજ્ઞ કરતાં રહેશો તો મારી બોલવાની શક્તિ છેવટ સુધી ટકી રહેશે. એટલું મારે જણાવવું જોઈએ કે ઉપવાસ છોડવાની મને કોઈ જાતની ઉતાવળ નથી. ઉતાવળે આપણી મતલબ સરે તેવું નથી. હું પરમ શાન્તિ અનુભવું છું. કોઈ અધૂરું કામ કરી મને આવી કહે કે હવે બધું બરાબર થઈ ગયું છે એવું હું ઇચ્છતો નથી. અહીં દિલ્હીમાં બધું બરાબર થઈ જશે તો હિંદભરમાં પણ થઈ જશે. તેથી હું માનું છું કે દિલ્હીની આજુબાજુમાં, આખા હિંદમાં અને પાકિસ્તાનભરમાં શાન્તિ નહીં થાય તો મને જીવવામાં રસ નહીં રહે. આ યજ્ઞનો આ મર્મ છે.

### નિર્ભેળ શુભેચ્છા

કોઈ પણ જવાબદાર સરકાર વિચારપૂર્વક કરેલો પોતાનો નિર્ણય સહેલથી ફેરવી શકતી નથી. છતાં આપણી સરકાર જે હરેક રીતે જવાબદાર છે તેણે જોઈ વિચારીને પોતે કરેલો નિર્ણય ઝપાટાબંધ બદલી નાખ્યો છે.

### જવાબદાર સરકારનો ધર્મ

એટલા માટે કાશ્મીરથી માંડીને કન્યાકુમારી સુધી અને કરાંચીથી માંડીને આસામની સરહદ સુધી આખાયે હિંદના મુલકે સરકારને

મુબારકબાદી આપવી જોઈએ. હું ચોક્કસ જાણું છું કે આપણી સરકારના જેવી દરિયાવ દિલની સરકાર જ આવી રીતે પોતાનો કરેલો નિર્ણય ફેરવવાને સમર્થ છે એમ દુનિયાના સૌ લોકો કહેશે. આ ઠરાવ ફેરવવામાં મુસલમાનોને રાજી કરી મનાવી લેવાની વાત નથી. આ સાચું જોતાં પોતાના જ મનનું સમાધાન કરવાની વાત છે. જે સરકાર ઘણી મોટી વસ્તીની પ્રતિનિધિ હોય તે વગર સમજની પ્રજાની વાહવાહ મેળવવાને કોઈ પગલું ભરતી નથી. જ્યાં ચારે બાજુ બેફામ પાગલપણું ફેલાયું છે ત્યાં આપણા સૌથી મોટા આગેવાનો બહાદુરીથી પોતાનો મિજાજ કાબૂમાં તેમ જ ઠંડો રાખી જે રાજ્યના નાવનું સુકાન પોતે સંભાળી રહ્યા છે તેને ડૂબતું બચાવ્યા વિના કેમ રહેશે?

## કાયદાથી ન્યાય મોટો છે

આપણી સરકારે આ પગલું શા માટે ભર્યું? એનું કારણ મારો ઉપવાસ છે. ઉપવાસથી સરકારના વિચારની દિશા પલટાઈ ગઈ. ઉપવાસ ન થયો હોત તો કાયદાને આધારે જેટલું થઈ શકત તેટલું જ સરકાર કરત, કરી શકત. પરંતુ હિંદની સરકારે લીધેલું આ પગલું સાચા અર્થમાં દોસ્તીની લાગણી અને મીઠાશ પેદા કરનારું છે. એ પગલાથી પાકિસ્તાનની પણ કસોટી થવાની છે. એનું ફળ એવું આવવું જોઈએ કે માત્ર કાશ્મીરનો જ નહીં, હિંદુસ્તાન અને પાકિસ્તાનની વચ્ચે મતભેદના જેટલા સવાલો છે તે બધાયનો આપસ-આપસમાં આબરૂભેર ફેંસલો થવો જોઈએ અને આજની બંને વચ્ચેની દુશ્મનાવટની લાગણીને બદલે મૈત્રીની લાગણી પેદા થવી જોઈએ. ન્યાય કાયદા કરતાં ચડિયાતો છે. અંગ્રેજીમાં એક સામાન્ય કહેતી સૈકાઓથી ત્યાં વિલાયતમાં ચાલે છે. તે કહે છે કે જ્યાં સામાન્ય કાયદો કામ નથી આપતો ત્યાં ન્યાયની ભાવના આપણને સહાય કરે છે. હજી થોડા વખત પહેલાં વિલાયતમાં કાયદાની અને ન્યાયની એમ બે જુદી જુદી જાતની અદાલતો કામ કરતી હતી. એ રીતે વિચારતાં જરાયે શંકા રાખવા જેવું નથી કે હિંદની સરકારે જે કામ કર્યું છે તે બધી રીતે વાજબી છે. આને માટે આગળ બનેલા પ્રસંગના દાખલાની જરૂર હોય તો મૅકડોનાલ્ડ ઍવૉર્ડ અથવા કોમી ચુકાદાનો

દાખલો આપણી સામે મોજૂદ છે. એ ચુકાદો એકલા મિ. મૅકડોનાલ્ડનો આપેલો નહોતો. એ આખાયે બ્રિટિશ પ્રધાનમંડળનો તેમ જ બીજી ગોળમેજી પરિષદના વધુમતી સભ્યોનો નિર્ણય હતો. પરંતુ યરવડા જેલમાં થયેલા ઉપવાસથી રાતોરાત એ નિર્ણય બદલી નાખવામાં આવ્યો હતો. મને કહેવામાં આવે છે કે યુનિયનની સરકારે બજાવેલી આ મોટી કામગીરીને કારણે હવે મારે મારો ઉપવાસ છોડી દેવો જોઈએ. મારા મનને એવું સમજાવી લેવાનું બની શકતું હોત તો કેવું સારું!

## પ્રતિજ્ઞા ક્યારે ને કેમ પૂરી થાય?

જે દાક્તરો પોતાની રાજીખુશીથી મોટો ભોગ આપીને મારી સંભાળમાં હાજર થયા છે તેમને ઉપવાસ જેમ જેમ લંબાય છે તેમ તેમ વધારે ચિંતા થાય છે. મારા ગુરદા બરાબર કામ આપતા નથી. એ લોકોને એવો ડર નથી કે આજ ને આજ મારો દેહ છૂટી જશે. પણ ઉપવાસ લાંબો ચાલશે તો શરીરના સંચાને જે કાયમનું નુકસાન પહોંચશે તેનો તેમને ડર છે. દાક્તર ભાઈબહેનો ગમે તેટલાં હોશિયાર હશે પણ તેમની સલાહથી મેં ઉપવાસ થોડો જ શરૂ કર્યો છે? મારો રસ્તો બતાવનારો અને મારો હકીમ એકમાત્ર ઈશ્વર છે. તે કદી ભૂલ નથી કરતો ને તે જ સર્વશક્તિમાન છે. તેને આ નબળા શરીર પાસે હજી વધારે કામ લેવું હશે તો દાક્તર લોકો ગમે તે કહેતા હશે તોયે તે મને ઉગારી લેશે. હું ઈશ્વરના હાથમાં ને તેની સંભાળ નીચે છું. તેથી મને મોતની કે અપંગ થઈ જીવતા રહેવાનીયે બીક નથી એવો તમને સૌને વિશ્વાસ રહેશે એવી મને આશા છે. પરંતુ મને લાગે છે કે દેશને મારો કંઈ કેય ઉપયોગ હોય તો દાકતરોની ચેતવણીના પરિણામરૂપે લોકોએ ઝડપથી એકઠા મળીને જરૂરી કામ કરવામાં લાગી જવું જોઈએ. આટલી મહેનતે આઝાદી મેળવ્યા પછી આપણે સૌએ બહાદુર બનવું જોઈએ. બહાદુર લોકો પોતાના પર વેર રાખવાનો જેમને વિષે વહેમ પડે તેમના પર પણ ભરોસો રાખે છે. નીડર, બહાદુર લોકો અવિશ્વાસ અથવા વહેમને પોતાના મોભાને હણનારો માને છે. દિલ્હીના હિંદુ, મુસલમાન તેમ જ શીખોમાં એવી

એકતા થાય કે હિંદુસ્તાન તેમ જ પાકિસ્તાનના બાકીના ભાગોમાં ભડકો ઊઠે તોયે દિલ્હીમાં શાંતિ રહે તો મારી પ્રતિજ્ઞા પૂરી થશે. સારે નસીબે હિંદુસ્તાન તેમ જ પાકિસ્તાન બંને બાજુનાં લોકો પોતાની મેળે સમજી ગયા લાગે છે કે બંને સંસ્થાનોના દરેક ધર્મના લોકો કોઈ પણ જાતના જોખમનો ડર રાખ્યા વિના બંને બાજુ આવજા કરી શકે ને રહી શકે એવી દોસ્તી બંને વચ્ચે થાય એ આ ઉપવાસનો સારામાં સારો જવાબ છે. આત્મશુદ્ધિને માટે ઓછામાં ઓછું આટલું તો થવું જ જોઈએ.

## પાકિસ્તાન શો જવાબ વાળશે?

હિંદુસ્તાન અગર પાકિસ્તાન દિલ્હી શહેર પર વધારે પડતો બોજો નાખે તે વાજબી નહીં થાય. યુનિયનમાં રહેનારા લોકો પણ આખરે માણસો જ છે. આપણી સરકારે પોતાની પ્રજાને નામે એક ભારે ઉદાર પગલું ભર્યું છે. વળી એ પગલું ભરતી વખતે એની શી કિંમત ચૂકવવી પડશે તેનો તેણે વિચાર સરખો નથી કર્યો. આનો જવાબ પાકિસ્તાન કેવો વાળશે? સાચો જવાબ વાળવાનો ઇરાદો હોય તો તેના રસ્તાનો કંઈ તોટો નથી. પણ એવો ઇરાદો છે ખરો?

## ૧૨૭

૧૭-૧'-૪૮

### ઉપવાસનો આશય

આજે પોતાની પથારી પર સૂતાં સૂતાં ગાંધીજી માઇક્રોફોન પર ત્રણ મિનિટ બોલ્યા. તેમણે પ્રાર્થનાસભાને સંબોધીને કહ્યું કે

ઉપવાસનો આજે પાંચમો દિવસ હોવા છતાં મહેનત વગર તમને સૌને બે શબ્દ કહી શકું છું એ કેવળ ઈશ્વરની કૃપા છે. મારે જે કહેવું છે તે મેં લખી આપ્યું છે અને તે પ્રાર્થનાસભાને સુશીલાબહેન વાંચી સંભળાવશે. એટલી વાત સાચી કે જે કંઈ આપણે કરીએ તે આપણી પૂરેપૂરી શક્તિથી કરીએ. એટલું ન કરીએ તો કશું કામ પાર ન પડે. મારે વિષે તમે એવો વિચાર કરો કે આને કેમ જિવાડવો, તો એ મોટી ભૂલ થશે. મને જીવતો રાખવો યા મારવો એ કાંઈ માણસના હાથની વાત નથી. મને જરાયે શક નથી કે એ કેવળ ઈશ્વરના હાથની વાત છે. જેમ મને શંકા નથી તેવી જ રીતે એ બાબતમાં બીજા કોઈનેયે ન હોવી જોઈએ.

આ ઉપવાસની મતલબ એવી છે કે સૌનું અંતઃકરણ ચોખ્ખું થાય ને જાગ્રત થાય. એમ દિલનો મેલ ધોવામાં જ સૌનું ભલું છે. મારી દયા ખાઈ કોઈ કશું ન કરે. મારાથી ઉપવાસના જેટલા દહાડા કઢાશે તેટલા હું કાઢીશ અને ઈશ્વરની એવી મરજી હશે તો મરીશ.

હું જાણું છું કે મારા ઘણા મિત્રો દુઃખી થઈ પૂછે છે કે આજે જ ઉપવાસ કેમ ન છોડો? પરંતુ આજે મારી પાસે ઉપવાસ છોડવા જેટલું સાધન નથી. એટલું સાધન મળી જાય તો પછી ઉપવાસ ન છોડવાનો આગ્રહ હું નહીં રાખું. અહિંસાનો મોટો નિયમ છે કે માણસે પોતાની મર્યાદા સમજીને ચાલવું અગર કામ કરવું જોઈએ; અભિમાન કદી ન કરવું જોઈએ, નમ્ર થવું જોઈએ. હું અત્યારે જે કહેતો હતો તેમાં જરાયે અભિમાન નથી; જે કહું છું તે કેવળ પ્રેમથી કહું છું. એટલું જે જાણશે તે જ રહેનારો છે.

## દિલની સફાઈ

પોતાના લેખિત સંદેશામાં ગાંધીજીએ જણાવ્યું કે પહેલાં મેં કહ્યું છે તે જ આજે ફરી કહું છું કે ઉપવાસના દબાણને કારણે કોઈ કશું ન કરે. મારો અનુભવ છે કે ઉપવાસના દબાણથી ઘણી વાતો કરવામાં આવે છે જે ઉપવાસનું દબાણ ઊડી જતાં બંધ થઈ જાય છે. આ વખતે એવું થશે તો બહુ ખોટું થશે. એવું કદી ન થાય, ન થવું જોઈએ. આધ્યાત્મિક ઉપવાસમાં એક જ આશા રાખવામાં આવે છે કે દિલની સફાઈ થાય. પ્રામાણિકપણે દિલની સફાઈ કરવામાં આવે તો જે કારણને લીધે સફાઈ કરવાનું શરૂ થયું હોય તે કારણ ટળી જતાં સફાઈનું કામ અટકતું નથી. કોઈ સ્વજન આવવાનું હોય ત્યારે આપણે ખંડ ધોળાવીએ છીએ. તે આવીને ચાલ્યું જાય છે ત્યારે કંઈ ખંડની સફેદી નાબૂદ થઈ જતી નથી. પણ એ જડ વસ્તુની વાત થઈ. થોડો વખત વીતી જતાં ચૂનાની સફેદી ઝાંખી પડવા માંડે છે અને ખંડને ફરી ધોળાવવો પડે છે. પરંતુ હૃદયનો મેલ એક વાર ધોવાઈ જાય, દિલની સફાઈ એક વાર થઈ જાય પછી મરણ સુધી ટકી રહે છે. ઉપવાસનો આથી વધારે ઘટિત આશય બીજો કોઈ ન હોય.

## પાકિસ્તાનને બે બોલ

રાજા, મહારાજા અને બીજા લોકો તરફથી મારા પર આવતા તારોનો ઢગલો વધ્યા કરે છે. પાકિસ્તાનમાંથી પણ તારો આવે છે. એ તારો સારા છે. પણ પાકિસ્તાનના મિત્ર તેમ જ હિતચિંતક તરીકે પાકિસ્તાનના રહેવાસીઓ તેમ જ તેના ભાવિના ઘડવૈયાઓને મારે જણાવવું છે કે તમારું અંતઃકરણ જાગ્રત નહીં થાય અને તમે સૌ પાકિસ્તાને કરેલા ગુનાઓનો એકરાર નહીં કરો તો પાકિસ્તાનને કાયમ રાખવાની આશા છોડી દેજો. આનો અર્થ કોઈ એવો ન કરે કે હિંદુસ્તાનના બન્ને હિસ્સા પોતાની રાજીખુશીથી ફરી એક થાય એવી મારી ઇચ્છા નથી. પણ મારે એટલું સ્પષ્ટ કરવું છે કે એ ભાગલા જબરસ્તીથી રદ કરાવવાનો મને જરા સરખો વિચાર આવતો નથી. હું આશા રાખું છું કે મૃત્યુશય્યા પરથી ઉચ્ચારેલાં મારાં આ વચનોથી

કોઈનું અંતર દુભાશે નહીં. મને એવી આશા છે કે સૌ પાકિસ્તાની સમજી જશે કે દિલની નબળાઈને કારણે અથવા એમનું દિલ દુભાશે એવા ડરનો માર્યો એમની આગળ મારા દિલમાં રમી રહેતી વાત સાફ જાહેર ન કરું તો હું એમને અને ખુદ મારી જાતને બેવફા ઠરું. મારી ગણતરીમાં કંઈ ભૂલ હોય તો જરૂર મને બતાવવી જોઈએ. હું વચન આપું છું કે મને મારી ભૂલ સમજાશે તો મારા બોલ હું પાછા ખેંચી લઈશ. પણ મને ખબર છે ત્યાં સુધી પાકિસ્તાનના ગુનાની બાબતમાં બે જુદા અભિપ્રાય રાખી શકાય તેવું રહ્યું નથી.

## ઉપવાસમાં શાન્તિ

મારા ઉપવાસને કોઈ રીતે કોઈ રાજદ્વારી પગલું ન માને. આ ઉપવાસ મારા અંતરાત્માનો જોરદાર અવાજ સાંભળ્યા બાદ તેના જવાબમાં મેં ધર્મ સમજીને કર્યો છે. દિલમાં ઘોર યાતના વેઠ્યા પછી મેં ઉપવાસ પર ઊતરવાનો નિર્ણય કર્યો. દિલ્હીના મુસલમાન ભાઈઓ આ વાતના સાક્ષી છે. એમના પ્રતિનિધિ મને રોજેરોજના બનાવોના હેવાલ આપવાને રોજ આવે છે. આ પવિત્ર પ્રસંગે મારો ઉપવાસ છોડાવવાથી મને દગો થશે અને તેથી રાજામહારાજા, હિંદુશીખ કે બીજા કોઈ પોતાની સેવા નહીં કરે, હિંદુસ્તાનની સેવા પણ નહીં કરે. બધાએ સમજી ને જાણી લેવું જોઈએ કે આત્માને ખાતર ઉપવાસ કરતાં મને જેવો આનંદ થાય છે તેવો બીજા કશાથી નથી થતો. આ ઉપવાસથી મને કોઈ પણ વખતના કરતાં વધારે આનંદનો અનુભવ થયો છે. તેથી એ આનંદમાં કોઈએ વિક્ષેપ પાડવાની જરૂર નથી. તમે સૌ જો પૂરેપૂરો વિચાર કર્યા બાદ મને ખાતરી આપો કે શેતાનની દિશામાંથી મોઢું ફેરવી લઈ અમે હવે ઈશ્વરની દિશામાં પ્રયાણ શરૂ કર્યું છે તો ભલે તમે એવો વિક્ષેપ નાખો.

## ૧૨૮

૧૮–૧–'૪૮

### સામે પડેલું કામ

આજે પણ મેં થોડું લખી આપ્યું છે તે સુશીલાબહેન તમને સૌને વાંચી સંભળાવશે.

આજનો દિવસ મારે માટે મંગળ દિવસ છે અને તમારે માટે પણ એવો જ નીવડો. આજે ગુરુ ગોવિંદસિંઘની તિથિ છે એ પણ બહુ સારું છે. એ શુભ તિથિ પર તમારા સૌની રહેમથી હું ઉપવાસ છોડી શક્યો. દિલ્હીના રહેવાસીઓ, દિલ્હીમાં પડેલા દુઃખી શરણાર્થીઓ, અહીંની સરકારના સૌ અમલદારો અને તમારી સૌની રહેમ મારા પર ઊતરી છે. હું જિંદગીભર તેને ભૂલી નહીં શકું. કલકત્તામાં પણ મને એવા જ પ્રેમનો અનુભવ થયો હતો. આજે હું એ કેમ ભૂલી શકું કે શહીદસાહેબે કલકત્તામાં ભારે કામગીરી બજાવી હતી? તેમણે મદદ ન કરી હોત તો હું ત્યાં ટકવાનો નહોતો. હજી આજે પણ શહીદસાહેબને વિષે આપણા લોકોના દિલમાં ઘણા વહેમ છે. પણ તેથી શું? આજે આપણે એટલું શીખીએ કે કોઈ માણસ ગમે તેવો હોય તોયે તેની સાથે આપણે દોસ્તીની રાહે ચાલવું છે. આપણે કોઈ પણ સંજોગોમાં કોઈની સાથેયે વેર નહીં રાખીએ, દોસ્તી જ રાખીશું. શહીદસાહેબ અને બીજા જે ચાર કરોડ મુસલમાનો યુનિયનમાં પડ્યા છે તે બધા બેશક ખુદાના ફિરસ્તા નથી. એવી જ રીતે બધા હિંદુ ને શીખ થોડા જ ફિરસ્તાઓ છે? આપણામાં સારા લોકોયે છે, નરસાયે છે પણ નરસા ઓછા છે. આપણે ત્યાં ગુનેગાર કોમો તરીકે ઓળખાતા લોકો પણ પડેલા છે. એ સૌની સાથે હળીમળીને આપણે રહેવું છે. મુસલમાનોની કોમ નાની નથી, ઘણી મોટી છે. એકલા હિંદમાં જ નહીં, આખી દુનિયામાં મુસલમાનો છે. આપણે આખી દુનિયા સાથે દોસ્ત બનીને રહેવા માગતા હોઈએ, મિત્રભાવથી વર્તવા માગતા હોઈએ તો અહીંના

મુસલમાનો સાથે દુશ્મનાવટ રાખવાનું આપણી પાસે શું કારણ છે? હું ભવિષ્ય જાણનારો નથી પણ ઈશ્વરે મને થોડી અક્કલ આપી છે ને દિલ આપ્યું છે. એ બન્નેમાં ઊંડો ઊતરીને હું તમને ભવિષ્ય સંભળાવું છું કે ગમે તે કારણે આપણે બન્ને એકબીજાના દોસ્ત ન બની શક્યા, અહીંના જ નહીં પાકિસ્તાનના અને આખી દુનિયાના મુસલમાનો સાથે દોસ્તી ન રાખી શક્યા તો હિંદુસ્તાન આપણા કબજામાં રહેવાનું નથી, તે પારકાનું બની જશે, ગુલામ બની જશે એ વિષે મને જરાયે શંકા નથી. પછી યુનિયન ગુલામ બનશે, પાકિસ્તાન ગુલામ બનશે અને જે આઝાદી આપણને મળી છે તે આપણે ગુમાવી બેસીશું.

આજે કેટલાંયે ભાઈબહેનોએ આશીર્વાદ મોકલ્યા છે. કેટલાયે લોકોએ જાતે આવીને પોતાની શુભેચ્છા બતાવી છે. કેટલાય લોકો કહી ગયા છે કે અમે સૌ હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી વગેરે ભાઈ ભાઈની જેમ રહીશું અને કોઈ પણ સંજોગોમાં કોઈ ભલે ગમે તે કહે કે કરે તો પણ દિલ્હીના અમે સૌ રહેવાસી હિંદુ, શીખ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધાયે અને બધાયે શરણાર્થી પણ કદી દુશ્મનાવટ રાખવાના નથી, ઝઘડો કરવાના નથી. આ કંઈ નાનીસૂની વાત નથી. એનો અર્થ એટલો જ થાય છે કે આપણે હવે હિંદુસ્તાન તેમ જ પાકિસ્તાનમાં જે બધા લોકો પડ્યા છે તે બધાયે હળીમળીને રહીશું ને એવી કાયમ કોશિશ રાખીશું. આપણી નબળાઈને કારણે હિંદુસ્તાનના બે ભાગલા પડ્યા, પરંતુ એ ભાગલા પણ દિલથી એક થશે. મારા ઉપવાસ છૂટ્યા તેનો આવો અર્થ નહીં હોય તો હું નમ્રતાથી કહીશ કે મારી પાસે ઉપવાસ છોડાવ્યાથી કશું સારું કામ નથી થયું, કહો કે કશું જ કામ પાર પડ્યું નથી. હવે ઉપવાસ છોડવાની શરતોના આત્માનું રીતસર પાલન થવું જોઈએ. અને દિલ્હી અને બીજી જગ્યાઓ વચ્ચે ભેદ શા સારુ કરીએ? જે દિલ્હીમાં થયું અને થશે તે આખાયે યુનિયનમાં થશે તો પાકિસ્તાનમાં થયા વિના રહેવાનું નથી. આમાં તમે કોઈ શંકા ન રાખશો, ડર ન રાખશો; એક નાના સરખા બાળકેયે ડરવા જેવું નથી. મારી દૃષ્ટિથી આપણે આજ સુધી શેતાનને રસ્તે ચડ્યા હતા. આજથી મને આશા છે કે મોં ફેરવી આપણે ઈશ્વર

તરફ પ્રયાણ શરૂ કરીશું. હવે આપણે એક વખત નિશ્ચય કરી ઈશ્વર તરફ મોં ફેરવ્યું છે તો તે તરફથી કદી પાછા નહીં ફરીએ. એવું થશે તો હિંદુસ્તાન તેમ જ પાકિસ્તાન બંને ભેગા મળી આપણે દુનિયાની બાજી સુધારી શકીશું, આખી દુનિયાની સેવા કરીશું અને આખી દુનિયાને ઊંચે ચડાવીશું. બીજા કોઈ કારણસર મને હવે જીવવાની કામના નથી. માણસ જીવે તો માણસાઈને ઊંચે દરજ્જે લઈ જવાને જીવે. ઈશ્વર અથવા ખુદાની તરફ જવું એ જ ઇન્સાનનો ધર્મ છે. મોઢેથી ઈશ્વર, ખુદા, સત્ શ્રી અકાલ ગમે તે નામ લો, પણ તે દિલમાં ન હોય તો બધાં જૂઠાં છે. આપણે બધા સૌ એક જ ઈશ્વરની સૃષ્ટિ છીએ તો એ ભૂલી જવાનું અને એકબીજાને દુશ્મન માનવાનું કશું કારણ નથી.

આજે મારે તમને સૌને વધારે કશું કહેવું નથી. પરંતુ આજના દિવસથી હિંદુઓ નિર્ણય કરો કે આપણે કદી લડવું નથી. વળી, હું ઇચ્છું છું કે હિંદુઓ જેમ ગીતા વાંચે છે તેમ કુરાન પણ વાંચે. શીખો પણ એવું જ કરે અને હું ઇચ્છું છું કે મુસ્લિમ ભાઈબહેનો પણ પોતપોતાના ઘરમાં ગીતા વાંચે ને તેનો અર્થ સમજે. આપણે આપણા ધર્મને માનીએ છીએ તેવી જ રીતે બીજાઓના ધર્મને માનીએ. ઉર્દૂ, ફારસી, અગર બીજી કોઈ પણ ભાષામાં વાત લખી હોય છતાં સારી વાત સારી જ રહે છે. જેવું કુરાન શરીફ છે તેવાં જ ગીતા અને ગ્રંથ સાહેબ છે. મારા કહેવાની મતલબ એટલી જ છે. તમે સૌ મારું માનો કે ન માનો પણ હું તો આજ સુધી એ જ રીતે ચાલતો આવ્યો છું. હું તમને કહું છું, દાવો રાખી કહું છું કે હું પથ્થરની પૂજા નથી કરતો છતાં હું પૂરો સનાતની હિંદુ છું. પથ્થરની ભક્તિ કરવાવાળા પર મને તિરસ્કાર નથી. ખુદા પથ્થરમાં પણ વસે છે. જે પથ્થરની પૂજા કરે છે તે તેમાં કેવળ પથ્થરને નહીં, ઈશ્વરને જુએ છે. પથ્થરમાં ઈશ્વર છે એમ ન માનો તો એક જડ પુસ્તક કુરાન શરીફ ખુદાઈ પુસ્તક છે એમ શા સારુ માનવું? એમ માનવું એ બુતપરસ્તી નથી? આપણાં દિલોમાં અંતર ન હોય તો આપણે સૌ આ બધું શીખી શકીએ. એવું થાય તો આ હિંદુ છે ને આ શીખ છે ને આ મુસલમાન છે એવો ભેદભાવ નહીં

રહે. પછી સૌને થશે કે આપણે ભાઈ ભાઈ છીએ અને હળીમળીને રહીશું. પછી ગાડીઓમાં આજે જે જાતની છેડતી થાય છે, છોકરીઓને ફેંકી દેવામાં આવે છે, આદમીઓને ફેંકી દેવામાં આવે છે, ઓરતોને ફેંકી દેવામાં આવે છે તે બધું નહીં બને. પછી હરેક જણ ગમે ત્યાં સહેલાઇથી રહી શકશે. કોઈને કયાંયે ડરવાનું નહીં રહે. યુનિયન એવું બને તો પાકિસ્તાનનો એ રસ્તે ચાલ્યા વિના છૂટકો નથી. એવું થશે ત્યારે જ મને જંપ વળશે.

પાકિસ્તાનથી દુ:ખી થઈને આવેલા અહીંના શરણાર્થીઓ પોતપોતાને ઘેર પાછા નહીં ફરી શકે અને જે મુસલમાનો અહીંથી નાસી છૂટયા છે, આપણાથી ડરીને અથવા ખરેખર મારપીટ થવાથી ભાગી નીકળ્યા છે અને પાછા આવવા માગે છે તે અહીં આવીને નિરાંતે રહી ન શકે ત્યાં સુધી મને શાન્તિ વળવાની નથી.

બસ, આજે આટલું જ કહીશ. ઈશ્વર સૌને, આખી દુનિયાને સારી સમજ આપો, સન્મતિ આપો, જાગ્રત કરો, અને પોતાની તરફ ખેંચો, જેથી હિંદુસ્તાન અને આખી દુનિયા સુખી થાય.

## ૧૨૯

'૧૯-૧-'૪૮

### મુબારકબાદી ને ફિકર

આખી દુનિયામાંથી હિંદુસ્તાનીઓ અને બીજા લોકોએ મારી તબિયતની બાબતમાં ફિકર તેમ જ શુભેચ્છા દર્શાવનારા ઢગલાબંધ તાર મોકલ્યા છે. તેને માટે એ સૌ ભાઈબહેનોનો હું આભાર માનું છું. આ તારો પરથી સાબિત થાય છે કે મારું કામ અઘટિત નહોતું. મારા પોતાના મનમાં તો એ વિષે કશી શંકા હતી જ નહીં. ઈશ્વર છે અને તેનું સૌથી તાદશ નામ સત્ય છે એ વિષે મને જેમ શક નથી તેમ મારો ઉપવાસ સાચો હતો એ વિષે પણ મારા મનમાં શંકા નથી. હવે મુબારકબાદીના તારોનો ધોધ ચાલ્યો છે. ચિંતાનો ભાર નીકળી જવાથી લોકો નિરાંતનો દમ લેતા થયા છે. સૌને

અલગ અલગ પહોંચ નથી મોકલી શકતો તે સારુ મિત્રો મને માફ કરશે. એવું કરવાનું લગભગ અશક્ય છે. મને એવી આશા પણ છે કે તારો મોકલવાવાળા પહોંચની અપેક્ષા નહીં રાખતા હોય. તારોના ઢગલામાંથી બે અહીં હું વાંચી સંભળાવીશ. એક તાર પશ્ચિમ પંજાબની સરકારના વડા પ્રધાનનો છે. બીજો ભોપાળના નવાબસાહેબનો છે. એ બન્ને જણુ પર લોકો આજે ઘણો વહેમ રાખે છે. તારોનો મજકૂર તો તમે સાંભળશો જ. તેને વિષે મારે કશી નુક્તાચીની કરવી નથી.

પરંતુ એ તારોમાં પોતાના દિલના સાચા ભાવ જાહેર કરવા ન હોત તો ઉપવાસ જેવા પવિત્ર તેમ જ ગંભીર પ્રસંગે મારા પર તાર મોકલવાની તસ્દી એમણે શા સારુ ઉઠાવી?

ભોપાલના નવાબસાહેબ પોતાના તારમાં જણાવે છે:

> "બધી કોમો વચ્ચે દિલનો મેળ સ્થાપવાની આપની અપીલને હિંદુસ્તાનના બન્ને ભાગના સૌ શાન્તિ ચાહનારા લોકો જરૂર માન્ય રાખશે. એવી જ રીતે હિંદુસ્તાનના બંને ભાગો વચ્ચે સમજૂતી થાઓ એવી તમારી અપીલને પણ સૌ કોઈ કબૂલ રાખશે. સારે નસીબે અહીં અમારા રાજ્યમાં પાછલા વરસમાં બધી મુશ્કેલીઓનો સામનો અમે બધી કોમો વચ્ચેની સમજૂતી, પ્રેમ અને મેળના પાયા પર કરી શક્યા હતા. પરિણામે અમારા રાજ્યમાં શાન્તિમાં ખલેલ પાડનારા બખેડાનો એક પણ કિસ્સો બન્યો નથી. હું આપને ખાતરી આપું છું કે અમારી બધી શક્તિથી અમે બધા આ સંપ અને મિત્રભાવને વધારવાની કોશિશ કરીશું."

પશ્ચિમ પંજાબના વડા પ્રધાનનો તાર હું આખો ને આખો અહીં આપું છું:

> "એક સારા કામને આગળ વધારવાને આપે જે પગલું ભર્યું છે તેની પશ્ચિમ પંજાબનું પ્રધાનમંડળ ઊંડા અંતરથી તારીફ કરે છે અને સાચા દિલથી કદર કરે છે. આ પ્રધાનમંડળે (સરકારે) લઘુમતી કોમોના જાનમાલ અને આબરૂ બચાવવાને જે કંઈ થઈ શકે તે બધું કરી છૂટવાનો સિદ્ધાંત પોતાની નજર આગળ હમેશ રાખ્યો છે. આ સરકાર માને છે કે લઘુમતી કોમોને નાગરિકતાના સરખા હકો મળવા જોઈએ. અમે બધા આપને ખાતરી આપીએ છીએ કે અમારું પ્રધાન-

મંડળ આ નીતિનો હવેથી બેવડા જોરથી અમલ કરશે. અમને એક જ વાતની ફિકર રહે છે કે હિંદના આ પેટા ખંડની ભૂમિમાં દરેક સ્થળે તાબડતોબ સ્થિતિમાં સુધારો થાય જેથી આપ આપનો ઉપવાસ છોડી શકો. આપના જેવી મહામૂલી જિંદગીને બચાવવાને અમારી કોશિશમાં અમે જરાયે કસર નહીં રાખીએ."

## ચેતવણી

આજકાલ ઘણા લોકો વગરવિચારે ને વગરસમજે નકલ કરવા નીકળી પડે છે. તેથી મારે સૌને ચેતાવવા જોઈએ કે આટલા જ વખતમાં આવાં જ પરિણામની અપેક્ષા રાખી આવી જાતનો ઉપવાસ કોઈ શરૂ ન કરે. છતાં કોઈ કરશે તો મને લાગે છે કે તે નિરાશા વહોરી લેશે. વધારામાં ઉપવાસ જેવા સચોટ તેમ જ સનાતન ઇલાજની બદનામી થશે. ઉપવાસની શરતો કપરી છે. ઈશ્વર વિષે જીવતીજાગતી શ્રદ્ધા ન હોય અને અન્તરાત્મામાંથી ઈશ્વરી આદેશનો જોરથી અવાજ ઊઠતો ન હોય તો ઉપવાસ માંડી બેસવાનો કશો અર્થ નથી. આ ઉપરાંત ત્રીજી એક શરત મૂકવાનું પણ મને મન થાય છે, જોકે તેની જરૂર નથી. ઉપવાસને માટે ઈશ્વરનો જોરદાર આદેશ તો જ મળે જો ઉપવાસનો આશય વાજબી હોય, સાચો હોય અને વખાસરનો હોય. આમાંથી એવું પણ ફલિત થાય છે કે આવું પગલું ભરતા પહેલાં લેનારે આગળથી લાંબી તૈયારી કરવી પડે છે. તેથી મારી સલાહ છે કે કોઈ ઝટઝટ ઉપવાસ પર ન ચડી જાય.

## સામે પડેલું કામ

દિલ્હીના શહેરીઓ અને પાકિસ્તાનથી આવેલા દુ:ખી લોકોની સામે બહુ મોટું કામ આવી ઊભું છે. તેથી એ સૌએ પૂરા વિશ્વાસથી અંદર અંદર મળવાની તકો ને પ્રસંગો ખોળી કાઢવા જોઈએ. ગઈ કાલે ઘણી મુસલમાન બહેનોને મળવાનું થવાથી મને ઘણી ખુશી થઈ. મારી સાથે રહેતી બહેનોએ મને ખબર આપી કે ઘણી મુસ્લિમ બહેનો બિરલા હાઉસમાં બેઠી છે. તેમને વિમાસણ થાય છે કે અંદર જઈએ કે ન જઈએ. એમાંની મોટા ભાગની બહેનો પરદેનશીન હતી. મેં તે બધીને મારી આગળ લઈ આવવાને કહ્યું. તે બધી

બહેનો આવી. મેં તેમને કહ્યું કે તમારા બાપ અને ભાઈની આગળ તમે પડદો ઓઢતાં નથી તો મારી આગળ શા સારુ રાખો છો ? આટલું કહેતાંની સાથે એકેએક બહેને પડદો હઠાવી લીધો. મારી રૂબરૂમાં બહેનોએ પડદો હઠાવી લીધાનો આ કંઈ પહેલો પ્રસંગ નથી. મારો દાવો છે કે મારો પ્રેમ સાચો છે અને સાચો પ્રેમ શું કરી શકે છે તે દર્શાવવાને મેં આ વાતનો ઉલ્લેખ કર્યો છે. હિંદુ ને શીખ બહેનોએ હવે મુસલમાન બહેનો પાસે પહોંચી જઈ તેમની સાથે દોસ્તી કેળવવી જોઈએ. વળી ખાસ પ્રસંગોએ અને તહેવારો પર તેમને બોલાવવી જોઈએ. વળી, તેમનાં એવાં જ નિમંત્રણોનો એમણે હમેશ સ્વીકાર કરવો જોઈએ.

મુસલમાન છોકરાઓ અને છોકરીઓએ કોમી નહીં પણ સામાન્ય નિશાળો તરફ ખેંચાવું જોઈએ. તેમણે એ નિશાળોની રમતગમતોમાં ભાગ લેવો જોઈએ. મુસલમાનોનો બહિષ્કાર કદી ન થવો જોઈએ. એટલું જ નહીં પણ એમને આપણે આગ્રહ કરીએ કે જે ધંધા તમે પહેલાં કરતા હતા તે ફરી કરવા માંડો. મુસલમાન કારીગરોને ગુમાવી દિલ્હીએ મોટું નુકસાન વહોર્યું છે. હિંદુ ને શીખો મુસલમાનો પાસેથી રોજીના ધંધા છીનવી લેવાની મુરાદ રાખે એ બહુ બૂરી જાતની કૃપણતા લેખાશે. એક બાજુથી કોઈ પણ એક કામનો કોઈ નેયે ઇજારો ન હોય અને બીજી બાજુથી કોઈ નોયે બહિષ્કાર કરવાનો ન હોય. આપણો દેશ એટલો મોટો છે કે તેમાં હરેકનો સમાસ થઈ શકે.

જે શાન્તિસમિતિઓ રચાઈ છે તે ઊંઘી ન જાય. બધા દેશોમાં આવી ઘણીખરી સમિતિઓ કમનસીબે ઊંઘી જાય છે. મને જીવતો રાખવાને તમારે સૌએ પાળવાની શરત એવી છે કે હિંદુસ્તાનની બધી કોમો શાન્તિથી જોડે જોડે રહે. વળી એ શાન્તિ તરવારની અણીથી નહીં, મહોબતના બંધનથી સ્થપાય. એકબીજાને જોડનારી પ્રેમ જેવી બીજી કોઈ ચીજ દુનિયામાં નથી.

## ૧૩૦

૧૦-૧-'૪૮

### શાણપણ રાખો

પહેલી વાત મારે તમને સૌને એ જણાવવાની છે કે દિલ્હીમાં શાંતિ સ્થપાઈ છે અને મને આશા છે કે સૌ રૂડાં વાનાં થશે ને એ શાંતિ કાયમ રહેશે. જાહેરાત પર સહી કરવાવાળા સૌ ભાઈઓએ ઈશ્વરની સાક્ષીએ પોતાની સહીઓ મૂકી છે. આમ છતાં કલકત્તાથી સાવધાનીનો અવાજ આવ્યો છે કે જોજો દિલ્હીમાં જે કંઈ થયું છે તેમાં કશી ગડબડ ન હોય! અહીંનાં દુ:ખી ભાઈબહેનો પણ શાંતિની વાત પર કાયમ રહી બહાર ગમે તે બને તોયે અહીંના સંપમાં અથવા મેળમાં ખામી આવવા નહીં દે તો આખાયે હિંદને ઉગારી લેશે; હિન્દને જ નહીં, પાકિસ્તાનને પણ બચાવી લેશે. દિલ્હી કાંઈ નાનુંસૂનું શહેર નથી. બહુ પ્રાચીન નગરી છે. અહીં તમે સૌ જો સચ્ચાઈથી ને અહિંસાથી એટલે કે પ્રેમની ભાવનાથી કામ કરશો તો તમારો પ્રભાવ આખી દુનિયા પર પડશે. સરદાર પટેલે મુંબઈમાં ભાષણ કરતાં જે કહ્યું તે તમે સૌએ વાંચ્યું હશે. જેણે ન વાંચ્યું હોય તે બધાંને કાળજીથી વાંચી જવાની મારી સલાહ છે. સરદાર અને પંડિતજી જુદા નથી. તે બંને એક જ વાત કહે છે. એમ બને કે તેમની કહેવાની ઢબમાં ફેર હોય. સરદાર મુસલમાનોના દુશ્મન નથી. આપણે સૌએ સમજી લેવું જોઈએ કે જે મુસલમાનોનો દુશ્મન છે તે હિંદનો પણ દુશ્મન છે. અમેરિકામાં કેટલાક ગોરા લોકો એકઠા મળી હબસીઓને મારી નાખે છે અને છતાં ન્યાયની વાતો કરે છે. આમાં તેમને કશું ખોટું દેખાતું નથી. હબસીઓને મારવામાં પોતે બૂરું કામ કરે છે એવું તેમને લાગતું નથી. પરંતુ આપણે તેમનાં એવાં કામોને પસંદ નથી કરતા, એને હેવાનિયત કહીને ઓળખાવીએ છીએ. આપણાં છાપાંવાળાઓએ એમનાં કૃત્યોને

વખોડી કાઢયાં છે. એટલે આપણે સૌ એટલું સમજી લઈએ ને કહી દઈએ કે સામો અન્યાય કરશે તોયે તેનો બદલો લેવા અમે જાતે નહીં નીકળી પડીએ. એ કામ સરકાર પર છોડી દઈશું. આટલું કરીશું તો બધું કામ સરળતાથી ઊકલી જશે.

આજ પહેલાં મેં જણાવ્યું છે કે હવે કદાચ હું પાકિસ્તાન જવાને નીકળું. પણ એ કેમ બને? તો જ બને જો પાકિસ્તાનની સરકાર મને બોલાવે; મને કહે કે તું ભલો માણસ છે ને મુસલમાન, હિંદુ કે શીખ કોઈના બૂરામાં નથી. એટલે પાકિસ્તાનની મધ્યસ્થ સરકાર અથવા તેના બે કે ત્રણ પ્રાંતો મને બોલાવે અને દાક્તર પરવાનગી આપે તો જ મારાથી પાકિસ્તાનમાં જવાય. દાક્તરોએ મને કહ્યું છે કે પંદર દિવસ તો તમને બરાબર સાજા થતાં લાગશે. પ્રવાહી સિવાયનો સૂકો ખોરાક હજી મારાથી લેવાતો નથી. ફળનો રસ ને દૂધ, એવું પ્રવાહી જ મારાથી લઈ શકાય છે.

### વડા પ્રધાનનું ઉમદા કાર્ય

પંડિત જવાહરલાલને હું બરાબર ઓળખું છું. એમની પાસે એક સૂકી અને બીજી ભીંજાઈ ગયેલી એમ બે પથારી હશે તો પોતે શરણાર્થી દુઃખીને સૂકી પથારી પર સુવાડશે અને ભીંજાયેલી પોતે લેશે અથવા કસરત કરીને પોતાના શરીરમાં ગરમાવો ટકાવી રાખશે. એમનું ઘર મહેમાનોથી ભરચક રહે છે છતાં એમણે કહ્યું છે કે મારા ઘરમાંથી બે ઓરડા હું નિરાશ્રિતોને માટે કાઢી આપીશ. આ વાત જાણીને હું બહુ રાજી થયો. એવું જ બીજા મોટા મોટા તવંગરો ને લશ્કરી અમલદારો કરે તો કોઈ દુઃખી માથે છત્ર વિના નહીં રહે કેમ કે એમના કામની ભારે અસર થશે. સાચે જ આપણી આ રળિયામણી ભૂમિમાં જવાહરલાલ એ જવાહર જ પાકયું છે. દુઃખી ભાઈબહેનો જુએ કે આપણે હવે એકલાં નથી, આપણને મોટી ઓથ છે તો તેમનું દુઃખ દૂર થાય અને પછી તે બધાં મુસલમાનો પર વેર નહીં રાખે.

મારા ઉપવાસના પ્રસંગનો લાભ લઈને કેટલાક હરામ હાડકાંના લોકોએ કમાણીને માટે નોટોનો વેપાર ચાલુ કર્યો હતો એવું મારા

સાંભળવામાં આવ્યું છે. તેમણે બનાવટી નોટો કાઢી ગરીબોને વેચી. એમને મારે પૂછવું છે કે આવી નોટો તમે શા સારુ કાઢો છો? શું પેટનો ખાડો પૂરવાને તમને બીજો સાચો રસ્તો નથી મળતો? અને આપણાં કરોડો ભોળાં ભાઈબહેનોને મારે કહેવું છે કે આવાં ભોળાં ન બનો, ગાફેલ ન રહો. એવાં ને એવાં ગાફેલ રહેશો તો આપણું કામ કેમ ચાલશે? આથી આપણે સૌએ હોશિયાર, ખબરદાર રહેવાનું છે.

## કાશ્મીરનો સવાલ

લાહોરથી મારા પર એક તાર આવ્યો છે. કાશ્મીર ફ્રીડમ લીગ નામની સંસ્થાના પ્રમુખ એ તારમાં મને જણાવે છે કે તમે આ કામ તો જબરું પાર પાડ્યું. પણ જ્યાં લગી કાશ્મીરના સવાલનો ઉકેલ નહીં આવે ત્યાં સુધી તમારી કામગીરી પૂરી સફળ નહીં થાય. હિંદની સરકારે કાશ્મીરમાંથી પોતાનું લશ્કર ઉઠાવી લઈ કાશ્મીર જેનું હોય તેને સોંપી દેવું જોઈએ.

પરંતુ હું પૂછું છું કે કાશ્મીરના સવાલનો રીતસર ઉકેલ નહીં આવે તેથી શું કાશ્મીરના હિંદુ, શીખ ને મુસલમાન એકબીજાના દુશ્મન થઈને રહેશે? આપણાં લશ્કરે કાશ્મીર પર ચડાઈ નથી કરી. કાશ્મીરના મુસલમાન આગેવાન શેખ અબદુલ્લાએ અને કાશ્મીરના મહારાજાએ લખ્યું કે ભલા થઈને કાશ્મીરમાં તમારું લશ્કર મોકલો નહીં તો અહીંનો મામલો હાથમાંથી જશે ત્યારે જ હિંદનું લશ્કર ત્યાં ગયું છે. કાશ્મીર જેમનું છે તેમને જ સોંપી દેવાય એ વાત બરાબર છે. પણ કોને સોંપાય? બહારથી ત્યાં ઘૂસી ગયેલા સૌ કોઈને હાંકી કાઢવામાં આવે, તેમાંનો કોઈ ત્યાં ન રહે તો જ કાશ્મીર જેનું છે તેને સોંપી દેવાની વાત થાય. અને ત્યાંના મહારાજા છે. એમને કોઈ કાઢી નહીં શકે. મહારાજા તદ્દન નકામા બની જાય તો જ તેમને કાઢવાની વાત થાય. તેથી તારમાં જે લખવામાં આવ્યું છે તે બરાબર નથી. હું હમણાં જ ઉપવાસમાંથી ઊઠ્યો છું ને કોઈનો દુશ્મન નથી. તેથી તાર મોકલનાર ભાઈને મારી સલાહ છે કે અહીં આવો ને મને તમારી વાત સમજાવો.

## ગ્વાલિયર, ભાવનગર અને કાઠિયાવાડનાં રજવાડાં

ગ્વાલિયરથી મુસલમાનોનો મારા પર એક તાર આવ્યો છે. તેમાં તેમણે જણાવ્યું છે કે અમને લૂંટી લેવામાં આવ્યા છે, અમને મારી નાંખવામાં આવ્યા છે અને અનાજ લૂંટી લેવામાં આવ્યું છે. આ વાત સાચી હોય તો સૌ કોઈને હું જણાવવા ઇચ્છું છું કે એ રીતે આપણે દિલ્હીમાં થયેલું કામ બગાડીશું અને તેથી સરકારને શરમાવાનું થશે.

છાપાંઓમાં સમાચાર આવ્યા છે કે કાઠિયાવાડમાં જેટલાં રજવાડાં છે તે બધાંએ ભેગાં મળીને એવો ઠરાવ કર્યો કે આપણે બધાં ભેગાં મળી એક રાજ બનાવીએ. આ વાત સાચી હોય તો મોટું કામ થયું કહેવાય. એ સૌને હું મુબારકબાદી આપું છું. ભાવનગરે પહેલ કરીને પ્રજાના હાથમાં રાજ સોંપી દીધું. તેથી તેને પણ મારે ધન્યવાદ અથવા મુબારકબાદી આપવી જોઈએ.

# ૧૩૧

૨૧-૧-'૪૮

સૌથી પહેલાં આજે મને આવતાં દશ મિનિટ મોડું થયું તે સારુ હું તમારી સૌની માફી માગું છું. હજી માંદો છું એટલે વખત ન જાળવી શક્યો.

## પ્રાર્થનામાં બૉમ્બ

હવે કાલે જે બૉમ્બ ફૂટયો હતો તેની વાત પહેલી કરી લઉં. એ વખતે મેં શાંતિ જાળવી તે માટે લોકો મારી પ્રશંસા કરે છે અને મારા પર મુબારકબાદીના તારો પણ મોકલે છે. પરંતુ સાચું જોતાં મેં કશી બહાદુરી બતાવી નથી. બૉમ્બ ફૂટયાનો અવાજ થયો ત્યારે હું એવું સમજેલો કે લશ્કરવાળા ક્યાંક નજીકમાં નિશાનબાજીની પ્રૅક્ટિસ કરે છે. પછી ખબર પડી કે એ તો બૉમ્બ ફૂટયો હતો. લોકો મને જણાવે છે કે તમે માર્યા જાત પણ ઈશ્વરની કૃપાથી બચી ગયા. પરંતુ મારી

બહાદુરી તો ત્યારે કહેવાય કે મારી સામે બૉમ્બ ફાટે છતાં હું ડરું નહીં અને તમે જોઈ શકો કે બૉમ્બથી મરવા છતાં છેવટે પણ હું હસતો જ રહ્યો. આજે તો હું એવા વખાણને લાયક નથી. જે ભાઈએ આ કામ કર્યું તેના તરફ તમારામાંથી કોઈએ અગર બીજા કોઈએયે નફરત અથવા તિરસ્કાર ન રાખવો. તેણે બિચારાએ મારે વિષે એવું માની લીધું હશે કે આ હિંદુ ધર્મનો વેરી છે. ગીતાના ચોથા અધ્યાયમાં ભગવાને નથી કહ્યું કે જ્યાં જ્યાં દુષ્ટો ધર્મને નુકસાન કરે છે ત્યાં તેમને મારવાને માટે હું કોઈક ને કોઈકને મોકલી આપું છું? બૉમ્બ નાખનાર ભાઈએ પોલીસને બહાદુરીથી જવાબો આપ્યા. આપણે સૌ ઈશ્વરને પ્રાર્થના કરીએ કે એ ભાઈને સન્મતિ આપે. આપણે સૌ સમજી લઈએ કે જેને આપણે દુષ્ટ માનતા હોઈએ તે ખરેખર દુષ્ટ હોય તોયે તેની ખબર લેવાવાળો ઈશ્વર છે.

બૉમ્બ નાખનાર એ જુવાન દિલ્હીની કોઈ મસીદમાં ઘણુંખરું મુકામ કરીને રહેતો હતો. તેને ઊતરવાની કે રહેવાની જગા ન મળી તો તેને માટે તે સરકારનો વાંક કાઢે. પણ પોલીસનું અથવા કોઈનુંયે તે કહ્યું ન માને એ ઠીક ન કહેવાય.

## હિંદુ ધર્મની કુસેવા

પરંતુ આ રીતે હિંદુ ધર્મ બચી નહીં શકે. મારા બચપણથી હું હિંદુ ધર્મ વિષે વાંચતો આવ્યો છું ને શીખતો આવ્યો છું. હું બહુ નાનો હતો ને અંધારામાં જતાં બીતો ત્યારે મારી દાઈ મને કહેતી કે ડરે છે શા સારુ? રામનું નામ લે. ત્યાર બાદ ખ્રિસ્તી, મુસલમાન, પારસી વગેરે બધા ધર્મના લોકોના સંસર્ગમાં હું આવ્યો. પરંતુ આજે પણ હું બચપણમાં જેવો હતો તેવો જ રહ્યો છું. મારે હાથે હિંદુ ધર્મનું રક્ષણ થવાનું હશે તો ઈશ્વર તેનું નિમિત્ત મને બનાવશે.

## બૉમ્બ ફેંકનાર દયાને પાત્ર

કેટલાક શીખ ભાઈઓ આવીને મને કહી ગયા કે આ કામમાં કોઈ શીખ સામેલ હોય એવું અમે માનતા નથી. પણ એ ભાઈ શીખ હોત તોયે શું? અને હિંદુ અગર મુસલમાન હોય તોયે શું? ઈશ્વર

એનું ભલું કરો એટલી જ મારી પ્રાર્થના છે. પોલીસના સૌથી વડા અમલદાર ઇન્સ્પેક્ટર-જનરલને પણ મેં કહ્યું છે કે એને કોઈ સતાવે નહીં એટલું જોજો. એનું દિલ જીતવાની કોશિશ કરાવજો. એને છોડી મૂકવાનું મારાથી કહેવાય નહીં. એ ભાઈ એટલું સમજે ને કબૂલ કરે કે મારા કામથી મેં હિંદુ ધર્મનો, હિંદુસ્તાનનો, મુસલમાનોનો અને આખી દુનિયાનો ગુનો કર્યો છે તો તેના પર કોઈ ગુસ્સો ન કરશો, તેની દયા ખાજો. તમને એમ થતું હોય કે આ બુઢ્ઢાનો ઉપવાસ તો નકામો હતો પણ એને મરવા કેમ દેવાય? એવું કલંક કોણ વહોરે? તો એ બૉમ્બ ફેંકનાર જુવાન નહીં પણ આવું માનનારાં તમે સૌ ગુનેગાર છો. આવી જાતની લાગણી તમારા સૌના દિલમાં નહીં હોય તો એનું દિલ આપોઆપ પલટાયા વિના રહેવાનું નથી. એનું કારણ એ કે દુનિયામાં પાપને કોઈ આધાર નથી, તે પોતાની મેળે નભી શકતું નથી. કોઈક ને કોઈક માણસની મદદથી જ તે ટકી શકે. એકલો ઈશ્વર અને તેના ભક્તો જ ખુદ પોતાને આધારે આ જગતમાં ટકવાને સમર્થ છે. આ સત્યને આધારે તો આપણે હિંદીઓએ અસહકાર શરૂ કરેલો. એ જ રીતે આવી બાબતોમાં પણ અહિંસાત્મક અસહકાર યોગ્ય થાય.

તમે બધાં અહીં ભગવાનનું નામ લેવાને એકઠાં મળો છો. આપણું નામરટણ ચાલતું હોય, પોલીસવાળા કે કોઈ આપણી મદદમાં ન આવે, ગોળીઓ છૂટતી હોય છતાં હું સ્વસ્થ રહું, રામનામ લેતો રહું ને તમારા સૌની પાસે લેવડાવતો રહું એવી શક્તિ ઈશ્વર મને આપે તો હું ધન્યવાદને લાયક ઠરું ખરો.

ગઈ કાલે બૉમ્બ ફેંકનાર ભાઈને પકડાવી દેવામાં એક અભણ બહેને હિંમત બતાવી હતી. આ વાત જાણીને હું રાજી થયો. હું માનું છું કે કોઈ ગરીબ હોય અગર અભણ હોય, અથવા ભણેલોગણેલો હોય પણ તેનું મન સાફ હોય તો બધું છે; મન ચંગા તો કથરોટમેં ગંગા. ગમે તેમ હો, મારા પર તો સૌ કોઈએ પ્રેમ જ વરસાવ્યો છે.

## ભાવલપુર અને સિંધ

ભાવલપુરના ભાઈઓ લખે છે કે અમને અહીંથી જલદી કાઢો નહીં તો અમારું મોત છે. મારી એમને સલાહ છે કે ગભરા ન થશો.

ત્યાંના નવાબસાહેબનો આજે જ મારા પર તાર છે કે પોતે બધી મહેનત કરશે. આ વાત હું ભૂલી ગયો નથી. મુંબઈમાં પડેલા સિંધી શીખ ભાઈઓ તરફથી પણ એક તાર છે. તેમાં જણાવ્યું છે કે સિંધમાં પંદર હજાર શીખો છે. તેમાંના થોડાને મારી નાખ્યા છે. એ પંદર હજાર આમતેમ વેરાયેલા પડ્યા છે. એમના જાન અને એમની આબરૂ હવે સલામત નથી. એમને ત્યાંથી બોલાવી લેવાની કોશિશ થવી જોઈએ, જરૂર પડે તો વિમાનોમાં તેમને ઉપાડી લાવવાનો બંદોબસ્ત થવો જોઈએ. એ ભાઈઓને અહીંથી હું જે કહીશ તે વહેલું પહોંચશે. તાર એટલા વહેલા નથી પહોંચતા. પંદર હજાર શીખો માર્યા જાય અગર તેમના જાન કે આબરૂ પર હુમલો થાય તે હું નહીં સાંખી લઉં. એક માણસથી જેટલું બને તેટલું એમને માટે કર્યા વિના હું રહેવાનો નથી. ઉપરાંત, પંડિત નેહરુ તો આવી બધી બાબતો પર ધ્યાન રાખે જ છે. સિંધ અને પાકિસ્તાનની સરકારને હું જણાવવા ચાહું છું કે શીખોને તમે ખાતરી આપો કે જ્યાં સુધી તમારે અહીં રહેવાનું છે ત્યાં સુધી તમને કોઈ જાતનું જોખમ નથી. બન્ને સરકારો આવી જાતની ખાતરી આપવાની સ્થિતિમાં ન હોય તો બધા શીખોને એક સ્થળે એકઠા કરે અથવા પૂરતા રક્ષણની જોગવાઈ કરી અહીં મોકલી દે. શીખ પ્રજા બહાદુર છે. એમની આબરૂ પર હુમલો કરવાની કોની તાકાત છે? એટલે શીખ ભાઈઓ ધીરજ રાખે. ત્યાંની સ્થિતિ જોવાને થોડા પારસી ભાઈઓને આજે જ મેં ત્યાં મોકલ્યા છે.

## ખોટી સરખામણી

એક ભાઈ પોતાના કાગળમાં મને લખે છે કે ૧૯૪૨ની સાલમાં તમે જેલમાં હતા ત્યારે અમે લોકોએ થોડાં હિંસાના કામો કરેલાં. ઉપવાસમાં કર્મધર્મ સંજોગે તમારો દેહ પડશે તો દેશમાં એવી હિંસા ફાટી નીકળશે જે જોઈને તમારો ઈશ્વર પણ કકળી ઊઠશે. એ રીતે તમારો ઉપવાસ હિંસાનું કારણ બની હિંસક ઠરશે. માટે તમારો ઉપવાસ તમે છોડી દો. લખનારે આ બધી વાતો પ્રેમથી લખી છે. અલબત્ત, તેમાં અજ્ઞાન પણ છે. ૧૯૪૨ની સાલમાં મારા જેલમાં

ગયા પછી હિંસાનાં કામો થયેલાં એ વાત સાચી છે. તેમાંથી જ આજે આપણે જે બધું જોઈએ છીએ તે પરિણામ આવ્યું છે. તે વખતે આખું હિંદ અહિંસક રહ્યું હોત તો તેની આજે થઈ છે તેવી દશા કદી ન થાત. મારા મરવાથી બધા અંદર અંદર લડવા મંડી પડે તો શું થાય એનો વિચાર પણ મેં કરી રાખ્યો હતો. મેં વિચાર્યું હતું કે બચાવવો હશે તો ઈશ્વર મને બચાવી લેશે. અહિંસાથી ભરેલો માણસ મરશે તો તેનું ફળ પણ સારું જ આવશે. પરંતુ ભગવાન કૃષ્ણના મરણ બાદ યાદવો વધારે ભલા યા વધારે પવિત્ર ક્યાં થયા હતા? બધાયે અંદર અંદર કપાઈ મૂઆ. એવું થશે તોયે તેનો બળાપો મારે કરવાનો ન હોય. ભગવાને ધાર્યું હશે કે આને મરવા દેવો છે તો તેમ થયા વિના થોડું જ રહેવાનું હતું? અને યાદવો જેવી સ્થિતિ થાય તોયે ભલે થતી. હું તો ગરીબ માણસ છું. મારી કશી વિસાત નથી. તો મારા મરવાથી લડી મરવાનું શું? પરંતુ ઈશ્વર વિસાત વગરના ગરીબ માણસનેયે નિમિત્ત બનાવી પોતે જે ધારે તે કરવાને સમર્થ છે. કહે છે કે હવે અહીં દિલ્હીના હિંદુમુસલમાન લડવાના નથી; મુસલમાન સ્ત્રીઓ પણ શહેરમાં ઘરની બહાર નીકળવા લાગી છે. આથી મને આનંદ છે. મારું તો સૌને એટલું જ કહેવાનું છે કે તમારાં દિલને ભગવાનનું મંદિર બનાવો.

## ૧૩૨

૨૨-૧-'૪૮

તમે સૌ જોઈ શકો છો કે ધીરે ધીરે ઈશ્વર તરફથી મારા શરીરમાં શક્તિ આવવા લાગી છે. મને ઉમેદ છે કે જલદીથી હું પહેલાં જેવો થઈ જઈશ; પણ આખરે એ બધું ઈશ્વરના હાથમાં છે.

### પંડિત નેહરુનો દાખલો

એક ભાઈ લખીને સવાલ ઉઠાવે છે કે જવાહરલાલજી, બીજા પ્રધાનો અને લશ્કરી અમલદારો વગેરે બધા પોતપોતાનાં ઘરોમાંથી શરણાર્થીઓને રહેવાને થોડી થોડી જગા કાઢી આપે તેથી કેટલાક લોકોની જોગવાઈ થશે? વળી, વાતો કરવાવાળા ઝાઝા છે ને કામ કરવાવાળા ઓછા છે.

એ ભાઇની વાત સાચી છે. એ રીતે બહુ તો થોડા હજાર શરણાર્થીઓની જોગવાઈ થાય એટલે કામ તો બહુ મોટું નથી થતું પણ એ કામ કરવાવાળા એક દાખલો બેસાડશે. વિલાયતનો રાજા જરા સરખો ત્યાગ કરે છે, એક જ પ્યાલી શરાબની પીવાની ઓછી કરે છે તોયે તેમની ખૂબ કદર કરવામાં આવે છે ને ભારે પ્રશંસા થાય છે. હરેક સુધરેલા દેશમાં એવું જ બને છે. એની બધા દુ:ખી લોકો પર સારી અસર થાય છે. અને બીજા લોકો પણ એમની માફક ચાલશે તો મકાનો વગેરે બાંધનારા લોકોને સમાધાન મળશે. પણ એનું પરિણામ એવું આવે કે બીજાં સ્થળો પરથીયે લોકો દિલ્હી આવવા લાગે, તો કામ વણસી જશે. લોકોને થશે કે દિલ્હીમાં અમારો કંઈક ભાવ પુછાય છે ખરો.

### ગરીબીથી શરમાવાનું શું?

બીજી એક મુશ્કેલી જુદી તરેહની છે. લોકો કહે છે કે પહેલાં કૉંગ્રેસને એક લાખ રૂપિયાની રકમ એકઠી કરવામાં પણ મહેનત પડતી હતી. લોકો આપતા ખરા પણ આપણે ભિખારી હતા. આજે

કરોડો રૂપિયા આપણા હાથમાં આવી પડયા છે. એથી વધારે બીજા કરોડો ઉઘરાવી લેવાની શક્તિ પણ છે. લોકો કહે છે કે પૈસો એકઠો કરવાની તાકાત આવી તો ભલે આવી પણ ખર્ચ તો અંગ્રેજોના જમાનામાં જેવો ચાલતો હતો તેવો જ ચાલે છે. જેને જેટલા પૈસા ઉડાવવા હોય તેટલા ઉડાવે છે. પણ સમજથી રહેવામાં શું નુકસાન છે? એની અસર દેશની બહાર પણ થશે. ખર્ચ કરનારા લોકોએ વિચારવું જોઈએ કે પૈસો શોખને ખાતર ખરચવાનો ન હોય, કામને માટે ખરચવાનો હોય. આપણે એવો વિચાર કરતા હોઈએ કે આવી બાબતોમાં આપણે વિલાયત સાથે હરીફાઈ કરવી છે તો તેવું કરવામાંથી આજે આપણને અટકાવનારું કોઈ નથી, પણ આપણે યાદ રાખીએ કે ત્યાં એક માણસની જેટલી આવક હોય છે તેના કરતાં આપણે ત્યાં ઘણી ઓછી છે. આપણા જેવો ગરીબ દેશ પૈસા ખરચવાની બાબતમાં બીજા દેશોની સાથે હરીફાઈ માંડે તો તેનો મરો જ થાય. બીજા દેશોમાં જનારા આપણા પ્રતિનિધિઓએ પણ આ વાત સમજી લેવી જોઈએ. આ વાતમાં અમેરિકા સાથે હરીફાઈ કરવાની વાત છોડી દેવી જોઈએ. ખાવામાં, પીવામાં અને પાર્ટીઓ આપવામાં કૉંગ્રેસવાળા દાવો રાખતા હતા કે અમારું રાજ થશે પછી આપણી રીતરસમો બદલી નાખીશું એ બધું તેમણે યાદ કરવું જોઈએ. આપણા ત્યાગની ભાવનાવાળા કૉંગ્રેસવાળાઓ આવી ગફલત કરે તો ખેદની વાત થાય.

વળી કૉંગ્રેસવાળા સરકારી નોકરી કરે છે તેમાં એ નોકરી કરનારા આટલો પગાર લે છે તો અમને પણ સરકારી નોકરીમાં વધારે પગાર મળવો જોઈએ એમ કહે છે. સરદાર પટેલને રૂપિયા પંદરસો મળે તો અમને પાંચસો મળે કે નહીં? પણ આ હિંદુસ્તાનમાં રહેવાના ઢંગ નથી. જ્યાં હરેક માણસ આત્મશુદ્ધિનો પ્રયાસ કરે છે ત્યાં આવું બધું વિચારવાનું હોય? પૈસાથી કોઈની કિંમત વધતી નથી.

## ફરી ગ્વાલિયર

ગ્વાલિયર રાજ્યના એક ગામમાં મુસલમાનોને જે વીત્યું હતું તેની માહિતીના તારની વાત મેં તમારી આગળ કરી હતી. ત્યાંના

એક કાર્યકર્તાએ મને કહ્યું કે તમને એક ખુશખબર આપવાને આવ્યો છું. ગ્વાલિયરના મહારાજાએ રાજ્યની સત્તા પ્રજાને સોંપી દીધી છે. પોતાની પાસે જે થોડી રાખી છે તેમાં પણ પ્રજાની વધુમતીથી નિર્ણય થશે. એમણે વધારામાં મને કહ્યું કે લોકોને જે સત્તા મળવી જોઈએ તે મળી એ સાંભળી તમે રાજી થશો. રાજી તો થાઉં પણ પ્રજામંડળવાળાઓમાં ભેદભાવ પેસી જાય, એ લોકો મુસલમાનોને હાંકી કાઢવા તૈયાર થાય તો તેમાં મારે રાજી થવાનું શું? પણ તમે જો કહો કે ભેદભાવ નહીં થાય, શું હિંદુ કે શું મુસલમાન, શું પારસી કે શું ખ્રિસ્તી, કોઈનીયે સાથે વેર નહીં રહે તો એ મારું કામ થયું ગણાય. એમાં તો મારા આશીર્વાદ અને ધન્યવાદ હોય જ. મહારાજાએ પ્રજાના સેવક બનીને રહેવું જોઈએ. આજના આત્મશુદ્ધિના યજ્ઞમાં રાજા ને પ્રજા સૌએ સરખી રીતે ફાળો આપવાનો છે. એવી રીતે જ આપણે આખી દુનિયાની સામે ઊંચું માથું રાખીને જોઈ શકીશું. આપણે દુનિયાની ચાલ સુધારવી હોય અને તેને ઉગારી લેવી હોય તો એ વિના બીજો રસ્તો નથી.

## ૧૩૩

૨૩-૧-’૪૮

### નેતાજીનો જન્મદિવસ

આજે તમને સૌને કહેવા જેવી ઘણી બાબતો પડી છે. જેટલી કહેવાશે તેટલી તમને કહીશ.

આજે સુભાષબાબુની જન્મતિથિ છે. મેં આજ પહેલાં જણાવેલું છે કે કોઈનીયે જન્મતિથિ અગર મૃત્યુતિથિ હું યાદ રાખતો નથી. મને એવી ટેવ નથી. સુભાષબાબુની જન્મતિથિની મને આજે યાદ આપવામાં આવી તેથી હું રાજી થયો. એમ આનંદ થયો તેનું પણ એક ખાસ કારણ છે. સુભાષબાબુ હિંસાના પૂજારી હતા. હું અહિંસાનો

ભક્ત છું. પરંતુ તેથી શું થયું? હું તો ગુણની કિંમત કરવાવાળો છું. તુલસીદાસજીએ નથી કહ્યું કે

संतहंस गुण ग्रहीहिं पय परिहरि वारिविकार?

હંસ જેમ પાણીને છોડી દઈ દૂધ પી જાય છે તેવું જ આપણે કરવું જોઈએ. માણસમાં ગુણ ને દોષ બન્ને ભરેલા હોય છે. પરંતુ આપણે તેમાંથી ગુણો જ ગ્રહણ કરવા જોઈએ અને દોષને ભૂલી જવા જોઈએ. સુભાષબાબુ ભારે દેશદાઝવાળા હતા. દેશને ખાતર એમણે પોતાની જિંદગીનો જુગાર ખેલી લીધો. કામ પણ કરી બતાવ્યું. મોટી સેનાના સેનાપતિ બન્યા. એમના લશ્કરમાં હિંદુ, મુસલમાન, પારસી, શીખ એમ બધીયે કોમોનાં માણસો હતાં. બધાં માણસો બંગાળી હતાં એવું પણ નહોતું. એ માણસોમાં ન્યાતજાતના ભેદ નહોતા, રંગભેદ નહોતો, પ્રાંતિક ભેદો પણ નહોતા. પોતે સેનાપતિ હતા તેથી જાતે વધારે સગવડો ભોગવવી એવું પણ એમનામાં નહોતું.

એક વાર એક મોટા વકીલ સજ્જને મને પૂછયું હતું કે હિંદુ ધર્મની વ્યાખ્યા શી? મેં તેમને જવાબમાં કહેલું કે હિંદુ ધર્મની વ્યાખ્યા હું નથી જાણતો. હું કયાં તમારા જેવો વકીલ છું? મારા પોતાના હિંદુ ધર્મની વ્યાખ્યા જોકે કરી શકું. એ વ્યાખ્યા એવી છે કે જે સર્વ ધર્મોને સરખા ગણે તે ધર્મ હિંદુ. સુભાષબાબુએ એવો ધર્મ પાળ્યો. તેમણે સૌનું મન હરણ કરી પોતાનું કામ પાર પાડયું એ વાત આપણે સૌએ યાદ રાખવી જોઈએ.

### સાવધ રહેવાની જરૂર

હવે બીજી વાત. ગ્વાલિયરથી ખબર આવી છે કે રતલામથી એક ગામની તકરારની બાબતમાં તમને જે સમાચાર મળ્યા તે તદ્દન સાચા નથી. એ ગામમાં કંઈક ટંટો થયેલો એ વાત સાચી પણ એ અંદર-અંદરની તકરાર હતી ને તેમાં હિંદુમુસલમાન વચ્ચેના કોઈ બખેડાની વાત નહોતી. આથી મને ઘણો આનંદ થાય છે. આ પરથી મુસલમાન ભાઈઓને હું સાવધ કરવા માગું છું. હું મારી પાસે જે વાત આવે છે તે જનતાની આગળ મૂકી દઉં છું. પરંતુ તમે લોકો આવી બનાવટી

વાતો કરશો તો બધા લોકોના દિલમાં તમારે વિષે ગેરસમજ પેદા થશે. તેથી કોઈ પણ વાતને વધારીને ન કહેશો. પોતાની ભૂલ મોટી કરીને જણાવો. બીજાઓની નાની કરીને કહો. એ રીતે જ આપણે આત્મશુદ્ધિના નિયમનું પાલન કરીશું.

## મૈસૂર, જૂનાગઢ અને મેરઠ

મૈસૂરથી તાર આવ્યો છે તેમાં જણાવ્યું છે કે તમે જે વ્રત (ઉપવાસનું) કર્યું તેની મૈસૂરની જનતા પર કશી અસર નથી થઈ. ત્યાં તોફાન થયું છે. મૈસૂરના હિંદુમુસલમાનોને હું જાણું છું. જેમના હાથમાં આજે ત્યાં રાજસત્તા છે તે બધાને પણ હું ઓળખું છું. મેં મૈસૂર સરકારને લખી જણાવ્યું છે કે તમારે ત્યાં જે બન્યું હોય તે ચોખ્ખેચોખ્ખું દુનિયાની આગળ જાહેર કરજો.

જૂનાગઢથી મુસલમાન ભાઈઓનો તાર આવ્યો છે. તે લોકો જણાવે છે કે જ્યારથી રિજિયનલ કમિશનર અને સરદારના હાથમાં જૂનાગઢનો વહીવટ આવ્યો છે ત્યારથી અહીં અમને ન્યાય મળવા લાગ્યો છે. હવે કોઈ અમારી જૂનાગઢની વસ્તીમાં ફૂટ નહીં પડાવી શકે. આ વાત જાણી હું ઘણો રાજી થયો છું.

મેરઠથી પણ એક તાર મળ્યો છે. તેમાં લખ્યું છે કે તમારા ઉપવાસનું સારું ફળ આવતું જાય છે. અહીંના જે રાષ્ટ્રવાદી મુસલમાનો છે તેમના પર અમને કોઈ પ્રકારનો તિરસ્કાર નથી. પણ લીગી મુસલમાનો હવે સીધા થઈ ગયા છે અથવા થવા લાગ્યા છે એવું માની લેશો તો તમારે આખરે પસ્તાવાનું થશે. તમારી અહિંસાની વાત આમ સારી છે પણ રાજકાજમાં તે કશું કામ આપે તેવી નથી. આમ છતાં અમે તમને જણાવવા માગીએ છીએ કે આજની જે સરકાર છે તે સારી છે. એમાં કોઈ જાતનો ફેરફાર ન થવો જોઈએ.

સરકારને બદલવાનો સવાલ ક્યાંથી ઊભો થયો તે મારા ધ્યાનમાં આવતું નથી. પણ એવો ફેરફાર જોઈતો હોય તો જેમના હાથમાં આજે રાજવહીવટ છે તેમને કાઢી મૂકવાનું તમારા પોતાના હાથમાં છે. હું માત્ર એટલું જાણું છું કે એ લોકો વિના આજે આપણું કામ ચાલે તેવું નથી.

## દેશદ્રોહીઓ સાથે કેમ કામ લેવું?

આજે કહેવું કે રાજકાજમાં અહિંસા કામ ન આપે એ નકામી વાત છે. આજે આપણે કરી રહ્યા છીએ તે હિંસાનું કામ છે. પરંતુ એ ચાલી શકે તેવું નથી. મેરઠના મુસલમાનોએ સ્વરાજની લડતમાં પૂરતો ફાળો આપ્યો છે. આજનું આપણું રાજકાજ અવિશ્વાસથી કદી ચાલે એવું નથી. એથી મુસલમાનો પર વિશ્વાસ રાખીને જ આપણે ચાલવું પડશે. આપણે નિશ્ચય કરી લીધો હોય કે ભાઈ ભાઈની જેમ રહેવું છે તો પછી આપણે ખામૂખા લીગી હોય તોપણ કોઈ મુસલમાન પર અવિશ્વાસ નહીં રાખીએ. મુસલમાનો કહે કે હિંદુ ને શીખ બદમાશ છે તો એ નકામી વાત છે. એ જ રીતે એકેએક લીગીને માટે એવું જ માની લેવું બરાબર નથી. કોઈ લીગવાદી મુસલમાન અથવા બીજો કોઈ પણ માણસ કંઈ ખોટું કામ કરતો હોય તો તમે તેની માહિતી સરકારને પહોંચાડો. આવી બધી બાબતોમાં આપણો ધર્મ શો હોય તે મેં તમને સૌને બતાવેલું છે. તે એ જ કે ન્યાય કરવાનું કામ સરકારને સોંપી દો. તમારા પોતાના હાથમાં કાનૂનનો અમલ કરવાનું ન લઈ લો. એ જંગલી કામ છે.

મારા પર અનેક તારો આવે છે, તે બધાનો જવાબ આપવાનું મારાથી બને તેવું નથી. તેથી આ પ્રાર્થના સભા દ્વારા હું સૌનો આભાર માનું છું. એ તારમાં મોકલવામાં આવેલા આશીર્વાદ સફળ થાઓ.

## ૧૩૪

૨૪-૧-'૪૮

મેં પહેલાં તમને સૌને વિનંતિ કરી છે કે પ્રાર્થનાને વખતે સૌએ શાન્ત રહેવું જોઈએ. પણ આજે પ્રાર્થના ચાલતી હતી તે દરમિયાન નાનાં બાળકો રોતાં હતાં અને બહેનો અંદર અંદર વાતો કરી ગડબડ કરતી હતી. હજી અત્યારે પણ એ ઘોંઘાટ ચાલુ છે. જે બહેનો બચ્ચાંઓને છાનાં નથી રાખી શકતી તેમણે તેમને દૂર લઈ જઈ થોભવું જોઈએ.

### કેદીઓ ને ભગાડી લઈ જવામાં આવેલી સ્ત્રીઓની અદલાબદલી

મારા પર આવેલા એક તારને વિષે મારે તમને ગઈ કાલે જ વાત કરવી હતી. તાર લાંબો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે પશ્ચિમ પંજાબમાં જે હિંદુ તેમ જ શીખ અને પૂર્વ પંજાબમાં જે મુસલમાન કેદીઓ છે તેમની અદલાબદલી કરવી એવી મતલબની સમજૂતી બંને રાજ્યોની સરકારો વચ્ચે થઈ ચૂકી છે. વળી સમજૂતીમાં નક્કી થયું છે કે બંને બાજુ પરથી ભગાડી લઈ જવામાં આવેલી સ્ત્રીઓની પણ એવી જ રીતે અદલાબદલી કરવી. પણ એ સમજૂતીનો અમલ થોડો વખત ચાલુ રહ્યા પછી હમણાંનો અટકી પડ્યો છે. આના કારણમાં જણાવવામાં આવે છે કે પૂર્વ પંજાબમાં જેટલાં દેશી રજવાડાં છે તેમાંના બધા કેદીઓ પણ બીજા કેદીઓની સાથે જ પાછા મળવા જોઈએ એવો આગ્રહ પશ્ચિમ પંજાબની સરકારે રાખવો શરૂ કર્યો છે. પૂર્વ પંજાબની સરકાર કહે છે કે અદલાબદલીની સમજૂતી થઈ તે વખતે દેશી રજવાડાંના કેદીઓનો સવાલ રજૂ થયો નહોતો. હવે આજની ઘડીએ પશ્ચિમ પંજાબની સરકાર એક નવી શરત ઘુસાડી દેવા માગે છે. આ વાત સાચી હોય તો બરાબર નથી. હું પોતે કહીશ કે પશ્ચિમ પંજાબનાં દેશી રાજ્યોમાં ભલે થોડા જ

હિંદુ કેદી હોય તેથી આપણે શું? પશ્ચિમ પંજાબમાંથી દશ કન્યાઓને પાછી સોંપવામાં આવે તો બદલામાં પૂર્વ પંજાબમાંથી પણ માત્ર દશ જ સોંપવી ને અગિયારમી ન સોંપવી એવું કરવું મારી નજરે વાજબી નથી. પૂર્વ પંજાબમાં જેટલી છોકરીઓને ઘેરી રાખવામાં આવી હોય, જે પુરુષો રહી ગયા હોય અથવા બીજા કેદીઓ હોય તે બધાંય એકેએકને પાછાં સોંપી દેવાં જોઈએ. વધારામાં આ બધું શરતો મૂકયા વિના થવું જોઈએ. પરંતુ આવો સીધો રસ્તો લેવાનું આપણને સૂઝતું નથી કેમ કે આપણા દિલમાં વૈમનસ્યની લાગણી ઘર કરી ગઈ છે. પશ્ચિમ પંજાબવાળાઓને પણ હું એ જ કહેવા માગું છું કે ક્યાંકથી વધારે છોકરીઓને ભગાડી લઈ જવામાં આવી હોય કે કયાંકથી ઓછીને, કયાંક વધારે કેદીઓ રાખવામાં આવ્યા હોય ને બીજે ક્યાંક ઓછા, પણ એ બધાંને પાછા સોંપી દેવાના ઇરાદામાં તો કંઈ ઓછા-વત્તાનો સવાલ નહોતો. તેથી ગણતરી કર્યા વિના આપણે બધાંયને છોડી મૂકીએ. કોઈ એક છોકરીને ભગાડી ગયા ને બીજા સોને ભગાડી ગયા; બંને સરખી ભૂલો છે. આજે આપણે બધા જ બગડી ગયા છીએ. ખોટાં કામો કરવામાં પણ હરીફાઈ ને ચડસાચડસી? નસાડી લઈ જવામાં આવેલી સ્ત્રીઓ અને કેદીઓની અદલાબદલીનું જે કામ ચાલે છે તેમાં જરાયે અટકવાપણું ન હોય. બંને બાજુ પર મિત્રભાવે કામ ચાલે તો આપણો રસ્તો સાફ થાય. બન્ને બાજુવાળાને હું કહેવા માગું છું કે હવે આપણે જે બધું બની ગયું તે ભૂલી જઈ ચાલવાનું છે. આપણે સૌએ આપણી જે ફરજ હોય તે અદા કરવાની છે. આપણે માનતા હોઈએ કે હવે આપણે ઝઘડો કરવો નથી અને આપણે પૂરી આત્મશુદ્ધિ કરી હોય તો આપણી વચ્ચે આવા સવાલો ઊઠે જ નહીં.

મારી પાસે એવી ફરિયાદ આવ્યા કરે છે કે પશ્ચિમ પંજાબમાં જે લોકો સ્ત્રીઓને ઉઠાવી લઈ ગયા છે તે લોકો જેટલી સંખ્યામાં તેમને પાછી મોકલવી જોઈએ તેટલી સંખ્યામાં પાછી સોંપતા નથી. આ વાત હું પૂરેપૂરી જાણતો નથી. પણ મારી પાસે આવતી ફરિયાદ સાચી હોય તો એ શરમની વાત કહેવાય. એવું જ પૂર્વ પંજાબને વિષે પણ કહી શકાય. એ લોકો મોઢે એક વાત કહેતા હોય ને કામ બીજું

કરતા હોય તો એ બરાબર નથી. આમાં સુધારો થવો જોઈએ. અને સુધારો નહીં થાય તો ભાવી ઇતિહાસકારો કહેશે કે મેં જે ઉપવાસ કર્યો તેને છોડવાને અંગેની શરતોના કેવળ શબ્દોનું પાલન દિલ્હીના લોકોએ કર્યું પણ તેના મર્મનું પાલન ન થયું.

હજી સભામાં બહેનો બહુ વાતો કરે છે. એ રીતે મારું કામ આગળ નહીં ચાલે. રોજ પ્રાર્થનામાં આવનારી બહેનો આવી રીતે વર્તે એ બરાબર નથી. શાન્તિ રાખવાનું હું ક્યાં સુધી કહ્યા કરું? તમે સૌ શાન્ત રહો તો મારે કહેવાનું ઘણું છે. પણ આજે હવે એ બને એવું નથી રહ્યું.

## ૧૩૫

૨૫-૧-'૪૮

### દિલ્હીમાં પૂરેપૂરી શાન્તિ

હવે અમારી વચ્ચે હૃદયની સમજૂતી થઈ ગઈ છે એવું લોકો આવીને મને કહે છે. હું મુસલમાનોને એ બાબતમાં પૂછતો રહું છું ને હિંદુઓને પણ પૂછતો રહું છું. બધાયે એકની એક જ વાત કરે છે કે હવે અમે સમજી ગયા છીએ કે અંદર અંદર લડ્યા કરીશું તો અમારું કામ થનાર નથી. તેથી હવે તમારે બેફિકર રહેવું. આ સભામાં કેટલા મુસલમાનો છે એવું મારે પૂછવું નથી પણ સૌને ભાઈ ભાઈ બનીને રહેવાને હું જરૂર કહીશ. તમારામાંથી સૌ કોઈ કોઈ ને કોઈ મુસલમાનને દોસ્ત બનાવો, અથવા જોઈએ તો એમ કરો કે જે કોઈ મુસલમાન પહેલો તમારી સામે આવે તેને તમારો મિત્ર માની લો ને તેને કહો કે ચાલો અહીં પણે જઈ આપણે નિરાંતે બેસીએ. અહીં હવે કોઈને કોઈના પર તિરસ્કાર યા નફરત નથી. બે દિવસથી તો અહીં ઘણી મોટી સંખ્યામાં ભાઈબહેનો આવે છે. હવે તમે સૌ તમારી સાથે એક એક મુસલમાનને લાવવાનું રાખો તો ભારે કામ થઈ જાય. એથી આપણે એવું બતાવી શકીશું કે આપણે ભાઈ ભાઈ છીએ.

## મરોલીમાં ઓરસનો મેળો

મરોલીમાં જે દરગા છે ત્યાં આવતી કાલથી ઓરસ ભરાશે. આમ તો એ મેળો દર વરસે ભરાય છે. પરંતુ ચાલુ વરસે આપણે દરગાને તોડી નાખી હતી, બગાડી હતી. પથ્થરની સુંદર કોતરકામવાળી જાળી હતી તેને પણ તોડી નાખી હતી. હવે કંઈક સમારકામ થયું છે. એટલે હવે પહેલાં જેવો ઓરસ થતો તેવો થશે. એ મેળામાં કેટલા મુસલમાનો એકઠા મળે છે તેની મને ખબર નથી. પણ એટલી મને ખબર છે કે દરગામાં મુસલમાનો મોટી સંખ્યામાં જતા ને હિંદુ પણ જતા. હું આશા રાખું છું કે આ વખતે પણ શાન્તિથી અને સાચી લાગણીથી તમે સૌ હિંદુ ત્યાં જશો. અને જશો તો બહુ સારું થશે. કેટલા હિંદુ ગયા ને કેટલા ન ગયા એની ખબર તો મને મળશે જ. પણ ત્યાં જનારા સૌ હિંદુને મારી ભલામણ છે કે ત્યાં જઈ મુસલમાનોની ઠેકડી ન કરશો અથવા તેમની નિંદા ન કરશો. પોલીસવાળા ત્યાં આવશે ખરા પણ એમની સંખ્યા ઓછી રહેવી જોઈએ. એને બદલે તમે સૌ પોલીસ બની જઈ મેળાનું બધુંયે કામ એવી ખૂબીથી ઉકેલો કે તેની અસર દુનિયાભરમાં થાય. તમે બધા દુનિયાભરમાં મશહૂર થઈ ગયા એટલી વાત તો બની ચૂકી. છાપાંઓમાં તમારી વાતો આવે છે, મારા પર દુનિયાના દરેક ભાગમાંથી કાગળો ને તારો આવે છે. ચીનથી, એશિયાના હરેક ભાગમાંથી, અમેરિકાથી અને યુરોપથી મારા પર કાગળો ને તારો આવ્યા છે. દુનિયાનો કોઈ પણ ભાગ એમાંથી બાકી રહ્યો નથી અને સૌ કોઈ કહે છે કે આ બહુ ભારે કામ થયું. અમે તો બધા માનતા હતા કે અંગ્રેજો તો ત્યાંથી ગયા. હવે હિંદમાં જે બધા રહ્યા છે તે અણઘડ માણસો છે અને પોતાનું રાજ કેમ સંભાળવું તે જાણતા નથી. એ બધા અંદર અંદર લડે છે ને બીજું કશું સમજતા નથી. પંદરમી ઑગસ્ટને દિવસે આપણે આપણી સ્વતંત્રતા તો લીધી. આપણે મન સાથે રાજી થતા હતા કે સ્વતંત્રતાની લડતમાં આપણે તરવારથી નથી લડ્યા, શાન્તિથી આપણી લડાઈ લડ્યા છીએ. આપણે આપણી શક્તિ મુજબ લડ્યા ને ફળરૂપે સ્વતંત્રતાની સિદ્ધિ મેળવી. પંદરમી ઑગસ્ટને દિવસે આવી મહત્ત્વની

ઘટના બની. એ બધી વાતોનું આપણે ગૌરવ લેતા હતા. પણ પછી આપણે એ ઊંચાઈ પરથી હેઠ નીચે ગબડી ગયા. હિંદુ, મુસલમાનો અને શીખો હેવાનિયતનાં કામો કરવા લાગ્યા. પણ હવે મને આશા આવી છે કે એ પાગલપણું થોડા દિવસનું હતું. તમારા સૌનાં દિલ દૃઢ છે ને તેમાં અસલમાં મેલ નથી. મારા ઉપવાસે એ પાગલપણાને તમારા દિલમાંથી દૂર કરવાનું કામ કર્યું છે. મને આશા છે કે આજે થયેલું કામ કાયમનું નીવડશે.

### "હવે મને છોડો"

બીજી ફેબ્રુઆરીને દિવસે મારે વર્ધા જવું છે. રાજેન્દ્રબાબુ પણ મારી સાથે આવનાર છે. ત્યાંથી બને તેટલો વહેલો પાછો ફરવાની હું કોશિશ કરીશ. એક મહિનો હું ત્યાં રોકાવાનો છું એવા જે સમાચાર છાપાંમાં છપાયા છે તે સાચા નથી. પણ વર્ધા જવાનું મારું તો જ બને જો તમે લોકો મને આશીર્વાદ આપો ને કહો કે હવે તમે નિરાંતે જાઓ; અમે અહીં હવે અંદર અંદર લડવાના નથી. ત્યાર પછી મારે પાકિસ્તાનમાં પણ જવું છે. પણ ત્યાં જાઉં તે માટે પાકિસ્તાન સરકારે મને કહેવું જોઈશે કે તમે અહીં આવો ને તમારું કામ ખુશીથી કરો. પાકિસ્તાનના પ્રાંતોમાંથી એક પ્રાંતની સરકાર પણ મને બોલાવે તો હું ત્યાં જવાને તૈયાર છું.

### ભાષાવાર પ્રાંત

કૉંગ્રેસની કારોબારીની સભાઓ જ્યારે જ્યારે મારી હાજરીમાં થાય છે ત્યારે ત્યાં શી શી ચર્ચા થાય છે તે વિષે હું તમને થોડું જણાવું છું. આજે કારોબારીની બીજી બેઠક હતી અને તેમાં ઘણી વાતો થઈ. એ બધી વાતોમાં તો તમને બધાંને રસ નહીં પડે પણ એક વાત તમને જણાવવા જેવી મને લાગે છે. કૉંગ્રેસે આજે વીસ વરસથી ઠરાવ કરી રાખ્યો છે કે દેશની જેટલી મુખ્ય મુખ્ય મોટી મોટી ભાષાઓ છે તેટલા પ્રાન્તો રચવા જોઈએ. કૉંગ્રેસે એવું પણ ઠરાવેલું કે રાજવહીવટ અમારા હાથમાં આવશે તેની સાથે એવા પ્રાંતો અમે રચીશું. આમ તો આજેયે નવ કે દશ પ્રાંતો છે અને તે બધા એક કેન્દ્રના તાબામાં છે. એવી જ રીતે બીજા પ્રાંતો બને ને બધા દિલ્હીના

તાબામાં રહે તો તો કશી હરકત ન આવે. પણ તે બધાયે એક બીજાથી અળગા પડી સ્વતંત્ર થઈ જાય ને એક કેન્દ્રને તાબે ન રહે તો નવા પ્રાંતો રચવાની વાત નકામી બની જાય છે. અલગ અલગ પ્રાંતો રચાઈ જાય પછી તેમનામાંથી મુંબઈને એમ ન થવું જોઈએ કે મહારાષ્ટ્ર સાથે મારે હવે કશી લેવાદેવા નથી, મહારાષ્ટ્રને એમ ન લાગવું જોઈએ કે મારે ને કર્ણાટકને હવે શું? અને કર્ણાટક એવું ન માને કે મારે હવે આંધ્ર સાથે કશું સ્નાનસૂતક નથી. એ રીતે આપણું બધું કામ બગડી જશે. તેથી, બધા પ્રાંતોના લોકો એકબીજાને પોતાના ભાઈ માને. આવી ભાવના રાખી આપણે ભાષાવાર પ્રાંતો બનાવીશું તો તેથી પ્રાંતિક ભાષાઓની પણ પ્રગતિ થશે. એ પ્રાંતોના લોકોને હિંદુસ્તાનીના માધ્યમ દ્વારા કેળવણી આપવાની વાત તદ્દન વાહિયાત છે અને અંગ્રેજીમાં આપવાની વાત તો વળી તેથીયે વધારે વાહિયાત છે.

### સીમા પંચની જરૂર ન હોય

પ્રાંતોની સરહદો મુકરર કરવાને સીમા પંચની વાતો આપણે હવે છોડી દેવી જોઈએ. હરેક પ્રાંતના લોકો પાસેના પ્રાંતોના લોકો સાથે હળીમળી પોતપોતાના પ્રાંતનો નકશો તૈયાર કરે ને પંડિત જવાહરલાલની આગળ મૂકી દે. સરકારની વતી પછી તેઓ તેને મંજૂર કરી દે. સાચું જોતાં એનું નામ સ્વતંત્રતા કહેવાય. આપણે જો આપણા પ્રાંતોની સરહદો નક્કી કરવાનું વડી સરકારને સોંપીએ તો કામ બહુ મુશ્કેલ બની જશે.

## ૧૩૬

૨૬-૧-'૪૮

### સ્વાતંત્ર્ય દિન

આજે જાન્યુઆરી માસની છવ્વીસમી તારીખ હોઈ સ્વાતંત્ર્ય દિન છે. જ્યાં લગી આપણી મુક્તિની લડત ચાલુ હતી અને આઝાદી આપણને મળી નહોતી ત્યાં સુધી એ દિનનો ઉત્સવ પાળવાનું આપણે માટે વાજબી અને જરૂરી હતું. પરંતુ સ્વતંત્રતા આપણા હાથમાં આવી ગઈ છે અને આપણે તેનો સ્વાદ ચાખી લીધો છે ત્યારે હવે આપણને લાગવા માંડ્યું છે કે સ્વતંત્રતાનો આપણો કેવળ ભ્રમ હતો. છતાં આજે તો એ ભ્રમ હતો એ વાત પણ ખોટી પુરવાર થઈ છે. કંઈ નહીં તો મારી પોતાની લાગણી એવી છે.

ત્યારે આજે આપણે શાને માટે અને શાનો ઉત્સવ ઊજવીએ છીએ? આપણો ભ્રમ ખોટો ઠર્યો એનો ઉત્સવ કરવા બેઠા છીએ? પરંતુ આપણા દિલમાં જે એક નવી આશાનો ઉદય થયો છે તેનો ઉત્સવ ઊજવવાનો આપણને જરૂર અધિકાર છે. તે આશા એવી છે કે ઘેરાંમાં ઘેરાં વાદળ હવે હટી ગયાં છે, આપણે હવે એવે રસ્તે પડ્યા છીએ કે અદનામાં અદના દરજ્જાના ગામડાના વતનીની ગુલામીનો અંત આવશે, તે હિંદનાં શહેરોનો ગુલામ બની હવે જીવનાર નથી અને ગામડામાં વિચાર તેમ જ યોજનાપૂર્વક ચલાવવામાં આવનારા ઉદ્યોગધંધાઓ વડે પેદા થયેલા માલની જાહેરાત તેમ જ વેચાણને માટે શહેરના લોકોનો તે ઉપયોગ કરશે: ગામડાંનો વતની હવે સાબિત કરી આપશે કે પોતે ખરેખર હિંદની ભૂમિનું ખમીર છે.

આ રસ્તે ચાલતાં આગળ જતાં આખરે સૌ, બધા વર્ગો ને ધર્મો સરખા બનીને આ ભૂમિમાં આબાદ થશે. વળી આ ભૂમિમાં એવું કદી નહીં બને કે લઘુમતીની સંખ્યા ગમે તેટલી નાની હોય તોયે અથવા તે ગમે તેવી નજીવી હોય તોયે તેના પર બહુમતી

પોતાનો દોર ચલાવી શકે અને તેને તુચ્છકારી અમે ઊંચા ને તમે નીચા એવા ભાવ રાખી શકે. આ આશાને પ્રત્યક્ષ ફળીભૂત થવામાં આપણે હવે ઝાઝો વખત ન જવા દઈએ કેમ કે એવી ઢીલથી લોકોનાં દિલ ખાટાં થઈ જશે.

દેશમાં આજે રોજેરોજ જાતજાતની જે હડતાળો પડે છે અને જાતજાતનાં બદનામી આપે એવાં કામો થાય છે તે પરથી શું એવો ભય નથી ઊભો થતો કે આપણી આશા પૂરી થવાને હજી ઘણો વખત લાગશે? આ બધા બનાવો આપણી નબળાઈ અને આપણને વળગેલા રોગનાં લક્ષણો છે. મજૂર વર્ગે પોતાની શક્તિ તેમ જ પોતાનું ગૌરવ ઓળખવું જોઈએ. મજૂર વર્ગની જે શક્તિ છે, જે ગૌરવ છે અને આપણી આમ વસ્તીમાં જે શક્તિ અને ગૌરવ ભર્યાં છે તેની આગળ મૂડીદારની શક્તિ તેમ જ ગૌરવ ઝાંખાં પડી જાય છે, બલકે તેમની કશી ગણતરી નથી. સુવ્યવસ્થિત સમાજમાં હડતાળો અગર એવી જ બીજી અશાન્તિને તક કે અવકાશ હોય જ નહીં. એવા સમાજમાં અન્યાયના નિવારણના અને ન્યાય મેળવવાના પૂરતા કાયદેસરના ઇલાજોની જોગવાઈ હશે. ખુલ્લી અથવા છૂપી જબરજસ્તીનું તેમાં ક્યાંયે સ્થાન નહીં હોય. કારખાનાંઓ, કોલસાની ખાણો અથવા બીજાં કોઈ પણ સ્થળો પર હડતાળો પડે છે તેથી આખાય સમાજને અને ખુદ હડતાળ પાડનારા વર્ગોને આર્થિક નુકસાન થાય છે. આટલી બધી સફળ હડતાળોનું સંચાલન કરનારા તમે હડતાળો પાડવાવાળાઓને આવું મોટું લૅક્ચર આપો છો તે તમારા મોંમાં શોભતું નથી એવી યાદ મને કોઈએ આપવાની જરૂર નથી. એવી ટીકા કરવાનું કોઈને મન થાય તો તેણે યાદ રાખવું જોઈએ કે મેં હડતાળો ચલાવી હતી તે વખતે દેશમાં ન તો સ્વતંત્ર રાજ્યનો અમલ હતો અને ન તો આજે જેવા કાયદેસરના ઇલાજો મોજૂદ છે તેવા ઇલાજોનું સાધન મજૂરો પાસે હતું. આ બધું જોઈને મને ઘણી વાર તો એવી લાગણી થાય છે કે શું ખરેખર પૂર્વ તેમ જ પશ્ચિમના દેશોમાં સત્તાનો કબજો કરવાને જે દાવપેચ ખેલાય છે અથવા સત્તા ઝડપી લેવાને જે રાજકારણી રમત રમાય છે તેની બદીમાંથી આપણે

બચીશું ખરા કે નહીં ? આ વિષયને આટલેથી અટકાવતા પહેલાં હું મારા અંતરમાં રહેલી એવી આશા પ્રગટ કર્યા વિના રહી શકતો નથી કે ભૂગોળ તેમ જ રાજકાજની દૃષ્ટિથી હિંદના બે ભાગલા પડયા છે તોપણ આપણાં દિલ જુદાં થયાં નહીં હોય અને આપણે કાયમના મિત્ર બની ભાઈઓની માફક એકબીજાને મદદ કરતા રહીશું અને એકબીજાને માન અને આદરથી જોઈશું; દુનિયાને લાગે વળગે છે ત્યાં સુધી આપણે બન્ને એક જ છીએ ને એક જ રહીશું.

## અંકુશો અને માલની હેરફેર

કાપડ પરથી કંટ્રોલ ઉઠાવી લેવાનો જે નિર્ણય થયો છે તેને ચારે બાજુથી આવકાર મળ્યો છે. કાપડની તંગી કદી હતી જ નહીં અને મુલકમાં આજે આટલો કપાસ પાકતો હોય ને આટલાં કાંતવાવાળાં ને આટલાં વણવાવાળાં હોય તો એવી તંગી કયાંથી હોય? ઘરમાં બાળવાનો કોલસો ને જલાઉ લાકડાં પરથી કંટ્રોલ રદ થયો તેથી પણ લોકોમાં ઘણો સંતોષ ફેલાયો છે. તમે સૌ જાણતા હશો કે ગરીબ માણસના ખોરાકમાં તેના શરીરને ગરમી આપનારી ચીજોમાં ગોળ મુખ્ય છે અને એ ખરેખર જોવા જેવું છે કે હવે બજારોમાં ગોળ જોઈએ તેનાથી વધારે આવતો જાય છે. ગોળના કોઈ કોઈ બજારમાં થતા ઢગલાને ઘટાડવા અથવા જે ભાગોમાં ગોળ બને છે ત્યાંથી તેને ઉપાડી જઈ જરૂર હોય ત્યાં પહોંચાડવાને ઉતાવળે માલની હેરફેરનો બંદોબસ્ત નહીં થાય તો બીજો કોઈ રસ્તો નથી. આ વિષેના ઘણા જાણકાર એક ભાઈએ મારા પર એક કાગળ લખ્યો છે તે ધ્યાનમાં લેવા જેવો હોવાથી અહીં ઉતારું છું.

"જણાવવાની જરૂર નથી કે રેલવે અગર સડકો પર ચાલતા માલની હેરફેરનાં સાધનોના પૂરા બંદોબસ્ત પર અંકુશો ઉઠાવી લેવાની નીતિની સફળતાનો આધાર છે. રેલવેથી માલની હેરફેર કરવાના તંત્રમાં તાબડતોબ સુધારો નહીં થાય તો દેશભરમાં દુકાળ ફેલાવાનો અને અંકુશો ઉઠાવી લેવાની બધી યોજનાઓ ખોરવાઈ જવાનો ડર રહે છે. માલની હેરફેરનાં સાધનોનું આપણું તંત્ર આજે જે ઢબે ચાલે છે તેથી અંકુશો રાખવાની કે મૂકવાની અને અંકુશો ઉઠાવી લેવાની એ

બન્ને નીતિ જોખમમાં આવી પડી છે. માલની હેરફેરનાં સાધનોની ગેરવ્યવસ્થા અને તંગી એ જ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ચીજવસ્તુના ભાવોમાં જણાતા ભયંકર તફાવતનું પણ કારણ છે. રોહતકમાં ગોળ આઠ રૂપિયે અને મુંબઈમાં પચાસ રૂપિયે મણ વેચાય છે. તે પરથી ચોખ્ખું સાબિત થાય છે કે રેલવેના તંત્રના કારભારમાં કયાંક મોટો ગોટાળો ચાલે છે. મહિનાઓ સુધી માલગાડીઓના ડબ્બાઓમાંથી સામાન ઉતારવામાં આવતો નથી ને તે એમના એમ ભરેલા પડી રહે છે. ડબ્બાઓ ને કોલસાની તંગી છે અને અનેક પ્રકારના માલ પહેલાં મોકલવાના હોય છે એવાં બહાનાં બતાવી ગાડીઓના ડબ્બાઓમાં માલ ચડાવવાની બાબતમાં ભારે અપ્રામાણિકપણું ચલાવવામાં આવે છે અને લાંચરુશવતનો વહેવાર તેજી પર છે. માલ ચડાવવાને એક ડબ્બો મેળવવાને સેંકડો રૂપિયા ઓકી કાઢવા પડે છે ને કેટલાયે દિવસો સુધી સ્ટેશનો પર સ્ટેશન-માસ્તરોની ઑફિસોમાં લાગટ ધક્કા ખાઈ પગરખાં ઘસી નાખવાં પડે છે. ડબ્બાઓ કાયમ ફરતા રાખવાની બાબતમાં અને ડબ્બાઓની માંગ પૂરી કરવામાં વાહનવહેવારનું ખાતું સંભાળનારા પ્રધાનનો પણ હજી ગજ વાગ્યો નથી. એથી અંકુશો ઉઠાવી લેવાની નીતિને સફળ કરવી હોય તો એ પ્રધાને રેલવે અને સડકો પરથી માલની હેરફેર કરવાનાં સાધનોના બંદોબસ્તની ધરમૂળથી ફરીથી તપાસ કરવી રહેશે. એ રીતે જ ગરીબ લોકોને રાહત મળે એવા આશયથી શરૂ કરવામાં આવેલી અંકુશો ઉઠાવી લેવાની નીતિનો તે વર્ગને લાભ મળશે. આજે ટ્રાન્સપોર્ટ એટલે કે માલની હેરફેરની વ્યવસ્થાની ખામીને લીધે લાખો બલકે કરોડોની ગામડાંની વસ્તીને ભારે મુશ્કેલી વેઠવી પડે છે અને તેમનો માલ બજાર સુધી પહોંચતો નથી.

"જેમ મેં પહેલાં લખ્યું હતું તેમ પેટ્રોલનું રેશનિંગ અથવા માપબંધી બંધ કરવી જોઈએ અને સડકો પરથી માલની હેરફેર કરવાને માટે લારીઓ વગેરે ચલાવવાના ઇજારા અને પરમીટો આપવાનો રિવાજ તદ્દન બંધ થઈ જવો જોઈએ. ઇજારાઓથી થોડી ટ્રાન્સપોર્ટ એટલે કે મોટર કંપનીઓને જ નફો થાય છે અને કરોડો ગરીબોનાં જીવન બગડી રહ્યાં છે. ઉપર બતાવેલી વાતો પર જ અંકુશો ઉઠાવી લેવાની નીતિની સફળતાનો પંચાણું ટકા આધાર છે. ઉપર જણાવેલી સૂચનાઓનો અમલ થતાંની સાથે ગામડાંઓમાંથી લાખો ટન અનાજ અને બીજી ખોરાકની ચીજો તેમ જ બીજો માલ દેશભરમાં પહોંચી જશે."

## લાંચરુશવતની રાક્ષસી બદી

અપ્રામાણિકતા તેમ જ લાંચરુશવતનો વિષય નવો નથી. બન્યું છે એવું કે આજે એ હદથી બહાર ખૂબ વધી ગઈ છે. બહારનો અંકુશ તો હવે કોઈ જાતનો રહ્યો નથી એટલે જ્યાં સુધી લાંચરુશવતની બદીમાં ફસાયેલા લોકો સમજે નહીં કે પોતે દેશને ખાતર કામ કરે છે, દેશ એમને ખાતર નથી ત્યાં સુધી એ બદી અટકે તેવી નથી. એને માટે એક ઊંચા પ્રકારના નૈતિક રાજ્યઅમલની જરૂર છે. જે લોકો જાતે લાંચરુશવતના રોગમાં ફસાયા નથી અને લાંચિયા અમલદારો પર જેમની લાગવગ પહોંચે છે તે લોકો આ વખતે ઉદાસીન રહે, બેપરવા રહે, એ મોટો ગુનો છે. આપણી આ સાંજની પ્રાર્થનામાં કંઈ કૈય સચ્ચાઈ હોય તો લાંચરુશવતના આ જામી પડેલા દોર અથવા જુલમને નાબૂદ કરવામાં ઘણી મદદ મળવી જોઈએ.

# ૧૩૭

૨૭–૧–’૪૮

## મુસલમાનો અને પ્રાર્થનાસભા

સૌથી પ્રથમ પ્રાર્થનાસભામાં ગાંધીજીએ આજે પૂછ્યું કે સભામાં મુસલમાનો કેટલા હાજર છે? જવાબમાં એક જ હાથ ઊંચો થયો. તે પરથી ગાંધીજીએ કહ્યું કે આથી મને જરાયે સંતોષ થતો નથી. પ્રાર્થનાસભામાં આવનારાં બધાંયે હિંદુ તેમ જ શીખ ભાઈ-બહેનોએ પોતાની સાથે એક એક મુસલમાન ભાઈ અગર બહેનને લઈને આવવું જોઈએ.

## મહેરોલીનો ઓરસ

ત્યાર બાદ મહેરોલીની દરગા શરીફના ઓરસમાં આજે સવારે પોતે ગયા હતા તે વાતનો ઉલ્લેખ કરી ગાંધીજી બોલ્યા કે ત્યાં આવવા જવામાં આજે કોઈનાયે મનમાં ડર કે ઉચાટ નહોતો. મેં મુદ્દામ મુસલમાન ભાઈઓને સવાલ કર્યો કે હર વરસે જેટલાં ભાઈબહેનો આવતાં હતાં તેટલાં તો આ વખતે શેનાં આવ્યાં હોય? તેમણે જવાબમાં મને કહ્યું કે ડરનાં માર્યાં કોઈ કોઈ નહીં આવ્યાં હોય.

અને આપણામાં એવા લોકો હજી છે ને કે જે કંઈક ડરામણી બતાવે? એ લોકો કહે છે કે અલ્લાહાબાદમાં જે કંઈ બની ગયું તેવું જ અહીં થાય તો હિંદુઓએ શું કરવું? પણ માણસ માણસથી ડરે એ કેવી શરમની વાત કહેવાય? છતાં મેં એટલું તો ત્યાં જોયું કે જેટલી સંખ્યામાં ત્યાં મુસલમાનો આવ્યા હતા તેટલી જ હિન્દુઓની હતી અને તેમાં શીખ પણ ઘણા હતા. ત્યાર બાદ એક દુઃખ આપનારી બાબત પણ મારા જોવામાં આવી. આ દરગા બાદશાહી જમાનાની છે, આજની થોડી છે? એ બહુ પુરાણા જમાનાની હોઈ અજમેરની દરગા પછી બીજા નંબરની ગણાય છે. ત્યાંની મુખ્ય વસ્તુ દરગાની ઇમારતનું નકશીનું કામ હતું. એ બહુ રૂપાળું હતું. તે બધી નકશીવાળી જાળી આખી નહીં તોયે ઘણાક ભાગની તોડી નાખવામાં આવી છે. આ જોઈ મને ઘણું દુઃખ થયું હું આ કામને જંગલીપણાનું કામ જ કહું. એ જોઈને મેં મારા મન સાથે સવાલ કર્યો કે ખરેખર શું આપણે એટલા નીચા પડયા છીએ કે જે એક જગા પર કોઈ ઓલિયા પુરુષની કબર બાંધવામાં આવી છે ને જે કબર પણ ભારે આલીશાન છે, જેના પર હજારો રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો છે તેને આપણે આટલું બધું નુકસાન કરીએ? માની લો કે આથીયે ભૂંડાં કામ પાકિસ્તાનમાં થયાં છે. માનો કે અહીં એક ગુનો થયો ને ત્યાં દશ થયા. પણ હું એવો હિસાબ ન માંડું. મારી નજરે તો થોડો ગુનો થાય અગર વધારે થાય તેની સરખામણી કરવાની ન હોય. ત્યાં જે બન્યું તે શરમાવનારું છે. પણ આખી દુનિયા શરમથી માથું નીચું કરવું પડે એવી વાતો કે કામો કરે તેથી શું આપણેયે તેવું જ કરવું? એવું આપણે કદી ન કરીએ, આપણે ન કરવું જોઈએ એ વાત તમે પણ મંજૂર રાખશો.

મને ખબર મળી છે કે દરગામાં હિંદુ ને મુસલમાન પૂરતી સંખ્યામાં આવવા લાગ્યા છે અને માનતા પણ રાખે છે. અહીં ને અજમેરમાં થઈ ગયેલા ઓલિયાઓનો દરજ્જો બહુ ઊંચો છે. એમના દિલમાં હિંદુમુસલમાનનો ભેદભાવ નહોતો. આ ઐતિહાસિક વાત છે ને સાચી છે અને આવી વાત જૂઠી હોય છતાં મને સાચી મનાવવામાં

કોઈને શો ફાયદો? એવા જે ઓલિયા થઈ ગયા તેમનો આદર રાખવો જ જોઈએ. પાકિસ્તાનમાં શું થાય છે તેના તરફ આપણે ન જોઈએ.

## સરહદ પ્રાંતમાં થયેલાં બીજાં ખૂન

આજે જ છાપાંઓમાં મારા જોવામાં આવ્યું કે પાકિસ્તાનમાં એક જગા પર એકસોત્રીસ હિંદુ ને શીખ કપાઈ મૂઆ અને તે પછી ત્યાં લૂંટફાટ પણ થઈ. એ બધાને કોણે માર્યા? સરહદ પ્રાંતની ઉપર જે નાની નાની મુસલમાનોની કોમો રહે છે તેમણે એમના પર હુમલો કર્યો અને તેમને મારી નાંખ્યા. આ મરનાર લોકોનો કશોયે અપરાધ હતો એવું કોઈ કહેતું નથી. પાકિસ્તાનની સરકારે આને અંગે જે નિવેદન બહાર પાડયું છે તેમાં એવું પણ જણાવવામાં આવ્યું છે કે કેટલાક હુમલાખોરોને સરકારનાં માણસોએ મારી નાખ્યા છે. આવું એ લોકો કહે છે તો આપણે માની લેવું જોઈએ. ત્યાં જે કંઈ બન્યું તેથી રોષે ભરાઈ અહીં પણ મારવા કાપવાનું શરૂ કરવામાં આવે તો એ જંગલીપણું થશે. આજે તમે સૌ ભાઈ ભાઈની જેમ હળોમળો છો પણ તમારા સૌના દિલમાં જો મેલ હશે, વેર કે દ્વેષની ભાવના હશે તો જે પ્રતિજ્ઞા તમે કરી છે તેને તમે જૂઠી પાડશો. એથી આપણ સૌની ખાનાખરાબી થવાની છે. અહીં બધાંને એવી લાગણી થઈ છે. મેં કોઈને પૂછયું નથી પણ લોકોની આંખો પરથી હું સમજી ગયો. પાકિસ્તાનમાં જે કંઈ બન્યું હોય તેનો હિસાબ લેવાનું આપણી સરકારનું કામ છે. એ બાબતમાં જે કંઈ કરવા ન કરવાનું હોય તો તે જાણે. આપણું કામ તો એટલું જ રહે છે કે આપણાં હૃદય શુદ્ધ કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે તેને આપણે વળગી રહીએ અને તેનો પૂરેપૂરો અમલ કરીએ.

## અજમેરના હરિજનો

હમણાં જ રાજકુમારી અમૃતકોર અજમેર જઈ આવ્યાં. તેમણે આવીને ત્યાંની એક ભયંકર અને આપણને નીચું જોવડાવે એવી વાત જણાવી. ત્યાં જે હરિજનો રહે છે તેમની પાસે લેવામાં આવતું કામ તે લોકો કરે છે. પણ જે જગામાં એ લોકો રહે છે તેમાં ગંદકી ને મેલનો પાર નથી. ત્યાં તો આપણી જ સરકારનો

અમલ ચાલે છે અને એ સરકાર કંઈ ખોટી નથી. ત્યાંના હિંદુ ને શીખ અમલદારો એ સરકારના હાથ નીચે કામ કરે છે. તેમને શું એમ ખ્યાલ નહીં આવતો હોય કે આવું નીચું જોવડાવનારું કામ આપણાથી કેમ થાય? ત્યાં ઘણા ઉજળિયાત હિંદુ રહે છે. તેઓ સારી કમાણી કરે છે ને મોજશોખ કરે છે. તો એ લોકો એક દિવસ હરિજન વસ્તીમાં જઈને કેમ ન રહે? એ બધા ત્યાં જાય તો ધ્રૂજી ઊઠે અને સંભવ છે કે તેમાંના કોઈ તો મરીયે જાય. માણસોએ હરિજનના ઘરમાં જન્મ લીધો તેટલા ખાતર, એટલા જ અપરાધને કારણે તેમને આવી જગામાં રાખવામાં આવે એ બહુ બૂરી વાત છે. અહીં દિલ્હીમાં પણ હું હરિજનોની વસ્તીમાં ગયો છું. એ વસ્તીની જગાઓ ઘણી ખરાબ છે. પણ અજમેરની જગાઓ તો એમનાથીયે ચડી જાય તેવી છે. આ ભારે શરમની વાત કહેવાય. તો શું આવાં નીચું જોવડાવનારાં કામ આપણે કર્યા જ કરીશું? આપણે સ્વતંત્રતા તો મેળવી પણ જ્યાં સુધી આપણે આવી બધી બાબતો બનતી અટકાવી નહીં શકીએ ત્યાં સુધી તેની જરાયે કિંમત નથી. આવું તો એક દિવસમાં આપણે બંધ કરી શકીએ. શું હરિજનોને સારી જગ્યામાં રાખવા એ મોટી વાત છે? એ લોકો મેલું ઉપાડવાનું કામ કરે પણ મેલામાં જ કાયમ પડ્યા રહે એમ કેમ ચાલે? આજે આપણી અક્કલ છેક બહેર મારી ગઈ છે. આપણામાં હૃદય જેવું કંઈ રહ્યું નથી ને આપણે ઈશ્વરને વિસારી મૂક્યો છે. તેથી જ આપણે ગુનાનાં કામો કર્યા કરીએ છીએ. અને પછી આપણે એક બીજાની એબ જોઈએ, બીજાનો વાંક કાઢીએ અને જાતે નિર્દોષ હોવાનો દાવો કરીએ એ ભયંકર વાત છે!

### મીરપુરના દુઃખી લોકો

છેવટમાં મારે એક બીજી વાત કહેવાની રહે છે. એ મીરપુર વિષે છે. એ વિષે પહેલાં મેં થોડી વાત કરી હતી. આજે એ લોકો હુમલાખોરોના હાથમાં સપડાયા છે. ત્યાં આપણી ઘણી બહેનો હતી. તેમને એ લોકો ઉઠાવી ગયા છે. એમાં વૃદ્ધ સ્ત્રીઓ પણ છે ને જુવાન બહેનો પણ છે. એ બધી હમણાં એમના કબજામાં છે. એમની આબરૂ

પણ એ લોકો લૂંટે છે. એ વિષે મારા મનમાં શંકા નથી. એમને સારો ખોરાક પણ મળતો નથી. એમાંની થોડી તો પાકિસ્તાનના ભાગમાં છે, સંભવ છે કે ગુજરાત જિલ્લામાં જેલમની હદ સુધી પહોંચાડી દેવામાં આવી છે.

હું એટલું જ કહીશ કે જે હુમલાખોર લોકો આવા દરોડા પાડે છે તેમનામાં પણ કંઈક મર્યાદા તો હોવી જોઈએ કે નહીં? એ હુમલાખોર ભાઈઓને હું જણાવું છું કે તમે લોકો ઇસ્લામને હાનિ પહોંચાડવાને આવાં કામો કરો છો છતાં કહો છો કે આઝાદ કાશ્મીરને ખાતર અમે આવાં કામ કરીએ છીએ. ખાવાનું ન મળે ને કોઈ લૂંટફાટ પર ચઢી જાય એ વાત હું સમજી શકું છું. પણ જે નાની છોકરીઓ છે તેમની આબરૂ લેવી, તેમને ખાવાનું ન આપવું ને પહેરવાને કપડાં ન આપવાં એવું બધું શું કુરાન શરીફે શીખવ્યું છે? અને જે છોકરીઓને પાકિસ્તાનમાં ઉઠાવી લઈ જવામાં આવી છે તેમની બાબતમાં હું પાકિસ્તાનની સરકારને વિનંતિ કરીશ કે આવી જે જે બહેનોને ઉઠાવી લઈ જવામાં આવી છે તેમને પાછી સોંપી દો અને તેમને સૌ સૌને ઘેર જવા દો.

મીરપુરના લોકો બિચારા મારી પાસે આવ્યા. એ બધા જાડાજબરા હતા ને શરમના માર્યા ઊંચું જોતા નહોતા. તે મને સંભળાવે છે કે આપણી આવી મોટી સરકાર પણ આટલું નાનકડું કામ નથી કરી શકતી તેનું કારણ શું? મેં એમને સમજાવવાની કોશિશ તો કરી. જવાહરલાલજી આ બાબતમાં કોશિશ કરે છે ને ખૂબ દુ:ખી થાય છે. પરંતુ એઓ દુ:ખી થાય ને કોશિશ કરે તેથીયે શું? જે લૂંટાયા, જે તારાજ થઈ ગયા, જેમણે સગાંવહાલાં ગુમાવ્યાં તેમના મનનું સમાધાન કેમ થાય? આજે જે ભાઈ મારી પાસે આવ્યા હતા તેમનાં પંદર માણસો ત્યાં કપાઈ મૂઆં. તે મને પૂછે છે કે હજી અમારાં જે માણસો ત્યાં ઘેરાઈ પડ્યાં છે તેમનું શું થશે? મેં વિચાર્યું કે આખી દુનિયાને નામે અને ઈશ્વરને નામે ત્યાં જે હુમલાખોર લોકો આવી પડ્યા છે તેમને અને તેમની પાછળ રહેલી પાકિસ્તાનની સરકારને કહું કે કોઈનીયે માગણી થાય તે પહેલાં પોતે સમજી ને આબરૂ

મેળવો ને એ બહેનોને પાછી મોકલી દો. એવું કરવાનો એમનો ધર્મ છે. હું ઇસ્લામને સમજું છું અને તેને વિષે મેં ઘણું વાંચ્યું છે. ઇસ્લામ હરગિજ એવું શીખવતો નથી કે સ્ત્રીઓને આ રીતે ઉપાડી જાઓ ને તેમને આ રીતે રાખો. એ ધર્મ નથી, અધર્મ છે. એ ઇશ્વરની ભક્તિ નથી, શેતાનની ભક્તિ છે.

## ૧૩૮

૨૮–૧–'૪૮

### ભાવલપુરના મિત્રોને

પ્રાર્થના પૂરી થયા બાદ પોતાનું પ્રવચન કરતાં ગાંધીજી બોલ્યા કે ભાવલપુરના થોડા ભાઈઓની ફરિયાદ આવી છે કે અમે તમારી સાથે મુલાકાતનો સમય માગ્યો હતો પણ આપવામાં આવ્યો નથી. એમને માટે વખત કાઢવાનું હું વચન આપું છું ને તેમને ખાતરી આપું છું કે તમારે માટે જે કંઈ થઈ શકે એવું છે તે બધું થાય છે. એમણે ખબર આપી કે લેસ્લી ક્રૉસ અને ડૉ. સુશીલા નય્યર ભાવલપુર પહોંચી ગયાં છે અને નવાબસાહેબે તેમને પૂરેપૂરી મદદ કરવાનું વચન આપ્યું છે.

### રાજધાનીમાં શાંતિ

ઇશ્વરની કૃપાથી યુનિયનની રાજધાની દિલ્હીમાં ત્રણે કોમો વચ્ચે ફરીથી એખલાસ સ્થપાયો છે. એથી સારાય હિંદની સ્થિતિમાં ખસૂસ સુધારો થશે.

### દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ

દક્ષિણ આફ્રિકાનો ઉલ્લેખ કરી ગાંધીજીએ કહ્યું કે તમે સૌ જાણો છો કે દક્ષિણ આફ્રિકામાં આપણા લોકો પોતાના હકોને માટે લડત ચલાવી રહ્યા છે. લોકો પોતાને ફાવે ત્યાં જમીન રાખી શકે ને જ્યાં રહેવા માગતા હોય ત્યાં રહી શકે એવી જાતના પ્રજાના હક આપણે ત્યાં કોઈ છીનવી લેતું નથી. હરિજનોની જોકે આપણે જરૂર એવી હાલત કરી મૂકી છે ખરી, પરંતુ બાકીના હિંદુ સમાજમાં આવો કોઈ જાતનો અન્યાય નથી. દક્ષિણ આફ્રિકામાં એવો અન્યાય ચાલે છે

તેનો હું સાક્ષી છું. એટલા માટે હિંદુસ્તાનની આબરૂને ખાતર અને તેની પ્રજાના હકને ખાતર એ લોકો ત્યાં લડત ચલાવે છે. લડવાના તેમની પાસે અનેક રસ્તા છે. પણ ત્યાંના હિંદુસ્તાની સત્યાગ્રહી હોવાનો દાવો રાખે છે. તેથી તેમણે ત્યાં સત્યાગ્રહ માંડ્યો છે. એ લોકો તરફથી વારંવાર તારો પણ મારા પર આવે છે. ત્યાંની હકૂમતે એવો રિવાજ પાડી દીધો છે કે પરવાનગી વિના હિંદીઓ ત્યાં નાતાલ, ટ્રાન્સવાલ, હિલ સ્ટેટ, કેપ કૉલોની વગેરે જુદા જુદા ભાગોમાં જઈ શકતા નથી. દક્ષિણ આફ્રિકાનો આખો પ્રદેશ એક મોટા ખંડ જેવો છે. એ કંઈ નાનોસૂનો પ્રદેશ નથી. નાતાલમાંથી પરવાનગી મળે તો જ હિંદીઓ ટ્રાન્સવાલમાં જઈ શકે, નહીં તો નથી જઈ શકતા. એટલે એ લોકોએ વિચાર્યું કે આ બધો જ આપણો પણ દેશ છે તો પછી તેમાં અહીંથી ત્યાં ગમે ત્યાં જવા આવવામાં શા માટે રોકવાપણું હોય? એટલે થોડા લોકો તો કૂચ કરીને નાતાલમાંથી ટ્રાન્સવાલમાં પહોંચી ગયા. મારે કહેવું જોઈએ આ વખતે ત્યાંની સરકારે કંઈક સૌજન્ય બતાવ્યું. એ લોકોને હજી પકડવામાં આવ્યા નથી. નાતાલથી જતાં ટ્રાન્સવાલનું જે ફૉક્સરસ નામનું પહેલું શહેર આવે છે ત્યાં એ લોકો પહોંચી ગયા છે. એ લોકોને પકડવા હોત તો પકડી શકત પણ હજી સરકારે એવું પગલું લીધું નથી. સરકારનાં માણસો જોકે ત્યાં હાજર હતાં છતાં તે જોતાં રહ્યાં અને તેમણે આ લોકોને કશું કહ્યું નહીં. ત્યાં કૂચ કરનારા લોકોને એક મોટર પણ ઊભેલી મળી જેમાં બેસીને તે આગળ નીકળી ગયા. ત્યાં એમના સ્વાગતસત્કાર વગેરેને માટે સભા પણ થઈ. મને થયું કે આટલી ખબર તમને આપી દઉં. આ લોકોએ ભારે બહાદુરીનું કામ કર્યું છે. ત્યાં હિંદીઓની સંખ્યા બહુ નાની છે પણ એટલી નાની સંખ્યામાં રહેતા હોવા છતાં એ બધાયે સત્યાગ્રહી બને તો એમનો જય થયા વિના ન રહે. કોઈ પણ સરકાર એમની સામે ટકી નહીં શકે. છતાં આજ સુધી એવું બન્યું નથી. એનું કારણ એવું છે કે જેમ અહીં તેમ ત્યાં પણ હરેક નમૂનાના લોકો રહે છે. ત્યાં થોડા હિંદુ છે ને થોડા મુસલમાન પણ છે. એ બધા હળીમળીને પોતાનું કામ કરે છે. વળી, એ લોકો જાણે

છે કે આમાં કમાણી કરવાની વાત નથી. અને મેલા દિલવાળા લોકો તો આવી લડત લડી જ ન શકે.

એ લોકો જોહાનિસબર્ગ સુધી પહોંચ્યા તો ગયા છે પણ છેવટ સુધી એમના એમ છૂટા ફરી શકશે એવું મને લાગતું નથી. એમને ચાલતાં ચાલતાં જ્યાં પકડી લેવામાં આવે ત્યાં સુધી ઠેઠ જવું છે. એમને પકડી લેવાનો ત્યાંની સરકારને અધિકાર છે કેમ કે સત્યાગ્રહમાં એ વાત સમાઈ જાય છે કે કાયદાનો ભંગ કરવામાં આવે તો ભંગ કરનારને પકડી શકાય. જેલમાં જઈને એ લોકો કાયદા પ્રમાણે ચાલે. હું એટલું જ કહીશ કે આપણા તરફથી એ બધા ધન્યવાદ મેળવવાને પાત્ર છે અને એવો ધન્યવાદ આપણે તેમને આપીએ. હું જાણું છું કે આ બાબતમાં જુદો સૂર કાઢી શકાય એવું જ નથી. ત્યાંની સરકારને પણ મારે કહેવું છે કે આવી રીતે જે લોકો સૌજન્યથી લડે છે તેમને હેરાન શું કરવા? સરકાર એમની ફરિયાદ સમજી લઈ અંદર અંદર સમજૂતી કેમ ન કરે? એવું શા માટે હોય કે ગોરી ચામડીવાળો કાળી ચામડીવાળા સાથે વાત કે ચર્ચા જ ન કરે? જો ત્યાંના હિંદુસ્તાનીઓને ત્યાંની સરકાર ન્યાય આપવા જ ધારે છે, તેમને સંતોષ આપવા જ માગે છે તો એટલા માટે તેમને લડત કરવાની હદે શા સારુ જવા દેવા? અને હિંદુસ્તાનીઓ એ જગ્યા પર રહે તેથી ગોરાઓને શું દુઃખ આવવાનું છે? એમને ખરેખર દુઃખ ન થવું જોઈએ. દક્ષિણ આફ્રિકાની સરકારે હિંદુસ્તાનીઓ સાથે મસલત કરી ડહાપણથી કામ લેવું જોઈએ અને તેમને સંતોષ આપવો જોઈએ. આજે જેવા એ લોકો સ્વતંત્ર છે તેવા જ આપણે પણ સ્વતંત્ર છીએ અને એક હકૂમતના ભાગ તરીકે બન્ને રહીએ છીએ. દક્ષિણ આફ્રિકા, હિંદ અને પાકિસ્તાન બધા જ સરખા દરજ્જાનાં ડોમિનિયન છે. એટલે સૌ ભાઈ ભાઈ બનીને રહે એ એ દરજ્જાનું રહસ્ય છે. એથી ઊલટું એ ડોમિનિયનો અંદર અંદર લડે, અને દક્ષિણ આફ્રિકા હિંદુસ્તાનને પોતાનું દુશ્મન માને, હિંદુસ્તાનીઓને તે સંસ્થાનમાં શહેરીઓના હક ન મળે તો એમને દુશ્મન નથી ગણવામાં આવતા તો બીજું શું માનવામાં આવે છે?

આ ન સમજી શકાય તેવી વાત છે. એવું શા માટે માનવામાં આવે કે જેમની ચામડીનો રંગ કાળો છે તે બધા સાવ નકામા છે? એ લોકો ઉદ્યમી છે, કસરી છે અને થોડા પૈસામાં ગુજારો કરી શકે છે એ શું એમનો ગુનો છે? પણ એ જ ગુણને ગુનો લેખવામાં આવે છે. તેથી આ સભામાંથી હું દક્ષિણ આફ્રિકાની સરકારને કહેવા માગું છું કે તેમણે સાચો રસ્તો લેવો જોઈએ. હું પણ એ દેશમાં વીસ વરસ સુધી રહ્યો છું. તેથી હું કહી શકું કે એ મારો પણ મુલક બન્યો છે. આ બધી વાત મારે તમને ગઈ કાલે જ કહેવી જોઈતી હતી પણ બની શક્યું નહોતું.

## મૈસૂરના મુસલમાનો

મૈસૂરના મુસલમાનોએ થોડા દિવસ પર મારા પર તાર કરી મને જણાવ્યું હતું કે તમારા ઉપવાસની અહીં કશી અસર થઈ નથી અને મુસલમાનોને હેરાન કરવાનું હજી ચાલુ છે. આ વિષે મેં અહીં પ્રાર્થનાસભામાં થોડું કહેલું પણ ખરું. એના જવાબમાં મૈસૂર સરકારના કાયદા ને વ્યવસ્થા ખાતાના પ્રધાનનો તાર છે અને તેમણે પહેલાંના તારની વાતનું ખંડન કરી કહ્યું છે કે મુસલમાનોને ન્યાય આપવાની પૂરેપૂરી કોશિશ ચાલે છે. સૌને તેમ જ મૈસૂરના મુસલમાન ભાઈઓને પણ હું કહું છું કે કોઈ પણ વાતની બાબતમાં કદી અતિશયોક્તિ ન કરશો. એથી મારા હાથપગ બંધાઈ જાય છે ને હું કોઈ કામનો રહેતો નથી. મેં પહેલાં કહ્યું છે ને આજે પણ હું મુસલમાન ભાઈઓને ફરી કહું છું કે એમણે કોઈ પણ વાતને વધારીને ન કરવી. ઊલટું, બને તો થોડી ઘટાડીને કરવી. હિંદુ, મુસલમાન ને શીખોએ ભાઈ ભાઈ બની હળીમળીને રહેવાનો એ એક જ રસ્તો છે. મારી આટલી બધી ઉમ્મર થઈ છતાં આખી દુનિયામાં બીજો રસ્તો મારા જોવામાં આવ્યો નથી.

## દાન મોકલનારાઓને બે વાત

આપણા લોકો એવા ભોળા છે કે સાદી ટપાલમાં પૈસા મોકલે છે. આને અંગે મારા બાપના વખતથી મને પરચો મળ્યો છે. તેમની પાસે એક નાનકડું ઝવેરાત હતું કે મોતી હતું, પણ કંઈક કીમતી હતું.

એમણે તે સાદી ટપાલમાં રવાના કર્યું. પછી તે બરાબર પહોંચ્યું કે નહીં તેની તપાસમાં તેમણે ઉચાટ ને ઉજાગરો વહોર્યો. ત્યારથી હું સમજી ગયેલો કે આવું જોખમ કદી ન ખેડવું. એમાં ચોરી નથી પણ જોખમ ઉઠાવવાપણું છે. ટપાલનું પાકીટ કોઈ ખોલી જુએ તો મોતી થોડું જ છૂપું રહે? અને પૈસા તો પાછળથી પણ ખરચવા જ પડ્યા કેમ કે પહોંચનો તાર મંગાવવો પડ્યો. આથી મારા પિતાને પોતાની ભૂલથી દુ:ખ થયું! આમ છતાં આજના વખતમાંયે મારા પિતાના જેવા ભોળા લોકો છે. એ બધા વિચારે છે કે પૈસા મોકલવા છે તો એને વચમાં કોણ અડવાનો હતો? આજ સુધી તો સહીસલામત એ રીતે પૈસા આવતા હતા. આજે એક હજારથીયે વધારે રકમની નોટો એક ભાઈએ સાદા પાકીટમાં બીડી મોકલી. ન એનું રજિસ્ટર કરાવ્યું, ન વીમો ઉતરાવ્યો. કાગળપત્તરને માટે જે આના દોઢ આનાની ટિકિટ લગાડે છે તે લગાડીને પાકીટ રવાના કરી દીધું. આજકાલ લોકો બહુ બગડી ગયા છે. પૈસા ખાય છે ને લાંચો લે છે. પણ આ નોટો તો મારી પાસે આવી ગઈ. આ સારી વાત છે અને આ રીતે પૈસા સહીસલામત પહોંચે છે એ આપણા ટપાલ ખાતાને માટે નાની વાત ન કહેવાય. એ લોકો અંદર શું છે તે જોવાની પણ પરવા કરતા નથી. મને જો એ લોકો બધું આમ સહીસલામત પહોંચાડે છે તો બીજાને પણ પહોંચાડતા જ હશે. પરંતુ પૈસા મોકલવાવાળા લોકોને મારે જણાવવું છે કે આમ જોખમ ઉઠાવવું સારું નથી. કેમ કે દુનિયામાં આખરે થોડા લોભી લાલચુ તો રહેવાના જ. કોઈ પાકીટ ખોલી લે તો મારું ને જે હરિજનોને માટે એમણે રૂપિયા મોકલેલા તેમનું તો આવી જ બને ને? અને જે દાન આપવાવાળા છે તેમનું શું થાય? તેથી એવા દાતાઓએ રીતસર નાણાં મોકલવાં. જોઈએ તો એમાં ખરચ થાય તે કાપી લઈ તેટલા પૈસા ઓછા મોકલે. ટપાલખાતામાં જે લોકો કામ કરે છે તેમને હું મુબારકબાદી આપું છું કેમ કે કોઈ પૈસો ઉઠાવી ન જાય એ રીતે એ લોકો કામ કરે છે. ટપાલ ખાતા સિવાયના બીજા જે નોકરો છે તેમણે પણ એવું જ કરવું. જે પ્રજાનો પૈસો છે તેની સંભાળ રાખવી. કોઈ પાસે

લાંચની દમડી ન લેવી. આ રીતે આપણે બહુ આગળ વધીશું. આવી લાલચ કોઈને થવી ન જોઈએ અને કોઈના રસ્તામાં મૂકવી પણ ન જોઈએ. તેથી દાતાઓને મારે કહેવું છે કે પૈસા મનીઑર્ડરથી મોકલો. એમાં કેટલોક ખરચ થાય છે? એમ ન કરો તો રજિસ્ટર પોસ્ટથી મોકલો. એમાં સહેજસાજ વધારે ખરચ આવે છે અને સહીસલામત બધું જેને તેને પહોંચે છે. ચાલુ ટપાલમાં હજારોની રકમ મોકલવાની ગફલત કોઈ ન કરે.

## ૧૩૯

૨૯–૧–'૪૮

તમને સૌને કહેવા જેવી ઘણી વાતો છે તેમાંથી આજને માટે મેં છ પસંદ કરી છે. પંદર મિનિટમાં જેટલું કહેવાશે તેટલું કહીશ.

આજે અહીં આવતાં થોડું મોડું થઈ ગયું હોય એમ દેખાય છે. એવું મોડું કદી ન થવું જોઈએ.

### ભાવલપુર ગયેલું પ્રતિનિધિમંડળ

સુશીલાબહેન ભાવલપુર ગઈ છે. ત્યાંના દુ:ખી લોકોની ભાળ કાઢવાને જવાને માટે એની પાસે બીજો કોઈ હક તો હતો નહીં. હોય પણ ક્યાંથી? ફ્રેન્ડ્ઝ સર્વિસના લેસ્લી ક્રૉસસાહેબ સાથે ગઈ છે. ફ્રેન્ડ્ઝ યુનિટમાંથી કોઈકને મોકલવાનો મેં ખ્યાલ કર્યો હતો કેમ કે તે લોકોને મળી શકે અને મને બધી પરિસ્થિતિની જાણ કરી શકે. તે વખતે સુશીલાબહેનની જવાની વાત નહોતી. પણ તેણે સાંભળ્યું છે કે ત્યાં સેંકડો માણસો બીમાર પડ્યાં છે એટલે મને પૂછ્યું કે હું પણ જાઉં? મને એની વાત ઘણી ગમી. નોઆખાલીમાં કામ કરતી હતી ત્યારનો તેનો ફ્રેન્ડ્ઝ યુનિટની સાથે સંપર્ક થયેલો. આખરે તો એ એક કુશળ દાક્તર ને વળી પંજાબના ગુજરાત જિલ્લાની. એણે પોતે પણ ઘણું ગુમાવ્યું છે કેમ કે એની ત્યાં ઘણી મિલકત છે. આમ છતાં એના દિલમાં જરાયે કડવાશ કે ઝેર પેદા થયું નથી. પંજાબી બોલી જાણે છે એટલે એ ગઈ. વધારામાં હિંદુસ્તાની જાણે છે, ઉર્દૂ પણ જાણે છે ને અંગ્રેજીયે જાણે છે. એ ક્રૉસસાહેબને

ઘણી મદદ કરી શકશે. ત્યાં જવામાં જોખમ છે પણ તેણે કહ્યું કે મને વળી જોખમ કેવું? એમ ડરતી હોત તો તમારી સાથે નોઆખાલી કેમ આવત? પંજાબમાં કેટલાયે લોકો માર્યા ગયા છે! ખેદાનમેદાન થઈ ગયા. મારું એવું તો નથી! ખાવાપીવાનું મળે છે. બધું કરવાવાળો ઈશ્વર છે. એટલે તમે મોકલો ને ક્રૉસસાહેબ લઈ જાય તો એ લોકોને જોઈ આવું. એટલે મેં ક્રૉસસાહેબને પૂછી લીધું કે તમારી સાથે સુશીલાને મોકલું? એ તો રાજી થઈ ગયા ને કહેવા લાગ્યા, આ તો બહુ રૂડી વાત થઈ. એમની મારફતે હું ત્યાંના લોકો સાથે સારી રીતે વાતોચીતો કરી શકીશ. અમારા ફ્રેન્ડ્ઝ યુનિટમાં કોઈ હિંદુસ્તાની જાણવાવાળો ભળે તો મારું કામ થઈ જાય. એટલે સુશીલાબહેન મારી સાથે આવે એથી રૂડું શું? ક્રૉસસાહેબ રેડ ક્રૉસ સંસ્થાના માણસ છે. રેડ ક્રૉસનો અર્થ એવો છે કે લડાઈમાં ઘવાયેલાંનાં દવાદારૂ કરવાં. હવે તો એ લોકો બીજું કામ પણ કરે છે. હવે કોણ કોની સાથે ગયું, ડૉ. સુશીલા ક્રૉસસાહેબની સાથે ગઈ કે ક્રૉસસાહેબ ડૉ. સુશીલાની સાથે ગયા એવો સવાલ જરા અટપટા જેવો લાગે છે, પણ એવો અટપટો નથી. એ બન્ને એકબીજાનાં મિત્ર છે. સેવાભાવથી પ્રેરાઈને ગયાં છે. એમાં કમાણી કરવાની તો વાત જ નથી. ક્રૉસસાહેબ મારા મિત્ર છે અને સુશીલા તો દીકરી જ છે. હું એનો પિતા છું એટલે મેં કંઈ એને મોટી બનાવી દેવાને નથી મોકલી. કોઈએ એવો ખ્યાલ ન કરવો કે સુશીલા દાક્તર છે અને ક્રૉસસાહેબ તેના હાથ નીચે જાય છે. કોણ ઊંચું ને કોણ નીચું એવો ભેદભાવ કરવાની ખટપટમાં કોઈ ન પડે. સ્ત્રી સાથે હોય તો ક્રૉસસાહેબ તેને આગળ કરે જ ને પોતે પાછળ રહે. પરંતુ નિઃસ્વાર્થ સેવામાં ઊંચનીચના ભેદ નથી અને છતાં કોઈ ભેદ હશે તો ક્રૉસસાહેબ મોટા છે. સુશીલા એમની સાથે એમની મદદમાં ગઈ છે. એ બન્ને આવીને મને ત્યાંની દશાનો ખ્યાલ આપશે. નવાબ-સાહેબે મને લખ્યું છે કે કોઈ કોઈ લોકો તમને ખોટી વાતો પણ લખી મારે છે. એવી વાતો માની લેવાનો તમને શો અધિકાર છે? મેં વિચાર કર્યો કે હવે મારે શું કરવું? એટલે હવે ક્રૉસસાહેબને અને સુશીલાબહેનને ભાવલપુર મોકલ્યાં. ત્યાંના મુસલમાનોનો તાર

આવી ગયો છે કે બન્ને ત્યાં પહોંચી ગયાં. ત્યાંથી પાછાં ફરી મને ત્યાંની પરિસ્થિતિથી વાકેફ કરશે. ત્રણચાર દિવસમાં પાછાં ફરવાનો એમનો વાયદો હતો પણ કંઈ કામ નીકળી આવ્યું હશે એટલે હજી નથી આવ્યાં.

## દુઃખીનો સેવક

હમણાં જ બન્નુનાં થોડાં ભાઈબહેનો મારી પાસે આવી ગયાં. લગભગ ચાળીસ માણસો હશે. એ બધાં સારી પેઠે હેરાન થયેલાં હતાં. પણ તેમની દશા એવી નહોતી કે ચાલીયે ન શકે. હા, કોઈની આંગળી પર ઘા લાગ્યો હતો, બીજાને વળી બીજું કંઈ હતું ને ત્રીજાને વળી ત્રીજું. એવા બધા હતા. મેં તો એમનું દર્શન જ કર્યું અને એમને કહ્યું કે તમારે જે કહેવું હોય તે બ્રિજકિશનજીને કહો પણ એટલી ખાતરી રાખજો કે હું તમને ભૂલ્યો નથી. એ બધાં ભલાં માણસો હતાં. તેમના દિલમાં ગુસ્સો ભર્યો હોય એ કુદરતી હતું. છતાં એમણે મારી વાત માની. તેમાંના એક ભાઈ શરણાર્થી હતા કે બીજા કોઈ હતા તે મેં પૂછ્યું નહીં. તેમણે મને કહ્યું, "તમે બહુ ખરાબી કરી છે. શું હજી એવી ને એવી ખરાબી કરવાનું ચાલુ રાખશો? એથી તો બહેતર છે કે અહીંથી ચાલી જાઓ. મોટા મહાત્મા છો તેથી શું થયું? અમારું કામ તો બગાડયા કરો છો! અમને તમે છોડી દો. અમને ભૂલી જાઓ. અહીંથી ભાગી જાઓ." મેં પૂછ્યું પણ હું ક્યાં જાઉં? એટલે તેણે કહ્યું, "હિમાલયમાં જઈ બેસો." એટલે મેં તેને જરા ઊધડે લીધા. એ મારા જેટલા બુઝર્ગ નહોતા. આમ તો વૃદ્ધ કહેવાય. પણ ખાસા જાડાજબરા હતા, મારા જેવા પાંચ સાતને તો સફાચટ કરી દે. હું તો રહ્યો મહાત્મા. મારા શરીરમાં કશી તાકાત નહીં. ગભરાટમાં પડું તો મારું શું થાય? એટલે મેં તેમને હસીને કહ્યું કે શું મારે તમારા કહેવાથી જવું? હું કોની કોની વાત સાંભળું? કોઈ કહે છે અહીં જ રહો, કોઈ કહે છે અહીંથી જાઓ. કોઈ આવીને દાટી આપે છે. કોઈ ગાળો દે છે. કોઈ વળી વખાણ પણ કરે છે, તો મારે શું કરવું? ઈશ્વર મને જેવી આજ્ઞા આપે છે તેમ હું ચાલું છું. તમે કહેશો કે હું ઈશ્વર ફીશ્વરને માનતો નથી. તો કંઈ નહીં તો એટલું તો કરો કે મને મારા દિલમાં આવે તેમ કરવા

હો. તમે કહી શકો કે ઈશ્વર તો અમે છીએ. પણ પછી પરમેશ્વર ક્યાં જશે? ઈશ્વર તો એક જ છે. હા, એટલું ખરું કે પંચ પરમેશ્વર છે. પણ આ તો કંઈ પંચને ફેંસલો આપવાનો નથી. દુખિયાંનો બેલી પરમેશ્વર છે પણ દુઃખી જાતે પરમાત્મા નથી. હું જ્યારે દાવો કરું છું કે હરેક સ્ત્રી મારી સગી બહેન છે, સગી દીકરી છે ત્યારે તેમનું દુઃખ તે મારું દુઃખ હું સમજું છું. તમે એમ શા સારુ માનો છો કે તમારું દુઃખ હું નથી જાણતો, તમારું દુઃખ નથી સાંભળતો, તમારા દુઃખમાં ભાગ નથી ભરતો? તમે એવું શા સારુ માનો છો કે હિંદુ ને શીખનો હું દુશ્મન છું ને મુસલમાનોનો મિત્ર છું? એ ભાઈએ ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું. કોઈ ગાળો સાથે લખે છે, તો કોઈ મને વિવેકથી લખે છે કે અમારો કેડો છોડો. ભલે અમે દોજખમાં પડીએ. તમને અમારી શી પડી છે? તમે હવે જાઓ. પણ કોઈના કહેવાથી મારાથી કેમ ભાગી જવાય? કોઈના કહેવાથી હું સેવક નથી બન્યો. અને કોઈના કહેવાથી હું સેવક મટી નથી શકતો. ઇશ્વરની ઇચ્છાથી હું જેવો છું તેવો બન્યો છું. તેને જે કરવું હશે તે કરશે. તેને ગમે તો મારી શકે. મારી સમજ પ્રમાણે હું ઈશ્વરની વાત માનીને ચાલું છું. હું હિમાલય કેમ નથી જતો? હા, ત્યાં રહેવાનું મને ગમે. એવું પણ નથી કે ત્યાં મને ખાવાપીવાનું ને પહેરવાઓઢવાનું નહીં મળે. ત્યાં જવાથી શાંતિ પણ મળે. પણ હું અશાન્તિમાંથી શાંતિ શોધું છું અથવા એ અશાન્તિની આગમાં બળી મરવા માગું છું. મારો હિમાલય અહીં જ છે. તમે બધા હિમાલય જાઓ તો મનેયે સાથે લઈ જજો!

## રોટીની મજૂરી

મારી પાસે ફરિયાદો આવે છે ને તે સાચી હોય છે કે અહીં જે શરણાર્થીઓ પડ્યા છે તેમને ખાવાનું આપવામાં આવે છે, પીવાનું આપવામાં આવે છે, જે બની શકે તે બધું તેમને માટે કરવામાં આવે છે; પણ તેમને હાથપગ હલાવી મજૂરી કરવી ગમતી નથી. તેમને કામ કરવાનું ગમતું નથી. જે લોકો એમની સેવા કરે છે તેમણે એક લાંબી ફરિયાદ તેમની સામે લખીને મોકલી છે. તેમાંની આટલી જ મેં તમને સૌને જણાવી. હું કહી ચૂક્યો છું કે શરણાર્થીઓએ

પોતાનું દુઃખ મટાડવું હોય, દુઃખમાં પણ હિંદુસ્તાનની સેવા કરવી હોય, અને સાથે સાથે પોતાનું પણ કલ્યાણ કરવું હોય તો તેમણે કામ કરવું જ જોઈએ. દુઃખી થયા તેથી એવો હક નથી મળી જતો કે કામ ન કરવું ને રંગરાગ ઉડાવવા. ગીતામાં કહ્યું છે કે યજ્ઞ કરો ને ખાઓ. યજ્ઞ કરો ને જે શેષ રહે તે ખાઓ. આ મારે માટે છે ને તમારા સૌને માટે નથી એવું નથી. એ સૌને માટે છે. જે લોકો દુઃખી શરણાર્થી છે તેમને માટે પણ છે. એક માણસ કશું કરે નહીં, બેઠો રહે ને ખાય એ કામ ચાલે? કરોડપતિ પણ કામ ન કરે ને ખાય તો તે નકામો છે, ભૂમિને ભારરૂપ છે. જેની પાસે પૈસો છે તે પણ મહેનત કરીને ખાય તો જ ચાલે. હા, કોઈ લાચાર હોય, અપંગ હોય, પગ ન ચાલતા હોય, આંખો ગઈ હોય, વૃદ્ધ હોય તો જુદી વાત છે. પણ જેનું શરીર સબધું છે તે કેમ કામ ન કરે? જેનાથી જે થઈ શકે તે કામ કરો. છાવણીઓમાં જે સશક્ત લોકો પડ્યા છે તેમણે પાયખાનાં સાફ કરીને મેલું દાટવું જોઈએ. તેમણે રેંટિયા ચલાવવા જોઈએ. જે કામ થઈ શકે તે કરે. જેમને કામ ન આવડતું હોય તે બાળકોને ભણાવે. એવી રીતે કામ કરો. પણ કોઈ કહેશે કે કેમ્બ્રિજમાં જેવું ભણવાનું મળે છે તેવું ભણાવો, તો તેવું ક્યાંથી થાય? હું ને મારા બાપ કેમ્બ્રિજમાં ભણેલા છીએ. હવે મારા છોકરાંઓને પણ ત્યાં મોકલો, તો એ તો કેમ બનશે? મારું એટલું જ કહેવું છે કે જેટલા શરણાર્થી છે તે કામ કરે ને એમણે કામ કરવું જ જોઈએ.

### ખેડૂતો

એક સજ્જન આજે મારી પાસે આવ્યા હતા. એમનું નામ તો હું વીસરી ગયો છું. એમણે ખેડૂતોની વાત કરી. મેં તેમને કહ્યું કે મારું ચાલે તો આપણો વડો હાકેમ ગવર્નર–જનરલ પણ ખેડૂત હોય, આપણો વડો પ્રધાન ખેડૂત હોય, બધા જ ખેડૂત હોય. આનું કારણ એ કે અહીંનો, આ મુલકનો રાજા ખેડૂત છે. મને બચપણમાં એક કવિતા ભણાવવામાં આવી હતી કે "હે ખેડૂત તું બાદશાહ છે." ખેડૂત જમીનમાંથી પેદા ન કરે તો આપણે ખાઈશું શું? હિંદુસ્તાનનો સાચો રાજા ખેડૂત છે. પણ આજે આપણે તેને

ગુલામ બનાવીને બેઠા છીએ. આજે ખેડૂત શું કરે? બી. એ. બને? એવું થાય એટલે તે ખેડૂત મટચો. પછી તે કોદાળી નહીં ઊંચકે. જે આદમી પોતાની જમીનમાંથી પેદા કરીને ખાતો હોય તે જનરલ બને, પ્રધાન બને, તો હિંદની સૂરત પલટાઈ જાય. આજે જે સડો છે તે બધો નાબૂદ થાય.

### મદ્રાસમાં ખોરાકની તંગી

અંતમાં ગાંધીજી બોલ્યા કે મદ્રાસમાં અન્નની તંગી છે. ત્યાંની સરકાર તરફથી એક માણસ જયરામદાસ પાસે આવ્યો છે. તેણે તેમને જણાવ્યું કે મદ્રાસ પ્રાંતને માટે ખોરાકનો બંદોબસ્ત કરો. મને મદ્રાસવાળાની આ વલણથી દુ:ખ થયું. મદ્રાસના લોકોને હું કહેવા ઇચ્છું છું કે મગફળી, નારિયેળ, અને બીજા ખોરાકના પદાર્થો તમે તમારે ત્યાં પૂરતા પ્રમાણમાં પેદા કરી શકો. તમારે ત્યાં તો મચ્છી પણ ખૂબ મળે છે. તમારે ત્યાંના મોટા ભાગના લોકો તો એના પર જ જીવે છે. તો પછી અન્નની ભીખ માગવાને તમે બહાર શા સારુ જાઓ? પણ તમે ચોખાનો આગ્રહ રાખો ને તે પણ પાલીસ કરેલા સફેદ ચોખા, જેમાં બધાં પોષક તત્ત્વો બળી ગયેલાં હોય છે તે અને ચોખા ન મળે તો ઘઉં માગો એ બરાબર નથી. ચોખાના લોટમાં મગફળી અથવા કોપરાંની ભૂકીનું મિશ્રણ કરી તમે દુકાળ આવતો રોકી શકો. તમારે ખરી જરૂર આત્મવિશ્વાસ અને શ્રદ્ધા રાખવાની છે. મદ્રાસીઓને હું બરાબર ઓળખું છું. દક્ષિણ આફ્રિકામાં મદ્રાસ પ્રાંતની બધી ભાષા બોલનારા લોકો મારી સાથે હતા. સત્યાગ્રહની કૂચ વખતે રોજ રૅશનમાં એમને દોઢ રતલ રોટી અને એક ઔંસ ખાંડ આપવામાં આવતી હતી. પણ રાતે એ લોકો જ્યાં મુકામ કરતા ત્યાં આસપાસની જંગલની વનસ્પતિમાંથી ખાવા જેવું ચૂંટી લાવી મોજથી ગાતા ગાતા તેને રાંધીને ખાતા. એ જોઈ મને ભારે નવાઈ લાગતી. આવી સૂઝબૂજવાળા લોકો કદી લાચાર કેમ બને? એટલી વાત સાચી કે કૂચમાં અમે બધા મજૂરો હતા. ઈમાનદારીથી મજૂરી કરવામાં જ આપણી મુક્તિ અને આપણી જરૂરિયાતને પૂરી પાડવાની શક્તિ ભરેલી પડી છે.

# સૂચિ

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| સમૂળી ક્રાન્તિ | ૧–૮–૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦–૬–૦ |
| બાપુની ઝાંખી | ૧–૦–૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૧૪-૦ |
| ગીતામંથન | ૨–૮–૦ |
| જીવનશોધન | ૨–૮–૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧–૪–૦ |
| પ્રેમપન્થ – ૨ | ૦–૪–૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬–૦–૦ |
| જીવનસંસ્કૃતિ | ૫–૦–૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧–૪–૦ |
| સ્મરણયાત્રા | ૨–૦–૦ |
| લોકમાતા | ૧–૪–૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬–૦–૦ |
| યંત્રની મર્યાદા | ૧–૦–૦ |
| યંત્રો સામે બળવો | ૦-૧૦-૦ |
| આશ્રમી કેળવણી | ૪–૮–૦ |
| કળા એટલે શું? | ૩–૮–૦ |
| હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪–૦–૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩–૦–૦ |
| આધુનિક ભારત | ૬–૦–૦ |
| ઇન્દુને પત્રો | ૧–૦–૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન – ખંડ ૧ | ૫–૦–૦ |
| ” ” ” – ખંડ ૨ | ૬–૦–૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦–૩–૦ |
| જીવનનાં ઝરણાં | ૨–૮–૦ |
| હિંદનો કોમી ત્રિકોણ | ૩–૦–૦ |
| હિંદ–બ્રિટનનો નાણાવ્યવહાર | ૦-૧૦-૦ |